# પ્રકાશકનું નિવેદન

"વિવિધ ગ્રંથમાળા" ના સં. ૧૯૯૧ ના સળંગ અંક ૨૭૩ થી ૨૭૬ રૂપે આદર્શ ચરિત્રોનો આ સંગ્રહ આજે પ્રસિદ્ધ થાય છે. સં. ૧૯૯૧ ના વર્ષનું એ છેલ્લું પુસ્તક છે.

પુસ્તકની શરૂઆતમા પ્રાચીન કાળથી લઇને અત્યારપર્યંતના હિંદુ આદર્શ દર્શાવતાં ૩૨ ચરિત્રો અપાયા છે. તે પછી મુસ્લીમ તવારીખમાંનાં ઉજ્જ્વલ દૃષ્ટાંતરૂપ આઠ ચરિત્રો અપાયાં છે અને પછી ખ્રિસ્ત સંપ્રદાયના પ્રાચીન અર્વાચીન ૯ ચરિત્રો અપાયાં છે અને છેવટના ભાગમા ચિન-જાપાન દેશનાં ત્રણ ચરિત્રો અપાયા છે. આમ આ પુસ્તકમાં કુલ બાવન ચરિત્રો સંગ્રહાયેલા જણાશે.

આ બાવન ચરિત્રોમા ભિન્ન ભિન્ન સંસ્કૃતિઓનો ઉત્તમ મેળ સધાયો છે; અને એ સંસ્કૃતિઓ તે હિંદુ સંસ્કૃતિ, મુસ્લીમ સંસ્કૃતિ, ખ્રિસ્ત સંસ્કૃતિ અને ચિન-જાપાન દેશની સંસ્કૃતિ. આ સર્વ ચરિત્રો વાંચવાથી વાચકને તે તે સંસ્કૃતિઓનો ઠીક ઠીક પરિચય પ્રાપ્ત થશે, અને ઉચ્ચ આદર્શો પણ જાણવા મળશે.

આ પુસ્તકમા અપાયેલા કેટલાંક ચરિત્રો હિંદી ભાષામાજ અપાયેલા જણાશે. એ ચરિત્રો એજ ભાષામા અપાવાનો હેતુ વાચકવર્ગને હિંદી ભાષાનો કંઇક પરિચય કરાવવાનો છે. આજે હિંદી ભાષાને રાષ્ટ્રભાષા તરીકે પ્રચલિત કરવા માટે દેશભરમાં પ્રયત્નો ચાલી રહ્યા છે, અને રાષ્ટ્રભાષા હિંદી બને એ અત્યંત આવશ્યક પણ છે. અગાઉ પ્રકટ થયેલા શુભ સંગ્રહના ભાગોમાં પણ કેટલાક હિંદી લેખો સંગ્રહાયલા તેમા પણ એજ હેતુ સમાયેલો હતો. આશા છે, આ સંગ્રહમાંથી પણ વાચકવર્ગ હિંદી ભાષાનો ઠીક ઠીક પરિચય પામશે.

આ સંગ્રહમાં દરેક ચરિત્રના નામની નીચે તે તે ચરિત્રના લેખકનું નામ બનતા સુધી અપાયેલું છે; ઉપરાંત ચરિત્ર પૂરું થતા તેને છેડે તે જેમાથી લેવાયું છે તે પણ જણાવ્યું છે. અહીં તે તે લેખક-પ્રકાશક બંધુઓનો ઉપકાર માનવામા આવે છે.

આ પછીના પૃષ્ઠમાં અપાયેલ શુદ્ધિપત્ર મુજબ સુધારી લીધા પછીજ પુસ્તક વાંચવું ઘટે.

ફાગણ સુદી ૭—સં. ૧૯૯૨ ભિક્ષુ—અખંડાનંદ

# શુદ્ધિપત્ર

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૩ | ૨૬ | પ્રાચીન રાજા બર્હિ | પ્રાચીનબર્હિ રાજા |
| ૫ | ૧૩ | હિરણ્યનાભા | હિરણ્યનાભ |
| ૭ | ૩૦ | રૈમ્ય | રૈભ્ય |
| ૧૨ | ૨૪ | सांख्यतत्त्वेसमासं | सांख्यत्त्वसमासं |
| ૧૫ | ૨૩ | रवितुस्यरूपः | रवितुल्यरूपः |
| ૧૬ | ૨૩ | વશ | દશ |
| ૧૯ | ૧૯ | મૌલિકા | મૌલિક |
| ૨૭ | ૨૬ | ઉપરિચર, વસુ, | ઉપરિચરવસુ, |
| ૩૧ | ૧૧ | किंचिदचशब्दितम् | किंचिदपशब्दितम् |
| ૩૩ | ૭ | घातयन्ति | नाशयन्ति |
| ૩૫ | ૨૫ | ગણતા | ગણાતા |
| ૩૮ | ૨ | वंस्यन्तु | वत्स्यन्ति |
| ૪૧ | ૧૬–૧૭ | નિમણુ | નિમંત્રણ |
| ૪૯ | ૧૭ | લંકાકાધીશ | લંકાધીશ |
| ૬૦ | ૨૧ | ઉચ્ચાર્યાં: | ઉચ્ચર્યાં: |
| ૬૫ | ૩ | યથા બન્નેય; | યથા; બન્નેય |
| ૭૬ | ૭ | કબજાના | કબજાની |
| ૭૮ | ૧૮ | ગિવાર્ણ | ગીર્વાણ |
| ૮૬ | ૧૪ | રાજ્યભિષેક | રાજ્યાભિષેક |
| ૯૭ | ૨૦ | પાતકા | પાતક |
| ૧૦૮ | ૧૭ | ધ્રતતી | ધ્રતની |
| ૧૧૦ | ૨૦ | करिवरयर | करिवरकर |
| ૧૧૦ | ૨૫ | બાંધે | જાંધે |
| ૧૧૧ | ૨૫ | મી | બી |
| ૧૩૭ | ૧૬ | ચને | અને |
| ૧૪૧ | ૧૭ | એ | એક |
| ૧૪૭ | ૧૯ | કહે | કહી |
| ૧૭૫ | ૩૦ | કૃતકૃત્યા | કૃતકૃત્યતા |
| ૧૭૮ | ૭ | બાતાવ્યું | બતાવ્યું |
| ૧૮૮ | ૧૯ | ગૌરવંતુ | ગૌરવવંતુ |

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૯૫ | ૨૭ | ભગવનના | ભગવાનના |
| ૧૯૮ | ૧૯ | નચવા | નાચવા |
| ૨૦૧ | ૨૫ | સેભગવાન | ભગવાન |
| ૨૦૪ | ૧૯ | પાઠશાળમાં | પાઠશાળામા |
| ૨૦૫ | ૨૩ | चिरजेत | चिरजेत् |
| ૨૦૯ | ૨૭ | મસ્તીયાં | મસ્તીમાં |
| ૨૧૧ | ૯ | क्षेत्रे- | क्षेत्रा– |
| ૨૧૨ | ૧૪ | એમ ને એમ ને | એમ ને એમ |
| ૨૧૭ | ૨ | वैराग्प | वैराग्य |
| ૨૨૪ | ૩૨ | ધરાવવમાં | ધરાવવામાં |
| ૨૨૬ | ૧૯ | ચંદ્રભાગનાજ | ચંદ્રભાગાનાજ |
| ૨૪૨ | ૨૪ | मित्रयारीनो | मित्राचारीनो |
| ૨૪૪ | ૮ | टिकटि | टिकिट |
| ૨૪૫ | ૫ | तिरुवमलैमां | तिरुवनमलैमा |
| ૨૪૮ | ૭ | तिरुवनयलैमा | तिरुवनमलैमां |
| ૨૫૦ | ૧૯ | ટીકાકર | ટીકાકાર |
| ૨૫૩ | ૪ | विरुपक्ष | विरुपाक्ष |
| ૨૫૬ | ૪ | वपुरुपसृतरेणुः | वपुरुपसृतरेणुः |
| ૨૫૭ | ૪ | रेणुमिः | रेणुभिः |
| ૨૯૦ | ૨૩ | યમુના | યમુના |
| ૩૦૩ | ૨૩ | બનનાવવાનું | બનાવવાનું |
| ૩૦૪ | ૬–૭ | કારીગગરોમાં | કારીગરોમા |
| ૩૦૮ | ૨૨ | કમખ્તી | કમબખ્તી |
| ૩૧૩ | ૪ | દલાભાઇએ | દલાભાઇને |
| ૩૩૩ | ૨૭ | તૂકત | તૂતક |
| ૩૮૦ | ૨૨ | પોતપેતાના | પોતપોતાના |
| ૪૦૧ | [illegible] | સાહેએ | સાહેબ |
| ૪૩૩ | ૨૯ | એકસદથી | એકસદમી |
| ૪૫૨ | ૩ | આવ્યુંજ | આપ્યુંજ |
| ૪૯૮ | ૩૦ | निराधार | निर्धार |
| ૫૦૯ | ૪ | निराधार | निर्धार |
| ૫૧૨ | ૨૨ | ઉપાસગણ | ઉપાસકગણ |

# अनुक्रमणिका

# श्रीरामायणनुं महत्त्व



**प्रीति करै रामायण माहीं, तेही सम भाग्यवंत कोउ नाहीं ॥**

"રામાયણ, એ જગતમા જેનો જોટો મળતો નથી એવો અનન્ય સાહિત્યગ્રંથ છે." **વિવેકાનંદ**

"રામાયણથી ભારતવર્ષનો સ્વાર્થપરાયણતાનો દોષ જેટલો દૂર કરાયો છે, તેટલો કોઈ પણ નીતિવેત્તા, ધર્મવેત્તા, સમાજસુધારક, રાજપુરુષ કે રાજાથી પણ દૂર કરાયો નથી." **બંકિમચંદ્ર**

"કાવ્યના બને અંગ—કવિ અને નાયક—ની બાબતમા રામાયણના જોટાનો કોઇ પણ ગ્રંથ કોઇ દેશમા મળે તેમ નથી. રામચંદ્ર સમાન પ્રખર સામર્થ્યવાળો તથા ઉદાત્ત નીતિવાળો કોઇ પણ પુરુષ જગતભરના ઇતિહાસમા દેખાતો નથી, તેમ મહર્ષિ વાલ્મીકિ અને તુલસીદાસજી જેવી દિવ્ય પ્રતિભા તથા ઉચ્ચ કલ્પનાવાળા કવિ પણ કોઇ જણાતા નથી. હોમર તથા વર્જીલના "ઇલિયડ" તથા "ઇનીડ" અને મિલ્ટન કવિનો 'પેરેડાઇઝ લૉસ્ટ' પાશ્ચાત્યોમા ઉત્તમ ગણાય છે, પરંતુ એ બધા ગ્રંથો કરતા રામાયણ ગ્રંથ કેટલો બધો શ્રેષ્ઠ છે! કદાચ કોઈ કાવ્યશક્તિમા હોમર વગેરેને વાલ્મીકિની બરોબરીએ બેસાડે; પણ તેઓના કાવ્યનાયકો ઍકિલિસ વગેરે નીતિની દૃષ્ટિએ તો રામાયણના રામચંદ્રાદિ કરતા બહુ ઉતરતા છે. સારાશ કે, રામાયણ માટે આર્ય લોકો જે અભિમાન ધરે છે તે યોગ્યજ છે." **ચિંતામણ વિ. વૈદ્ય**

"રામાયણને વાચીને અમે કંઇકના કંઇક બની રહીએ છીએ. અમારામા ઉચા ઉચા ખ્યાલ ઉપજી મનુષ્યના ભૂષણરૂપ સદ્ગુણો આવી હાજર થાય છે. સત્યાચરણ, પિતૃભક્તિ, પતિવ્રતાધર્મ, પતિકર્તવ્ય, પિતામાતાનો સ્નેહ, વિનય, ધીરજ, દયા, સારાશ કે માનુષી ગુણોનું એવું કોઈ ચિત્ર નથી કે જેનુ યથાર્થ રૂપ કવિએ પોતાની જાદુભરી કલમ વડે આમા આલેખ્યું નથી." **મિ. ગ્રિફિથ**

"રામાયણ એ કહેવામા તો એક મહારાજાનુ જીવનચરિત છે; પરતુ વાસ્તવમા તો એ ગ્રંથ આ સંસારના મળનો નાશ કરનારા અગ્નિરૂપ છે. એ અંધકારમા પ્રકાશ, સ્ત્રીઓનો ધર્મ, પુરુષોનું પૌરુષ, બ્રાહ્મણોનુ બ્રહ્મતેજ, ક્ષત્રિયોનો ક્ષાત્રધર્મ, વૈશ્યોનું ધન, શૂદ્રોનો ધર્મ અને ગૃહસ્થાશ્રમી નરનારીઓનો સુખદીપક છે. એ ગ્રંથરૂપી તેજસ્વી દીપક હાથમા રાખીને જે કોઇ તેના પ્રકાશમા ચાલે છે તે જીવનયુદ્ધમાં કદી પણ હારવાનો નહિ." **સંતરામ શર્મા**

"એમા સ્ત્રીસમાજની શક્તિ, પવિત્રતા તથા મહત્તા વિષે જેવો

પ્રકાશ સમાયેલો છે; તેવો બીજા કોઇ પણ ગ્રંથમાં નથી દેખાતો."

"મેં મારી કોમના કેટલાય વિવાહોમાં કન્યાઓને રામાયણ દહેજમાં આપી છે, કે જેથી તે પતિવ્રત ધર્મ પાળનારી થઇને સ્ત્રી-જાતિની મહત્તા માટે ગર્વ રાખે. આથી જોકે મારી જ્ઞાતિએ તો મને કલંકિત કરવાનું બીડું ઉઠાવેલું, પરંતુ મેં સ્પષ્ટ કહી દીધું કે રામાયણ કંઈ માત્ર હિંદુસમાજનો ગ્રંથ નથી, પણ આખી દુનિયાના માણસોની સંપત્તિ છે. × × હાલમાં પશ્ચિમની સભ્યતાએ ભારતીય આદર્શની ભવ્યતાને ટાળવા–ભૂંસવામાં કસર નથી રાખી; અને તેથી અમારી નૈતિક શકિત પ્રાયઃ બધાંજ ધર્મકાર્યોને માટે ક્ષીણ થતી ચાલી છે." સૈયદ કાસીમઅલી સાહિત્યાલંકાર

---

## ગ્રંથસેવનનો મહિમા

**યસ્યાસ્તિ સદ્ગ્રન્થવિમર્શભાગ્યં, કિં તસ્ય શુષ્કૈશ્ચપલાવિનોદૈઃ ॥**

અર્થાત્ જેને સારા સારા ગ્રંથો વાંચવા વિચારવાનું સદ્ભાગ્ય મળેલું હોય, તેને ચપળાના (લક્ષ્મીના–સ્ત્રીના) શુષ્ક વિનોદ શી ગણતરીમા છે ?

"તમે ગમે તેવી નવલકથાઓ અને બીજું જે આવ્યું તે વાંચવા મંડી પડો છો, પણ એવું તો તમે થોડું વાચો તેમજ સારૂં. ગીતાજી વાંચો, વેદાંતનાં બીજાં પુસ્તકો વાંચો; કેમકે તેની આખા જીવન સુધી જરૂર છે." સ્વામી વિવેકાનંદ

"પુસ્તકોમાં હું ગુંથાયેલો રહી શકતો તેથી મને બે માસ વધારે જેલ મળત તોપણ હું કાયર થાત નહિ; એટલુંજ નહિ પણ મારા જ્ઞાનમાં ઉપયોગી વધારો કરી શકવાથી હું ઉલટો વધારે સુખ-ચેનમાં રહેત. હું માનું છું કે, જેને સારાં સારાં પુસ્તકો વાંચવાનો શોખ છે, તે ગમે તે જગ્યાએ એકાંતવાસ સહેલાઇથી વેઠી શકે છે. × × એક પછી બીજું, એમ પુસ્તકો વાંચતા છેવટે તમે અંતર્વિચાર પણ કરી શકશો." મહાત્મા ગાંધીજી

એ સોનાની ખાણ છે અને પુસ્તકો તે તેમાંથી બનાવેલા આપણને બંધબેસતા થાય તેવા દાગીના છે; જ્ઞાન એ મોટામાં મોટી કિંમતી નોટો છે અને પુસ્તકો તે આપણા રોજના ઉપયોગમાં આવી શકે એવા ચલણી સિક્કાઓ છે; જ્ઞાન એ વાયુ છે અને પુસ્તકો તે એ વાયુને ખેંચી લાવી ઠંડક આપનાર પંખાઓ છે; જ્ઞાન એ અગ્નિ છે અને પુસ્તકો તે એ અગ્નિથી પ્રકટાવેલા દીવા છે; જ્ઞાન એ પૃથ્વી છે અને પુસ્તકો તે આપણને રહેવા લાયક મકાનો છે; જ્ઞાન એ અનાજનો ભંડાર છે અને પુસ્તકો તે રોટલા છે; જ્ઞાન તે મેઘ છે અને પુસ્તકો તે આપણા ઘરમા રહી શકે તેવા પાણીભરેલા માટલા છે; અને જ્ઞાન તે સર્વશક્તિમાન પરમાત્મા છે અને પુસ્તકો તે એનો રસ્તો દેખાડનાર પૂજનીય દેવો છે." સ્વ. પઢિયાર

"મને પુસ્તકો વાચવાથી જેવો આનંદ મળે છે તેવો આનંદ આ જગતમાં બીજા કોઈ પણ કામમા નથી મળતો. × × × માતૃભાષામા વિવિધ જ્ઞાન આપનારા ગ્રંથોનો પ્રચાર થયા વિના કોઇ પણ પ્રજા ઉન્નતિ પામી શકતી નથી અને જાતીય ભાવના (સ્વદેશપ્રીતિ) પણ મેળવી શકાતી નથી.× × × બધી જાતની ઉન્નતિનું મૂળ જ્ઞાનની ઉન્નતિમા છે. પશુ આદિના જેવી ઇંદ્રિયતૃપ્તિ સિવાયનું બીજું કોઇ પણ એવું સુખ તમે નહિ બતાવી શકો કે જેનું મૂળ જ્ઞાનની ઉન્નતિમા રહેલું ન હોય. × × × સાહિત્ય–ઉદ્યાનના ચતુર માળી થવાનું સુભાગ્ય જેને પ્રાપ્ત થયું હોય અથવા જેનું મન સદૈવ સાહિત્યસરોવરના કમળોની મધુર સુગંધથી મસ્ત બનવા લાગ્યું હોય, તેને તો સાહિત્ય સિવાયનાં સ્વર્ગીય સુખો પણ તુચ્છજ લાગે છે." બંકિમચંદ્ર

"ગરીબોને દરિદ્રતામાંથી છોડાવવાની, દુઃખીઓનાં દુઃખ દૂર કરવાની, શરીર તથા મનનો થાક ઉતારવાની અને માંદાઓનું દર્દ ભૂલાવી દેવાની ગ્રંથોમાં જેટલી શક્તિ છે, તેટલી શક્તિ ઘણું કરીને બીજી કોઈ ચીજમાં નથી." માર્ડન

"પુસ્તકોપ્રત્યેનો સ્નેહ એ ઈશ્વરી રાજ્યમાં પહોંચવાનો પરવાનો છે."

"ખરાબ ચોપડીઓનુ વાચન, એ તો ઝેર પીવા સમાન છે."

"મહેલોથી તથા ધનવૈભવના અખૂટ ભંડારથી જે સંતોષ તમને નહિ મળે, તે સંતોષ તમને ઉત્તમ પુસ્તકોથી પ્રાપ્ત થશે."

"લીલા વનમા ભૂખે મરનાર પશુમાં અને આટલાં આટલાં વાંચવાનાં સાધન છતાં જ્ઞાનહીન રહેનાર મનુષ્યમાં શું તફાવત ?"

"સહવાસથી જેમ માણસના ગુણની અને પ્રકૃતિની પરીક્ષા થાય છે, તેમ જે પુસ્તકોનો તેને શોખ હોય છે તે ઉપરથી પણ તેના વિષે અનુમાન થાય છે."

"એકાદ ઉત્તમ ગવૈયો ઈચ્છે ત્યારે જેમ પોતાના વાજીત્રમાંથી ચહાય તે સ્વર કાઢી આનંદ લે છે, તેમ એક વાચનાર પણ જ્યારે ઇચ્છે ત્યારે એકાદ ઉત્તમ ગ્રંથમાંથી પોતાને મનગમતો અવાજ કાઢી આનંદમગ્ન થઈ શકે છે"

"અવકાશની એકાદ ક્ષણનો પણ ઉપયોગ કરી લેવા માટે ગ્લેડસ્ટન જેવો પ્રતિભાશાળી પુરુષ પણ ગજવામાં સદાય એકાદ પુસ્તક લઈને ફરે, તો પછી આપણા જેવાઓએ તો ખુલ્લી વૃથા જતી કિંમતી ક્ષણોને બચાવવા માટે શું ન કરવું જોઇએ ?"

"ખોરાક વિનાના શરીરની પેરે જ્ઞાન વિનાનું મન પણ નિર્માલ્ય છે એ જ્ઞાનને મેળવવાનું સર્વોપરિ સાધન વાચન હોવાથી જે ઘરમાં સારા પુસ્તકો નથી, તે ઘર ઘર નહિ પણ નિર્માલ્ય તનમનવાળા જીવતા મુડદાઓને રહેવાની ઘોરજ છે"

એક વિદ્વાન ટીકજ કહે છે કે, વાચવાની હોંશ છોડી દેવાના બદલામાં કોઇ મને આખા હિંદુસ્તાનની સંપત્તિ આપે, તોપણ હું તેને કદી છોડું નહિ"

"પુસ્તકો તરુણાવસ્થામાં સુમાર્ગ દેખાડે છે, વૃદ્ધાવસ્થામાં મન રંજન કરે છે અને ઉદાસીને વખતે સમાધાન કરીને આપણું જીવન આપણને નકામું લાગવા દેતા નથી વળી તે આપણી ચિંતા તથા ક્રોધાદિને શાંત કરી નિરાશાનો નાશ કરે છે"

"એક પાશ્ચાત્ય પંડિતનો તો એટલે સુધી મત છે કે 'માણસને લૂગડાલત્તાની જેટલી જરૂર નથી તેટલી પુસ્તકોની છે' તે પોતે પણ જરૂરના પુસ્તકો ખરીદી લેતા સુધી લૂગડાં લેવાનું મુલતવી રાખતો તેને સિસેરોના પુસ્તકો બહુ ગમતા તે વાંચતો ત્યારે ત્યારે 'હું વધારે સારો થયો છું' એમ તેને લાગતું"

"ઉત્તમ ગ્રંથો, તેનું સેવન કરનારાઓમાં ધર્મ, નીતિ, ચાતુર્ય, પ્રતિભા, શૌર્ય, ધૈર્ય તથા પરોપકારવૃત્તિને વિસ્તારે છે, અને જેમ જેમ એ દૈવી ગુણોની સત્તા જામતી ચાલે છે, તેમ તેમ દુનિયાને પીડારૂપ આસુરી ભાવોની જડ નાશ પામતી જાય છે"

"ગ્રંથોની ઓરડીમાં ગયા પછી તમે એને હાથ નહિ લગાડો તોપણ એ ગ્રંથોજ માનસવાણીથી તમને કહેશે કે 'અમારામાં પુષ્કળ જ્ઞાન ભર્યું છે તે લ્યો અને વાપરો, એટલે તમારૂં કલ્યાણ થશે" શું આ માનસવાણી ઓછી કિંમતી છે?"



# उत्तम चरित्रोना फायदा

## ( અનુભવીઓના ઉદ્‌ગાર)

"જીવનચરિત્ર એ એક પ્રકારનુ દર્પણ છે. જેમ અરીસામા મનુષ્ય પોતાની મુખાકૃતિમા ખાપણ જુએ છે, ત્યારે તે ખાપણને કાઢી નાખવા અને કાંતિમા વધારો કરવા પ્રયત્ન કરે છે, તેમ ચરિત્રરૂપી આરસી વડે પોતાના સ્વભાવમા વળગેલા ભૂષણદૂષણ-ગુણદોષ વગેરે તેના જોવામા આવે છે, અને તેમ થતા દૂષણનો ક્ષય અને ભૂષણમા વૃદ્ધિ કરવાને તે જાગ્રત થાય છે. વળી જે કામ ઉપદેશ અથવા બોધ કરવાથી નથી બનતુ, તે કામ જીવનચરિત્ર સહેલાઇથી પાર પાડી શકે છે. અતિશ્રમ લઇ વિદ્યા ભણો, દેશાટન કરો, સ્વદેશહિતેચ્છુ થાઓ, પ્રેમશૌર્ય દાખવો, એવા એવા ઉપદેશોથી જેવી અને જેટલી અસર થાય છે, તેના કરતા એવા ગુણોથી અ કિત થએલા અસામાન્ય માનવીઓના ચરિત્ર વાચવા-સમ જવાથી ઘણીજ વધારે અસર થાય છે. અર્થાત્ તેના અંત કરણમા આબાદ અને ઉ ડી છાપ પડે છે, અને પછી તે એવો દિવ્ય માનવી બનવાને ઉત્તેજિત થઇ આગળ વધે છે."

* * * *

" ચરિત્રોના વાચનથી આપણુ ચૈતન્ય સતેજ થાય છે, આપણી આશામા જીવન આવે છે, આપણામા નવુ કૌવત, હિંમત અને શ્રદ્ધા આવે છે, આપણે આપણા ઉપર તેમજ બીજાઓ ઉપર શ્રદ્ધા રાખીએ છીએ, આપણામા મહત્ત્વાકાક્ષા જાગે છે; આપણે રૂડા કાર્યોમા જોડાઇએ છીએ; અને મોટાઓના કામોમા તેમની સાથે જોડાઇ ભાગીદાર થવાને ઉત્તેજાઇએ છીએ. આ પ્રમાણે ઉત્તમ જીવનચરિત્રોના સહવાસમા રહેવુ, જીવવુ અને તેમના દાખલા-દૃષ્ટાત જોઇને સ્ફૂર્તિમાન થવું, એ તે તે ઉત્તમ આત્માઓના સમાગમમા આવવા બરાબર અને ઉત્તમ મ ડળના સહવાસમા રહેવા બરાબર છે."

* * * *

"ઉત્તમ ચરિત્રો તેના વાચકને બતાવી આપે છે કે, એક સામાન્ય મનુષ્ય પણ પોતાનુ જીવન કેટલે સુધી ઉત્તમ બનાવી શકે તથા કેવા ઉચ્ચ કાર્ય કરી શકે અને જગતમા કેટલી બધી સારી અસરો ફેલાવી શકે.

* * * *

"મહાન સ્રીપુરુષોના જીવન ચરિત્રોનુ ચિંતન કરાય છે ત્યારે આ વાત બરાબર સમજી શકાય છે કે, મહત્તાનો દરવાજો સર્વને માટે ઉઘાડો છે."



# आदर्श चरित्रसंग्रह

## १–महर्षि कपिल

(લેખકઃ-શ્રી. ચતુરસેનજી શાસ્ત્રી.)

મહર્ષિ કપિલ અને તેમના સિદ્ધાંતો બહુ પ્રાચીન છે એ વાત શ્રુતિ, સ્મૃતિ, મહાભારત અને પુરાણોથી સાબીત થાય છે. પ્રસિદ્ધ દીર્ઘાયુ યોગીરાજ ગૌડપાદ સ્વામી જે મહર્ષિ શુકદેવના શિષ્ય હતા અને જે સાંખ્ય-ના સર્વપ્રથમ અને અતિ પ્રાચીન ટીકાકાર થઇ ગયા છે તેમણે વેદાન્ત અને સાંખ્ય પર "માંડૂકયોપનિષદ્ ભાષ્ય" અને સાંખ્ય પર "સાંખ્ય સપ્તતિ ભાષ્ય" નામના બે પ્રખ્યાત ગ્રન્થ લખ્યા છે. મહર્ષિ કપિલને તેઓ બ્રહ્માના પુત્ર માને છે. શ્રીમદ્ ભાગવતમાં કપિલના જન્મની કથા વિસ્તારપૂર્વક આપેલી છે, જેનો સારાંશ આ પ્રમાણે છે.

"બ્રહ્માએ પ્રજાપતિ કર્દમને પુત્ર ઉત્પન્ન કરવાની આજ્ઞા આપી કર્દમ ઋષિ નદીના તીર પર ગયા. ત્યાં તેમણે દશ હજાર વર્ષ સુધી તપશ્ચર્યા કરી. વિષ્ણુએ પ્રસન્ન થઇ વરદાન આપ્યું કે "હમણાંજ અહીંઆં સાર્વભૌમ મનુ સહ-કુટુંબ આવશે. તેમની સાથે તેમની પુત્રી દેવહૂતિ પણ છે. તમે તેમની પાસે દેવહૂતિની માગણી કરજો, હું તેમના

ગર્ભમાં જ્ઞાનોપદેશ માટે જન્મ લઇશ.” તેમણે એ પ્રમાણે કર્યું. કપિલનો જન્મ સરસ્વતીના કિનારે કર્દમ ઋષિના આશ્રમમાં થયો. આ અતિ પ્રાચીન કથા છે, કેમકે સરસ્વતી ગંગા કરતાં પણ પ્રાચીન છે. આ કપિલદેવે સગરના ૬૦ હજાર પુત્રોને બાળી નાખ્યા હતા, એટલે સગરના પૌત્ર ભગીરથે તપ કરીને ગંગાનું અવતરણ કરાવ્યું—આ પ્રમાણેની કથા મળે છે. આજકાલ સરસ્વતી નદીનો પત્તો લાગતો નથી, પરંતુ પ્રાચીન કાળમાં તે પ્રયાગ આગળ ગંગામાં મળી ગઈ હતી, એ પ્રસિદ્ધ છે. કર્દમ ઋષિ પોતાની પુત્રીઓને મરીચિ, અંગિરસ, વસિષ્ઠ, અત્રિ વગેરે પ્રસિદ્ધ ઋષિઓ સાથે પરણાવી તપશ્ચર્યા કરવાને ચાલ્યા ગયા. વાચકોને યાદ હશે કે, આજ ઋગ્વેદના પ્રાચીન ઋષિ છે.

પાછળથી કપિલ પોતે એક મહાન સિદ્ધ પુરુષ થયા, અને તેમણે પોતાની માતા દેવહૂતિને જ્ઞાનોપદેશ આપ્યો, જેથી દેવહૂતિને સિદ્ધિ પ્રાપ્ત થઈ. જે સ્થળ પર આ ઉપદેશ આપવામાં આવ્યો હતો તે સિદ્ધપુરના નામથી ગુજરાતમાં પ્રસિદ્ધ છે. અહીંઆં કપિલ ઋષિનો એક આશ્રમ પણ છે. માતાને જ્ઞાનોપદેશ આપીને કપિલ ઋષિ ઇશાન દિશામાં તપશ્ચર્યા કરવાને ચાલ્યા ગયા.

આ આધારથી કપિલ ઋષિ અંગિરસ વગેરે સપ્તર્ષિઓના સાળા; કશ્યપ, અગસ્ત્ય, દત્તાત્રેય, દુર્વાસા, સોમ વગેરેના મામા; પ્રિયવ્રત અને ઉત્તાનપાદના ભાણેજ; ધ્રુવના દાદાના દીકરા અને શંખનાદના ભાઈ પૂરવાર થાય છે.

ત્યાં કોઇ સ્થળે તપશ્ચર્યા કરતા હતા. અહીંઆં વાંસની બનાવેલી એક નાની પર્ણકુટીને કપિલના આશ્રમ તરીકે ઓળખવામાં આવે છે. અહીંઆં એક ઘસાઈ ગયેલી કપિલની મૂર્તિ છે. તેની ડાબી બાજુએ રાજા ભગીરથ અને જમણી બાજુ રામાનંદ સ્વામીની મૂર્તિઓ છે. આ મૂર્તિઓ પણ એવીજ જૂની અને ઘસાએલી છે. આ રામાનંદ સ્વામીએ ફરીથી આ આશ્રમનો પત્તો મેળવ્યો હતો. આ મૂર્તિ પર જે કંઈ ચઢાવવામાં છે તે અયોધ્યાના સાધુ લે છે.

અહીંઆં ઇંદ્રે ઘોડો ચોરી લાવીને બાંધ્યો હતો. આ સ્થાન દક્ષિણ–પૂર્વ સમુદ્રના કિનારે ક્યાંક સમજવું જોઇએ. અહીંઆં આવી જ્યારે સગરના ૬૦ હજાર પુત્રો (સેનાએ) કોલાહલ મચાવ્યો ત્યારે તેમણે તે બધાને તેમના ક્રોધાનલથી ભસ્મ કરી દીધા હતા. કદાચ તેજ દિવસથી તેમનું નામ "વૈશ્વાનર અવતાર" (અગ્નિપુત્ર) પડયું. આ પછીથી સગરના પુત્ર અંશુમાને જઇ ઋષિને પ્રસન્ન કર્યા અને તેમની સંમતિથી સગરે ગંગા લાવવાનો પ્રયત્ન આદર્યો, જે તેમના પૌત્ર ભગીરથના સમયમાં સફળ થયો. આથી ગંગાજીનું નામ ભાગીરથી પડયું.

સુપ્રસિદ્ધ રાજા ઉપરિચર વસુએ બૃહસ્પતિની આજ્ઞાથી જે અશ્વમેધ યજ્ઞ કર્યો હતો તેમાં કપિલ હાજર હતા; અને શ્રીરામચંદ્રજીએ જે સરયૂના કિનારા પર અશ્વમેધ યજ્ઞ, રાવણના વધના પ્રાયશ્ચિત્ત નિમિત્તે કર્યો હતો તેમાં પણ કપિલ હાજર હતા. વળી પ્રખ્યાત પૃથુરાજાએ જે અશ્વમેધ યજ્ઞ કર્યો હતો તેમાં પણ કપિલ હાજર હતા. આ ઉપરાંત પ્રાચીન રાજા બર્હિ કપિલના આશ્રમમાં તપશ્ચર્યા માટે ગયા હતા. આ કથા હરિવંશ, રામાયણ, મહાભારત, ભાગવત વગેરે ગ્રંથોમાંથી મળી આવે છે. હવે આપણે આ વાત પર વિચાર કરવાનો છે કે "કપિલવસ્તુ નગર" જે બુદ્ધના પિતાની રાજધાની હતી તેનો કપિલાચાર્ય સાથે સંબંધ હોઇ શકે કે કેમ?

વિન્સેન્ટ સ્મિથે પોતાના ઇતિહાસમાં લખ્યું છે કે "આ નગર 'શાક્ય' રાજાએ વસાવ્યું હતું. એ નગર કાશીથી ઇશાન ખૂણામાં ૧૦૦ માઇલ દૂર હતું. અશોક અને હર્ષના રાજ્યનો વિસ્તાર દેખાડતા નકશામાં જે કપિલ-વસ્તુ નગરનું સ્થાન દર્શાવવામાં આવ્યું છે તે કાશીથી ઉત્તરે ૧૫૦–૧૭૫ માઇલ ઉપર હિમાલયના જંગલમાં કૌશલ નગરની રાજધાની શ્રાવસ્તી અથવા કુશલનગરની મધ્યવર્તિની ગંડકી નદીના પશ્ચિમભાગમાં છે.

ગૌતમ બુદ્ધના વખત સુધી–અર્થાત્ ઇ. સ. પૂર્વે ૫૪૩ માં આ નગર ઘણું આબાદ હતું. આનાથી ૫૩ વરસ પહેલાં એટલે ઇ. સ. પૂર્વે ૪૯૦ માં કૌશલ દેશના રાજા "વિરુદ્ધકે" ચઢાઇ કરી આ પ્રાચીન નગરનો નાશ કર્યો અને અનેક બૌદ્ધોની કતલ કરી. આ કપિલવસ્તુની પાસેજ "લુંબિની" નામના વનમાં જ્યાં ગૌતમ બુદ્ધનો જન્મ થયો હતો ત્યાં સમ્રાટ્ અશોકે એક સ્થાન નિર્માણ કર્યું હતું, જે અત્યાર સુધી જેમનું તેમ છે. પ્રસિદ્ધ ચીનાઇ મુસાફર ફાહિયાન જે ઇ. સ. ૪૦૦ માં અર્થાત્ બુદ્ધના સમયથી ૯૦૦ વરસ પછી હિંદમાં આવ્યો હતો તેણે કપિલવસ્તુને ઉજ્જડ સ્થિતિમાં જોયું હતું. એ વખતે પણ ત્યાં ૫–૧૦ બૌદ્ધ ભિક્ષુઓ રહેતા હતા. વળી એથી ૩૦૦ વરસ પછી એટલે ઇ. સ. ૭૦૦ માં જ્યારે ચિનાઇ મુસાફર હુ–એન–સંગ હિંદમાં આવ્યો હતો ત્યારે કપિલ-વસ્તુનું નામનિશાન પણ ન હતું, કેવળ અશોકનો સ્તંભજ હતો. આ પ્રમાણે આ નગર આજથી કોઇ લગભગ ૧૩૦૦ વર્ષ પૂર્વેજ નાશ પામી ચૂક્યું હતું.

મિ૦ મુકરજી અને વિન્સેન્ટ સ્મિથે સને ૧૮૫૭ માં બસ્તી અને ગોરખપુર જીલ્લામાં ઉત્તર હિમાલયની તળેટીમાં પિપરવા નામના સ્થાનની શોધ કરી હતી. એ સ્થળે બુદ્ધ સમયના સ્તૂપ મળી આવ્યા છે. તેઓ કહે છે કે, આ પિપરવા ગામ અથવા હુ–એન–સંગના કહેવા પ્રમાણે

આની નજીકનું નિલોરાકોટ નામનું સ્થાનજ 'કપિલવસ્તુ' છે.

શાકય રાજાએ આ નગરનું નામ કપિલવસ્તુ શા માટે રાખ્યું, અને આ શાકય રાજા કોણ હતો તે વિષે હવે આપણે વિચાર કરીએ.

"સેન્ટ્સ ઑફ ઇન્ડિયા" માં લખ્યું છે કે, અયોધ્યાની રાજ્યગાદી પર ઇક્ષ્વાકુના પછીથી જે સૂર્યવંશી રાજા થયા તેમાં 'સુજાત' નામનો રાજા સૌથી છેલ્લો હતો.

વિષ્ણુપુરાણમાં લખ્યું છે કે 'સુમિત્ર' નામનો રાજા ઇક્ષ્વાકુ વંશમાં છેલ્લો હતો. તેણે અયોધ્યાથી રાજધાની ફેરવી 'શ્રાવસ્તી' નગરી વસાવી નવી રાજધાની બનાવી.

ભાગવતમાં લખ્યું છે કે, શ્રીરામચંદ્રજીની પછીથી હિરણ્યનાભા સુધીના ૧૯ રાજા થયા. તેમની પછી ૩૫ રાજા બીજા થયા. છેલ્લો રાજા 'સંજય' હતો. એનો પુત્ર શાકય હતો. એ રાજાએ શાકયવંશની સ્થાપના કરી.

આ 'સુજાત' 'સુમિત્ર' અને 'સંજય' એકજ રાજા હોય એમ જણાય છે.

સુજાતને પાંચ પુત્ર અને પાંચ પુત્રીઓ થઇ. આ ઉપરાંત એમને એક દાસીથી પણ પુત્ર થયો હતો. સૌથી મોટા પુત્રનું નામ "ઔપુર" હતું. એક વખત તે દાસીએ કૈકેયીનું અનુકરણ કર્યું—રાજા પાસે વચન લઇ પોતાના પુત્રને રાજ્ય અને રાણીના પાંચે પુત્રોને વનવાસ અપાવ્યો. રાજાએ દશરથની માફક વચન પાળ્યું, અને પાંચે પુત્રો શ્રીરામની માફક શહેર છોડી ચાલી નીકળ્યા; પરંતુ તે પાંચે રાજકુમાર શ્રીરામની માફક દક્ષિણ તરફ જવાને બદલે ઉત્તર તરફનાં જંગલોમાં ગયા. ઉત્તર-પૂર્વ દિશાને ઇશાન ખૂણ કહે છે. જતાં જતાં તેઓ નેપાળની તળેટીમાં 'શકટવન' માં પહોંચ્યા. ત્યાં તેમણે સાંભળ્યું કે, આ વનમાં-'લુંબિની' અરણ્ય પાસેજ કપિલનો આશ્રમ છે. વાચકોને યાદ હશે કે, આજ તે લુંબિની અરણ્ય છે કે જ્યાં

ભગવાન બુદ્ધનો જન્મ થયો હતો અને શ્રીમદ્ ભાગવતમાં પણ જણાવ્યું છે કે, કપિલદેવ માતાની આજ્ઞા લઇ ઇશાન ખૂણામાં ચાલ્યા ગયા હતા. આશ્રમમાં રાજકુમારોનો ઋષિએ ઘણો સારો સત્કાર કર્યો, અને તેઓ તેમની આજ્ઞાથી ત્યાં વસ્યા.

આ સમાચાર ધીમે ધીમે શ્રાવસ્તી નગરીમાં પહોંચ્યા અને અનેક ધનાઢ્ય રાજપુરુષો અને વ્યાપારીઓ તથા અન્ય પ્રજાજનો જે રાજકુમારને બહુ ચાહતા હતા અને રાજાના આ અયોગ્ય આચરણની સ્વાભાવિક રીતે વિરુદ્ધ હતા તેઓ ધીમે ધીમે રાજકુમારો પાસે પહોંચ્યા અને ત્યાં વસવા લાગ્યા. તે દરમિયાન રાજકુમારોએ ઋષિ પાસે ત્યાં એક શહેર વસાવવાની આજ્ઞા માગી. ઋષિએ આજ્ઞા આપી અને કપિલદેવના હાથેજ તે નગરનું ખાતમુહૂર્ત કરવામાં આવ્યું. નગરનું નામ, કપિલના પ્રતિ પ્રેમ પ્રકટ કરવા માટે "કપિલવસ્તુ" પાડયું અને 'ઓપુર' 'શાકય' નામ ધારણ કરી ત્યાંનો રાજા થયો. આ શાકય નામ ઘણું કરીને સાંખ્ય પરથીજ રાખવામાં આવ્યું હોય એમ જણાઈ આવે છે.

આ પરથી સ્પષ્ટ જણાય છે કે, બુદ્ધનો બૌદ્ધ મત સાંખ્યમતનુંજ વિસ્તૃત રૂપ છે. સંભવ છે કે શાકય-કુળમાં શરૂઆતથીજ કપિલના સાંખ્યસિદ્ધાંતો પર શ્રદ્ધાપૂર્વક અનુશીલન થતું હોય; અને બુદ્ધે બાલ્યાવસ્થામાં તેનો અભ્યાસ અને મનન કર્યું હોય અને તેના પરિણામે તેમણે નવીન ધર્મ ચલાવ્યો હોય. કપિલ અને બુદ્ધ બન્ને આ વાતમાં એકમત છે કે, પ્રાણી દુઃખથી છૂટે, યજ્ઞો તરફ ઘૃણા, જ્ઞાનથી મુક્તિ અને પુનર્જન્મ. પરંતુ સાંખ્યનો સિદ્ધાંત કેવળ દર્શન છે. મોટા મોટા વિદ્વાનો તેના પર વાદવિવાદ કરી શકે છે. તેની મનુષ્યજાતિ તરફ કોઇ પણ સહાનુભૂતિ નથી—ઉપદેશ પણ નથી; પરંતુ બુદ્ધના સિદ્ધાંતોમાં તેનાથી ઉલટું બન્ને પર દયા, પ્રેમ અને સહાનુભૂતિ છે.

પુરાણોમાં લખ્યું છે કે, શિવ-પાર્વતી શરવનમાં રહેતાં હતાં. ઘણું કરીને આજ 'શકટવન' તે 'શરવન' હતું. તેનું એક પ્રમાણ તો એ છે કે, શિવજી સાંખ્યસિદ્ધાંત અને કપિલદેવ સાથે સારી રીતે પરિચિત છે. પદ્મપુરાણમાં શિવજીએ સ્પષ્ટ રીતે સાંખ્યમતની પ્રશંસા કરી છે. એ સિવાય નેપાળના ગુરખાઓ શંકરના અનન્ય ભક્ત છે અને નેપાળમાં પ્રખ્યાત પશુપતિનાથનું મંદિર છે તે પણ આ વાતની સાક્ષી પૂરે છે.

હવે એક મહાન કઠિન પ્રશ્ન બાકી રહી ગયો કે, અનુમાને કપિલદેવનો સમય કેટલો હોવો જોઇએ ?

કપિલદેવે યજ્ઞપ્રથાનો વિરોધ કર્યો અને તેમણે જ્ઞાન-કાંડને મુખ્ય સ્થાન આપ્યું. એમ જણાય છે કે, ઋગ્વેદના છેલ્લા દિવસોમાં કપિલની પ્રસિદ્ધિ થઇ ગઇ હતી. ૧૦મા મંડળમાં કપિલના સંબંધમાં એક ઋચા મળી આવે છે— "दशानाम् एकं कपिलं समानम्।" (ઋ. ૧૦,૨૭,૧૬) તેનો ભાવાર્થ એવો છે કે, કપિલ ઋષિ જ્ઞાનકાંડના આચાર્ય અને ભવિષ્યદ્રષ્ટા છે. તેના પછીથી ઉપનિષદોનો કાળ આવ્યો, અને ઉપનિષદોમાં પણ કપિલની સ્તુતિ કરવામાં આવી છે. તે પછી રામાયણ, ભગવદ્ગીતા, મહાભારત વગેરે-માં કપિલનો ઉલ્લેખ મળી આવે છે. વૈદિક કાળના ઋષિ અંગિરસ, વસિષ્ઠ વગેરે અને સમ્રાટ્ ઉત્તાનપાદ, ધ્રુવ વગે-રે કપિલના સગા-સંબંધીઓજ હતા. આ બાબત વિષે આગળ કહેવાઇ ગયું છે. આ પછીથી માન્ધાતાના જમાઇ "સૌભદ" ઋષિનું પણ તેમણે વર્ણન કર્યું છે. આ માન્ધાતા ઇક્ષ્વાકુના વંશની ૧૯મી પેઢીએ થયા હતા. પાછળથી ઇક્ષ્વાકુ વંશના ૩૯મા રાજા સગરના પુત્રોને બાળી ભસ્મ કરી કપિલે "અગ્નિપુત્ર"ની ઉપાધિ મેળવી હતી. ત્યારબાદ રાજા ઉપરિચરવસ્તુના યજ્ઞમાં જ્યાં બૃહસ્પતિ, તિત્તર, ધૌમ્ય, રૈમ્ય, ધનુષ્ય, કણ્વ વગેરે ઋષિઓનો સમાગમ થયો હતો ત્યાં કપિલ પણ હાજર હતા. એ તિત્તર ઋષિ-એ "તૈત્તિરેયોપનિષદ્" બનાવ્યું હતું. આ ઉપચરિચર

રાજા સતયુગના અંતમાં થયા હતા. તેમનાથી ૬૦૦ વરસ પછી ઇક્ષ્વાકુની ૫૬ મી પેઢીએ રામચંદ્રજીએ સરયૂકિનારે કરેલા અશ્વમેધમાં પણ કપિલ મુનિ હાજર હતા. તે પછીથી ઇક્ષ્વાકુ વંશના છેલ્લા રાજા સુજાતના પુત્ર “ ઓપર ” (શાકય) જે રામચંદ્રજીની ૪૧ મી પેઢીએ થયો હતો તેના વખતમાં કપિલ નેપાળની તળેટીમાં શકટવનમાં આશ્રમ બનાવી રહેતા હતા. આ પ્રમાણે પશ્ચિમોત્તર સીમા પર સરસ્વતી નદીની નજીક જન્મ ધારણ કરી, ગુજરાતમાં સિદ્ધપુર આગળ માતાને જ્ઞાનોપદેશ આપ્યો. પછીથી ગંગાસાગર (બંગાળની ખાડી) ની નજીક કોઇ ભૂગર્ભમાં (ભોંયરામાં) સગરના પુત્રોને બાળી ભસ્મ કર્યા અને ગંગાઅવતરણની સંમતિ આપી. પાછળથી શકટવનમાં કપિલવસ્તુ વસાવ્યુ. આ બધાં પ્રમાણો પરથી એ બાબતની જરૂર ખાતરી થાય છે કે, કપિલ અતિશય દીર્ઘજીવી-પરમાયુ સિદ્ધ યોગી હોવા જોઇએ; અથવા તેમની અવસ્થા ઓછામાં ઓછી ૧૫૦૦ વરસની તો અવશ્ય અનુમાન કરી શકાય છે. તેમના મૃત્યુ સંબંધી કાંઇ પણ માહિતી મળતી નથી; પરંતુ પાછળથી તેમની હાજરી કોઇ પણ ઠેકાણે જણાતી નથી. સાંખ્યદર્શન ૬ અધ્યાય અને ૫૨૬ સૂત્રોનો ગ્રંથ છે. પ્રથમ અધ્યાયમાં હેય, હેય-હેતુ, હાન, હાન-હેતુ અને તેનું વિવેચન છે. બીજા અધ્યાયમાં પ્રકૃતિનાં સૂક્ષ્મ કાર્ય, ત્રીજા અધ્યાયમાં પ્રકૃતિનાં સ્થૂલ કાર્ય, લિંગ-શરીર, સ્થૂલશરીર, અપર વૈરાગ્ય, પર વૈરાગ્ય અને તેનું નિરૂપણ છે. ચોથા અધ્યાયમાં શાસ્ત્રપ્રસિદ્ધ આખ્યાયિકા આપી વિવેકથી જ્ઞાન કેવી રીતે પ્રાપ્ત કરી શકાય છે તેનું કથન છે. પાંચમા અધ્યાયમાં જે વિષય ભગવદ્ગીતામાં વર્ણવ્યો છે તેની હકીકત આવે છે. આ અધ્યાયમાં વિરોધી પક્ષનું ખંડન અને સાંખ્ય મતનું શ્રેષ્ઠત્વ પ્રતિપાદન કરવામાં આવ્યુ છે. છઠ્ઠા અધ્યાયમાં શાસ્ત્રના મુખ્ય વિષયોની વ્યાખ્યા કરીને પોતાના સિદ્ધાંતોને સિદ્ધ કરવાનું સર્વોત્તમ સૂત્ર છે અને પછી અંતમાં ઉપસંહાર છે.

## સાંખ્ય-શાસ્ત્રનો વિષય

મહર્ષિ કપિલે સાંખ્યમાં ૨૪ તત્ત્વોનું નિરૂપણ કર્યું છે. આ ૨૪ તત્ત્વોનું જગત બન્યું છે, અને એક ૨૫મા તત્ત્વ તરીકે આત્માને માનવામાં આવ્યો છે. આ ૨૪ તત્ત્વ નીચે પ્રમાણે છે—

(૧) મૂળપ્રકૃતિ, (૨) મહત્, (૩) અહંકાર, (૪) રૂપતન્માત્રા, (૫) રસતન્માત્રા, (૬) ગંધતન્માત્રા, (૭) સ્પર્શતન્માત્રા, (૮) શબ્દતન્માત્રા, આ આઠ થયાં. અને તેજ, જળ, પૃથ્વી, વાયુ અને આકાશ. આ ૫ મહાભૂત, ૫ જ્ઞાનેંદ્રિય, ૫ કર્મેન્દ્રિય અને એક મન મળીને ૧૧ થયાં. આ પ્રમાણે ૮+૫+૧૧=૨૪ થયાં. પચીસમું તત્ત્વ આત્મા છે.

તત્ત્વ શબ્દનો અર્થ મૂળ અથવા ઉત્પત્તિસ્થાન છે. વિજ્ઞાનની પરિભાષામાં તત્ત્વને મૂળ અને બૌદ્ધ શાસ્ત્રમાં ધાતુ કહે છે. તત્ત્વોના જ્ઞાનને તત્ત્વજ્ઞાન કહે છે અને એ તત્ત્વજ્ઞાનની પ્રાપ્તિ કર્યા વિના મુક્તિ નથી—અર્થાત્ જગત અને આત્મા આ બેઉનું વાસ્તવિક સ્વરૂપ જાણ્યા વિના જન્મમરણથી મુક્તિ મળતી નથી.

પ્રકૃતિનું લક્ષણ સાંખ્યમાં લખ્યું છેઃ—"**सत्त्वरजस्तमसां साम्यावस्था प्रकृतिः**"—અર્થાત્ સત્ત્વ, રજસ્ અને તમસ્‌ની સામ્યાવસ્થાને પ્રકૃતિ કહે છે. આ અવ્યક્ત છે અથવા પ્રત્યક્ષ નથી. આ પ્રકૃતિ જ્યારે વ્યક્ત અથવા પ્રત્યક્ષ થવા લાગે છે, ત્યારે તેનું પ્રથમ રૂપ મહત્તત્ત્વ, બીજું અહંકાર, ત્રીજું પરમાણું અને ચોથું જગત છે. વૈકારિક સર્ગમાં (જગતમાં) જે કંઈ છે તેનું મૂળ સ્થૂલભૂત છે, અને સ્થૂળભૂતનું મૂળ સૂક્ષ્મભૂત છે. સૂક્ષ્મ ભૂતનું મૂળ અહંતત્ત્વ છે, અહંતત્ત્વનું મહત્તત્ત્વ છે અને મહત્તત્ત્વનું મૂળ આ પ્રકૃતિજ છે.

આ પ્રમાણે જગતની અવ્યક્ત અવસ્થા પ્રકૃતિ છે

અને પ્રકૃતિની વ્યક્તાવસ્થા જગત છે.

એક એક તત્ત્વને જાણવા માટે મનુષ્યશરીરમાં એક એક સ્વતંત્ર ઇંદ્રિય છે. તત્ત્વોના સંયોગથી ઇંદ્રિયોમાં જે ખાસ સ્પંદન ઉત્પન્ન થાય છે, તેજ ક્રમશઃ શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ કહેવાય છે. આ પાંચે તત્ત્વોના ઉપાદાન પરમાણુઓને પરિભાષામાં 'તન્માત્રા' એવું નામ આપવામાં આવે છે. પૃથ્વીનાં પરમાણુઓને ગંધતન્માત્રા, જલનાં પરમાણુને રસતન્માત્રા, તેજના પરમાણુને રૂપતન્માત્રા, વાયુના પરમાણુને સ્પર્શતન્માત્રા અને આકાશના પરમાણુને શબ્દતન્માત્રા કહે છે. એમાં પ્રકૃતિથી લઇને મહત્તત્ત્વ અને અહંકાર સુધીનાં તત્ત્વો મહાદુર્વિજ્ઞેય છે, જે કેવળ યોગીનેજ જણાય એવાં છે. આજ સાંખ્યનો ગંભીર વિષય છે.

હવે અમે એક મહત્ત્વની બાબત તરફ અમારા વાચકોનું ધ્યાન ખેંચીએ છીએ. એ બાબત એ છે કે, વર્તમાન "સાંખ્યસૂત્ર દર્શન" મહર્ષિ કપિલકૃત છે અથવા કોઇ અતિ પ્રાચીન ગ્રંથ છે? આ બાબતમાં અમને શંકા છે અને અમારી એ શંકાને કેટલાંક સબળ કારણો પણ છે. એ વાત તો સ્પષ્ટ છે કે, ૧૯ મી સદીમાં મહર્ષિ દયાનંદ સરસ્વતીએ આ દર્શનશાસ્ત્રને આર્ષ ગ્રંથોમાં ગણાવીને તેનું મહત્ત્વ વધાર્યું છે. પરંતુ નીચે આપેલાં કારણોપર વિચાર કરવાથી તે આર્ષ હોય એમ જણાતું નથી.

(૧) પંદરમા સૈકા પહેલાં આના સંબંધી કંઇ પણ માહિતી મળતી ન હતી. ન તો કોઇ ભાષ્યકારે તેની ચર્ચા કરી છે કે ન તો તેના પર ભાષ્ય કર્યું છે. એનાથી ઉલટું આચાર્યોએ સાંખ્યકારિકા પર ભાષ્ય કર્યું છે. આ કારિકા ઇશ્વરકૃષ્ણની બનાવેલી છે, જેના સંબંધમાં અમે આગળ પર ઉલ્લેખ કરીશું. જૈનાચાર્યો અને શંકરાચાર્યે સાંખ્યકારિકાઓનેજ સામે રાખીને તેમનું ખંડન કર્યું છે. જો તેમની આગળ આ દર્શનશાસ્ત્ર હોત તો મૂળ પુસ્તકને

બાજુ પર રાખી કારિકા ઉપર આટલું આક્રમણ તેમણે કદી કર્યું ન હોત. કેવળ ગૌડપાદ સ્વામીએ ૨૨ સૂત્રોના એક સાંખ્યનો ઉલ્લેખ કર્યો છે. પરંતુ આ સિદ્ધાંતો પર તેમણે પોતે પોતાનો સ્વતંત્ર ગ્રંથ લખ્યો છે. અને ગૌડપાદ સ્વામીએ પણ આ દર્શનશાસ્ત્રને તેની અસલ સ્થિતિમાં જોયું નથી.

(૨) એ વાત તો સૌ વિદ્વાનો કબૂલ રાખે છે કે, સાંખ્યદર્શન સર્વથી પ્રાચીન છે, પરંતુ વર્તમાન સાંખ્યદર્શનમાં એનાથી ઉલટાં પ્રમાણ મળે છે. જુઓ—

(क) અનેક સૂત્રોમાં વેદાંતસૂત્રોનો નિર્દેશ કરવામાં આવ્યો છે.

(ख) અધ્યાય ૧, સૂત્ર ૨૫ અને અધ્યાય ૫, સૂત્ર ૮૫ માં "વૈશેષિક" નો ઉલ્લેખ છે.

(ग) અધ્યાય ૫, સૂત્ર ૨૭ અને ૮૬ માં 'ન્યાય' નો ઉલ્લેખ છે.

(घ) અધ્યાય ૧, સૂત્ર ૯૦ માં "યોગ"નો ઉલ્લેખ છે.

(ङ) અધ્યાય ૫, સૂત્ર ૩૨ માં અને અધ્યાય ૬ સૂત્ર ૬૮ માં પંચશિખાચાર્યનું નામ આપવામાં આવ્યુ છે, જે ઘણા આધુનિક સાંખ્યમતવાળા છે.

(च) અધ્યાય ૬, સૂત્ર ૬૯માં સનંદનાચાર્યનું વર્ણન છે.

(ज) અધ્યાય ૧, સૂત્ર ૨૧ માં પાટલિપુત્ર (પટના) અને શ્રુદન (આગ્રા) નું નામ છે. ઉપર જણાવેલાં પ્રમાણ અને ખાસ કરી ૧૫ મી સદી સુધી કોઈ પણ આચાર્ય દ્વારા તેનું નામ નહિ લેવાવાથી એવું સાબીત થાય છે કે, આ દર્શન પ્રાચીન નથી. ૧૫ મા સૈકામાં અનિરુદ્ધે તેના પર ભાષ્ય કરેલું, પરંતુ અનિરુદ્ધ ક્યારે થઇ ગયા તેની માહિતી મળતી નથી; પણ વિજ્ઞાનભિક્ષુના સમકાલીન અથવા તેના પછીના આચાર્ય હોય એમ જણાય છે, કેમ-

કે વિજ્ઞાનભિક્ષુ કહે છે કે, તેમણે સાંખ્યસૂત્રોને છિન્નભિન્ન અવસ્થામાં જોયાં હતાં. તેઓ લખે છે—

कालार्थभक्षितं सांख्यशास्त्रं ज्ञानसुधाकरम् ।
कलावशिष्टं भूयोऽपि पूरयिष्ये वचोऽमृतैः ॥

અર્થાત્ જ્ઞાનરૂપી અમૃતના મહાસાગર જેવા આ સાંખ્યશાસ્ત્રને કાળે ભક્ષણ કરી લીધું હતું અને તેનો થોડો અંશજ મળે છે. તેને હું મારા વચનામૃતથી પૂર્ણ કરૂં છું.

વિજ્ઞાનભિક્ષુએજ ઇશ્વરકૃષ્ણની કારિકાઓમાં ઈશ્વરવાદ વધારી આ સૂત્રોની રચના કરી છે એમ થોડે અંશે સંભવી શકે છે. કેટલાંક નવાં અને જૂનાં સૂત્રોને એકઠાં કરી સંપૂર્ણ વર્તમાન સાંખ્યદર્શન તૈયાર કરવામાં આવ્યું છે. પાછળથી આના પર અનિરુદ્ધે ભાષ્ય કર્યું છે.

જો કે કપિલનાં અસલ સૂત્રો કયાં હતાં એ આપણને વિચાર થયા કરે છે તોપણ તેમની શોધખોળ હજુ થયા કરે છે. આપણને અતિ પ્રાચીન એવાં ૨૨ સૂત્રોજ મળ્યાં છે. અમારો વિશ્વાસ છે કે, આ એજ ૨૨ સૂત્રો છે, જેનો ઉલ્લેખ ગૌડપાદસ્વામીએ કર્યો છે. એ ગણત્રીમાં બરાબર ૨૨ છે. બીજી મહત્ત્વની વાત એ છે કે, એ સૂત્રોમાં ગણત્રી વિશેષ છે. સંખ્યાની અધિકતાના કારણેજ શું આ દર્શનનું નામ સાંખ્ય નહિ પડયુ હોય ? અવશ્ય, એવુંજ હોય એમ લાગે છે.

अथ कपिलसांख्यसूत्राण्यारभ्यन्ते ।

अथ सांख्यतत्त्वसमासं कथयामि ॥१॥ अष्टौ प्रकृतयः ॥२॥ षोडशस्तु विकारः ॥३॥ पुरुषः ॥४॥ त्रैगुण्यम् ॥५॥ सञ्चरः प्रतिसञ्चरः ॥६॥ अध्यात्ममधिभूतमधिदैवञ्च ॥७॥ पञ्चाभिबुद्धयः ॥८॥ पञ्च कर्मयोनयः ॥९॥ पञ्च वायवः ॥१०॥ पञ्च कर्मात्मानः ॥११॥ पञ्चपर्वा अविद्या ॥१२॥ अष्टाविंशतिधा अशक्तिः ॥१३॥ नवधा

तुष्टिः ॥१४॥ अष्टधा सिद्धिः ॥१५॥ दश मूलिकार्थाः ॥१६॥ अनुग्रहः सर्गः ॥१७॥ चतुर्दशविधो भूतसर्गः ॥१८॥ त्रिविधो बंधः ॥१९॥ त्रिविधो मोक्षः ॥२०॥ तृतीयं प्रमाणं लक्षणम् ॥२१॥ एतत्सम्यग् ज्ञात्वा कृतकृत्यः स्यान्न पुनस्त्रिविधेन दुःखेनानुभूयते ॥२२॥

इति कपिलसांख्यसूत्राणि समाप्तानि ॥

સાંખ્યના સિદ્ધાંતોનો ઉપનિષદોમાં પણ કેટલેક સ્થળે ઉલ્લેખ છે. તૈત્તિરીય અને અથર્વણ ઉપનિષદ્ નિરુક્તિના ચૌદમા અધ્યાય અને ભગવદ્ગીતામાં સાંખ્યવાદનું પૂરૂં વર્ણન આવે છે. શતપથ બ્રાહ્મણમાં કપિલ, આસુરી અને પંચશિખનું નામ કેટલાક સ્થાન પર આવે છે. આ ઉપરથી આ લોકો એ બ્રાહ્મણકાળમાં થઇ ગયા છે, એ સ્વયંસિદ્ધ છે. બૃહદારણ્ય ઉપનિષદ્ના યાજ્ઞવલ્કય–કાંડ (તૃતીય અધ્યાયના સાતમા બ્રાહ્મણ)માં કાપ્ય પતંચળનો ઉલ્લેખ છે. આ કપિવંશવાળા કોઇ પતંચલને કોઈ કબંધ અથર્વણ નામના ગંધર્વે ઉપદેશ આપ્યો હતો. આ ઉપદેશનો સાર યાજ્ઞવલ્કયે આ પ્રમાણે આપ્યો છેઃ—

વાયુ એ સૂત્ર છે કે જેનાથી આ લોક, પરલોક અને સઘળાં પ્રાણીઓ બંધાએલાં છે. પુરુષનાં સર્વ અંગ પણ આ વાયુથી બંધાએલાં છે અને આ વાયુ નીકળી જવાથી પુરુષ ઢીલો થઇ જાય છે અને મરણ પામે છે.

આત્મા એવો અંતર્યામી છે કે પૃથ્વી, જળ, અગ્નિ, અંતરિક્ષ, વાયુ, દ્યૌઃ, આદિત્ય, દિશા, ચંદ્રમા, તારા, આકાશ, અંધકાર, તેજ, સર્વ પ્રાણી, પ્રાણ, વાણી, નેત્ર, શ્રોત્ર, મન, ત્વચા, વિજ્ઞાન અને વીર્યમાં બેઠા છતાં પણ તે તે વસ્તુઓના જોવામાં આવતો નથી. સઘળી વસ્તુઓ તેનું શરીર છે અને આ કારણથી આ બધી વસ્તુઓ નિયમમાં રહે છે. આ પ્રમાણે તે આત્મા અંતર્યામી અમૃત છે. જોવામાં ન આવવા છતાં તે સર્વ કંઈ જુએ છે, સાંભળવામાં

ન આવવા છતાં તે સાંભળે છે, મનન ન કરવા છતાં તે મનન કરવાવાળો છે અને જાણવામાં ન આવવા છતાં પણ સર્વ જાણનાર છે. તેના કરતાં બીજો કોઈ જોવાવાળો, સાંભળવાવાળો, મનન કરવાવાળો અને જાણવાવાળો નથી. આ પ્રમાણે આ આત્મા અંતર્યામી અને અમૃત છે. આ આત્માના સિવાય બીજું બધું દુઃખરૂપ છે. ઉપર જણાવેલા સિદ્ધાંતો અક્ષરશઃ સાંખ્યના સિદ્ધાંતો અને કપિલના ઉપદેશ સાથે મળતા છે. એટલા માટે બૃહદારણ્યનો ઉપર્યુક્ત અંશ સાંખ્યનું સૌથી પ્રાચીન સાહિત્ય છે. બનવા જોગ છે કે, પતંચલ અને કબંધ અથર્વણ બન્ને કોઈ સાંખ્યશાસ્ત્રના આચાર્ય હોય. કપિલના માર્ગમાં ચાલવાને લીધે પતંચળનું ગોત્ર કપિલના નામ પરથી પડયું હોય અને બોલનાર તથા લખનારની અશુદ્ધિના લીધે તેમનું ગોત્ર કપિલને બદલે ફક્ત કપિ (લકારનો લોપ થવાથી)જ રહી ગયું હોય એમ જણાય છે, જેથી તેમને કપિલના સ્થાનમાં કાપ્યજ કહેવામાં આવ્યા હોય !

વાચકોની સગવડ માટે તે સૂત્રોને આ નીચે આપવામાં આવ્યાં છેઃ-

બૃહદારણ્યકના સિવાય બીજાં ઉપનિષદોમાં પણ સાંખ્યના સિદ્ધાંતોનું વર્ણન આવે છે.

કઠોપનિષદ્ ત્રીજી વલ્લીના ૧૦-૧૧ મંત્રમાં કહ્યું છે-

इन्द्रियेभ्यः परा ह्यर्था अर्थेभ्यश्च परं मनः ।
मनसस्तु परा बुद्धिर्बुद्धेरात्मा महान्परः ॥१०॥
महतः परमव्यक्तमव्यक्तात्पुरुषः परः ।
पुरुषान्न परं किञ्चित्सा काष्ठा सा परा गतिः ॥११॥

ઇંદ્રિયોથી તેમના વિષયો શ્રેષ્ઠ છે, વિષયોથી મન શ્રેષ્ઠ છે, મનથી બુદ્ધિ શ્રેષ્ઠ છે, બુદ્ધિથી મહત્તત્ત્વરૂપ આત્મા શ્રેષ્ઠ છે, મહત્તત્ત્વથી અવ્યક્ત શ્રેષ્ઠ છે, અને અવ્યક્તથી પુરુષ શ્રેષ્ઠ છે અને આજ સૌથી ઉત્કૃષ્ટ અવસ્થા છે. પાંચ-

મી વલ્લીના સાતમા મંત્રમાં કહ્યું છે—

> योनिमन्ये प्रपद्यन्ते शरीरत्वाय देहिनः ।
> स्थाणुमन्येऽनुसंयन्ति यथाकर्म यथाश्रुतम् ॥

એક પ્રકારના લોકો કહે છે કે, આ દેહી જીવાત્માને એક જન્મ પછીથી શરીર ધારણ કરવા માટે બીજી યોનિમાં જવું પડે છે; પરંતુ બીજા કહે છે કે, એ પોતાના કર્મ અને જ્ઞાનના અનુસાર કૂટસ્થ નિત્યજ થઇ જાય છે.

શ્વેતાશ્વતર ઉપનિષદ્‌ના ચોથા અધ્યાયના ૫ મા મંત્રમાં તો આખું સાંખ્યશાસ્ત્રજ ભરી દીધું છે.

> अजामेकां लोहितशुक्लकृष्णां बह्वीः प्रजाः सृजमानां सरूपाः ।
> अजो ह्येको जुषमाणोऽनुशेते जहात्येनां भुक्तभोगामजोऽन्यः ।

આ અજન્મા પ્રકૃતિ રક્ત, શુકલ અને કૃષ્ણ વર્ણરૂપ ત્રણ ગુણવાળી છે. (તેજ, જળ અને પૃથ્વીરૂપ–રાતી, ધોળી અને કાળી.) બહુજ પ્રજાઓની સૃષ્ટિ કરવી એ એનું સ્વરૂપ છે. એક આત્મા તેમાં રાગપૂર્વક સ્થિતિ કરીને બંધાય છે જ્યારે બીજો (તત્ત્વજ્ઞાન પામેલો) આત્મા એ પ્રકૃતિ કે જેણે ભોગ ભોગવ્યો છે તેને છોડી દઇને મુક્ત થાય છે.

એના પાંચમા અધ્યાયના મંત્ર ૭ અને ૮ માં પ્રકૃતિરૂપ શરીરનું કેવું સુંદર વર્ણન કર્યું છે !

> गुणान्वयो यः फलकर्मकर्ता कृतस्य तस्यैव स चोपभोक्ता ।
> स विश्वरूपस्त्रिगुणस्त्रिवर्त्मा प्राणाधिपः संचरति स्वकर्मभिः
> अंगुष्ठमात्रो रवितुल्यरूपः संकल्पाहंकारसमन्वितो यः ।
> बुद्धेर्गुणेनात्मगुणेन चैव आराग्रमात्रो ह्यवरोऽपि दृष्टः ॥

તે જીવ ગુણો–સત્ત્વ રજસ્ તમસ્–માં રમનારો હોઈ તે ફળ માટે કર્મ કરનારો છે, તેથી કરેલા કાર્યના ફળનો ઉપભોગ પણ કરે છે. એ જીવ એવી રીતે નાના રૂપવાળો, ત્રણ ગુણવાળો, ઇંદ્રિયોનો સ્વામી પોતાનાં કર્મો વડે કરીને

ત્રણે માર્ગમાં પરિભ્રમણ કરે છે. આમાં સૂક્ષ્મ શરીરનેજ પ્રકૃતિશરીર કહેવામાં આવ્યું છે; કેમકે તે બધું પ્રકૃતિનાજ વિકારોથી બને છે. ઉપલા શ્લોકમાં કહ્યું છે કે, પ્રકૃતિ શરીરગુણોથી યુક્ત રહીને પહેલાં ફળના કાર્યનો અને પછીથી તેનો ઉપભોગ કરે છે.

એ જીવાત્મા અંગુઠા જેવડો, સૂર્યના જેવો કાંતિવાળો, સંકલ્પ અને અહંકારથી યુક્ત બુદ્ધિ અને પોતાના ગુણોથી યુક્ત, આરના અગ્ર જેવડો અતિસૂક્ષ્મ એવો વિદ્વાનોએ જોયો છે.

શ્વેતાશ્વતર ઉપનિષદ્‌ના પાંચમા અધ્યાયના બીજા મંત્રમાં કપિલને જન્મથીજ ઋષિ બનાવ્યા છે. એના ૬ ઠ્ઠા અધ્યાયના ૧૩ મા મંત્રમાં તો સાંખ્ય અને યોગ બન્ને દર્શનોનાં નામ પણ આપ્યાં છે. ઉપનિષદોનાં આ અવતરણોથી સાંખ્યદર્શનના સિદ્ધાંતો ઉપનિષદો સાથે સર્વ રીતે અનુકૂળ છે એમ સાબીત થાય છે.

## એક પ્રાચીન સાંખ્યસંપ્રદાય

સાંખ્ય દર્શનના સિદ્ધાંતોનું ચરક દ્વારા કરવામાં આવેલ વર્ણન દાર્શનિક ઇતિહાસની એક મહત્ત્વપૂર્ણ ઘટના છે. ચરકના કહેવા પ્રમાણે સંસારમાં નીચે પ્રમાણે ધાતુઓ છે-પૃથ્વી આદિ પાંચ તત્ત્વ અને ચેતન જેને પુરુષ પણ કહે છે. આને એક બીજીજ દૃષ્ટિથી ૨૪ તત્ત્વો કહી શકાયઃ-દશ ઇંદ્રિયો (પાંચ જ્ઞાનેંદ્રિયો, પાંચ કર્મેંદ્રિયો), મન, પાંચ ઇંદ્રિયોના વિષય અને આઠ પ્રકારની પ્રકૃતિ (પ્રકૃતિ, મહત્, અહંકાર અને પંચભૂત) [તા. ક.-આ નોંધમાં પુરુષનું નામ નથી. ચરકના ટીકાકાર ચક્રપાણિનું કહેવું છે કે, પ્રકૃતિ અને પુરુષ બન્નેના આસક્તપણાને લીધે બન્નેને એકજ ગણવામાં આવ્યાં છે.] મન ઇંદ્રિયો દ્વારા કામ કરે છે. વ્યવસાયાત્મિકા બુદ્ધિના ઉત્પન્ન થવા પહેલાં મનનાં બે કાર્યો બને છે--એક ઊર અને બીજો

વિચાર. પાંચે ઇંદ્રિયો પોતપોતાનાં તત્ત્વથી ઉત્પન્ન થાય છે. ચરકે તન્માત્રાઓનાં નામ પણ લીધાં નથી. [તા. ક. પરંતુ તેણે સ્થૂલ ભૂતોથી ભિન્ન એક પ્રકારનાં સૂક્ષ્મ ભૂતોનો ઉલ્લેખ કર્યો છે કે તે પ્રકૃતિનો ભાગ છે. આમાં આઠ તત્ત્વોનો સમાવેશ થાય છે "**प्रकृतिश्चाष्टधातुकी**" અને તે આઠ ધાતુઓ અવ્યક્ત, મહત્, અહંકાર અને પાંચ બીજાં તત્ત્વ છે.) પ્રકૃતિની સાથેનાં આ તત્ત્વો ઉપરાંત ઇંદ્રિયાર્થોનું પણ વર્ણન છે, જે પ્રકૃતિથીજ પ્રગટ થાય છે. મહત્ અને અહંકાર વગેરે બધા રજસની મારફતે એકત્રિત થઇ મનુષ્યને બનાવે છે. જ્યારે સત્વગુણનો વિકાસ વિશેષ અને વિશેષ થતો જાય છે, ત્યારે આ સૃષ્ટિ બંધ થઇ જાય છે. સઘળાં કર્મ, કર્મફળ, અનુભવ, સુખ, દુઃખ, મોહ, જીવન અને મરણ વગેરેનો આ સૃષ્ટિ સાથે સંબંધ છે. પરંતુ એક પુરુષ પણ છે; કેમકે જો તે ન હોત તો જન્મ, મરણ, બંધ અને મોક્ષ ન થાત. જો આત્માને આનું કારણ માનવામાં ન આવે તો અનુભવનાં બધાં કામ કારણવિનાજ થાત. જો એક સ્થિર આત્માને માનવામાં ન આવે તો બીજા કોઇના કર્મનો બીજોજ ભોક્તા બને. આ પુરુષને પરમાત્મા પણ કહેવામાં આવે છે. તે અનાદિ અને અકારણ છે. આત્મા પોતાની અંદરજ ચેતનારહિત છે. તેમાં ચેતના કેવળ ઇંદ્રિયો અને મનના સંયોગથીજ ઉત્પન્ન થાય છે. પુરુષની આ સૃષ્ટિ અને બીજાં તત્ત્વોની ઉત્પત્તિ મોહ, ઇચ્છા અને કાર્ય દ્વારા થાય છે. સઘળું રચનાત્મક કાર્ય કારણસમૂહથી થાય છે, કોઇ એક કારણથી થતું નથી; પરંતુ વિનાશ સ્વાભાવિક અને કારણ વિના થાય છે. નિત્યવસ્તુનું કોઈ પણ કારણ હોતું નથી. ચરકે પ્રકૃતિના અવ્યક્ત ભાગ અને પુરુષને એકત્ર કરી એકજ પદાર્થ માન્યો છે. પ્રકૃતિનું વિકારક્ષેત્ર અને તેના અવ્યક્ત ભાગને ક્ષેત્રજ્ઞ કહે છે. આ અવ્યક્ત અને ચેતન એકજ વસ્તુ છે. આ અપ્રગટ પ્રકૃતિ અથવા ચેતનથી બુદ્ધિ, બુદ્ધિથી અહંકાર તથા અહંકારથી પાંચ તત્ત્વો અને ઇંદ્રિયો ઉત્પન્ન થાય

છે. આ બધાના ઉત્પન્ન થવા સાથે આપણે કહીએ છીએ કે, સૃષ્ટિ ઉત્પન્ન થઇ. પ્રલયના વખતે બધી પ્રગટ થએલી વસ્તુઓ ફરીથી પ્રકૃતિમાં લય પામે છે, અને બીજી સૃષ્ટિમાં સૌ અવ્યક્ત પુરુષથી ફરી ઉત્પન્ન થાય છે. જે મનુષ્યો આ બન્નેમાંથી છૂટી જાય છે તે આ સંસારચક્રમાંથી પણ છૂટે છે. મનજ આત્મા સાથે મળીને બધાં કામ કરે છે, આત્મા પોતાની ઇચ્છાનુસારજ સર્વ પ્રકારના જન્મ લે છે. તે પોતાની ઇચ્છાનુસારજ કર્મ કરે છે અને તેનું ફળ પણ ભોગવે છે. જો કે આત્મા સર્વવ્યાપી છે છતાં પણ જ્યાં તેનુ શરીર હોય છે તે જગ્યા પર તે ફળનો અનુભવ કરે છે. સુખદુઃખ પ્રકૃતિના વિકારના સંઘાતને થાય છે--આત્માને થતાં નથી. સુખ અને દુઃખના ઉપભોગથી તૃષ્ણા ઉત્પન્ન થાય છે, અને તૃષ્ણાથી ફરી સુખ અને દુઃખ થાય છે. સુખ અને દુઃખ પૂર્ણ રીતે બંધ થાય ત્યારે મોક્ષ થયો એમ કહેવાય છે. આ આત્માનુ મન ઇદ્રિયો અથવા ઇદ્રિયો સાથે એકતાર થવાથી પ્રાપ્ત થાય છે. જ્યારે મન આત્મામાં નિશ્ચળપણે સ્થિર થઇ જાય છે ત્યારે આ અવસ્થાને યોગ કહે છે, કે જેની અંદર સુખ કે દુઃખ જરા પણ હોતું નથી. સત્ય જ્ઞાન પ્રાપ્ત થતાં આત્માના અસ્તિત્વનું કોઇ ખાસ ચિહ્ન રહેતું નથી. આ વખતે આત્માને ઓળખી શકાતો નથી અને આ અવસ્થા બ્રહ્મની અવસ્થા છે. આ અવસ્થા નિત્ય છે. સાખ્ય અને યોગનો ઉદ્દેશ્ય આ અવસ્થા પ્રાપ્ત કરવાનો છે. જ્યારે રજોગુણ અને તમોગુણ નાશ પામે છે, સંચિત કર્મોનો ઉપભોગ સમાપ્ત થઇ ગયો હોય છે, નવાં કર્મ અને નવો જન્મ થતો નથી ત્યારે તે વખતે મોક્ષાવસ્થા થાય છે. સત્યની પ્રાપ્તિ પછીથી તેનું વારંવાર સ્મરણ કરવુ જોઇએ, અને આની મારફતે શરીર અને આત્મા પૃથક પૃથક્ થઇ જશે. આ અવસ્થાને મોક્ષ અથવા નિવૃત્તિ કહે છે.

ચરક દ્વારા કરવામાં આવેલુ સાંખ્યનું વર્ણન નીચે પ્રમાણે સંક્ષેપમાં છેઃ—

(૧) અવ્યક્ત દશાનું નામ પુરુષ છે.

(૨) આ અવ્યક્તના વિકાસથી ઉત્પન્ન થએલ વસ્તુઓથી પ્રાણીઓ ઉત્પન્ન થાય છે.

(૩) તન્માત્રાઓનો ઉલ્લેખ કરવામાં આવ્યો નથી.

(૪) રજોગુણ અને તમોગુણ મગજની ખરાબ સ્થિતિ અને સત્વગુણ સારી સ્થિતિ છે.

(૫) નિર્ગુણ—પૂર્ણ અસ્તિત્વનું નામ મોક્ષ છે અને તેને બ્રહ્માવસ્થા પણ કહે છે.

(૬) ઇંદ્રિયો ભૌતિક છે.

પંચશિખ જે કપિલના શિષ્ય આસુરીના શિષ્ય હતા તેમણે મહાભારતના ૧૨ મા પર્વના ૨૧૯ મા અધ્યાયમાં જે ઉપદેશ આપ્યો છે તેની સાથે સાંખ્યનું આ વર્ણન સંપૂર્ણ રીતે મળતું આવે છે. જો કે પંચશિખનુ વર્ણન ચરકની માફક સ્પષ્ટ નથી તોપણ તેના થોડાક વર્ણનથી પણ એ સ્પષ્ટ સમજાય છે. તેના સિદ્ધાંત ચરક સાથે સંપૂર્ણ રીતે મળતા આવે છે.

ષડ્દર્શન સમુચ્ચયના ટીકાકાર ગુણરત્ને સાંખ્યના બે સંપ્રદાયોનું વર્ણન કર્યું છે—એક મૌલિકા (આરંભિક) અને બીજું ઉત્તર (પછીનું). પહેલાના સંબંધમાં કહેવામાં આવ્યું છે કે, એ પ્રત્યેક આત્મા માટે પૃથક્ પૃથક્ પ્રકૃતિ (પ્રધાન) માને છે.

મહાભારતના ૧૨ મા પર્વના ૩૧૮ મા અધ્યાયમાં સાંખ્યના ત્રણ સંપ્રદાયોનુ વર્ણન છે. એક ચોવીસ તત્ત્વોને માનવાવાળા (આનું વર્ણન આવી ગયુ છે); બીજા પચીસ પદાર્થોને માનવાવાળા ( ઈશ્વરકૃષ્ણનું સાંખ્ય ) અને ત્રીજો છવ્વીસ પદાર્થોના માનવાવાળા—આ છેલ્લો સંપ્રદાય પુરુષ ઉપરાંત એક પરમાત્માને પણ માને છે, અને એ છવ્વીસમો પદાર્થ છે. અત્રે વર્ણન કરેલા સંપ્રદાયનું વર્ણન

આ પર્વના ૨૦૩ અને ૨૦૪ અધ્યાયોમાં પણ આપ્યુ છે.

કપિલ-મતવાદી આસુરીના સબંધમાં આપણને કંઇ પણ માહિતી નથી, પરંતુ એટલું તો સિદ્ધ થાય છે કે, આસુરીના પણ આજ સિદ્ધાંત હતા, કે જેનું વર્ણન ઉપર કરવામાં આવ્યું છે. ગુણરત્નના 'આરંભિક'ના વર્ણન ઉપરાંત ઈશ્વરકૃષ્ણના સાંખ્યનું ચરકમાં વર્ણન ન હોવાથી પણ આ સિદ્ધ થાય છે કે, તેનું તે વખતે અસ્તિત્વ નહિ હોય અથવા તો એ બહુ મહત્ત્વનું નહિ ગણાતું હોય.

ઇશ્વિરકૃષ્ણ ઇ. સ. ના પહેલા સૈકાની લગભગ થયા છે. તે સાંખ્યકારિકાઓના કર્તા છે. ઈશ્વરકૃષ્ણના સાંખ્યનુ વર્ણન પંતજલિનાં યોગસૂત્રો અને મહાભારતમાં પહેલવહેલું આવ્યું છે, પરંતુ યોગસૂત્ર ૧-૧૯ માં ચરકના સાંખ્યનો પણ ઉલ્લેખ મળે છે.

સાંખ્યકારિકા અહિર્બુધ્ન્ય સંહિતા અને બીજા ગ્રંથોમાં પંચશિખાચાર્યના ગ્રંથ ષષ્ટિમંત્રશાસ્ત્રનું વર્ણન આવે છે. અહિર્બુધ્ન્ય સંહિતામાં લખ્યું છે કે, તેના બે ભાગ હતા. પ્રથમ ભાગમાં બત્રીસ અને બીજા ભાગમાં અઠ્ઠાવીસ અધ્યાય હતા. સાંખ્યકારિકા ૭૨૫૨ વાચસ્પતિમિશ્રની ટીકા સાંખ્ય તત્ત્વકૌમુદીમાં રાજવાર્તિકનું એક અવતરણ આપવામાં આવ્યું છે, જેથી જણાય છે કે, આ ગ્રંથને ષષ્ટિતંત્ર કહેવાનું કારણ એ હતું કે, તેમાં પ્રકૃતિનું અસ્તિત્વ, તેનું એકત્વ, પુરુષથી તેની ભિન્નતા, પુરુષ માટે તેની ઉપયોગિતા, પુરુષોનું બહુત્વ, પુરુષો સાથે સંબંધ અને પૃથકપણું, પદાર્થોનો વિકાસ, પુરુષોનુ અકર્તૃત્વ અને પાંચ વિપર્યય, નૌતૃષ્ટિ ઇંદ્રિયોના અઠ્ઠાવીસ વિપર્યય, નૌતૃષ્ટિ ઇંદ્રિયોના અઠ્ઠાવીસ પ્રકારના દોષ અને આઠ સિદ્ધિઓનું વર્ણન હતું.

પરંતુ અહિર્બુધ્ન્ય સંહિતામાં ષષ્ટિતંત્રનો વિષય એનાથી તદ્દન ભિન્ન બતાવવામાં આવ્યો છે. એ ઉપરથી

એમ જણાય છે કે, ષષ્ટિ તંત્રનો સાંખ્ય-વૈષ્ણવ-પંચરાત્ર-ની માફક આસ્તિક રીતનો હતો. અહિર્બુધ્ન્ય સંહિતા-માં કહેવામાં આવ્યું છે કે, કપિલ તો સાંખ્ય વૈષ્ણવ હતો. સાંખ્યસૂત્રના ભાષ્યકાર વિજ્ઞાનભિક્ષુએ પોતાના વિજ્ઞાનામૃત ભાષ્યમાં કેટલેક સ્થળે કહ્યું છે કે, સાંખ્ય-મત પહેલાં આસ્તિક હતો. ષષ્ટિ તંત્રનાં આ બે વર્ણનોથી જણાય છે કે, મૂળ ષષ્ટિ તંત્રમાં ઘણોજ ફેરફાર કરવામાં આવ્યો હતો. ઈશ્વરકૃષ્ણ મૂળ ષષ્ટિ તંત્રને જોવાની ખાત્રી આપે છે. પરંતુ વાચસ્પતિ મિશ્રની સાંખ્ય ઉપરની તત્ત્વ કૌમુદી ટીકા ઉપરથી જણાય છે કે, તેના સમયમાં ષષ્ટિ તંત્ર નાશ પામ્યું હતું. ગુણરત્ન ષષ્ટિતંત્રનો ઉલ્લેખ કરવાને બદલે ષષ્ટિ તંત્રોદ્ધારનો ઉલ્લેખ કરે છે-જે સ્પષ્ટ રીતે ષષ્ટિ તંત્રનુંજ પરિવર્તિત રૂપ હોય એમ જણાય છે.

આપણને માલમ પડે છે કે, કપિલના સાંખ્યના અનુયાયી આસુરી હતા. સાંખ્યકારિકા ૭૦ પરથી જણાઈ આવે છે કે, આસુરીના શિષ્ય પંચશિખાચાર્યે પ્રાચીન સાંખ્યમાં ઘણા ફેરફારો કર્યા છે. ઉપનિષદોનું સાંખ્ય કપિલના સિદ્ધાંતો પ્રમાણે છે એમ જણાય છે, અને ચરકનું સાંખ્ય પંચશિખાચાર્ય અનુસાર છે; કેમકે ઉપનિષદો કરતાં સાંખ્યમાં કંઇક વિશેષ નાસ્તિકતા છે. આગળ ચાલતાં ઈશ્વરકૃષ્ણે તો સાંખ્યને નિરીશ્વરવાદી બતાવી દીધો છે.

ઈશ્વરકૃષ્ણનું આ નાનું સરખું મહત્ત્વપૂર્ણ પ્રસિદ્ધ પુસ્તક સાંખ્યકારિકાના નામથી પ્રસિદ્ધ છે. એમાં ફક્ત ૭૦ આર્યા છંદ છે અને કહેવાય છે કે, આ પંચ શિખા-ચાર્યના ષષ્ટિતંત્રના આધાર પર બનાવવામાં આવ્યું છે. શંકર અને કેટલાક ટીકાકારોએ એક દર્શન પર ભાષ્ય ન કરતાં આના પર ટીકાઓ અને ભાષ્ય કર્યું છે. ગૌડ-પાદ અને વાચસ્પતિનું ભાષ્ય પણ આના પરજ છે. તેનો લેટિન અનુવાદ લેયસન સાહેબે, જર્મન અનુવાદ વિડિશ-મેને અને લોરિંજર સાહેબે, ફ્રેન્ચ અનુવાદ પંટિઅર

સાહેબે તથા સેન્ટ હેલિવર સાહેબે અને અંગ્રેજીમાં કોલબ્રુક તથા વિલસન સાહેબે કર્યો છે. એક નવો અંગ્રેજી અનુવાદ ડેવીડ સાહેબે પણ કર્યો છે. આના ઉપર તેમણે મહત્ત્વની ટિપ્પણીઓ પણ આપી છે.

આ ઉપરથી આપણને નીચેના સિદ્ધાંતોની માહિતી મળી આવે છે—

(૧) સાંખ્યનો ઉપદેશ દૈહિક, ભૌતિક અને દૈવિક કલેશોથી મનુષ્યને છોડાવી મુક્તિ અપાવવાનો છે.

(૨) વેદ વિધાન નિરર્થક છે–અંતિમ મુક્તિ જ્ઞાનથી થાય છે.

(૩) પ્રકૃતિ પુરુષ અનાદિ છે. સત્વ, રજ અને તમોગુણની સામ્યાવસ્થા પ્રકૃતિ છે, ગુણોની વિષમતાથી સૃષ્ટિ અને સમતાથી પ્રલય થાય છે. વિષમતાથી પ્રકૃતિ, પ્રકૃતિથી મહત્તત્ત્વ (જ્ઞાન), મહત્તત્ત્વથી અહંકાર (ચેતના), અહંકારથી પંચતન્માત્રા, મન, પાંચ જ્ઞાનેન્દ્રિયો અને પાંચ કર્મેન્દ્રિયો ઉત્પન્ન થાય છે. આ પ્રમાણે પુરુષ સહિત એ ૨૫ પદાર્થો છે.

(૪) પુરુષથી કોઇની પણ ઉત્પત્તિ થતી નથી, પરંતુ તે મોક્ષ થતાં સુધી શરીરની સાથે રહે છે. આત્મા પરમાત્માનો અંશ નથી. તે ભિન્ન છે અને પ્રકૃતિનાં બંધનોથી મુક્ત થતાં સુધી પૃથક્ રહે છે. તે દ્રષ્ટા, અકર્તા અને ભોક્તા નિત્ય કૂટસ્થ છે.

આ સિદ્ધાંતો પરથી આપણે જોઇએ છીએ કે, એક તો ઈશ્વરકૃષ્ણ પ્રાચીન ઉપનિષદોના આ સિદ્ધાંતનો વિરોધ કરે છે કે આત્મા અને પરમાત્મા એક છે. બીજું તે વર્તમાન વેદાંતીઓ જે કહે છે કે, આત્મા ભૌતિક પદાર્થોથી ભિન્ન અને અનાદિ છે તોપણ તે કેટલાક વખત સુધી ભૌતિક પદાર્થોમાં મળી રહે છે તેનો પણ વિરોધ કરે છે. ઈશ્વરકૃષ્ણ કહે છે કે, આ આત્મા સિવાય બીજું

બધું પ્રકૃતિથી ઉત્પન્ન થયું છે અને એટલા માટે ભૌતિક છે. કેવળ તત્ત્વ, ઇંદ્રિયજ્ઞાન અને ઇંદ્રિયોજ નહિ પરંતુ ચેતના,મન અને બુદ્ધિ પણ ભૌતિક પદાર્થોજ છે. ઈશ્વર-કૃષ્ણના માનસિક દર્શનશાસ્ત્રને સ્પષ્ટ સમજવાને ઇંદ્રિય-જ્ઞાન, ઇંદ્રિયો, મન, ચેતના, બુદ્ધિ, તત્ત્વો અને આત્માના ભેદને સારી રીતે સમજવાની આવશ્યકતા છે.

પાંચે જ્ઞાનેન્દ્રિયો ફક્ત જુએ છે--અર્થાત્ 'જ્ઞાન'ને ગ્રહણ કરે છે, પાંચે કર્મેન્દ્રિયો પોતાનું કાર્ય કરે છે. મન કેવળ જ્ઞાનેન્દ્રિય છે. તે ફક્ત જ્ઞાનને ક્રમાનુસાર ચેત-નાની પાસે લાવે છે. ચેતના અજ્ઞાનને 'મારાપણા' (અહંભાવ)નો બોધ કરે છે અને બુદ્ધિ તેમાં ભેદ પ્રભેદ સમજે છે તથા વિચારો બાંધે છે. આ ઉપરથી આપ-ણને જણાશે કે, ઇંદ્રિયજ્ઞાન, મન, ચેતના અને બુદ્ધિમાં જે ભેદ કરવામાં આવ્યો છે તે વાસ્તવમાં મનનાં કાર્યો-નો ભેદ છે. યુરોપના દર્શનશાસ્ત્રની ભાષામાં એને એમ કહીશું કે, મન ઇંદ્રિયોના જ્ઞાનને ગ્રહણ કરે છે અને તેને "અનુભવ" કહે છે. ચેતના તેને 'મારૂં' (અહંભાવ) એવો વિચાર કરે છે અને બુદ્ધિ તેને ધ્યાનમાં લે છે.

ભાષ્યકાર વાચસ્પતિ આ માનસિક ક્રિયાનું આ પ્ર-માણે વર્ણન કરે છેઃ--જેમ ગામનો મુખી ગામના લોકો પાસેથી કર ઉઘરાવી જીલ્લાના ઉપરીને મોકલે છે અને તે અમલદાર તે ધનને રાજમંત્રીની પાસે મોકલી આપે છે તેમજ તે તેનો રાજા માટે ઉપયોગ કરે છે, તેવીજ રીતે મન આ ઇંદ્રિયો દ્વારા વિચાર ગ્રહણ કરે છે. આ વિચા-રો ચેતનાને આપે છે અને ચેતના તેમને બુદ્ધિને આપે છે, જે આત્માના કામ માટે તે ગ્રહણ કરે છે.

અહીં વાચકનુ ખાસ ધ્યાન ખેંચવા જેવું છે કે, આ સિદ્ધાંતોનો યુરોપના દર્શનકારો પણ સ્વીકાર કરે છે. મારલ સાહેબ પોતાના પુસ્તક "એલીમેન્ટ્સ ઓફ સાઈકોલોજી" માં જણાવે છે કે "વાસ્તવમાં ઇંદ્રિયજ્ઞાન શુદ્ધ નિષ્કર્મ

અવસ્થા નથી, પરંતુ તેમાં મન પણ થોડું ઘણું કામ કરે છે."

કપિલસિદ્ધાંતનું આટલું સૂક્ષ્મ વિવેચન એ અતિ પ્રાચીન કાળમાં આશ્ચર્યજનક છે. મન, અહંકાર અને બુદ્ધિને ભૌતિક સમજવી, અને તત્ત્વોની ઉત્પત્તિ અહંકારથી થવી એ સિદ્ધાંત સમજવો એ અત્યારે યુરોપે વર્કલ અને હ્યુમ સાહેબના મુખેથીજ સાંભળ્યો છે.

પંચમહાભૂત પૃથ્વી, જલ તેજ આકાશ, વાયુ તથા પાંચ સૂક્ષ્મ ભૂત રૂપ, રસ, ગંધ, સ્પર્શ અને શબ્દનું વર્ણન કરીને ઇશ્વિરકૃષ્ણ કહે છે કે, સૂક્ષ્મભૂત નેત્ર છે ? આ ગંભીર પ્રશ્નનો શું અર્થ હોઇ શકે ? તે બેશક એ સૂક્ષ્મ સિદ્ધાંતને સ્પષ્ટ કરે છે કે, જેમ સાંભળવાનું કામ ફક્ત કાન અને શબ્દના ઉત્પત્તિસ્થળની વચ્ચે પરસ્પર સંભાષણનું કોઇ તારતમ્ય હોવાથીજ થાય છે એમ નથી પરંતુ આ કાર્યના બનવાથી એ તત્ત્વમાં કંઇક ફેરફાર પણ થાય છે.

ઇશ્વિરકૃષ્ણ ફક્ત ત્રણ પ્રમાણ માને છેઃ–અનુભવ, અનુમાન અને સાક્ષી. ન્યાય ચાર પ્રમાણ માને છે. તેણે અનુભવના અનુમાન અને ઉપમાન એવા બે ભાગ કર્યા છે. વેદાંતમાં એક બીજું મોટું પ્રમાણ આપવામાં આવ્યું છે– અર્થાત્ તે "અર્થાપત્તિ" છે, જે અનુમાનનો એક ભેદ છે. દાખલા તરીકે–"રામચંદ્ર દિવસમાં ખાતો નથી, છતાં પણ તે પુષ્ટ છે–એટલે કે તે રાત્રે ખાય છે."

ઇશ્વિરકૃષ્ણ ઉપલાં ત્રણ પ્રમાણો સિવાય બીજી કોઇ વાત સ્વીકારતા નથી, પરંતુ અનુમાન, અનુભવ અને સાક્ષીથી ઇશ્વિર જગતને બનાવે છે એ સિદ્ધ થતું નથી એટલા માટે તે ઇશ્વરને માનતા નથી.

પરંતુ તે કાર્યના કારણને અવશ્ય માને છે, પણ તે કારણ અને પ્રયોજનને એકજ ગણે છે.

સ્વભાવના ત્રણે ગુણો––સત્વ, રજ અને તમને

સઘળા દર્શનકારોએ સ્વીકાર્યા છે. આ એક આનુમાનિક વર્ણન છે, જેથી જીવનની સઘળી વર્તમાન અવસ્થાઓના ભેદનું કારણ જણાય છે.

ઈશ્વરકૃષ્ણ સમસ્ત જગતને પ્રકૃતિથી ઉત્પન્ન થએલું માને છે. આ સંબંધી તે પાંચ કારણો આપે છેઃ–

(૧) વિશેષ વસ્તુઓનો સ્વભાવ પરિમિત હોય છે, અને તેનો હેતુ પણ અવશ્ય હોવો જોઇએ.

(૨) જુદી જુદી વસ્તુઓનો સાધારણ ગુણ હોય છે અને તે એકજ મૂળ જાતિના ભિન્ન ભિન્ન હોય છે.

(૩) સઘળી વસ્તુઓ નિરંતર ઉન્નતિની અવસ્થામાં હોય છે અને તેમાં પ્રસારની ક્રિયાશક્તિ હોય છે. આ એકજ આદિકારણથી ઉત્પન્ન થઇ હોય છે.

(૪) આ વર્તમાન સંસાર ફળરૂપ છે અને તેનું આદિકારણ અવશ્ય હોવું જોઇએ.

(૫) સમસ્ત સૃષ્ટિમાં એક પ્રકારનું એકત્વ છે, જેથી તેની કોઇ એકજ વસ્તુથી ઉત્પત્તિ થઇ છે એમ સિદ્ધ થાય છે.

આ પાંચે કારણોના આધાર પરથી ઈશ્વરકૃષ્ણનું કહેવું છે કે, સઘળાં સ્થૂળ અસ્તિત્વની ઉત્પત્તિ પ્રકૃતિથી-જ થાય છે.

પરંતુ "પુરુષ" એક ભિન્ન વસ્તુ છે અને તે તેનાથી ઉત્પન્ન થયો નથી તેનું કારણ પણ તેણે આપ્યું છે, જે વર્તમાન વેદાંતીઓથી જુદુંજ છે. બધી વસ્તુઓ ક્રમથી ઉત્પન્ન થઇ છે, પરંતુ તેમનો આત્મા પૃથક્ છે. ઈશ્વરકૃષ્ણ આ વાતનો સ્વીકાર કરતા નથી, પણ તે કહે છે કે, આત્મા એવી વસ્તુ છે કે જેના માટે સઘળી વસ્તુઓ બની છે. ગૌડપાદ સ્વામી દાખલો આપી કહે છે કે બિછાનું, ગાદી, તકિયા વગેરે પોતે તેના પર સૂતા નથી–સૂવાવાળો

કોઇ બીજોજ હોય છે, અને તે આજ પુરુષ છે. ઈશ્વરકૃષ્ણ પ્લેટોના આ સિદ્ધાંતનો સ્વીકાર કરે છે કે, ઉત્તમ જીવન મેળવવાની અભિલાષાથી સિદ્ધ થાય છે કે, તેને પ્રાપ્ત કરવાની સંભાવના પણ છે. ઈશ્વરકૃષ્ણ જુદા જુદા શરીરમાં જુદો જુદો આત્મા માને છે અને તેમનો આ મત વેદ અને ઉપનિષદો સાથે ગહન મતભેદ કરી દે છે.

ઈશ્વરકૃષ્ણનો પુનર્જન્મનો સિદ્ધાંત ઉપનિષદોનો સિદ્ધાંત છે, પરંતુ તેમાં કંઇક પરિવર્તન તેમણે કર્યું છે. તે કહે છે કે, આત્મા કૂટસ્થ છે. મન, બુદ્ધિ અને અહંકાર ભૌતિક છે. તેનું નિર્માણ એક સૂક્ષ્મ શરીર આત્માની સાથે રહે છે અને પ્રાણીઓના વ્યક્તિત્વ સાથે સંબંધ રાખે છે, તેમજ આ શરીરના છૂટવા સાથેજ આત્માની સાથે પાપ-પુણ્યનો અનુસાર ઉચ્ચ અને નીચ લોકોમાં જાય છે. (એમાં ૮ ઉચ્ચ લોકો છે અને પાંચ નીચ લોકો છે). પરંતુ જ્યારે આત્મા લિંગશરીરથી પૃથક્ થઇ જાય છે ત્યારે તે મુક્તિ પામે છે. આ મુક્તિ સદાને માટે હોય છે અને તે જ્ઞાનપ્રાપ્તિથીજ મળે છે. પૂર્ણજ્ઞાન મેળવ્યા છતાં પણ આત્મા કેટલાક દિવસ શરીરમાં રહે છે. અંતે તે ભૌતિક પદાર્થોથી પૃથક્ થઈ જાય છે. આ સમયે પ્રકૃતિનું કાર્ય સમાપ્ત થઇ જાય છે અને તે પોતાનું કામ બંધ કરી દે છે તેમજ સદાને માટે પૃથક થઇ જાય છે.

જર્મનીના પ્રસિદ્ધ દાર્શનિક શોપેનહોર અને વોન હાર્ટમેનના સિદ્ધાંત આની સાથે મળતા આવે છે. પરંતુ તે આત્માનો બચાવ કરે છે અને કહે છે કે, ભૌતિક તત્ત્વોનો પૂર્ણ વિકાસજ આ દૃશ્યને પ્રાપ્ત થઇ જાય છે.

આ વાત અમે કહી ચૂકયા છીએ કે, ઈશ્વરકૃષ્ણની આ સાંખ્યકારિકાજ વર્તમાન કાળમાં સાંખ્યશાસ્ત્રના અથવા સાંખ્યસિદ્ધાંતોના નામથી વિખ્યાત થઇ છે. આના આધાર પર કપિલના દાર્શનિક સિદ્ધાંતોને નાસ્તિક કહે-

વામાં આવ્યાં છે, પરંતુ જો પ્રચલિત દર્શનશાસ્ત્ર પર વિચાર કરવામાં આવે તો આપણને સાંખ્યના ઇશ્વિરવાદી હોવાનો જરા પણ સંદેહ રહે નહિ. મધ્યકાળમાં કર્મકાંડે કેટલું જોર પકડયું હતું તે વાચકો જોઇ ગયા છે. સાંખ્ય-દર્શન તેનું પૂર્ણ વિરોધી હતું એટલે તેમણે તેને ખૂબ કઠોર ભાષામાં નિરીશ્વરવાદી, નાસ્તિક, પાખંડી વગેરે નામો આપ્યાં છે.

સાંખ્યશાસ્ત્રનાં "ईश्वरासिद्धेः" સૂત્રનો તેના નાસ્તિકવાદમાં પ્રમાણ આપવામાં આવે છે. પરંતુ પાંચમા અધ્યાયમાં પ્રકૃતિ પુરુષની ઉપરાંત ઇશ્વિરની ઉત્પત્તિ સ્પષ્ટપણે સ્વીકારી છે. ઇશ્વિરને આપ્તકાય કહેવામાં આવ્યા છે, જે સાંખ્યશાસ્ત્રને આસ્તિક હોવાનું પૂરતું પ્રમાણ છે. મહાભારતમાં ભીષ્મપિતામહે પોતે કહ્યું છે કે બધા જ્ઞાનનો "ભંડાર" સાંખ્ય છે. શાંતિ પર્વમાં સાંખ્ય સિદ્ધાંતોનું ઘણું સુંદર વર્ણન છે. ગીતામાં "सिद्धानां कपिलो मुनिः" કહ્યું છે. અન્ય સ્થળોમાં પણ કપિલની ઘણી પ્રતિષ્ઠા છે. મહાભારતમાંજ કપિલસંવાદ, કપિલ સત્ર–શશી સંવાદ અને બીજાં ઘણાં સ્થળો પર પણ સાંખ્યમાર્ગની પ્રશંસા કરવામાં આવી છે. ભાગવતમાં તેમણે તેમની માતાને જ્ઞાનોપદેશ આપ્યો છે એમ લખ્યું છે. આ બધી વાતો કપિલ અને તેમના સિદ્ધાંતોને ઇશ્વિરવાદી સિદ્ધ કરે છે.

રામાયણમાં શિવજી પાર્વતીને કહે છે કે, સાંખ્ય આસ્તિક શાસ્ત્ર છે. તેમાં જે એકાત્મતાનો ભેદ છે તેમાં સાંખ્યજ પ્રમાણ છે. સાંખ્યનો દ્વૈતવાદ ઉત્તમ છે.

પાછળથી કહેવામાં આવ્યું છે કે ઉપરિચર, વસુ, પૃથુ, શ્રીરામ વગેરેએ પોતપોતાના યજ્ઞોમાં કપિલને નિમંત્રણ આપ્યું હતું. જો તે ઇશ્વિરવાદી ન હોત તો આર્ય સંસ્કૃતિમાં તેમનો આટલો આદર ન હોત.

"ईश्वरासिद्धेः" સૂત્ર પર પ્રસિદ્ધ વિજ્ઞાનભિક્ષુનું

કથન છે કે, બધા સૂત્ર કરતાં આજ સૂત્ર તેમનું ઈશ્વર-વાદીપણું સિદ્ધ કરે છે. જો તે અનીશ્વરવાદી હોત તે "ईश्वरासिद्धेः" સૂત્રના સ્થાન પર ईश्वराभावात्" એમ કહેત. આ સૂત્રનો તો કેવળ આજ અર્થ છે કે, ઈશ્વર વિના બધા તત્ત્વો સિદ્ધ કરી શકાય છે અને ઈશ્વર તર્કથી અથવા વિવેચનાથી સિદ્ધ કરી શકવા યોગ્ય નથી–તે "આપ્તકાય" છે. વિજ્ઞાનભિક્ષુનું કહેવું છે કે, આ દર્શન શ્રુતિની અનુ-કૂળ આપત્તિ અથવા યુક્તિવાદપૂર્ણ છે.

('સુધા' શ્રાવણ વર્ષ ૩, ખંડ ૧ સંખ્યા ૧ માના લેખનો અનુવાદ)

•





# २–भक्त हनुमान

(લેખકઃ–શ્રી. ચંદ્રશંકર પ્રાણશંકર શુક્લ)

मनोजवं मारुततुल्यवेगं, जितेन्द्रियं बुद्धिमतां वरिष्ठम्।
वातात्मजं वानरयूथमुख्यं, श्रीरामदूतं शरणं प्रपद्ये ॥

રામાયણ એ ભારતવર્ષના વ્યક્તિગત અને સામાજિક આદર્શનું સંગ્રહસ્થાન છે; ભારતવર્ષનું પ્રાણસર્વસ્વ એમાં રેડાએલું છે, અને ભારતવર્ષે પુરુષાર્થની પોતાની કલ્પના એની અંદર પૂરેપુરી ગૂંથી દીધી છે. તેથી, આજે મૂળ રામાયણને રચાયાને શતાબ્દિઓ વહી ગયા છતાં રામાયણની કથા જીવન્ત છે, રામાયણની પ્રતિભા અક્ષય્ય છે અને એમાંથી ભારતવર્ષનાં સ્ત્રી–પુરુષ આબાલવૃદ્ધ સૌને નિરંતર પ્રેરણા મળ્યાજ જાય છે. આદર્શ પુત્ર, આદર્શ ભાઈ, આદર્શ સ્ત્રી, આદર્શ શત્રુ, સર્વનાં ચરિત્રની કથા આજ પણ ભારતવાસીઓના કર્ણમાં ગુંજી રહે છે અને તેમનાં હૃદયને પુનિત કરે છે. રામનાં સત્યનિષ્ઠા અને પ્રજારંજન, લક્ષ્મણનાં બ્રહ્મચર્ય અને સેવાભાવ, ભરતની ત્યાગવૃત્તિ અને નમ્રતા, સીતાની પતિભક્તિ અને તેજસ્વિતા, ઉર્મિલાનાં તિતિક્ષા અને આત્મવિલોપન, કૌશલ્યાનો પુત્રપ્રેમ, વિભીષણની ન્યાયનિષ્ઠા, ગુહની મિત્રભક્તિ–એ સૌનું સ્મરણ દરેક ભારતવાસીના હૃદયને ઉન્નત કરી તેમાં ઉદાત્ત ભાવના પ્રેરે છે અને રામાયણનો યશ ચિરસ્થાયી કરે છે.

પુત્ર, ભ્રાતા, સ્ત્રી, માતા એ સૌથી વધારે નહિ તો

તેટલું જ મહત્ત્વનું સ્થાન ગૃહસંસારમાં સેવકનું–સચિવનું છે. રામાયણનો–હિન્દુ સંસારનો આદર્શ સેવક–આદર્શ સચિવ મારુતિ હનુમાન છે. રામાયણાકાશનાં તેજસ્વી નક્ષત્રોમાં હનુમાનનું તેજ અનેરૂં છે; એની દીપ્તિ જ્વલંત છતાં સૌમ્ય છે–આંખને ભરી નાખતી નથી.

હનુમાન ! હનુમાનનું પ્રથમ સ્મરણ થતાં તેના અપરિમિત બાહુબળનું–પરાક્રમનું–સ્મરણ થાય છે. ફળ માની સૂર્યને પકડવા દોડતા બાળક મારુતિની મૂર્તિ; સો યોજનના વિશાળ સમુદ્ર પર ઉડતી મહાકાય હનુમાનની મૂર્તિ; લંકાના ઘેરામાં શરીરની દરકાર કર્યા વિના ચોદિશ ઘૂમતી અને દક્ષ પ્રજાપતિના યજ્ઞમાં ભીષણ તાંડવ કરતા તથા ભંગાણ પાડતા રુદ્રના જેવી રાવણના રણયજ્ઞમાં ઊછળી ઊછળીને ગાજતા વજ્રકાય હનુમાનની મૂર્તિ; દ્રોણ પર્વતને ઉપાડી આકાશમાર્ગે વાયુવેગે ધસી આવતી મહાપરાક્રમી મૂર્તિ—એમ અનેક મૂર્તિઓ એક પછી એક દૃષ્ટિ સમક્ષ ઊભી થાય છે.

હિંદુસ્તાનમાં લોકો શક્તિના ભૂખ્યા થયા અને શક્તિપૂજાનું પ્રાબલ્ય થયું; તેની સાથે હનુમાનના અંગબળ પર ભાર દેવાયો, મારુતિ હનુમાન તે બજરંગ બલી—બલભીમ બન્યો, અને ભૈરવ ચામુંડાની સાથે હનુમાનની પણ શક્તિમાર્ગના દેવતામંડળમાં સ્થાપના થઈ. વજ્રકાય બાળબ્રહ્મચારી હનુમાન પાસેથી જારણ, મારણ, ઉચ્ચાટન અને વશીકરણ જેવી અભદ્ર સિદ્ધિઓની યાચના થવા લાગી. પણ રામદૂત હનુમાન આ સ્થિતિમાં ઝાઝા દિવસ સુધી રહે એમ ન હતું. થોડાજ દિવસમાં મારુતિ ઉપાસના વિશુદ્ધ થઇ અને બ્રહ્મચારી વીરોમાં અને પહેલવાનોમાં જ તે પ્રિય થઇ પડી. હનુમાન એટલે માત્ર અંગબળ નહોતું; એકલું અંગબળ કદી સાર્વત્રિક પૂજાને પાત્ર ગણાયું નથી. એકલા શરીરસામર્થ્યે કોઈ દિવસ સમસ્ત રાષ્ટ્રના હૃદયમાં ચેતન સ્ફુરાવ્યું નથી.

હનુમાનનું જેણે માત્ર બાહુબળ જ જોયું છે તેણે હનુ-
માનના પ્રતિભાશાળી વ્યક્તિત્વનો એક અલ્પ અંશમાત્ર-
જ નિહાળ્યો છે.

ઋષ્યમૂક પર્વતની તળેટીમાં રામલક્ષ્મણની સાથે
હનુમાનનો પ્રથમ મેળાપ થયો ત્યારે જ તેની વિશુદ્ધ
કલ્યાણી હૃદયહર્ષિણી વાણીથી, બુદ્ધિચાતુર્યથી અને આ-
ર્જવથી પ્રસન્ન થઇને આખા સંવાદને અંતે રામે લક્ષ્મણ-
ને કહ્યું હતું કે 'આણે ઋવેગ્દ, યજુર્વેદ, સામવેદ ત્રણેનું
અધ્યયન અને વ્યાકરણનો અભ્યાસ કર્યાં જણાય છે.'

बहु व्याहरतानेन न किंचिदपशब्दितम् ।

અશોકવનમાં સીતાની સાથે વાત કરવાનો પ્રસંગ
આવ્યો ત્યાં તેને સંસ્કૃતમાં બોલવાનું મન થઇ આવ્યું
હતું, પણ સીતા એને રાવણ માનીને ડરી જાય અને
બૂમ પાડી ઉઠે એ ભયથી એ લાલચ તેને દબાવી દેવી
પડી હતી. સમુદ્રકિનારે જાંબુવાને પણ એનાં વિદ્વત્તા
અને ચાતુર્યની પ્રશંસા કરી હતી.

પણ આદર્શ સેવકના ગુણોની પર્યાપ્તિ એકલા શરી-
રબળથી કે બુદ્ધિચાતુર્યથી થતી નથી. સેવકમાં જે અઢ-
ળક સ્વામિભક્તિની જરૂર છે તે હનુમાનમાં પૂરેપુરી હતી.
વાલિના ભયનો માર્યો બચ્યોજચ્યો સુગ્રીવ વનેવન રવડતો
હતો; આખી પૃથ્વી ઢૂંઢી વળ્યો છતાં વાલિના સુરક્ષિત
ભયથી એવું સ્થાન તેને ન જડયું. હનુમાનથી મિત્રનું
આ દુઃખ ન જોવાયું. કિષ્કિન્ધાનાં સુખ છોડીને તે સુગ્રી-
વને જઇ મળ્યો, તેને વાલિથી સુરક્ષિત એવી મતંગ
ઋષિના આશ્રમની જગા બતાવી, અને સુગ્રીવની સાથે
રહેવા લાગ્યો. આ નિઃસ્વાર્થ સેવકની વફાદારી જિંદગી-
ભર કાયમ રહી. હનુમાનની સરદારી નીચે સીતાની ખોળ-
માં દક્ષિણ દિશાએ નીકળેલી ટુકડી રસ્તામાં ભૂલી પડી
અને એક માસની મુદત વહી ગઇ, ત્યારે ઉગ્રશાસન

સુગ્રીવના દંડના ભયથી વાનરોમાં પાછા ફરવાની હિંમત રહી નહિ. અંગદને રાજા મનાવી અરણ્યમાં રાજ્ય સ્થાપવાનું કાવતરૂં રચાયું અને અંગદ તેમાં ભળ્યો. પણ સ્વામિભક્ત હનુમાનથી આ સહન ન થયું. તેણે ભેદનીતિનો પ્રયોગ કરી કાવતરૂં ફોડયું અને વાનરોને ઉત્સાહયુક્ત કર્યા.

વફાદાર છતાં હનુમાન હા જી હા કરનાર નહોતો. સુગ્રીવને પ્રસંગ પડયે કડવી સલાહ આપતાં પણ તે અચકાતો નહિ. સુગ્રીવના રાજ્યાભિષેક પછી આખું કિષ્કિન્ધા વિલાસની ગાઢ નિદ્રામાં પડયું ત્યારે હનુમાન એકલો જાગ્રત હતો. એની ચકોર આંખો પરિસ્થિતિનું અવલોકન કરતી હતી. લક્ષ્મણ સુગ્રીવને ચેતવણી આપવા આવ્યો ત્યાર પહેલાં ઘણા વખતપર હનુમાને સુગ્રીવને તેના વચનની યાદ દેવડાવી કાર્યમાં પ્રવૃત્ત કરવા પ્રયત્ન કર્યો હતો. લક્ષ્મણ ક્રોધાવિષ્ટ થઇને આવ્યો ત્યાંસુધી સુગ્રીવની ઉંઘ ઉડી નહોતી. હનુમાને તેને ઢંઢોળીને ઉઠાડયો અને એક મોટી આફતમાંથી તેને ઉગારી લીધો.

રામના પ્રથમ દર્શનેજ હનુમાનની વીરપૂજાની વૃત્તિએ તેના હૃદયમાં રામભક્તિની પ્રબળ ભાવના ઉત્પન્ન કરી. સુગ્રીવનો દૂત તે રામનો દૂત બન્યો. હૃદયમંદિરમાં સુગ્રીવની જગાએ રામની મૂર્તિની સ્થાપના થઇ. સીતાની શોધ કરીને હનુમાને દૂતપણાની પોતાની યોગ્યતા સિદ્ધ કરી અને રામનો માનપાત્ર બન્યો, છતાં હનુમાનની વિવેકબુદ્ધિ ગર્વથી અસ્પૃષ્ટ હતી.

જ્યાં સર્વની ગતિ સંકુચિત થઈ જાય ત્યાં હનુમાનની બુદ્ધિ ઝડપથી ધસી જતી અને ગમે તેવાં સંકટમાં પણ રસ્તો કાઢતી; છતાં પરાક્રમના ઉત્સાહના વેગથી એણે બુદ્ધિને કલુષિત થવા દીધી નથી. અશોકવનમાં ઝાડ પર બેઠાં બેઠાં એને રાવણ જોડે યુદ્ધ મચાવવાનો, રાક્ષસકુળનું નિકંદન કરવાનો ને અશોકવનને રંજાડવાનો ઉત્સાહ

ઉછળી આવ્યો હતો. એના જેવા પરાક્રમશાળીને માટે શૂરાતન દાખવવાનો પ્રસંગ જતો કરવો એ કઠણ હતું; છતાં એની નિત્યજાગ્રત કર્તવ્યબુદ્ધિએ ઉત્સાહના વેગને રોકયો અને રામનું કાર્ય વણસી જશે એનું ભાન કરાવ્યું. હનુમાને કહ્યું કે આ શૂરાતન કે ડહાપણ બતાવવાનો પ્રસંગ નથી. કારણ કે–

'घातयन्ति हि कार्याणि दूताः पण्डितमानिनः ।'

છતાં સીતાને રામનો સંદેશ અને મુદ્રિકા આપ્યા પછી રાવણને કંઈક ચમત્કાર બતાવ્યા વિના જવું તે શૂરા હનુમાનને ન રુચ્યું. તેણે અશોકવન રંજાડયું અને રાવણ પાસે જવાનો માર્ગ મેળવ્યો. પરાક્રમી હનુમાન રાવણના બાહુબળ અને પરાક્રમની કદર કરી શકયો, છતાં રાવણના પ્રતાપથી અંજાયો નહિ. રાવણને તેણે ઉપદેશનાં જે વચન કહ્યાં તેમાં તેને ધર્મબુદ્ધિ, તેજસ્વિતા અને આત્મવિશ્વાસનું દર્શન કરાવી દીધું અને રામના મહિમાની પ્રતીતિ કરાવી.

રાવણે હનુમાનનો વધ કરવાનો નિશ્ચય કર્યો ત્યારે હનુમાને યુક્તિ રચીને લંકા બાળી અને ત્રાસ વર્તાવ્યો. આમ છતાં શૂરાતનમાં ક્રૂરતા નથી હોતી; સાચો વીર કરુણાપૂર્ણ હોય છે; દુઃખીનું દુઃખ જોતાં તેનું હૈયું દ્રવી જાય છે. લંકાને બાળી હનુમાન સમુદ્રકિનારે આવ્યો ત્યાં અનેક નિર્દોષ જીવોને પીડા કર્યાના સંતાપ અને પશ્ચાત્તાપથી એનું હૃદય સમસમી ઊઠયું. આખી લંકા ઢૂંઢી વળ્યા છતાં જ્યારે સીતાની ભાળ નહોતી લાગી ત્યારે હનુમાને ચિતા ખડકીને અથવા પ્રાયોપવેશન કરીને મરવાનો નિર્ધાર કર્યો હતો, પણ એની કર્તવ્યબુદ્ધિએ એને તેમ કરતાં વાર્યો હતો. આ વેળા કરુણાથી સંતપ્ત થઈ તેણે ફરી પ્રવ્રજ્યા લઈ તપસ્યા આદરવાનો કે પ્રાણસંન્યાસ કરવાનો નિશ્ચય કર્યો.

ધર્મચ્યુતિ થાય ત્યારે પ્રાણસંન્યાસ કરવો એ

આર્યોનો આદર્શ હતો. બ્રાહ્મણ તપથી ચળે, ક્ષત્રિય રણમાંથી પલાયન કરે અને વૈશ્ય કોલકરાર તોડે ત્યારે તેમને પ્રાણસંન્યાસ એ જ પ્રાયશ્ચિત્ત મનાતું. હનુમાનની આર્યવૃત્તિએ તેને આર્યોનો એ જ રાજમાર્ગ સૂઝાડયો; અને રામ પ્રતિની વફાદારી અને સમુદ્રને સામે કિનારે એક પગે ઊભા રહેલા વાનરયૂથની દયા આડે ન આવ્યાં હોત તો હનુમાને લંકાને પાદરે, સાગરને કિનારે પ્રવ્રજ્યા કે પ્રાણસંન્યાસ કર્યાં પણ હોત.

હનુમાનની સરળતા અનુપમ હતી; કપટ એના હૃદયને સ્પર્શ કરવા અસમર્થ હતું, અને નિષ્કપટી માણસને નિરંતર શંકાશીલ બનીને ફરવાપણું નથી હોતું–જગતની ભલાઇ વિષે તેને પૂરેપુરો વિશ્વાસ હોય છે. હનુમાનને પણ એવો વિશ્વાસ હતો. રાવણનો ત્યાગ કરીને રામની પાસે આવતા વિભીષણ તરફ સૌ શંકાની નજરે જોતું હતું. સુગ્રીવ, અંગદ વગેરે સૌ સેનાનીઓએ પોતાની શંકા વ્યક્ત કરી હતી, તે વખતે હનુમાને વિભીષણનો સ્વીકાર કરવા રામને વિનવી વીરોચિત ઉદારતા પ્રગટ કરી હતી.

બ્રહ્મચર્યનો મહિમા તો ભારતવર્ષમાં સર્વ કાળે ગવાયો છે. રામાયણ એ ભારતવર્ષના ગૃહસંસારનું મહાકાવ્ય છે તેથી એમાં બ્રહ્મચર્યનો આદર્શ ઉજ્જ્વળ રંગે ચીતરવામાં આવ્યો છે. બાર વરસ સુધી ગુડાકેશ બનીને તપસ્યાની અવધિ વાળનાર અને સીતાનાં ચરણથી પણ ઉંચી દૃષ્ટિ ન નાખવા જેટલો કઠોર સંયમ પાળનાર લક્ષ્મણ, અને આજીવન બ્રહ્મચારી રહેનાર પરમતેજસ્વી હનુમાન, એ બે રામાયણના આદર્શ બ્રહ્મચારીઓ છે. સુગ્રીવના મહેલમાં જતાં નૂપુરનો રણકાર અને કાંચી (કંદોરા) નો ખણખણાટ સાંભળીને ધર્મભીરુ લક્ષ્મણ લજ્જિત થઇ ગયો હતો. મદ્યપાનથી મદવિહ્વળ શિથિલાંગી તારા અંતઃપુરમાંથી નીકળી સમીપ આવીને ઉભી રહી ત્યારે પણ સ્ત્રીદાક્ષિણ્ય લક્ષમણ ઉદાસીન થઇ નીચું મોં કરી ઉભો રહ્યો

હતો. માનસિક બ્રહ્મચર્યનો રજભર પણ ભંગ ન થઇ જાય એટલા માટે પાપભીરુ લક્ષ્મણે વર્તનની એટલી બધી કડકાઇ રાખી હતી.

એવોજ પ્રસંગ હનુમાનને લંકામાં આવ્યો. રાવણના અંતઃપુરના પાનગૃહમાં ભુંજેલા માંસના ઢગલેઢગલા પડયા હતા. મદ્યનાં અસંખ્ય પાત્ર વેરણછેરણ પડયાં હતાં અને એ સર્વની વચ્ચે અનેક રાક્ષસ લલનાઓ પાનવ્યાયામથી શ્રમિત થઇ વિસ્ખલિત વસ્ત્રવાળી થઇ લાજનું ભાન ભૂલીને જેમતેમ પડીપડી ઉંઘતી હતી. એ જોતાંની સાથે હનુમાન ચમકી ઉઠયો અને ધર્મભ્રષ્ટની શંકાથી લજ્જિત થઇને વિમાસવા લાગ્યોઃ 'અરે, આ પરદારાઓને સૂતેલી જોઇ છે એથી નક્કી મારા ધર્મનો લોપ થશે. જેણે આજ સુધી પરસ્ત્રીનું મુખ પણ નિહાળ્યું નથી તે હું, આજ આ પારકાના અંતઃપુરમાં કયાં આવી પડયો?' આવી શંકા જ કોઇ વાર ધર્મલોપનું કારણ થઇ પડે છે, એ હનુમાનની નિશ્ચયાત્મક બુદ્ધિએ ક્ષણવારમાં જોઇ લીધું. અડગ ઉભા રહીને તેણે શંકાને ખંખેરી નાખીઃ 'ભલેને મારાથી રાવણની બધી સ્ત્રીઓનુ દર્શન થયું હોય; મારા મનમાં કશી વિકૃતિ ઉત્પન્ન થઇ નથી. મન દૃઢ છે ત્યાંસુધી ઇંદ્રિયો સુરક્ષિત છે. અને મારૂં મન તો શુભાશુભ ગમે તેવી અવસ્થામાં સ્થિરતા ખોવાનુ નથી.' જેણે હનુમાન જેવું કડક માનસિક બ્રહ્મચર્ય પાળ્યું હોય તેજ આટલો આત્મવિશ્વાસ રાખી શકે.

જે કાળે દશરથ જેવા ધર્મનિષ્ઠ ગણતા આર્ય રાજાઓ અનેક રાણીઓ પરણે, જે કાળે આર્ય–અનાર્યની અન્તરાલના વાનરલોકના રાજા માતાસમી જ્યેષ્ઠ બંધુની પત્નીની સાથે બબ્બે વખત ઘરઘરણું કરવા જેવું 'સ્મૃતિભિન્ન' કર્મ કરતાં આંચકો ન ખાય, જે કાળે અનાર્ય રાક્ષસો પરદારાગમન અને પરસ્ત્રીહરણને સ્વધર્મ માને, તે કાળે જ રામના એકપત્નીવ્રતનો આટલો મહિમા ગવા-

યે છે. હનુમાનનાં એકાન્તિક બ્રહ્મચર્ય અને તપસ્યાનો મહિમા એથીએ મહાન છે—સર્વ યુગને માટે મહાન છે.

આ સર્વ આર્યત્વના ગુણથી હનુમાન એ જન્મે કિષ્કિન્ધાનો અનાર્ય વાનર છતાં, હનુમાન ગુણે અને કર્મે આર્ય છે. તેનામાં બ્રાહ્મણનાં ત્યાગ અને તિતિક્ષા છે, ક્ષત્રિયનાં તેજસ્વિતા અને શૌર્ય છે, વૈશ્યનાં કર્તવ્યનિષ્ઠા અને દીર્ઘદૃષ્ટિ છે, અને શૂદ્રનાં પરિચર્યા અને અનસૂયા છે. વાનરવૃત્તિનો સુગ્રીવ એનો સ્વામી છે, છતાં એના હૃદયનો વીર તો આર્યવૃત્તિનો રામ છે. હનુમાનના આ આર્યત્વને આર્યશિરોમણિ રામ અને ભરતે સ્વીકાર્યું છે, અને કવિકુલભૂષણ ભવભૂતિએ 'ઉત્તરરામચરિત'માં લક્ષ્મણને મુખેથી આર્ય હનુમાન એ માનપ્રદ ઉદ્ગાર કઢાવી એમાં પૂર્તિ કરી છે.

હનુમાન આર્ય છે એટલુંજ નહિ પણ આદર્શ આર્ય છે; છતાં રામાયણમાં તેણે પોતાની જાતને આગળ પડીને દેખાવા દીધી નથી રામને પડખે રહીને રામની દેદીપ્યમાન વિભૂતિમાં તેણે પોતાની જ્યોતિ મિલાવી દીધી છે, અને એમાંજ શિષ્યત્વનો ઉત્કર્ષ છે. ગુરુના વ્યક્તિત્વમાં પોતાના વ્યક્તિત્વને લીન કરી નાખવું અને ગુરુનો મહિમા વધારવો એ ભારતવર્ષની પ્રાચીન પરંપરા છે. હનુમાન એ પરંપરાનો એક મહાન સ્તંભ છે.

હનુમાને સુગ્રીવને માટે પણ ત્યાગ ઓછો કર્યો નથી. હનુમાને ધાર્યું હોત તો એનામાં રાજ્ય ચલાવવાની શક્તિ અને યોગ્યતા હતી. વાનરોનો એ યૂથપતિ તો હતો જ; છતાં જે ધાર્મિક અને ધર્મપ્રાપ્ત વસ્તુ નથી એ મેળવવાની લાલસા સુદ્ધાં કરવા જેટલી હીનતા હનુમાનમાં સંભવતી નહોતી. હનુમાને તો હમેશાં સુગ્રીવની પીઠે રહી દુઃખમાં ને સુખમાં એકાગ્ર ચિત્તથી તેની સેવા કરી છે, તેનું રાજ્ય ચિરકાળ ટકે એને માટે રાતદિન જહેમત ઉઠાવી છે, અને છતાં આરંભથી અંત સુધી

રાજ્યલોભ, સત્તાલોભ કે કીર્તિલોભથી નિર્લેપ રહ્યો છે. રાજાની—રાષ્ટ્રની સેવામાં આમરણ તત્પર રહેવું અને વખત આવ્યે જીવ પણ આપવો એ હિંદુસ્તાનની પરંપરાનો ઉજ્જવળ આદર્શ હનુમાને પૂરો પાડયો છે. એકજ હનુમાનમાં હિન્દુ સંસારને આદર્શ વીરપૂજક અને આદર્શ સેવક મળ્યા છે.

લંકાનું યુદ્ધ પૂરૂં થઇ ગયું છે. સીતાદેવી અશોકવનમાંથી આવી અગ્નિશુદ્ધ થઈ રામની સાથે અયોધ્યા આવ્યાં છે. સાથે વિભીપણ છે, સુગ્રીવ છે, અંગદ છે, હનુમાન છે, વાનરસેના પણ છે. રામનો અભિપેક થાય છે, અભિપેકવિધિ થઈ ગયો છે, રામ સૌને સૌની યોગ્યતા પ્રમાણે દાન–ઉપહાર આપે છે. સીતાને કંઠે રામે પહેરાવેલો હાર સીતાએ ઉતારી નાખ્યો અને ચારે તરફ નજર ફેરવવા લાગી. રામે કહ્યું: 'તારી ઇચ્છા હોય તેને એ હાર પહેરાવી દે.' સીતા કોને હાર પહેરાવે ? તેજ, ધૃતિ, યશ, દાક્ષ્ય, સામર્થ્ય, વિનય, નય, પૌરુપ, વિક્રમ, બુદ્ધિના સાગરરૂપ હનુમાન—સીતાને સહોદર સમાન વહાલો હનુમાન--ઉભો હતો તેના ગળામાં સીતાએ હાર પહેરાવી દીધો. આખી જીંદગીની સેવાની કદર સીતાના એક હારે કરી દીધી.

અભિપેકની સમાપ્તિ થઇ અને સૌ રામચંદ્રનો આશીર્વાદ લઇને પોતપોતાને સ્થળે જવા વેરાવા લાગ્યું. વિભીપણ લંકા તરફ વળ્યો, સુગ્રીવ ગયો, અંગદ પણ ગયો. વાનરસેના કિષ્કિન્ધા જવા નીકળી. એક હનુમાન રહ્યો. હનુમાન કયાં જાય ? તેણે તો જીવનસર્વસ્વ રામને સમર્પણ કર્યું હતું. રામ વિના એને જગતમાં બીજું કશું પ્રયોજન ન હતું. એનું ચિત્ત રામમાં લય પામ્યું હતું. તેણે રામને પગે પડીને ભૂતળ ઉપર રામકથા કાયમ રહે ત્યાં સુધીના આયુષ્યની માગણી કરી.

यावद्रामकथा वीर चरिष्यति महीतले ।

तावच्छरीरे वंत्स्यन्तु प्राणा मम न संशयः ॥

રામ સિંહાસન ઉપરથી ઉતરી હનુમાનને પ્રેમથી ભેટયા અને કહ્યું: 'હનુમાન ! મારી કથા જ્યાંસુધી જગતમાં રહેશે ત્યાં સુધી તારી કીર્તિ અને તારૂં આયુષ્ય બંને અવિચળ રહેશે. જ્યાં સુધી દુનિયા ચાલશે અને મારી કથાનું સહેજ પણ સંભારણું રહેશે ત્યાં સુધી તું પૃથ્વી પર વિચરતો રહીશ. હનુમાન ! તારા અનેક ઉપકારનો હું શી રીતે બદલો વાળીશ ?'

ધન્ય છે આદર્શ સેવક અને આદર્શ સ્વામી ! આજે યુગ વહી ગયો, પણ એ સેવકસ્વામીના યુગલનું સ્મરણ કરતાં હૃદય કૃતકૃત્ય થઈ ઉભરાઈ જાય છે !

રામાવતારની સમાપ્તિ થઈ. સીતાએ ભૂમિપ્રવેશ કર્યો, રામ મહાપ્રસ્થાન કરી સ્વર્ગલોકમાં ગયા, અને હનુમાન રામકથાનું શ્રવણ કરવા ભૂલોકમાં રહ્યા. જ્યાં જ્યાં રામકથાનું પારાયણ થાય છે, રામસીતાના નામનું રટણ થાય છે ત્યાં વૃદ્ધ ધવલશીર્ષ હનુમાન આવીને બેસે છે, અને રામસીતાના એ ગત યુગનું સ્મરણ કરી કરી '**ते हि नो दिवसा गताः**' કહીને ઊંડો નિસાસો નાખે છે.

રામાયણ એ ભારતવર્ષનો સનાતન વારસો છે. યુગેયુગે એમાં નવો પ્રાણ રેડાયો છે. યુગે યુગે પોતપોતાનું રામાયણ રચ્યું છે. આ યુગમાં રહેલા આપણે જો એ રામાયણ પ્રત્યક્ષ કરવું હોય તો હનુમાનનાં અથાગ વીર્ય, અપ્રતિહત પ્રજ્ઞા, અનન્ય સેવાભાવ, કઠોર સંયમ, અનુપમ તિતિક્ષા, અદ્ભુત ત્યાગ, અડગ કાર્યનિષ્ઠા અને પ્રાણવાન તેજસ્વિતા આપણાં જીવનમાં પ્રત્યક્ષ કરી બતાવવાં પડશે. ભારતવર્ષમાં જે દિવસે હનુમાન પાકશે તે દિવસે રામાયણ એ ભૂતકાળની કથા મટી વર્તમાનકાળની પ્રત્યક્ષ કથા થશે.

('હરિજનબંધુ'ના એક અંકમાંથી)



# ૩—સદ્‌ગુણવતી કૈકેયી

(અનુવાદક—શ્રી. છગનલાલ હરિલાલ પંડ્યા, બી. એ.)

આખા રામાયણમાં મહારાણી કૈકેયીનું ચરિત્ર સર્વથી વધારે બદનામ થયેલું છે. જેણે સમસ્ત વિશ્વના પરમ પ્રિય પ્રાણારામ રામને વિના અપરાધ વનમાં મોકલવાનો અપરાધ કર્યો તેને પાપિની—કલંકિની—રાક્ષસી—કુળવિનાશિની કહે એમાં કંઇ આશ્ચર્ય નથી. સમસ્ત સદ્‌ગુણોના આધાર એવા જગદાધાર રામચંદ્રજી જેની આંખોને કાંટા સમાન બની ગયા તેના ઉપર ગોળીઓનો વરસાદ ન વરસે તો બીજા કોના પર વરસે ? આથીજ લાખો વર્ષ વીતી ગયા છતાં આજ પણ જગતનાં નરનારી કૈકેયીનું નામ સાંભળતાં જ નાકનું ટેરવું ઉંચું ચઢાવીને બે—ચાર ગાળો દીધા વિના રહેતાં નથી. પરંતુ તેથી એમ સમજવાનું નથી કે, કૈકેયી સર્વથા દુર્ગુણોની ખાણ હતી કે એનામાં કાંઇ સદ્‌ગુણ હતોજ નહિ. સાચી વાત તો એ છે કે, શ્રીરામ—વનવાનનું કૈકેયી કારણ હોવાનો પ્રસંગ નીકળી જાય તો કૈકેયીનું ચરિત્ર રામાયણમાંની લગભગ બધી સ્ત્રીઓના ચરિત્ર કરતાં શ્રેષ્ઠ છે એમ કહ્યા વિના ચાલે જ નહિ. કૈકેયી રામવનવાસનું કારણ થઇ તેમાં પણ એક ગુપ્ત રહસ્ય છુપાયેલુ છે. તે પ્રકટ થતા એટલુ સિદ્ધ થાય છે કે, રામચંદ્રજીના અનન્ય તથા અનુકૂળ ભક્તોમાં કૈકેયીનું સ્થાન સર્વથી ઉચ્ચ છે. આ સંબંધે હવે પછી વિચાર કરીશું. પ્રથમ કૈકેયીના અન્ય ગુણો ઉપર દૃષ્ટિ નાખીએ.

કૈકેયી મહારાજ કેકયની પુત્રી અને દશરથ રાજાની નાની રાણી હતી. તે એક અપ્રતિમ સુંદરી હતી એટલુંજ નહિ પણ પ્રથમ શ્રેણીની પતિવ્રતા તથા વીરાઙ્ગના પણ હતી. બુદ્ધિમત્તા, સરળતા, નિર્ભયતા, દયાળુતા આદિ સદ્ગુણો એના જીવનમાં પૂર્ણ રીતે વિકસ્યા હતા. એણે પોતાના પ્રેમ તથા સેવાભાવથી મહારાજાના હૃદય ઉપર એટલો તો અધિકાર મેળવ્યો હતો કે મહારાજ ત્રણે પટ-રાણીઓમાં એને સર્વથી અધિક માન આપતા હતા. પતિ-સેવાને માટે એ જે કહો તે કરવાને સદા તત્પર હતી.

એક સમયે મહારાજા દશરથ, દેવતાઓને સહાય કરવા માટે શમ્બરાસુર નામે રાક્ષસની સાથે યુદ્ધ કરવા ગયા હતા. તે વખતે કૈકેયી પણ પતિની સાથે રણભૂમિમાં ગઇ હતી; તે કંઇ આરામ કે સુખ ભોગવવા માટે નહિ, પણ સેવા તથા શૌર્યથી પતિદેવને સુખી કરવા માટે. કૈકેયીનું પાતિવ્રત તથા વીરત્વ એ પરથી દેખાઇ આવે છે કે, યુદ્ધમાં મહારાજાનો સારથિ હણાતાં એણે પોતે બહુ કુશળતાથી સારથિનું કામ કરીને મહારાજાને સંક-ટમાંથી બચાવ્યા હતા. એજ યુદ્ધમાં બીજી વાર એવી એક ઘટના બની કે, મહારાજા ઘોર યુદ્ધ કરી રહ્યા હતા એટલામાં એમના રથનાં પૈડાંની ધરી નીકળી પડી. મહા-રાજાને તો એ વાતની ખબરે ન પડી; પણ કૈકેયીએ તે જોયું કે તરતજ પતિની વિજયકામનાથી, મહારાજને કંઇ પણ કહ્યા વિના એણે એકદમ ધરીની જગાએ પોતાનો હાથ ગોઠવી દીધો અને પોતે બહુ ધીરજથી બેઠી રહી. આ સમયે વેદનાથી એની આંખોએ અંધારાં આવવા લાગ્યાં, પણ એણે પોતાનો હાથ હઠાવ્યો નહિ. આ વિકટ સમયે એણે જો બુદ્ધિમત્તા તથા સહનશીલતાથી કામ લીધું ન હોત તો મહારાજાના પ્રાણ બચવા કઠિન થઇ પડત.

શત્રુઓનો સંહાર કર્યા પછી જ્યારે મહારાજને આ બાબતની ખબર પડી ત્યારે એમના આશ્ચર્યનો પાર

રહ્યા નહિ. કૃતજ્ઞતા તથા આનંદથી એમનું હૃદય ભરાઇ ગયું. આટલી વીરતા તથા ત્યાગપૂર્ણ કાર્ય કરવા છતાં કૈકેયીના મનમાં જરાએ અભિમાન જેવું ન હતું. પતિ પર પોતે કંઇ અહેસાન કરતી ન હતી. મહારાજે વરદાન માગવાનું કહ્યું ત્યારે એ બોલી કે "મારે તો આપના પ્રેમ સિવાય બીજું કંઇ જ જોઇતું નથી."

પણ મહારાજે જ્યારે કોઇ વાતે માન્યું નહિ અને બે વર માગવાની હઠ પકડી ત્યારે **દૈવી પ્રેરણાને વશ બનીને** એણે એટલું જ કહ્યું કે "જરૂર પડશે ત્યારે માગી લઇશ." આમ કહીને એણે પોતાનો પિંડ છોડાવી લીધો. એનો આ અપૂર્વ ત્યાગ સર્વથા પ્રશંસનીય છે.

મહારાજે ચૈત્ર માસમાં શ્રીરામના રાજ્યાભિષેકની તૈયારી કરવા માંડી. કોણ જાણે શા કારણે, એમને આ સમયે ભરત-શત્રુઘ્ન પરદેશ હતા ત્યાંથી આ ઉત્સવમાં ભાગ લેવાને ન બોલાવ્યા, તેમ કેકયરાજને પણ નિમંત્રણ ન મોકલ્યું. એમ કહેવાય છે કે, કૈકેયીના વિવાહસમયે મહારાજાએ ધારેલું કે એમનાથી થનાર પુત્રને રાજ્યનો અધિકારી બનાવવો. પરંતુ રઘુવંશની પ્રથા જોતાં અને શ્રીરામ ઉપર એમની અધિક પ્રીતિ હોવાથી એમણે ચૂપચાપ યુવરાજપદ શ્રીરામજીને આપવાની તૈયારી કરવા માંડી. આજ કારણથી કૈકેયીના મહેલમાં પણ આ ઉત્સવના સમાચાર પહેલેથી ન પહોંચ્યા હોવા જોઇએ. રાણી કૈકેયી તો પોતાનું સ્વત્વ જાણતી હતી. મારા પુત્ર તરીકે ભરતને રાજ્યાધિકાર મળવો જોઇએ એમ એને થયું હશે, પણ એ વાતની એને ઝાઝી પરવા ન હતી. તેથી રામના રાજ્યાભિષેકની વાત સાંભળતાં જ એ પ્રસન્ન થઇ. કુબડી મંથરાએ દૈવની પ્રેરણાથી આવીને જ્યારે એને આ સમાચાર સંભળાવ્યા ત્યારે એ આનંદમાં ડૂબી ગઈ. એ તો મંથરાને ઈનામમાં આપવા માટે એક દિવ્યાભરણ લઇ આવીને કહેવા લાગી કેઃ–

" મંથરે ! તેં મને આ અતિ પ્રિય સમાચાર સંભળાવ્યા છે, તેના બદલામાં હું તારો શો વિશેષ ઉપકાર કરું ? (ભરતને રાજ્યગાદી આપવાની વાત થઇ હતી તો પણ ) રામમાં અને ભરતમાં હું કંઇ ભેદ જોતી નથી. મહારાજ રામનો રાજ્યાભિષેક કરશે એ સાંભળી હું બહુ ખુશ થઇ છું. એમનાથી મને કંઇ અધિક પ્રિય ચીજ નહિ. આવાં અમૃતસમાન સુખપ્રદ વચન મને બીજું કોણ સંભળાવે એમ છે ? તેં મને એ શ્રવણ કરાવ્યું તે માટે તું જે ગમે તે માગી લે."

આ સાંભળી મંથરાએ તે આભૂષણ ફેંકી દીધું અને કૈકેયીને ઉલટું સુલટું સમજાવવા માડયું. તોપણ કૈકેયી શ્રીરામના ગુણોની પ્રશંસા કરતી કહેવા લાગી કેઃ—

"શ્રી રામચંદ્ર ધર્મજ્ઞ, ગુણવાન, સંયતેન્દ્રિય, સત્યવ્રત તથા પવિત્ર છે. મહારાજાના એ જ્યેષ્ઠ પુત્ર છે તેથીજ અમારા કુળની પ્રથા અનુસાર યુવરાજપદના એ અધિકારી છે, દીર્ઘાયુ રામ પોતાના ભાઇઓનું તથા સેવકોનું પિતાની પેઠેજ પાલન કરશે. મંથરા ! તું આવા રામચંદ્રના અભિષેકની વાત સાંભળીને દુઃખી કેમ થાય છે ? આજ તો અભ્યુદયનો સમય છે. તેમાં તું બળી કેમ જાય છે ? આવા ભાવી કલ્યાણમાં તને દુઃખ શા માટે થવું જોઇએ ? "

**यथा वै भरतो मान्यस्तथा भूयोऽपि राघवः ।**
**कौशल्यातोऽतिरिक्तं स तु शुश्रूषते हि माम् ॥**

× × × ×

મને ભરત જેટલો વહાલો છે તેનાથી રામ અધિક વહાલા છે; કેમકે રામ મારી સેવા કૌશલ્યા કરતાં પણ અધિક કરે છે. રામને રાજ્ય મળે છે તો તે ભરતનેજ મળે છે, એમ સમજવું જોઇએ. કેમકે રામ સર્વ ભાઇઓને પોતાની સમાન ગણે છે.

આટલું કહેવા છતાં જ્યારે મંથરા મહારાજ દશરથની નિંદા કરવા લાગી ને કૈકેયીની સાથે ફરી ઝઘડો કરવા લાગી ત્યારે એણે એને ઘણોજ ફિટકાર દીધો અને કહ્યું કેઃ—

"હે પાપિણિ! રામચંદ્ર પ્રતિ તારી આવી બુદ્ધિ છે તો મારે તારી જિહ્વાનો છેદજ કરવો પડશે."

શ્રીરામચંદ્રજી ઉપર કૈકેયીનો કેટલો પ્રેમ હતો તે આ ઉપરથી સ્પષ્ટ સમજાય છે. આમ છતાં મંથરાના ભમાવવાથી એણે જે કર્યું તે વિષે અહીં લખવાની આવશ્યકતા નથી. એને લીધેજ કૈકેયી આજ સુધી અનર્થના મૂળ કારણરૂપ ગણાઇ છે. પરંતુ વિચારવાની વાત તો એ છે કે, રામને આટલું ચાહવાવાળી કુલ-પ્રથા અને કુલની રક્ષાની ફિકર કરવાવાળી-પરમ સુશીલા કકેયીએ રાજ્યલોભથી આવો અનર્થ કેમ કર્યો? થોડી વાર પરજ રામને ભરતથી અધિક પ્રિય બતાવીને એમના રાજ્યાભિષેકના આનંદમય સમાચાર સાંભળતાં જ ભારે આભૂષણ ભેટ આપવાને તત્પર થયેલી—મંથરાની જીભ કાપવાને તૈયાર થઇ ગયેલી કકેયી એવી કેમ બદલાઇ ગઈ કે રામચંદ્રજીને ચૌદ વર્ષ વનનાં દુઃખ સહન કરવાને માટે મોકલી દીધા, અને ભરતનો શીલસ્વભાવ જાણતી હોવા છતાં એને માટે રાજ્યનુ વરદાન માગી લીધું!

આમાં ઉંડું રહસ્ય સમાયલું છે. તે એ છે કે, કૈકેયીનો જન્મ ભગવાન શ્રી રામચંદ્રજીની લીલામાં પ્રધાનકાર્ય કરવા માટેજ થયો હતો. કૈકેયી રામને પરબ્રહ્મ પરમાત્માજ સમજતી હતી, અને એમની લીલામાં સહાયક બનવા માટેજ એણે શ્રીરામની રુચિને અનુસાર આ ઝેરનો ઘુંટડો પીધો હતો. જો કૈકેયી રામચંદ્રજીના વનવાસનું કારણ ન બની હોત તો શ્રીરામનું લીલાકાર્ય સંપન્ન જ ન થાત. ન સીતાનું હરણ થયું હોત કે ન

રાક્ષસ–રાજ રાવણનો એની સેના સહિત વધ થયો હોત. રામચંદ્રજીએ પૃથ્વી પર અવતાર ધારણ કર્યો હતો તે 'દુષ્ટતાનો વિનાશ કરીને સાધુઓનું પરિત્રાણ કરવા' માટે જ–દુષ્ટોના વિનાશ અર્થે હેતુની આવશ્યકતા હતી. મર્યાદા–પુરુષોત્તમ શ્રીરામ અપરાધ વિના કોઇના પર આક્રમણ કરવા કેમ જાય ?....રાવણને મારવાનું કામ પણ દયાને લીધેજ બન્યું હતું–મારીનેજ એનો ઉદ્ધાર કરવાનો હતો. સાધુઓને દુષ્ટોથી બચાવવા હતા, ને તેમને સદુપદેશ આપવો હતો. તેની સાથે કાલમૂર્તિ બનીને દુષ્ટોનો સંહાર કરવો હતો; પણ આ કાર્ય માટે કારણ જોઇએ તેથીજ સીતાજીનું હરણ થયુ. તે ઉપરાંત અનેક શાપ–વરદાનને પણ સાચાં કરી બતાવવાં હતાં. તે વન ગયા વિના અને સીતાનું હરણ થયા વિના બનત શી રીતે ? રાજ્યાભિષેક થઇ ગયો હોત તો વન જવાનું કારણ જ ઉપસ્થિત ન થાત. વળી દશરથ રાજાનું મૃત્યુ સમીપમાં હતું તેના નિમિત્તની પણ રચના કરવાની હતી. તેથીજ એમણે આ કાર્ય માટે દેવી કૈકેયીને પસંદ કર્યાં અને તેમના દ્વારા મહારાજ દશરથનું મૃત્યુ તથા રાવણનો વધ બન્નેની વ્યવસ્થા કરાવી.

'ભગવાન સર્વના હૃદયમાં રહીને, સમસ્ત ભૂતોને માયાથી યંત્રારૂઢ હોય તેમ ઘુમાવે છે' એવું ગીતાવાક્ય છે. તેથીજ રામચંદ્રજીની પ્રેરણાથી દેવતાઓ દ્વારા પ્રેરિત થઇને કૈકેયીની બુદ્ધિ ફરી ગઇ. ભગવદિચ્છાનુસાર વર્તવાવાળી કૈકેયી ભગવાનની માયાને વશ બનીને જ એ કામ કરી બેઠી.+ એ અત્યંત ક્રૂર છતાં ભગવાનની લીલાની

+ કૈકેયીને હાથે આમ બનવાનું કારણ એવું પણ કહેવાય છે કે નાનપણમાં એ એના પિતાને ત્યાં હતી ત્યારે કોઇ કુરૂપ બ્રાહ્મણને જોઇને એણે તેની મશ્કરી કરેલી તેથી બ્રાહ્મણે ક્રોધમાં શાપ દીધો હતો કે, રૂપના અભિમાનમાં અંધ બનીને તું મારા કુરૂપની નિંદા કરે છે તો તું પણ કુરૂપા સ્ત્રીની પેઠે એવું કર્મ કરી બેસીશ કે જેથી જગતમાં તારી ઘણી નિંદા થશે.

સંપૂર્ણતા માટે અત્યંત આવશ્યકજ હતું.

હવે એવો પ્રશ્ન થાય છે કે, જ્યારે કૈકેયી ભગવાનની પરમભક્ત હતી, શ્રીરામ ઉપર અત્યંત પ્યાર કરતી હતી, રાજ્યમાં તેમજ પરિવારમાં એની સારી ખ્યાતિ હતી–આખું કુટુંબ એનાથી ખુશ હતું, ત્યારે ભગવાને એના દ્વારાજ આવું ભીષણ કાર્ય કરાવીને એને કુટુંબીઓ તથા અવધવાસીઓના તિરસ્કારને પાત્ર, પુત્રથી અપમાનિત અને ઇતિહાસમાં સદાને માટે લોકનિન્દિત કેમ બનાવી? ભગવાન જ સર્વના પ્રેરક છે તો એમણે સાધ્વી સરલા કૈકેયીના મનમાં આવી પ્રેરણા શા માટે કરાવી હશે કે જેથી એનું જીવન સદાને માટે દુઃખી બની ગયું અને એનું નામ બદનામ થઇ ગયું?

એમાં પણ એક રહસ્ય છે. ભગવાન શ્રીરામ સાક્ષાત્ ચિદાનંદ પરમાત્મા, અને કૈકેયી એમની પરમ અનુરાગિણી સેવિકા. હવે ભગવાનને સર્વથી ગુહ્ય અને કઠિન કામ કરાવવું હોય તો તે કંઇ જેવા તેવા ભક્તને તો નજ સોંપાય, તેમ તેવું કોઇ તે કરવાને સમર્થ પણ ક્યાંથી હોય? એ તો કોઇ ઘનિષ્ઠ અને પરમપ્રેમી દ્વારાજ કરાવી શકાય—ખાસ કરીને તેમાં કર્તાની બદનામી થવાની હોય એવું કાર્ય તો તેનેજ સોંપાય કે જે પ્રભુનો અત્યંત અંતરંગ હોય. લોકાપવાદથી ડરીને જ્યારે રામચંદ્રે શ્રીસીતાજીને વનમાં મોકલ્યાં ત્યારે એમણે એમ કહ્યું હતું કે "ભલે મારો આપ ત્યાગ કરો, તથાપિ મારી તો પરમગતિ આપજ છો. આપનો લોકાપવાદ દૂર થાઓ. મને મારા શરીરને માટે જરા પણ શોક નથી." અહીં સીતાજી રામ-કાર્યને માટે કષ્ટ સહન કરે છે, **પરંતુ તેથી એમની બદનામી થતી નથી, ઉલટી પ્રશંસા થાય છે.**

પણ કૈકેયીનું કાર્ય તો એથીયે મહાન છે. એને તો રામ-કાર્યને માટે **રામનાજ વિરોધી** બનવું પડે છે,

યાવચ્ચંદ્રદિવાકરો ગાળો ખાવી પડે છે. પાપિની, કુલ-ઘાતિની વગેરે ઉપાધિઓ ગ્રહણ કરવી પડે છે. વૈધવ્યનું દુઃખ સહન કરીને પુત્ર તથા નગરવાસીઓ દ્વારા તિરસ્કાર ખમવો પડે છે, તથાપિ **રામ-કાર્ય** માટે અવશ્ય કરવુંજ જોઇએ એમ સમજીને એ કરે છે. રામચંદ્રજીએ આ પોતાના કાર્ય માટે એનેજ પ્રધાન પાત્ર બનાવી હતી, કેમકે એ એમની અંતરંગ પ્રેમપાત્રી હતી. બદનામી-ખુશનામી સાથે એને કંઇ કામ ન હતું; એને તો જે કંઇ માથે પડે તે સહીને રામ-કાર્ય કરવાનું હતું તે એણે કર્યું.

ઘણા કાળ પછી જ્યારે પ્રભુ એને એકાન્તે મળે છે ત્યારે એ તેમને દુઃખ પહોંચાડવા માટે સાધારણ સ્ત્રીની પેઠે ક્ષમા માગે છે. પરંતુ લીલામય ભગવાન ભેદ ખોલીને કહે છે કે 'અરે ! એમાં તારો શો દોષ હતો ? એ તો મારૂંજ કાર્ય હતું. મારી ઈચ્છાથી ને મારી માયાથી થયું હતું; તું તો નિમિત્તમાત્ર હતી. હવે સુખેથી ભજન કરો ને મુક્તિ પામો.'

ભરતજી જ્યારે રામચંદ્રજીને પાછા અયોધ્યા પધારવાનો બહુ આગ્રહ કરે છે, ત્યારે શ્રીરામજીનું રહસ્ય જાણનાર મુનિ વસિષ્ઠ શ્રીરામના સંકેતથી ભરતને અલગ બોલાવીને એકાન્તમાં સમજાવે છે કે, ' પુત્ર ! આજ હું તને એક ગુપ્ત રહસ્ય સંભળાવું છું. શ્રીરામ સાક્ષાત્ નારાયણ છે. પૂર્વકાળમાં રાવણનો વધ કરવાને બ્રહ્માજીએ એમની પ્રાર્થના કરી હતી ત્યારે એમણે દશરથ રાજાને ત્યાં અવતાર લીધો.

શ્રીસીતાજી સાક્ષાત્ યોગમાયા છે. લક્ષ્મણજી શેષનો અવતાર છે તેથી સદા રામચંદ્રજીની સાથે સેવામાં ખડા રહે છે. શ્રીરામને રાવણનો વધ કરવો છે તેથી એમને જરૂર વનમાં રહેવું પડશે. તારી માતાનો કોઇ દોષ નથી. કૈકેયીએ વરદાન માગ્યાં અને નિષ્ઠુર વચન કહ્યાં તે બધું દેવતાઓના કાર્યને માટેજ; નહિ તો કૈકેયી એવું

બોલે ખરી ? માટે રામચંદ્રજીને અયોધ્યા તેડી જવાનો આગ્રહ છોડી દે. ”

રસ્તામાં ભરદ્વાજ મુનિએ પણ સંકેતથી કહ્યું કેઃ– “હે ભરત ! તું માતા કૈકેયી પર દોષારોપણ કર મા; રામનો વનવાસ સમસ્ત દેવદાનવ તથા ઋષિઓને પરમ હિતકર અને સુખનું કારણ બનશે.”

આથીજ ભરતજીએ સમજી જઇને શ્રીરામની ચરણ-પાદુકા સાદર લઇને અયોધ્યા પાછા જવાની તૈયારી કરી હતી.

" કૈકેયીએ એક વાર હાથ જોડીને શ્રીરામચંદ્રજીને કહેલું કે—“ આપના રાજ્યાભિષેકમાં મેં વિઘ્ન નાખ્યુ એ વેળા મારી બુદ્ધિ દેવતાઓએ બગાડી હતી અને મારૂં ચિત્ત માયાથી મોહિત થઇ ગયું હતું. માટે એ મારી દુષ્ટતાની ક્ષમા કરો. સાધુઓ ક્ષમાશીલ હોય છે, અને આપ તો સાક્ષાત્ વિષ્ણુ છો. ઇંદ્રિયોથી અવ્યક્ત સનાતન પરમાત્મા છો, માયાથી મનુષ્યરૂપ ધારણ કરીને સમસ્ત વિશ્વને મોહિત કરવાવાળા છો. આપની જ પ્રેરણાથી લોક શુભ–અશુભ કર્મ કરે છે. આ આખું વિશ્વ આપને અધીન છે–અ–સ્વતંત્ર છે–પોતાની ઇચ્છાથી કંઇ પણ કરી શકતુંજ નથી. આપને દેવતાઓનું કાર્ય કરવું હતું તેથીજ મને આપે એવી પ્રેરણા કરેલી. હે વિશ્વંભર ! હે અનંત ! હે જગન્નાથ ! મારી રક્ષા કરો. હું આપને નમસ્કાર કરૂં છું. આપની તત્ત્વજ્ઞાનરૂપી નિર્મળ તીક્ષ્ણ ધારવાળી તલવારથી મારા પુત્ર–વિત્તાદિ વિષયોમાં સ્નેહરૂપી બંધનને કાપી નાખો. હું આપને શરણે આવી છું. ”

આવાં એનાં સ્પષ્ટ અને સરળ વચન સાંભળી ભગવાને હસતે હસતે કહ્યું કેઃ “હે મહાભાગે ! તમે જે કંઇ કહ્યું તે સત્ય જ છે. દેવતાઓનું કાર્ય સિદ્ધ કરવા માટેજ, મારી જ પ્રેરણાથી એ સમયે તમારા મુખમાંથી

એવાં વચન નીકળેલાં. એમાં તમારો કંઈ પણ દોષ નથી. તમે તો મારૂં જ કામ કર્યું છે. માટે હવે જાઓ ને હૃદયમાં મારૂં સદા ધ્યાન કરતાં રહો. તમારા સ્નેહપાશ બધી તરફથી તૂટી જશે, અને મારી ભક્તિને લીધે તમે શીઘ્રજ મુક્ત બની જશો. વગેરે."

( શ્રીભગવાનનાં આ વચનોથી કૈકેયીની સાચી સ્થિતિનો ખ્યાલ આવે છે. ભગવાનના કહેવા પ્રમાણે એઓ મહાભાગ્યવતી થઇ ગયાં–લોક ભલે એમને અભાગિની માને. એ તો નિર્દોષજ હતાં. ) આ વચનો સાંભળીને આનંદ તથા આશ્ચર્યપૂર્ણ હૃદયથી સેંકડો વાર એમને સાષ્ટાંગ પ્રણામ કર્યા અને પ્રદક્ષિણા કરીને સાનંદ ભરતજીની સાથે એઓ અયોધ્યા પાછાં ફર્યાં.

ઉપર્યુક્ત સ્પષ્ટ વર્ણનથી વાચકને ખાત્રી થશે કે, કૈકેયીએ જાણી જોઇને સ્વાર્થબુદ્ધિથી કશો અનર્થ નથી કર્યો. જે કંઇ એમણે કર્યું તે શ્રી રામની પ્રેરણાથી–રામકાર્ય સાધવા માટે જ કરેલું. આથી એટલું પણ પ્રમાણિત થાય છે કે, કૈકેયી બહુ ઉચ્ચ કોટિની મહિલા હતી. સરલ–સ્વાર્થહીન, પ્રેમમય, સ્નેહ–વાત્સલ્યયુક્ત, ધર્મપરાયણા, બુદ્ધિમતી, આદર્શ પતિવ્રતા, નિર્ભય વીરાઙ્ગના હોવાની સાથે ભગવાન શ્રીરામચંદ્રજીની એ અનન્ય ભક્ત હતી. એમની જે કંઇ બદનામી થઇ છે તે બધી શ્રીરામની અંતરંગ પ્રીતિના નિદર્શનરૂપજ છે.

જે દેવીએ જગતના આધાર, પ્રેમના સમુદ્ર, અનન્ય રામભક્ત ભરતને જન્મ આપ્યો તે દેવી કદાપિ તિરસ્કારને પાત્ર બની શકતી જ નથી. એવી પ્રાતઃસ્મરણીયા દેવીનાં ચરણોમાં વારંવાર અનંત પ્રણામ હો.

કૈકેયીનંદન–પદ–વંદન.

( "કલ્યાણ"ના એક અંકમાંથી "શારદા" માસિકમાં છપાયેલો લેખ)



# ૪–તપસ્વિની શબરી

એ કાળ આર્યોના વિજયનો ને વિસ્તારનો હતો. આર્યો પ્રથમ પંજાબમાં આવ્યા ત્યાં આગળ બરાબર પગ જમાવીને વધુ આગળ વધ્યા. ગંગા અને યમુના આ સુંદર તેમજ વિશાળ નદીઓનાં ઘેરાં પાણીથી સમૃદ્ધ ને ફળદ્રૂપ થયેલા રમણીય પ્રદેશમાં આર્ય લોકો રાજ્યો સ્થાપીને રહેવા લાગ્યા. સૃષ્ટિસુન્દરીએ વરદ હસ્ત મૂકેલા આજ પ્રદેશમાં જનક જેવા રાજર્ષિ જન્મ્યા. ધર્મ, તત્ત્વ-જ્ઞાન ને કલાનો વિકાસ અહીંજ પ્રથમ થયો; ને સંસ્કૃતિ-સૂર્યનાં અહીંનાં કિરણ ધીમે ધીમે અખિલ ભારતવર્ષ પર પસરાવા લાગ્યાં.

ઉત્તર હિન્દુસ્થાનમાં સર્વત્ર આર્યોની વસાહતો સ્થ-પાયા પહેલાંજ કેટલાક સાહસિક આર્યો ઓઢિયા પ્રાન્ત-માં થઇ સમુદ્રકિનારે આવી નૌકામાં બેસી નીચે સિલોન ઉર્ફે લંકામાં ગયા. આ બેટની નજીકમાં મોતીની ખાણો હતી, સોનાની ખાણો હતી, આ રાજ્ય સમૃદ્ધ હતું. લંકાધીશ રાવણ જેવો મહત્ત્વાકાંક્ષી રાજા ઉત્તર તરફ દિગ્વિજય કરવાને નીકળ્યો ને નાશિકપર્યન્ત આવ્યો, ત્યાં આગળ તેણે પોતાનો અધિકારી મૂક્યો. રાવણ જેવા રાજા દક્ષિણમાંથી ઉત્તર તરફ આવતા હતા તો બીજા સંસ્કૃતિ-નો પ્રસાર કરનારા સાહસિક ઋષિલોક વિન્ધ્ય પર્વતને ઓળંગી નીચે દક્ષિણ તરફ જતા હતા.

દંતકથાઓમાંથી ઇતિહાસને નિર્માણ કરવો પડે છે.

અગસ્ત્ય ઋષિ એ વિન્ધ્ય પર્વતને ઓળંગી દક્ષિણ તરફ આવેલો પહેલો સંસ્કૃતિપ્રસારક છે. એ બીના તેણે વિંધ્ય પર્વતને 'તું વધતો ના' એમ કહ્યું એમાં દેખાઇ આવે છે. અગસ્ત્ય ઋષિએ પુષ્કળ પ્રવાસ કર્યો હશે. ત્રણ આચમનમાં તેમણે સાત સમુદ્રને પ્રાશન કર્યા, આમાંનો અર્થ એ હશે કે, ત્રણ પર્યટનમાં તે સાત સમુદ્રને ઓળંગી આવ્યા. દંડકારણ્યમાં પ્રવેશ કરનાર પહેલા ઋષિ અગસ્ત્યજ છે. એમની પાછળ પાછળ ભરદ્વાજ, મતંગ, અત્રિ વગેરે ઋષિઓ આવવા લાગ્યા ને પોતપોતાના આશ્રમ રમણીય સ્થળોએ સ્થાપવા લાગ્યા. ચિત્રકૂટ પર્વતનું નામજ એ પર્વતની સુન્દરતાની ખાત્રી આપે છે. ત્યાં ભરદ્વાજ ઋષિ રહ્યા. જે પ્રમાણે ખ્રિસ્તી મિશનરીઓ જંગલી લોકોમાં જઇને ત્યાં પોતાના બંગલા બાંધે છે ને તેમને પોતાના ધર્મની દીક્ષા આપે છે, તે પ્રમાણે આપણા આ પ્રાચીન આર્ય ધર્મપ્રચારક જંગલી લોકોમાં જઇને ત્યાં આગળ આશ્રમો સ્થાપી તેમને સંસ્કૃતિજ્ઞાન આપવા લાગ્યા.

ધીમે ધીમે આ વૈરાગ્યશીલ, ધ્યાનધારણાસંપન્ન નિષ્પાપ એવા ઋષિઓની સાદી જીવનરહેણીની ને સુંદર આચરણની અસર આ દંડકારણ્યમાં વસતા ભિલ્લ, કોળી ઇત્યાદિ લોકોના પર થવા લાગી. આ લોકોનો ને ઋષિઓનો પરસ્પર સંબંધ થવા લાગ્યો. ભિલ્લ વગેરે જાતોનાં નાનાં નાનાં રાજ્યો હતાં. આ રાજાઓ કોઇ કોઇ વાર પોતાનાં બાળબચ્ચાંને આ ઋષિવર્યોના આશ્રમમાં ભણવા સારૂ મૂકતા હતા. પ્રેમ અને નિર્લોભતાથી અહીંના લોકોનાં હૃદય જીતી લઇને ઋષિઓ તેમને સુંદર જ્ઞાન ને પવિત્ર આચાર શીખવવા લાગ્યા. જંગલી લોકોનાં હૃદયમંદિરમાં જ્ઞાનદીપક પ્રકાશવા લાગ્યો.

આવાજ મહાન ઋષિઓ પૈકી એક મતંગ ઋષિ પણ હતા. ગોદાવરીને તીરે તેમનો આશ્રમ હતો. આજુબાજુએ રમણીય ને વિશાળ વનરાજી હતી. મતંગ ઋષિની

પત્ની અત્યંત સાધ્વી ને પતિપરાયણા હતી. આશ્રમના અસમંતાત વાતાવરણને તે અતિશય પ્રસન્ન ને પવિત્ર રાખતી હતી. આશ્રમમાં હરિણ, મયૂર વગેરે સુંદર પશુપક્ષીને પાળ્યાં હતાં. પ્રાતઃકાળમાં આ પક્ષીઓને ચણવા સારૂ દાણા ને હરિણ વગેરેને લીલો છમ જેવો ચારો નાખતાં ઋષિપત્નીને પરમ આનંદ થતો હતો. કારણ એજ તેમનાં લાડકવાયાં બાળબચ્ચાં હતાં.

મતંગ ઋષિ બહુ મોટા મનના હતા. પ્રાતઃકાળે નદી પર સ્નાન કર્યાં પછી તે સંધ્યા, ઈશ્વરપૂજા ને ધ્યાનધારણા કરતા હતા. તદનંતર આશ્રમની નજીકમાં જે કોઈ આવે તેમને અનેક પ્રકારની નિશાનીઓથી ભાંગી તૂટી ભાષામાં સારી સારી વાતો કહેતા. ધીમે ધીમે તે તેમની ભાષા શીખવા લાગ્યા ને પોતાના ઉન્નત તેમજ ઉદાત્ત વિચારો તેમને જણાવવા લાગ્યા. જો કે એ જંગલી લોકોને શરૂઆતમાં વિશેષ કંઇ સમજાતું નહિ, તોપણ એ પવિત્ર વાતાવરણ અને ઋષિના વ્યક્તિમાહાત્મ્યના સંસ્કાર તેમના મન પર પડ્યા સિવાય રહેતા નહિ. દીવાની જ્યોત નિઃસ્તબ્ધપણે અંધકારનું હરણ કરે છે તેમજ મહાન લોકોનું નામોચ્ચારણ પણ જો મનને ઉન્નત બનાવે છે તો પછી તેમનું પ્રત્યક્ષ દર્શન કેટલું પ્રભાવશાળી થતું હશે વારૂ !

* * * *

દંડકારણ્યમાં મતંગ ઋષિના આશ્રમથી થોડેક દૂર એક ભિલ્લ રાજાનું રાજ્ય હતું. રાજ્ય નાનકડુંજ હતું. ભિલ્લોનો રાજા જો કે જંગલી હતો, તોપણ ઋષિઓના આચરણથી ને ઉપદેશથી તે કંઇક સુધર્યો હતો. આ ભિલ્લ રાજાને એક પાંચ વર્ષની બાળકી હતી. બાળા રંગે જો કે જરા શ્યામ હતી તોપણ તેનો ચહેરો તેજસ્વી હતો. જંગલનાં હરિણોનાં નેત્ર જેવાંજ તેનાં નેત્ર રમતિયાળ ને પાણીદાર હતાં અને તે ચપળ પણ હરિણીના જેવીજ હતી. ઘરમાં બેસી રહેવું તેને કદી પણ ગમતું નહિ,

ઘડીભર વિશ્રાંતિ લેવાનું તો તે જાણતીજ નહિ. ભિલ્લ રાજાનીજ તે પુત્રી! બચપણમાં પણ તે નાનકડું ધનુષ્ય લઈને હરિણોની પછવાડે દોડતી. રાજરાણી પોતાની આ બાળકીની આ બાળક્રીડાથી આશ્ચર્ય પામતાં. મનુષ્ય જંગલી હો યા સુધરેલો હો, પરંતુ મનુષ્યસ્વભાવ એ સર્વત્ર સરખોજ હોય છે. જંગલી મનુષ્ય પણ પ્રેમને સમજી શકે છે. તેને બાળબચ્ચાં પ્રિય લાગે છે. જંગલી મનુષ્ય પણ આનંદ થતાં હસે છે ને દુઃખ થતાં રડે છે.

× × × ×

માબાપના પ્રેમાળ સહવાસમાં નાનકડી શબરી ઉછરતી હતી. એક દિવસ ભિલ્લ રાજાએ પોતાની રાણીને કહ્યું: "આપણી આ છોકરીને મતંગ ઋષિના આશ્રમમાં મૂકીએ તો? મેં આ બાબતમાં તેમને પૂછયું ત્યારે તેમનાં પત્નીએ અત્યંત આનંદથી સંમતિ આપી. ઋષિપત્નીને પણ કંઇ બાળક નથી. ઋષિપત્નીએ મને કહ્યું હતું કે 'ખરેજ, તમારી પુત્રીને આશ્રમમાં રાખો; હું તેને ભણાવીશ-ગણાવીશ, પેટની દીકરીના જેવો તેના પર પ્રેમ કરીશ. તો કહે, તારો શો અભિપ્રાય છે?" રાણીએ પ્રત્યુત્તરમાં વિનમ્ર ભાવે જણાવ્યું: "હું આપની ઇચ્છા વિરુદ્ધ નથી. મનને કંઇક થાય છે એ ખરૂં; પણ જેથી કરીને પુત્રીનું કલ્યાણ થાય તેજ આપણે કરવું જોઈએ, આપણી બાલ્યાવસ્થામાં આપણને આવા ઋષિ ન મળ્યા તેથી આપણે આવાં રહ્યાં; પણ છોકરીને નશીબે આજ આપણને મતંગ જેવા ઋષિ મળ્યા છે તો ભલે તે ભણી ગણીને સારી થાય."

રાજા અને રાણીએ સહમત થઇ છોકરીને આશ્રમમાં મોકલવાનો નિશ્ચય કર્યો; શુભ દિવસે એ ભિલ્લરાજાએ શબરીને પોતાની સાથે લીધી, તેને પાલખીમાં બેસાડીને મતંગ ઋષિના આશ્રમમાં આણી મૂકી. કન્યાને મતંગ ઋષિના સ્વાધીન કરીને તે ભિલ્લરાજા બોલ્યો: "મહારાજ! આ મારી પુત્રીને હું આજથી આપને સ્વાધીન કરૂં છું.

એને તમારી પોતાનીજ પુત્રી સમજો ને તેને યોગ્ય શિક્ષણ આપો." ઋષિપત્નીએ રાજાને કહ્યું: "રાજા! નિશ્ચિંત રહો. એ મારીજ પુત્રી છે એમ હું માનું છું. હું તેને મારી જોડેજ જમાડીશ, રમાડીશ, સુવાડીશ, બેસાડીશ, નવડાવી ધોવડાવી તેની વેણી ગુંથીશ. તે અહીંનાં હરિણ અને મોરની સાથે નાચશે કૂદશે ને રમશે, ને તેમની પાસે શીખશે. એના તરફની તારે જરા જેટલી ચિંતા ન રાખવી."

રાજાએ છોકરીને માટે રાતા રંગનાં વલ્કલો આણ્યાં હતાં તે તેને આપ્યાં, ને તેના તરફ પિતૃપ્રેમની મીઠી નજરથી જોઇ તેને મસ્તકે હાથ ફેરવીને કહ્યું: "બેટા! હું જાઉં છું." એમ કહી ઋષિની આજ્ઞા લઇ ભિલ્લ રાજા પોતાના રાજ્યમાં પાછો ફર્યો.

શબરી આશ્રમમાં ઉછરવા લાગી. ઋષિપત્ની લાડકોડથી તેનુ લાલનપાલન કરતાં. આશ્રમમાં ગાયો હતી, ગાયનાં વાછરડાંની સાથે શબરી નાચતી કૂદતી ને રમતી; ગાયોને નદીપર લઈ જવી, તેમને પાણી પાવું એ તેણીનું મનગમતું કામ હતું. ગાયનું ધારોષ્ણ દૂધ શબરીને ખૂબ ભાવતું. પ્રાચીનકાલીન આર્યોનું ગાય એજ ધન હતું. અને 'ગોધન' શબ્દ પ્રસિદ્ધજ છે.

શબરી પ્રાતઃકાળે વહેલી ઉઠતી; ઋષિપત્ની પ્રથમ તેના દાંત ઘસી મુખમાર્જન કરાવતી, તેલ વગેરે નાખીને તેની વેણી ગુંથતી. શબરીના કેશ આજપર્યંત કોઇએ પણ સારી રીતે ઓળીચોળીને બાંધ્યા નહોતા, ઋષિપત્ની શબરીના કેશમાં સુંદર ફૂલો ગૂંથતી. આથી શબરી જંગલની રાણીના જેવીજ શોભતી! ત્યાર પછી શબરીએ સ્નાન કરવું, દેવપૂજાને માટે સુંદર ને સુવાસિક ફૂલો વીણી લાવવાં; દુર્વાંકુરો વડે તેને ગુંથીને હાર બનાવવા ને આશ્રમના પ્રવેશદ્વાર પર તેનાં તોરણ બાંધવાં વગેરે તેનું નિત્યનૈમિત્તિક કર્મ હતું.

મતંગ ઋષિ પૂજા વગેરેથી પરવારી શબરીને પોતાની પાસે બેસાડી તેને સુંદર સુંદર સ્તોત્રો શીખવતા. સૂર્યની ઉપાસનાના મંત્ર અર્થસહિત બોલવાનું તે તેને કહેતા. ઉષાદેવીનાં સુંદર ને સુમધુરાં ગાન તેની પાસે ગવરાવતા. ઉષાદેવીનું એક કાવ્ય ઋષિને બહુજ ગમતું હતું. એનો અર્થ આ પ્રમાણે હતોઃ–"ત્યાં જો, જાણે કે અમૃતત્વનો રથજ હોય, અમર જીવનની જાણે પતાકાજ હોય, એવી ઉષાદેવી આવે છે! આ ઉષા ઉષઃકાળમાં ઉઠનારને સંપત્તિ આપે છે, એ આકાશદેવતાની પુત્રી છે. સુંદર ઝાકળ-બિન્દુના હાર પહેરી પોતાના ઝગમગતા રથમાં બેસીને તે આવે છે. પોતાના ભક્તોને તે કશાની પણ ઉણપ પડવા દેતી નથી. આ ઉષાદેવી કેટલી સુંદર, પવિત્ર ને ધન્યતમ છે!

મતંગ ઋષિ આવા પ્રકારનાં નિતાન્ત રમ્ય ને મધુર કાવ્યો શબરીને શીખવતા. ઋષિના મુખે એ સુંદર કવિતાનું વિવરણ સાંભળતાં નાની સરખી શબરીનું હૃદય ભરાઇ આવતું.

એક દિવસ રાત્રિનો સમય થયો હતો. મતંગ ઋષિની સાયંસંધ્યા ક્યારનીય થઇ ગઇ હતી. ગાયો વગેરે ઢોર-ઢાંખર બાંધ્યાં હતાં. હરિણબાલકો શિંગડાંને શરીરમાં ખોસી ઉંઘી ગયાં હતાં. ઋષિ અને ઋષિપત્ની બહાર આંગણામાં બેઠાં હતાં. ફલાહાર થયો હતો. નભોમંડલમાં દંડકારણ્યની શોભા જોવા સારૂ એકેક તારકા આવતી હતી. શબરી આકાશ તરફ જોઇને બોલીઃ "તાત! આ તારા ક્યાંથી આવે છે? શું કરે છે? રોજ રોજ આકાશમાં આવવાનો ને ટાઢમાં થરથર કાંપવાનો તેમને ત્રાસ નહિ થતો હોય કે?" ઋષિ બોલ્યાઃ "બેટા! તું હજી બાળક છે. મનુષ્ય કેવી રીતે વર્તે છે, શબરી કેવી રીતે વર્તે છે, એ બધું જોવા સારૂ આ બધા વરુણદેવના હેર–જાસુસ છે, આ તારાઓ વરુણદેવના દૂત છે. આંખમાં તેલ ઘાલીને તેઓ મનુષ્યનાં કૃત્યોને જુએ છે ને માણસોનાં ખરાબ

કૃત્યો જોઇને એ તારા રડે છે. એમનાં આંસુનેજ તું ઝાકળબિંદુ કહે છે. વૃક્ષના પાંદડા પર એ ઝાકળબિંદુને ટપ ટપ પડતાં તેં નથી સાંભળ્યાં કે ? સવારે વૃક્ષનાં પાન પર, પુષ્પ પર અને દુર્વાંકુર પર તે આંસુ કેવાં મોતીની પેઠે ચમકે છે ?"

શબરીએ પૂછ્યું: "તાત ! આજ મેં પેલા હરિણના બચ્ચાને બાણુ વડે જરા માર્યું હતું તે તેમને દેખાયું હશે કે ?" ઋષિએ કહ્યું: "હા, દિવસે લોકોની તરફ નજર રાખવાનું કામ સૂર્ય કરે છે, રાત્રે તેજ કામ ચંદ્ર અને તારાઓ કરે છે." શબરીનાં તે પ્રેમળ ને નિષ્કપટ નેત્ર પાણીથી ભરાઇ આવ્યાં ને તે બોલી: "તાત ! હું હમણાં પેલા મોરના પીંછામાંથી એક પીછું ખેંચી લેવા ગઇ હતી, તે જોઇને આ તારાઓ રડશે ત્યારે ? મોર કેવો સૂતો હતો !" ઋષિ બોલ્યાઃ "હા, પણ આ શું ? બેટા શબરી ! તું રડ નહિ. લૂછી નાખ, આંખોને પ્રથમ લૂછી નાખ. તું એ તારાઓની પ્રાર્થના કર ને કહે કે, આજથી હું હરિણોને, મોરોને ને બીજાં પશુ–પક્ષીઓને દુભવીશ નહિ." શબરીએ હાથ જોડયા ને આકાશ તરફ મોં કરીને બોલી: "ઓ દેવદૂતો, ઓ તારાઓ ! આ બાળકીને ક્ષમા કરો; મારા માટે તમે જરાપણ ખોટું લગાડશો નહિ. હું આજથી બાણની અણી વડે હરિણોને દુભવીશ નહિ, પક્ષીનાં પીછાંને ખેંચીશ નહિ, મને ક્ષમા કરો." ઋષિએ વાત્સલ્યથી શબરીનું માથું સૂંઘ્યું ને ઋષિપત્નીએ તેને પ્રેમાવેશથી હૃદય સરસી લીધી. ઋષિપત્નીએ કહ્યું: "શબરી ! તું બહુ ગુણવાળી છોકરી છે." શબરીનાં નેત્રમાંથી વહેતી ગંગા–યમુના શાંત થઇ ને ઋષિપત્નીના ખોળામાં માથું મૂકીને તે ઉંઘી ગઇ.

શબરી ધીમે ધીમે વયમાં વધતી હતી, મનોવિકાસમાં પણ વધતી હતી. સત્ય, દયા, પરોપકાર વગેરેના પાઠ તે લેતી હતી. તેનું મન હવે ફૂલના જેવું મૃદુ–

કોમળ બન્યું હતું. વૃક્ષની ડાળીને સુદ્ધાં ધક્કા પહોંચાડતાં તેને દુઃખ થતું. એક દિવસ મતંગ ઋષિએ તેને કહ્યું: "શબરી ! પરમેશ્વરને અર્પણ કરવા સારૂ બહુ તો બે-ચારજ ફૂલ લાવવાં જોઇએ. ફૂલ એ ઝાડોનું સૌંદર્ય છે. વૃક્ષના સૌંદર્યને આપણે નષ્ટ ન કરવું જોઇએ. ફૂલને ઘેર આણ્યા પછી તે કેવાં જલદી કરમાઇ જાય છે ! પરંતુ ઝાડ પર તે લાંબા વખત સુધી પ્રફુલ્લિત રહે છે. આપણે એ ફૂલને તેની માતાના ખોળામાંથી ખેંચી આણી તેનો વહેલો વહેલો નાશ કરીએ છીએ. શબરી ! સવારને ટાણે ફૂલોનું હૃદય ભયથી કાંપતું હોય છે, ને પોતાનું મસ્તક કાપવાને આજે કયો કસાઈ આવે છે એ બાજુએ તેનું લક્ષ હોય છે. શબરી ! આપણે દુષ્ટ છીએ. મનુષ્યપ્રાણીને પોતાનાં પ્રિયજનોની સંગતિમાં મરવું ગમે છે; આ ફૂલોને પણ એમ નહિ થતું હોય એમ તને લાગે છે ? શબરી ! આ ફૂલ તારા જેવુંજ છે. તે પણ હસે છે, ખીલે છે ને કરમાય છે. તેને પણ જીવ છે. ઝાડપાન, લતા–વેલી તેમજ ફૂલપાંખરૂને પણ પ્રેમથી જોતાં શીખવું, એ પરમેશ્વરની નિકટ જવા જેવું છે !"

શબરી બોલી: "તાત ! બચપણમાં તો હું શિકાર કરતી હતી. મારા પિતા હરિણોને મારી લાવતા. ઘેટાંબકરાંને તો ઘેરજ મારવામાં આવતાં ! " ઋષિએ કહ્યું: "શબરી ! એ બધું હવે તું ભૂલી જા. હવે એનાથી જુદાજ પ્રકારનું આચરણ રાખતાં શીખ. વિનાકારણ કોઇને દુભવવાં નહિ, તેમ કોઇની હિંસા પણ ન કરવી. ખેતીવાડી કરવી, વૃક્ષનાં ફળફૂલ ખાવાં, કંદમૂળ આરોગવાં–આવું જીવન સારૂ નહિ કે ? શબરી ! તને ચૂંટલીઓ ભરીએ તો કેવું લાગે ? " શબરીએ કહ્યું: "એ બધું મને અત્યારે સમજાયું. હવે હું આપ કહો છો તે પ્રમાણેજ વર્તીશ."

એટલામાં ઋષિપત્ની બહાર આવ્યાં ને બોલ્યાં: "કહું કે હું તમને કાલની ગમ્મત ? પેલા અશોકના ઝાડ

પર આવેલો ફૂલનો તુરૂશ તોડી લેવાની શબરીને અતિશય ઇચ્છા થઇ હતી. તુરૂશને તોડવા એ ઘડી ઘડી હાથ લંબાવતી ને તરત પાછો ખેંચી લેતી ! છેવટે એની આંખમાં પાણી આવ્યાં. એણે એ ફૂલોને ચુંબન લઇ તેના તરફ કારુણ્યની દૃષ્ટિથી જોયું ને ત્યાંથી ચાલી ગઇ. શબરી ! એ બધું હું જોતી હતી સમજી કે ?"

શબરી શરમાઇ ને ઋષિએ કૃતાર્થતા અનુભવી. આ વનફૂલને આવી રીતે સાત્વિક સૌન્દર્ય તેમજ શુણગંધ વડે અલંકૃત થયેલું જોઇને તેમને ધન્યતા કેમ ન લાગે ?

× × × ×

શબરી હવે વયમાં આવી, તે યૌવનપૂર્ણ થઇ. એક દિવસ મતંગ ઋષિએ તેને કહ્યું: " શબરી ! તું ભણી ગણીને સદ્ગુણી બની છે. હવે તું મોટી થઇ છે. ઘેર જા, બ્રહ્મચર્યાશ્રમને છોડી ગૃહસ્થાશ્રમમાં પ્રવેશ કર. વિવાહ કરીને સુખમાં રહે." શબરીએ કહ્યું: "તાત ! મારાથી આપના પવિત્ર ચરણોનો ત્યાગ કરીને જઇ શકાતું નથી. હું આપની સેવા કરતી અહીંજ રહીશ."

આ વેળા ઋષિ બીજું કંઇ બોલ્યા નહિ. એમણે પરભાર્યો ભિલ્લ રાજાને સંદેશો મોકલ્યો કે " તારી પુત્રી હવે પરણવા યોગ્ય થઈ છે તો તેને ઘેર લઇ જા અને તેનો વિવાહ કર." ઋષિના સંદેશા પ્રમાણે શબરીના પિતાએ બીજા એક ભિલ્લ રાજાના પુત્રની જમાઇ તરીકે યોજના કરી અને શબરીને લઈ જવા સારૂ તે આશ્રમમાં આવ્યો.

ઋષિએ રાજાનું સ્વાગત કર્યું ને તેને ફલાહાર આપ્યો. શબરીને તેના પિતાને સ્વાધીન કરતાં તેમણે તેણીને છેલ્લો ઉપદેશ આપ્યો: " શબરી ! સુખથી રહેજે. પ્રાણીમાત્ર પર પ્રેમ કરજે, સત્યને માર્ગે ચાલજે. રવિ શશિ તારા આપણા વર્તન તરફ જોઇ રહ્યા છે, એ લક્ષમાં રાખજે. બેટા ! જા, પ્રભુ તારૂં કલ્યાણ કરો ને તને સત્પથ

પર રાખો.” શબરી ગદ્‌ગદિત થઇ હતી. ઋષિપત્નીએ તેને છાતી સરસી લીધી ને કહ્યું: “શબરી! વચ્ચે વચ્ચે આશ્રમમાં આવતી જજે હો. અમને હવે આ ઘર ખાવા ધાશે ને ગમશે નહિ. લૂછી નાખ, બાળા! આંખો લૂછી નાખ. જતી વખતે આમ આંખમાં આંસુ આણીએ નહિ. હવે તારાં લગ્ન થશે. પતિને પરમેશ્વર માની તેની સેવા કરજે. બહુ સંભાળીને પગલાં ભરજે. તું ડાહી છે, તો વધારે શું કહું?” મહાકષ્ટે ને દુ:ખી હૃદયે શબરી ત્યાંથી આજ્ઞા લઇને વિદાય થઈ. ઋષિ અને ઋષિપત્ની કેટલેક દૂર સુધી–ગોદાવરીના પ્રવાહ સુધી–પહોંચાડવા ગયાં. એક હરિણશાવક શબરીએ પોતાની સાથેજ લીધું. શબરી ગઇ ને ઋષિ તથા ઋષિપત્ની ભારે પગલે આશ્રમમાં પાછાં આવ્યાં. એ દિવસે તેમને બિલકુલજ ચેન પડયું નહિ. ડગલે ને પગલે શબરીનું સ્મરણ થતું હતું.

× × × ×

આજ દશ વર્ષે શબરી રાજમહેલમાં પાછી આવી હતી. તે આશ્રમમાં ગઇ ત્યારે નાનકડી હતી; આજ તે નવયૌવનસંપન્ન થઇ હતી. ગઇ ત્યારે અવિકસિત મનથી ગઈ હતી, આજ વિકસિત મનથી, સત્ય, દયા, અહિંસા, પરોપકાર અને પ્રેમ ઈત્યાદિ સદ્‌ગુણો વડે પ્રફુલ્લિત થયેલા મનથી તે પાછી આવી હતી. શબરી તરતજ માતાને ભેટી. સૌને આનંદ થયો.

મધ્યાહ્નનો સમય થયો હતો. શબરી મેડી ઉપરના દરવાજામાં ઉભી રહીને આસપાસનો દેખાવ જોતી હતી. એ વખતે તેની નજરે કેવું દૃશ્ય પડયું? એક વાડામાં ચારસો પાંચસો ઘેટાં–બકરાં બાંધેલાં હતાં. માથે સખ્ત તાપ હતો. એ મૂંગાં પ્રાણીઓને પાણી સુદ્ધાં પાયું નહોતું, ખાવાને નાખ્યું નહોતું ને ઉપર છાંયડો પણ નહોતો. પ્રખર તાપમાં તે પ્રાણીઓ તરફડતાં હતાં! શબરીનું કોમળ મન દ્રવી ઉઠયું અને તે તીરની પેઠે નીચે

ગઈ, ને પોતાની માને પૂછયું: "માતા! આ બકરાં, ઘેટાં તથા તેમનાં બચ્ચાંને ત્યાં કેમ બાંધી રાખ્યાં છે? ત્યાં આગળ છાંયો નથી, પાણી નથી, ચારો નથી. પાણી વિના તે કેવાં માછલાંની પેઠે તરફડે છે! માતા! એમ શા સારૂ?" તેની માએ કહ્યું: "બેટા! એમની પીડા, એમનો કલેશ, આવતી કાલે ટળી જશે. કાલે તારે માટે યોજેલો પતિ આવશે. તે શ્રીમંત છે. સેંકડો લોક તેની સાથે આવશે. એમને મિજબાની આપવા સારૂ કાલે આ બધાઓ હલાલ થશે; જા, તું ત્યાં આગળ રમ–મારે કામ છે."

શબરીના પેટમાં ધ્રાસ્કો પડયો! તે ગભરાઇ ગઇ. ભિલ્લોના હિંસામય જીવનની આજપર્યન્ત તેને વિસ્મૃતિ થઇ હતી. એના મનમાં સેંકડો વિચારવમળો આવ્યા: "કાલે મારા લગ્નનો મંગળ દિવસ! સુખદુઃખનો ભાગીદાર–જન્મનો સહકારી મને લાધશે. મારા આયુષ્યમાં કાલનો દિવસ કેટલા ભાગ્યનો! કાલે માતાપિતા, સગાંવહાલાં આનંદિત થશે; પરન્તુ આ મૂંગાં પ્રાણીઓને તે મૃત્યુનો દિવસ થવાનો! મારા વિવાહસમારંભને માટે તેમને મરવું પડશે! અને મને પતિ મળશે તે પણ આવોજ હિંસામય વૃત્તિવાળો હોવાનો! હું ફરીથી આ હિંસામય જીવનમાં પડવાની! છટ! મારૂં મન કેવું વ્યાકુળ થાય છે! મારા વિચાર હું કોને કહું? અહીં મારૂં સાંભળનાર પણ કોણ? નહિ નહિ, આ લગ્નજ નહિ જોઇએ. આ મંગળ પ્રસંગ નહિ પણ અમંગલ પ્રસંગ છે! મારા જીવનરૂપ સોનાની શું પુનઃ રાખ થવાની? બસ, મારે અહીંથી તાબડતોબ નાસી જઇ જંગલની અંદર તપશ્ચર્યામાં જીવન વીતાવવું એજ ઉત્તમ છે."

શબરીનાં નેત્ર પાણીથી ભરાઇ આવ્યાં, તે રાત પડવાની વાટ જોતી બેઠી. ઘરમાં સર્વત્ર લગ્નની તડામાર તૈયારીઓ ચાલુજ હતી. લોકો ગરબડમાં હતા. શબરી ફાટાંતૂટાં વલ્કલો પહેરીને વિરક્તપણે ચાલી ગઇ! કોઇ-

ને પણ તેની ખબર નહોતી, માત્ર અંધકારજ આ વાત જાણતો હતો.

× × × ×

મતંગ ઋષિ આશ્રમમાં બ્રહ્મધ્યાનમાં મગ્ન હતા. ઋષિપત્ની સવારનું કામ કરવામાં ગુંથાઈ ગયાં હતાં. એટલામાં શબરી ત્યાં આવી. શબરીને જોતાંજ મોર નાચવા લાગ્યા, હરિણો કૂદવા લાગ્યાં, ગાયોનાં વાછરડાં પણ ભાંભરવા લાગ્યાં, ઋષિએ નેત્ર ઉઘાડયાં. મુખકલા મ્લાન થયેલી, આંખો અશ્રુધારાથી ભરેલી એવી શબરીને જોઈ તે આશ્ચર્યચકિત થયા. શબરીના મુખેન્દુ પરનું અશ્રુપટલ જોઇને ઋષિનું અંતઃકરણ દ્રવી ગયું. શબરીએ આવી વંદન કર્યું ને એકાદ અપરાધિનીની પેઠે તે જરા દૂર ઉભી રહી. મતંગઋષિ બોલ્યાઃ "શબરી! આજ તો તારા લગ્નનો મંગળ દિવસ છે! તું આજ રડતી રડતી અહીં પાછી કેમ આવી? શું તારા પર કોઈ ગુસ્સે થયું? માબાપની સાથે શું લડવાડ થઇ છે? શબરી! માબાપના જેવું બીજું દૈવત નથી. બોલ, આમ અવાક્ કેમ ઉભી છે?" ઋષિ કોની સાથે બોલે છે એ જોવા સારૂ ઋષિપત્ની બહાર આવીને જુએ છે તો કાલેજ પાછી ગયેલી શબરી! આશ્ચર્યથી તે ઉચ્ચાર્યાં: "શબરી, બેટા! આમ આવ. શું તું કોઇ પરાયી છોકરી છે? રડ નહિ. રડી રડીને આંખો લાલ થઇ ગઇ છે. પ્રેમાળ પુત્રી! આવ, આમ આવ ને શું થયું તે કહે."

વહાલભર્યો આ શબ્દ સાંભળીને શબરી ઋષિપત્નીની પાસે ગઈ. સહાનુભૂતિના ને પ્રેમના શબ્દોથી બંધ હોઠ ઉઘડે છે, બંધ હૃદયો ખુલ્લાં થાય છે. ઋષિપત્નીના ખભા પર માથું નાખીને શબરી ધ્રૂસકે ધ્રૂસકે રોવા લાગી. ઋષિપત્નીએ કહ્યુંઃ "શબરી! આમ તું કેટલી વાર સુધી રડયાં કરશે? તું છાની નહિ રહે કે? શું થયું તે તો બધું કહે. આમ રડયા કરવાથી અમે શું સમજીએ વારૂ?"

શબરીએ આંખો લૂછી ને હાથ જોડીને બોલીઃ "માતા, પિતા! મને અહીંજ આશ્રમમાં રહેવા દ્યો, ના કહેશો નહિ. મારૂં આયુષ્ય હું અહીં આનંદથી વીતાવીશ. આશ્રમની ઝાડલોટ કરીશ, ઢોરઢાંખરને સંભાળીશ, ભૂમિ પર પાણીનો છંટકાવ કરીશ, આપના ચરણ ચાંપીશ, અમૂલો ઉપદેશ-શબ્દ સાંભળીશ." ઋષિ બોલ્યાઃ "શબરી! તું તો લગ્નને માટે ગઈ હતી. તું હવે યૌવનસંપન્ન થઇ છે. આશ્રમમાં જુવાન બાળાને રાખવી એ અમને પણ જરા સંકટરૂપ જ લાગે છે. એ સિવાય અહીં દક્ષિણ તરફના રાક્ષસોનો પણ કોઇ વાર હલ્લો આવવાનો સંભવ છે. તારે પતિસહ સંસારવ્યવહાર કરવો યોગ્ય છે. વેલી વૃક્ષ પર ચડયાથીજ શોભે છે. શબરી! આવી ગાંડી ન થા; જા, ઘેર પાછી જા, ને સુખશાંતિથી સંસાર ચલાવ."

શબરીએ દીર્ઘ નિસાસો મૂકયો ને ડૂસકે ડૂસકે રડવા લાગી. તેનાથી રડવું થોભી શકાયું નહિ, છતાં પુનરપિ ધીરજ લાવીને ગદ્દગદિત સ્વરે તે બોલીઃ "તાત! આવા કઠોર ન થાઓ. તો પછી મને આજ પર્યંત આપે ભણાવી પણ શા સારૂ? સત્ય, દયા, અહિંસા, પરોપકાર, પ્રેમ ઇત્યાદિ ગુણ આપે શીખવ્યા છે; હું ઘેર જાઉં તો મારા લગ્નને માટે સેંકડો મૂંગાં પ્રાણીઓનો સંહાર થાય! તે ઘેટાં બકરાં કેવાં તરફડતાં હતાં! તાત! ભિલ્લોનું જીવન હિંસામય છે. મને મળનાર પતિ તેમજ શ્વસુરપક્ષના તમામ લોક હિંસામય જીવનમાં આનંદ માનનારા હોય ત્યાં હું કેવી રીતે સુખમાં રહું? મને એક બાજુ નદી અને બીજી બાજુ કૂવો આવું થયું છે. 'બાપ ખાવા ન આપે ને મા ભીખ માગવા ન દે' આવી સ્થિતિ મારી થઇ છે. ગંગા આશ્રયને માટે સમુદ્ર પાસે જઇ ને સમુદ્રે તેને તુચ્છકારી કાઢી તો તેણે બીજે જવું પણ કયાં? નદી જલચરો પર ગુસ્સે થાય તો એ જલચરોએ કયાં જવું? મહારાજ! મારે માટે આપ મનમાં કોઈ પણ સંશયને આવવા ન દેશો. હું જુવાન છું, પણ આપના પવિત્ર સાન્નિધ્યમાં

રહ્યા પછી મારૂ પગલું વાંકુંચૂકું નહિ પડે. આપનું સં-
રક્ષણ હોય, આપની કૃપાદૃષ્ટિ હોય, આપનો આશીર્વાદ
હોય એટલે મારા તરફ વાંકી નજરે જોવાની સુદ્ધાં કોઇ
દુષ્ટની હિંમત નથી. મને ના ન કહેતા. હું આપની પુત્રી!
તમેજ મને ઉછેરીને જ્ઞાનવાન કરી તો તમેજ શરણમાં
રાખો; તરછોડો નહિ. દયા કરો, તાત! કૃપા કરો, માતા!
કૃપા કરો!"

આ કરુણરસથી ભરેલા શબ્દ સાંભળીને ઋષિનું
દયામય અંતઃકરણ પીગળ્યું. તેમણે શબરીને કહ્યું:
"છોકરી! તું મનથી બહુ મહાન બની છે. રહે, મારા
આશ્રમમાં તું સુખેથી રહે."

શબરીને અંગે એકદમ શેર લોહી ચડયા જેવું થયુ.
રડતાં નેત્ર હસવા લાગ્યાં, પ્રેમમય શાન્ત થયાં. તરતજ
શબરી ઘરના માણસની પેઠે વર્તવા લાગી, કામકાજ કરવા
લાગી, ગોદાવરીના પાણીના ઘડા ભરી આવવા લાગી. શબ-
રીના જીવનમાં પવિત્રતા, સમાધાન, આનંદ ને સરળતાના
ઝરા વહેવા લાગ્યા.

શબરીનો પિતા આવ્યો; પરંતુ મતંગ ઋષિએ તેને
સર્વ કંઈ સમજાવીને કહ્યું. તે ગુસ્સે ન થતાં પુનરપિ
પાછો ગયો. શબરીનુ જીવન શાંત રીતે વહેવા લાગ્યું.

× × × ×

શબરી હવે તપસ્વિની બની, યોગિની બની, એની
ચર્યામાં ને વર્તણુકમાં ગંગાની ગંભીરતા ને પવિત્રતા હતી;
ત્યાંની વનરાજીની ભવ્યતા ને સ્નિગ્ધતા, સુરભિતા ને સૌમ્ય-
તા તેના હૃદયમાં હતી. મતંગ ઋષિની પાસે સુખસંવાદ
કરવામાં તેના દિવસો આનંદમાં જવા લાગ્યા.

એક દિવસ મતંગ ઋષિએ કહ્યું: "શબરી! પર-
મેશ્વર જો કે સર્વ ચરાચરમાં વ્યાપી રહ્યો છે તો પણ
કેટલીક વસ્તુમાં પરમેશ્વરનો વૈભવ વિશેષ સ્પષ્ટપણે પ્રતીત

થાય છે, ને આપણું મન ત્યાં વિનમ્ર બને છે. ઉદાહરણ તરીકે આ વટવૃક્ષ જો. સર્વ વૃક્ષ–વનસ્પતિમાં ઇશ્વરી અંશ ભરેલો છેજ; પરંતુ ગગનને પોતાની ડાળીઓ વડે ઉંચકી રાખનારો, આજુબાજુમાં હજારો પક્ષીને આશ્રય આપનારો, મુસાફરને શીતળ ને સુખદ છાયા અર્પનાર આ વટવૃક્ષ જોઇએ એટલે એનામાં રહેલો પરમેશ્વરી વૈભવ વધુ સ્પષ્ટપણે પ્રગટ થયેલો દેખાય છે ને આપણું મન વટવૃક્ષને માટે ભક્તિભાવથી ભરાઈ આવે છે. આપણે તેની પૂજા કરીએ છીએ. શબરી! સર્વ પ્રવાહોમાં ઇશ્વર છેજ; પરંતુ હજારો ગાઉ જમીનને ફળદ્રૂપ કરનારી, સેંકડો શહેરોને વૈભવાંકિત કરી તેમને વૈભવ વડે શણગારનારી જે ગંગા તેને આપણે અધિક પવિત્ર માનીએ છીએ. શબરી! સર્વ ફૂલોમાં સૌંદર્ય, સુગંધ ને કોમળતા છે, પણ કમલપુષ્પને અંગે આ ગુણ વિશેષ રીતે પ્રતીત થાય છે, અને તેથીજ આપણે તેને વિશેષ માન આપીએ છીએ. સર્વત્ર એમજ છે. જે જે મહાન છે, ઉદાત્ત છે, રમણીય છે, વિશાળ છે એને માટે સાહજિકજ આદર, ભકિત, પ્રેમ વગેરે આપણા હૃદયમાં ઉત્પન્ન થાય છે. શબરી! મનુષ્યજાતિમાં પણ એમજ છે. આપણા બધાંમાં પરમેશ્વરી તત્ત્વ છે; પરંતુ તારી જાતમાંના લોકોના કરતાં તારામાં રહેલું ઇશ્વરી તત્ત્વ વધુ સ્પષ્ટપણે દેખાઇ આવે છે તેથી તારે માટે આદર થાય છે. આકાશનું પ્રતિબિમ્બ સર્વ પાણીમાં પડેલું હોય છે, પરંતુ નિર્મળ પાણીમાં તે સ્પષ્ટ દેખાય છે; તે પ્રમાણે પરમેશ્વરનું પ્રતિબિમ્બ નિર્મળ હૃદયમાં સ્વચ્છ પડેલું દેખાઇ આવે છે. શબરી! આપણું મન આપણે ઘસી ઘસીને એટલુંજ સ્વચ્છ કરવું જોઇએ કે, પરમેશ્વરનું પવિત્ર પ્રતિબિંબ ત્યાં આગળ પડે ને એનું તેજ આપણી આંખો વાટે, વાણી વાટે આપણી પ્રત્યેક હાલચાલમાં બહાર પડે. આપણે આપણાં મનને તથા બુદ્ધિને ઘસીઘસીને સાફ કરતી વખતેજ બીજાઓનાં હૃદયને પણ સ્વચ્છ કરવાનો પ્રયત્ન કરવો જોઇએ. શબરી! તું

તપસ્વિની છે, તેં તારા હૃદયને પવિત્ર બનાવ્યું છે તો તારે તારી જાતિમાંનાં સ્રીપુરુષનાં મનો પણ નિર્મળ ને પવિત્ર બને એને માટે પ્રયત્ન કરવો જોઇએ. પોતાનું ખરૂં હિત સાધીને પરહિતાર્થમાં સતત ઉદ્યોગ કરતાં રહેવું એ વિચારશીલ માનવીનું કર્તવ્ય છે."

મુનિની એ ગંગાના ઓઘ પ્રમાણે વહી રહેલી પવિત્ર વાણી શબરી સાંભળતી હતી. તે શબ્દોને તે પોતાના હૃદય-મંદિરમાં સંગ્રહતી હતી. હાથ જોડીને નીચે ઋષિના પદકમળ તરફ જોતાં શબરી બોલી: "ગુરુ મહારાજ! આ શબરી હજી ગાંડીઘેલી છે. તે બીજાને શું શીખવી શકે? મહારાજ! સદૈવ મને આપના ચરણો પાસે રાખો એટલે થયું."

આવા પ્રકારના પ્રસંગ, આવા વિચાર સંલાપ, કેટલીયે વાર ચાલતા હતા. શબરી પોતાનું જીવન આનંદમાં વીતાવ્યે જતી હતી, વર્ષ પછી વર્ષ જવા લાગ્યાં. શબરી પ્રેમમય ને ભક્તિમય બનતી ચાલી. એને જોઇ પશુપક્ષી તેની પાસે આવીને બેસતાં, એના નેત્રમાંની પ્રેમમંદાકિનીને લીધે ક્રૂર પશુ પણ પોતાની ક્રૂરતા વિસરી જતાં. એના હાથમાં બેસીને પક્ષીઓ દાણા ચણતાં, ને તેના ખોળામાં બેસીને ભક્તિભાવથી ગદ્ગદિત થયાને લીધે એનાં નેત્રમાંથી ક્ષણે ક્ષણે શ્રવતાં અશ્રુબિંદુઓ ગળી જતાં. શબરી –ભિલ્લની છોકરી શબરી–પ્રેમસ્નેહની દેવતા બની હતી!

કોઇ કોઇ વાર મતંગ ઋષિની સાથે સાથે શબરી ઇતર ઋષિઓના આશ્રમમાં પણ જતી હતા. શબરીની જીવનકથા, તેનો વૈરાગ્ય, તેનું જ્ઞાન ને તેની શાંત મુદ્રા જોઇને ઋષિઓ વિસ્મિત થતા; ને એની બાબતમાં પૂજ્યભાવ વ્યક્ત કરતા. ઋષિપત્નીઓની સાન્નિધ્યમાં શબરી ચરાચરમાં ભરેલા પ્રેમમય પરમેશ્વર સંબંધી બોલવા લાગતી કે ઋષિપત્નીઓ ચકિત થતી ને શબરીના ચરણે તેમના હાથ જોડાઇ જતા!

× × × ×

પુરુષ હૈ. તુમ તો અંતઃકરણ સહ અજ્ઞાન કે આવરણ સે મન કે ધર્મ કો આત્મા સે નિરોપણ કરતે હો, ઔર હમ અંતઃકરણ સે રહિત, જ્ઞાન કી પ્રાપ્તિ કર કે મન કે ધર્મકા ત્યાગ કર કે સર્વત્ર અપને આત્મસ્વરૂપ મેં મગ્ન રહતે હૈં.

(કથા વાંચવાનું શરૂ કરે છે, અને લોકો શાંત થઈ જાય છે.)

રામાનંદજી—

રામાયણ સુરતર કી છાયા, દુઃખ દૂર સબ નિકટ જો આયા;
રામાયણ સુરધેનુ સમાના, દાયક અભીમત ફલ કંયાના.

## દૃશ્ય ૧૪ મું

(કબીરનુ ઘરઃ કબીર પોતે શાળ ઉપર બેસી વણાટ-કામ કરે છે. નીમા ઘરના કામમાં ગુંથાએલી છે.)

સાધુઓ—(બારણામાં આવી બૂમ મારે છે) કબીરજી! એ ભગતજી!

(નીમા બૂમ સાંભળી આવે છે, પણ જુએ છે તો કબીરજી ઘરમાં ક્યાંય દેખાતા નથી. તેથી વિચારમાં પડી જાય છે.)

નીમા (બારણા પાસે આવી)—પધારો સંતો! પધારો. હમણાં કબીરજી આવશે.

(ઘરમાં આવી પાછી વિચાર કરે છે. અરે કયાં ગયા હશે? શું એકાએક અલોપ થઇ ગયા? સાધુઓને ઓટલા પર બેસાડયા તો ખરા, પણ કોણ જાણે કબીર તો કયાં હશે અને કયારે દર્શન દેશે!)

(નીમા પાછી પોતાના ઘરકામમાં ગુંથાય છે.)

(નીમા થોડી વાર પછી આવીને જુએ છે તો કબીર ધ્યાનમગ્ન સ્થિતિમાં શાળ પાસે બેઠા છે.)

## દૃશ્ય ૧૫ મું

(કબીરજી ફરતા ફરતા એક ઝુંપડી પાસે આવી ચઢે છે, તે ઝુંપડીમાંથી એક તરુણ કુમારિકા બહાર આવે છે.)

કુમારિકા (કબીરને જોઇ)--કોણ છો? અપની જાત?

કબીર--કબીર.

કુમારિકા--શું તમારી જાત કબીર? અત્યાર સુધી જે કોઈ સાધુઓ આવ્યા તેમાંથી કોઇએ એવો જવાબ દીધો નથી.

(કુમારિકા અંદર જઈ એક દડીઆમાં દૂધ લાવી તે કબીરજીને પીવા આપે છે.)

કબીર--હું તો માત્ર શબ્દાહારી છું. એટલે માત્ર ખુદાનુ નામ લઇનેજ જીવું છું; પણ હે તરુણી! તું કોણ છે? અને અહીં કેમ રહે છે? તારાં માબાપ કોણ અને કયાં છે?

કુમારિકા--મારાં માબાપ નથી. એ સાધુએ મને ઉછેરી છે તે પણ દેવલોક થયા. તે સાત્ર દૂધ પીનેજ રહેતા. આપ મને બોધ આપો કે જેથી મારૂ દુઃખ દૂર થાય અને મારા મનને શાંતિ થાય.

કબીર—

જહા દેખે સો દુઃખીયા બાબા સુખીઆ કોઇ નહી. (પૂર્વી)
જોગી બી દુખીયા, જંગમ દુ.ખીયા તપસીકુ દુ ખ દૂના,
આશા, મનસા સબ ઘટ બ્યાપી કોઈ મેહેલ નહી સુન્યા...જહા૦ ૧
રાજા બી દુખીયા પ્રજા બી દુખીયા દુખીયા સબ વૈરાગી,
સાચ કહુ તો સબ જગ દુખીયા જૂઠ કહી ન જાઇ,
બ્રહ્મા, વિષ્ણુ, શકર દુખીયા જીને સૃષ્ટિ જગાઇ...જહા૦ ૨
ધૂત દુખીઆ અવધૂત દુ.ખીઆ દુખીઆ હય ધની રંકા,
કહત કબીરા વો નહી દુખીઆ જિમને મનકુ જીતા ..જહા૦ ૩

કબીર (કુમારિકા તરફ ફરીને, તેની પવિત્રતાથી ખુશ થતા)—હે તરુણી! હમેશાં સત્ નામ જપતી રહે અને જે સંતો આવે કે મળે તેની સેવા કરતી રહે.

(કબીર ઉઠીને જવા માંડે છે એટલે તે કુમારિકા પણ પાછળ પાછળ જાય છે.)

કબીર (પાછા ફરી કુમારિકાને)—કેમ, તું ક્યાં આવે છે?

કુમારિકા—હું તો આપની સેવા કરવાજ આવું છું, મહારાજ! મને તરછોડશો નહિ. હું તો માત્ર આપનાં દર્શનનીજ પ્યાસી છું. હવે આ ઝુંપડીમાં એકલી રહી શકીશ નહિ. મારા પર મહેરબાની કરો અને આપની સેવામાં રહેવા દો.

(કબીર હા પાડે છે અને બેઉ કબીરને ઘેર આવે છે.)

## દશ્ય ૧૬ મું

(એક વખત કબીર પોતાના એક મિત્ર શેખતાહીની સાથે ગંગા નદીના કિનારે ફરવા જાય છે. એવામાં ગંગાના પ્રવાહમાં એક નાના છોકરાની લાશ તણાઈ આવતી જોઇ)

શેખતાહી—હે કબીર! આને તારા ચમત્કારથી સજીવન કર જોઉં.

(કબીર પ્રવાહ પાસે જાય છે. તે લાશને પાણીમાંથી ઘસડીને બહાર કાઢે છે અને તેના કાનમાં કંઇક ગુપ્ત મંત્રના શબ્દ બબડે છે, તે છોકરો સજીવન થઇ રડવા લાગે છે.)

શેખતાહી—અરે કબીર! તમે તો ગજબ કર્યો. આટલી બધી શક્તિ તમને ક્યાંથી અને શી રીતે મળી?

(તે છોકરો ઘણો ખૂબસુરત જણાયો. તેને કબીર પોતાને ઘેર લઇ જાય છે અને પોતાને ત્યાં જે લોઇ કરી-

ને પેલી કુમારિકા હતી તેને આપે છે)

(લોઇ ખોળામાં તે બાળકને લઈ રમાડે છે.)

## દૃશ્ય ૧૭ મું

(એક કાજી પોતાને ઓટલે બેઠા બેઠા કિતાબ પઢી રહ્યા છે, એવામાં કબીર ત્યાંથી પસાર થાય છે.)

કાજી--(કબીર તરફ જોઇ) અરે ભાઇ કબીર ! તું વણકરનો છોકરો હોઇ મુસલમાન હોવા છતાં આપણા ધર્મને કેમ ગ્રહણ કરતો નથી ? હિંદુ ધર્મમાં તને શું સારૂં લાગ્યુ ? આવ, જો આ કિતાબ; ચાલ હું તને તેમાંથી સમજાવું.

કબીર--(હાસ્ય કરતાં) અરે કાજી સાહેબ ! હિંદુ ધર્મ અને મુસલમાનધર્મ ખરી રીતે કંઇ જુદા છેજ નહિ. ધર્મ તો એકજ છે. માત્ર આચરણ ઉપરથીજ આ હિંદુ અને આ મુસલમાન એમ કહેવાની પ્રથા પડી ગઇ છે.

સાંભળો, કાજી સાહેબ !

કબીર સબ ઘટ મેરા સાઈયા, ખાલી ઘટ નહીં કોય,
બલિહારી ઉસ ઘટકે, જા ઘટ પરગટ હોય.

(કાજી પોતાની કિતાબમાં માથું ઘાલે છે અને કબીર હસતા હસતા ચાલ્યા જાય છે.)

## દૃશ્ય ૧૮ મું

(કબીરની પડોશમાં એક નાની બાળકીનું મરણ થયું છે. તેની લાશ પડી છે અને તેનાં માબાપ વગેરે રડારોળ કરી રહ્યા છે.)

કબીર—(ત્યાં જઇ) કેમ ભાઇઓ ! શું છે ? આટલો બધો વિલાપ કેમ કરો છો ?

એક માણસ (આગળ આવી)—ભગતજી ! આ બિ-

આશાની એકની એક છોકરી મરણ પામી છે. તેને હવે બીજું કંઇ છોકરૂં નથી, અને તે તેનાં માબાપને બહુજ લાડકી હતી. તેઓને ઘણું ઘણું સમજાવ્યા છતાં તેમના મનનું કોઇ રીતે સમાધાનજ થતું નથી.

કબીર (પેલી લાશ પડી છે ત્યાં જઇ, તે છોકરીના બાપને)—અરે ભાઇ! આમ સંતાપ શું કરવા કરો છો? એ બિચારી આ દુનિયાનાં અસંખ્ય દુઃખોમાંથી છૂટી. ઈશ્વરનું ભજન કરો, અને એ બીજા અવતારમાં જ્યાં હોય ત્યાં સુખી રહે એમ ઈશ્વર પાસે માંગો.

તે છોકરીનો બાપ (ડૂસકાં ભરતો ઉઠીને)—જા, જા, ભગતડા! મોટો ઉપદેશ દેવા આવ્યો છે! જો આટલો બધો જ્ઞાની છે અને 'ઈશ્વર, ઈશ્વર' કરે છે તો એને જીવાડી આપ ને!

કબીર (થોડી વાર વિચારમાં પડી જાય છે)—હાં, હાં, પણ એક શરત જો તમને કબૂલ હોય તો હું મારો પ્રયત્ન કરી જોઉં. આ લાશ મને આપી દો અને જો જીવે તો એ છોકરીને હું મારે ત્યાં રાખી મારી છોકરી તરીકે ઉછેરૂં. શ્રી રામ, શ્રી રામ!

(છોકરીનાં માબાપ માંહોમાંહે તથા બીજાઓની સાથે થોડી ગુજપુજ કરે છે અને તે લાશ કબીરને આપી દે છે. કબીર તેના માથા પર હાથ ફેરવીને, તેને ઉઠવા કહે છે. તે છોકરી આળસ મરડીને ઉઠે છે અને કબીરની પાછળ પાછળ તેને ઘેર જાય છે.)

## દૃશ્ય ૧૯ મું

(કબીર ગંગાકિનારે બેઠા છે. તેમની પાસે ગંગાના પાણીથી ભરેલું પાત્ર છે. બે ત્રણેક બ્રાહ્મણો ત્યાં પાણી પીવા આવે છે, અને ગંગાજીમાંથી ખોબે ખોબે પાણી પીવા પ્રયત્ન કરે છે.)

કબીર—અરે ભાઇઓ ! આમ તકલીફ શું કરવા લ્યો છો? લ્યો આ મારૂં પાત્ર અને સુખેથી પાણી પીઓ. મેં હમણાંજ તે માંજીને સાફ કરી ગંગાજીમાંથીજ ભર્યું છે.

બ્રાહ્મણો (રાતા પીળા થઈ, ખીજવાઇને)—અરે વણકર ! શુ તું અમને બધાને ભ્રષ્ટ કરવા ધારે છે? તારા પાત્રમાંથી અમારાથી પાણી કેમ પીવાય ? અમે તો બ્રાહ્મણ અને તમે તો મુસલમાન!

કબીર—ભાઇઓ ! જો ગંગાજીના પવિત્ર પાણીથી આ મારૂ પાત્ર પણ પવિત્ર થઈ શકતું ન હોય તો તમારાં પાપ એ પાણીથી ધોવાય છે એમ તમે માનો છો તે કેમ મનાય ?

(બ્રાહ્મણો શરમાઇને મૂંગા મૂગા ત્યાંથી ચાલ્યા જાય છે, અને કબીર તે પાત્ર લઇ ઘેર જાય છે.)

## દૃશ્ય ૨૦ મું

(કબીરજીએ જીવાડેલી છોકરી કમાલી એક કૂવા પર પાણી ભરે છે.)

હરદેવ પંડિત (તે રસ્તેથી જતાં, ઘણા તરસ્યા થવાથી)—સુંદરી ! મને ઘણીજ તરસ લાગી છે અને મારૂં ગળું તદ્દન સૂકું થઇ ગયું છે. થોડુંક પાણી મને નહિ પાય ?

(કમાલી તેને પાણી પાય છે. પાણી પી શાંત થયા પછી પંડિત તે છોકરી તરફ જુએ છે અને કંઇક શંકાશીલ થઇ વિચારમાં પડી જાય છે.)

પંડિત—સુંદરી ! તું કોણ છે ? તારી જાત ? તું હિંદુ જેવી દેખાતી નથી !

છોકરી—પંડિતજી ! હું તો વણકર છું અને કબીરને ત્યાં રહું છું.

પંડિત (ગુસ્સે થઇ)—અરે નાદાન છોકરી ! તેં તો

મને ભ્રષ્ટ કર્યો ! શું તારામાં એટલી પણ અક્કલ નથી? તું મુસલમાન છે તો મને ના કેમ ન કહી?

છોકરી—પંડિતજી ! હું તો કંઈ સમજતી નથી, કબીરજી પાસે ચાલો.

(બને કબીર પાસે ફરિયાદ કરવા આવે છે.)

## દૃશ્ય ૨૧ મું

(કબીર ઓટલે બેઠા માળા ફેરવે છે. કમાલીને અને પંડિતને આવતાં જુએ છે )

(પંડિત પાસે આવે છે, પણ તે કંઇ કહે તે પહેલાં કબીર બધુ જાણી જાય છે. તેથી તેના તરફ ફરીને)

કબીર—

પંડિત બુજ પીયો તુમ પાની, તુમ્હે છૂત કહા લપટાની.
મચ્છ કચ્છ યા જલમેં બ્યાને રક્ત જેર જલ ભરીયા,
ખારપલાસ સભી મહી આયે પશુ પાણીમે સરિયા પંડિત૦ ૧
છપ્પન કોટિ યાદવ સંહારે પરે કાલકી ઘાટી,
પેર પૈગંબર ગાડે તનકી બની જો માટી...પંડિત૦ ૨
તા માટીકા ભાડા વડ્યા તામે ભરીયા પાની,
સો પાડે તુમ પાની પીયા સુગ કહામે આની...પંડિત૦ ૩
હાડ ઝરે ઝર માસ ગરે ગર દૂધ તહા તે આયો,
સો પાડે તુમ પીવન બેડે, કહિ દોષ લગાયો...પંડિત૦ ૪
સુનો જુલાહે તનો જુનાહે ધાન જોલાહે લાઇ,
પાચો કપડે ઉતર ધરે તુમ લોભીએ સીધ પાઇ...પંડિત૦ ૫
જો માખી વિષ્ટાકો ભખતી ભખતી દરતી દોરા,
સો માખ ઉડ પાતલ બેઠી તાસે કરો ન બેરા...પંડિત૦ ૬
કહે કબીર સુનો હો પાંડે છાડો મનકે ભરમા,
એક કીનાબ દોઉ ગહી ડાગે રહો રામકી શરના પંડિત૦ ૭

(આ પ્રમાણેનો ઉપદેશ સાંભળી પંડિત શાંત અને શરમીદો થઇ જાય છે. તે કબીરને માથું નમાવે છે અને તેમની માફી માગે છે.)

(કબીર પંડિતજીના હાથમાં કમાલીનો હાથ આપે છે અને બેઉને આશીર્વાદ આપે છે. પંડિત કમાલી સાથે ત્યાંથી પોતાને ઘેર ચાલ્યા જાય છે.)

## દૃશ્ય ૨૨ મું

(બાદશાહ સિકંદર લોદી દરબાર ભરી બેઠો છે અને નાચ ગાન થઇ રહ્યું છે.)

કેટલાક મુસલમાનો—હજુર! કબીર નામે એક વણકર મુસલમાન હોવા છતાં કાફરના ધર્મને માને છે અને બધાને એવો ઉપદેશ કરતો ફરે છે કે, પરમેશ્વરેજ તેને તેમ કરવાને મોકલ્યો છે. તે બધા લોકોને ભમાવે છે અને પોતાનો પંથ ચલાવે છે. એને તો દેહાંત દંડજ આપવો જોઇએ.

બાદશાહ—શું એ કબીર આપણી રાજધાનીમાં છે? અને તે એટલો મગરૂર છે?

કેટલાક હિંદુઓ—બાદશાહ સલામત! આ કબીર અમારા હિંદુધર્મને ઉંધો વાળે છે અને, બીજો નવોજ ધર્મ પોતાને નામે ચલાવવા માગે છે. તે લોકોને કંઇ ને કંઈ કહી ગુંચવણમાં નાખે છે, એને યોગ્ય શિક્ષા થવીજ જોઇએ.

બાદશાહ—(ખીજવાઈને) શું એ કબીર હિંદુ-મુસલમાન બેઉને ભમાવે છે? જાઓ, તેને મારી પાસે પકડી લાવો.

(હિંદુ મુસલમાન ફરિયાદીઓ ખુશ થઇ માંહો-માંહે વાત કરે છે કેટલાક સિપાઇઓ કબીરને પકડવા ચાલ્યા જાય છે)

## દૃશ્ય ૨૩ મું

(સિપાઇઓ કબીરને સમજાવી બાદશાહ સમક્ષ લઇ આવે છે.)

(કબીર બાદશાહ સામે આવી શાંત ઉભો રહે છે.)

એક કાજી—(કબીર તરફ તિરસ્કાર દર્શાવતો) અરે કાફીર! તું કયાં ઉભો છે તેનું તને કંઇ ભાન છે કે? બાદશાહને સલામ કેમ કરતો નથી?

કબીર (ધીમું હસીને કાજી તરફ જોઇ)—

કબીર તેહ પીર હૈ, જો જાને પરપીડ;
જે પરપીડ ન જાનહી, વોહ કાફર બે પીર.

બાદશાહ—અરે કબીર! મેં તને કયારનો બોલાવ્યો હતો અને તું છેક હમણા આવે છે? આટલી બધી વાર કેમ લગાડી?

કબીર—હું તો એક તમાશો જોવામાંજ રોકાઇ ગયો હતો.

બાદશાહ—એવો શું તમાશો હતો?

કબીર—એક સાંકડો–સોયના નાકા જેવો–માર્ગ મેં જોયો અને તેમાંથી હજારો ઉંટો અને હાથીઓ જતાં હતા તે મેં જોયાં.

બાદશાહ—આટલું બધું જૂઠું બોલે છે?

કબીર—

કબી જૂઠ નહી બોલીયે, જબલગ પાર બસાય;
ના જાનો ક્યા હોયગો, તીલક ચૌથે ભાય.

બાદશાહ—તું સાચો છે તેની ખાત્રી અમને શી રીતે થાય?

કબીર—હે શાહ! આકાશ અને પૃથ્વીનું અંતર જો! સૂર્ય અને ચદ્ર જેટલાં છેટામાંથી અસંખ્ય હાથી અને ઉંટ આવ–જાવ કરે છે અને એ બધું આપણી આંખની પૂતળીથી દેખાય છે, જે સોયની અણીથી પણ બારીક છે,

(બાદશાહ ખુશ થાય છે અને કબીરને સલામ કરે છે તથા તેની મરજીમાં આવે ત્યાં જવા છુટ આપે છે.)

## દ્રશ્ય ૨૪ મું

(કબીર પોતાના ઓટલા પર બીજા કેટલાક સાધુઓ સાથે બેઠા છે.)

કબીર—ભાઇઓ,

> સારા શરા બે મિલે ઘાયલ મીલે ન કોય;
> ઘાયલ કો ઘાયલ મીલે તબ ભક્તિ દ્રઢ હોય.

સાધુઓ—સચ બાત હે, કબીરજી!

નીમા—(ઘરમાંથી બારણા પાસે આવી) બેટા! તું તો આમ હંમેશાં સાધુઓ અને સંતોની સાથે બેસી રહે છે અને કંઇ ધંધો કરતો નથી. કેટલા દિવસથી આ શાળ એમ ને એમ પડી છે?

કબીર—

> મેં થા તબ હરિ નાહીં થા, અબ હરિ હય મેં નાંહીં;
> સકલ અંધેરા મીટ ગયા, દીપક દેખા માંહીં.

## દ્રશ્ય ૨૫ મું

(બાદશાહ ઇબ્રાહીમ લોદીનો દરબાર)

કાજીઓ પૈકી એક (આગળ આવી, બાદશાહને સલામ કરી)—જહાંપનાહ! આ કબીર હવે ઘણોજ વીફરેલ થઇ ગયો છે. તે આપણું હડહડતું અપમાન કરે છે. તે કહે છે કે—

> ગલા કાટ કલ્મા પઢે, મુખ સે કહે હલાલ;
> સાહેબ કે દરબાર મેં, હોગા કોન હવાલ.

ઇબ્રાહિમ—શું તે આ પ્રમાણે આપણી નિંદા કરે છે?

બીજો કાજી—જી હજુર! તે બાદશાહને પણ ગણતો નથી, અને પોતેજ ઇશ્વર હોવાનો દાવો કરે છે.

ઇબ્રાહિમ—શું મને પણ ગણતો નથી? એને પકડાવી મારી નંખાવો.

દૃશ્ય ૨૬ મું

(ગંગાના કિનારા ઉપર લોકોની ઠઠ મળી છે. કબીરને સાંકળે બાંધી ઇબ્રાહિમ બાદશાહ સામે ઉભો કરવામા આવ્યો છે.)

બાદશાહ (ઘણાજ ક્રોધથી)—લઈ જાવ એને અને ગંગાના પાણીમા ડૂબાડી દો.

(સિપાઇઓ પથરાથી ભરેલા એક મછવાને કાણું પાડે છે અને તેમા કબીરને બેસાડીને તેની સાથે બાંધી દે છે. મછવાને ગગા નદીમા ડૂબાડી મૂકવામા આવે છે.)

( મછવો ધીરે ધીરે ડૂબતો જાય છે. લોકો પૈકી કેટલાક ખુશ થાય છે તો કેટલાક દિલગીર થાય છે.–અનેક તરેહના પોકારો લોકોના ટોળામાંથી બહાર આવે છે. મછવો છેક ડૂબીને અદૃશ્ય થયા પછી કબીર એક ચિત્તાના ચામડા પર બેસી તરતો તરતો કિનારે નીકળી આવે છે.)

કબીર—

પાની કેરા હીમ હુવા, હીમ ગયા બહેલાઇ,
કબીર જે થા સો ભયા, અબ કછુ કહા ન જાઇ.

(બાદશાહ તેને ફરીથી પકડાવે છે અને તેની આસપાસ ખૂબ લાકડાં ખડકીને સળગાવી દેવડાવે છે. સઘળું બળી ગયા છતાં કબીર જેવો ને તેવો નીકળે છે.)

(લોકો પૈકી ઘણા ખુશીના પોકારો કરે છે.)

કબીર—

હસ કર કોઈ ન પાઈયા, જીને પાયા સો રોય;
હસનેમેં જે હરિ મીલે, તો કોને દોહાગન હોય.

(બાદશાહની ખાત્રી થાય છે અને કબીરને પોતાની પાસે બોલાવી તેને માથું નમાવી તેની માફી માગે છે.)

કબીર (બાદશાહને)—

જો તોકુ કાંટા બુવે, તાકો તુ બો ફૂલ,
તોકું ફૂલકે ફુલ હૈ વાકો કારો સુર.

(હિંદુઓ તેમજ મુસલમાનો એકસામટા કબીરનો જયજયકાર પોકારે છે. કબીર ઉપર આકાશમાથી પુષ્પનો વરસાદ વરસી રહે છે.)

(કબીર શ્રીરામ શ્રીરામ બોલતો ચાલ્યો જાય છે, બાદશાહ રવાના થાય છે અને લોકોનુ ટોળું ધીમે ધીમે વીખરાઇ જાય છે)

## દૃશ્ય ૨૭ મું

(કાશીથી છ મજલ દૂર આવેલા મગહર ગામે નદી-કિનારે એક મઠમાં કબીર ઘણાજ અશક્ત હોવાથી મુકામ કરીને રહ્યા છે.)

(કબીરના શિષ્ય વીરસિંહ વાઘેલાને તે ખબર થતા, તે પોતાના રસાલા સાથે ત્યાં જાય છે.)

વીરસિંહ—કબીરજી ! આપ શ્રીરામના ભક્ત છો અને આખી જીંદગી આપે હિંદુ તરીકેજ ગાળી છે તેથી આ સેવકની વિનતિ છે કે, આપની લાશને અગ્નિદાહ કરવાની સેવકને અનુજ્ઞા આપશો.

કબીર—(કંઇ ઉત્તર આપતા નથી) શ્રીરામ, શ્રીરામ.

(ત્યાંના નવાબ બીજલીખાને ખબર થતા, તે પણ કબીરનો મુરીદ હોવાથી એકદમ ત્યાં આવી ચડે છે)

બીજલીખાન—કબીરજી ! આપની લાશને તો મુસલમાન ધર્મ મુજબ દફનાવવી એવી મારી ઇચ્છા છે.

## દૃશ્ય ૨૮ મું

(કબીર એ ચાદર અને કેટલાંક કમળના ફૂલ મંગાવી સૂઇ જાય છે.)

કબીર—(વીરસિંહને તથા નવાબને) તમે બેઉ તકરાર કરી હાથોહાથ થતા ના. (કબીર ધીમું ધીમું બોલે છે.)

કાલ કા અજબ તડાકા બે, તૂ કયા જાને લડકા બે.
નવ બી મર ગયે દશ બી મર ગયે,મર ગયે સહસ્ર અઠયાસી;
તેતીસ કોટી દેવતા મર ગયે, પડે કાલકી ફાંસી. કાલ કા૦૧
પીર મરે પયગંબર મરે, મર ગયે જંદા-જોગી;
જપી તપી સંન્યાસી મર ગયે, મર ગયે બઈદ ન રોગી. કાલ કા૦૨
તીન એક પર છતર બિરાજે, લુંટા કુંજબિહારી;
કહત કબીરા સો બી મર ગયે, રૈયત કોન બિચારી. કાલ કા૦૩

(આસપાસનાં માણસોને દિલગીર થતા જોઈ)

કબીર—

હમન મરી હૈ મરી હૈ સંસારા, હમકો મીલા જીયાવન હારા,
સૌ કોઇ મરે સંતજન જીવે, ભરી ભરી રામ રસાયન પીવે.
હરિ મરે તો હમ હમહું મરી હૈં, હરિ ન મરી હૈ હમ કાહેકો મરીયે.
કહે કબીર મન મનાહી મીલાવા અમર ભએ સુખ સાગર પાવા.

(સૌ દંડવત કરે છે. તેમને દરવાજો બંધ કરી બહાર જવા કબીર જણાવે છે.)

## દૃશ્ય ૨૯ મું.

(મઠનો દરવાજો બંધ છે. અંદર એક અજબ ધ્વનિ થાય છે. દરવાજો ખોલતાં ફક્ત બે ચાદર અને ફૂલોજ પડેલાં જણાય છે.)

(વીરસિંહ એક ચાદર અને થોડાં ફૂલ ઉપાડે છે અને તેને હિંદુ ધર્મ પ્રમાણેની ઉત્તર ક્રિયાકરવા લઇ જાય છે. ચાદર અને ફૂલો નવાબ ઉપાડે છે અને તે મુસલમાન ધર્મ મુજબ તેને દફનાવવા લઇ જાય છે.)

(રાણો સમાધિ ચણાવે છે અને પઠાંણ કબર ચણાવે છે.)

(એકજ મંદિરમાં બેઉ હંમેશું-જોવામાં આવે છે.)

(સાપ્તાહિક "મુંબઇ સમાચાર" ના જુદા જુદા અંકોમાંથી)



# ११-महात्मा त्यागराज

( લેખકઃ-શ્રી બન્દા વેંકટરત્નમ્ "વિશારદ" )

જબ-જબ સંસાર મેં લોગ ઈશ્વર કો ભૂલ વિષય-વાસનાઓં મેં ફંસ બૈઠે, તબ તબ મહાત્માઓં કા ઇસ સંસાર મેં અવતાર હુઆ ઔર જનતા કો જ્ઞાનોપદેશ સે લાભ ઉઠાને કા અવસર મિલા. સભી દેશો એવં સંપ્રદાયોં કે ઇતિહાસોં મેં ઇસકે ઉદાહરણ મિલતે હૈ. ઇસી પ્રકાર જબ સારા દક્ષિણભારત અજ્ઞાનાંધકાર મેં મગ્ન થા, તબ મહાત્મા ત્યાગરાજસ્વામી કા જન્મ હુઆ. જૈસે સૂર ઔર તુલસી કે પ્રભાવ મે સારા ઉત્તર-ભારત ભકિત-માર્ગ મેં તલ્લીન હો ગયા, ઉસી પ્રકાર મહાત્મા ત્યાગરાજ કે અમૂલ્ય ઉપદેશોં સે લાભ ઉઠા કર દક્ષિણ કે કઈ લોગ મુમુક્ષુ બન ગયે. મહાત્મા ત્યાગરાજ બડે ભકત, વિદ્વાન, કવિ, સંગીતજ્ઞ ઔર કર્ણાટક-ગાયન-કલા કે મહાન સુધારક ભી થે તેલુગુ ઔર સંસ્કૃત-ભાષાઓં પર ઇનકા પૂરા પૂરા અધિકાર થા. આન્ધ્રપ્રાન્ત કે એક બ્રાહ્મણકુલ મેં પૈદા હુએ થે. ઇનકે પિતા કિસી કારણ સે અપની જન્મભૂમિ "આન્ધ્રદેશ" કો છોડ તમિલ-પ્રાંત મેં જા બસે થે. વહીં પર મહાત્મા ત્યાગરાજ કા જન્મ હુઆ તમિલ-પ્રાન્ત હી મે ઇનકા સ્વર્ગવાસ ભી હુઆ. યદ્યપિ ત્યાગરાજ ને તમિલ-પ્રાંત મે અપના સારા જીવન બિતાયા, તો ભી તાજ્જુબ કી બાત હૈ કિ ઉન પર તમિલ-ભાષા કા બિલકુલ પ્રભાવ નહી પડા. તુર્રા યહ કિ

અપની અદ્વિતીય પ્રતિભા કે દ્વારા ઇન્હોંને દક્ષિણ કે ગૈર આન્ધ્રભાષાભાષી પ્રાન્તોં મેં, આન્ધ્રભાષા કા ડંકા બજા કર સબકો આન્ધ્રભાષા કા પ્રેમી તથા નેમી બના ડાલા. આન્ધ્રભૂમિ કો યહ ભલે હી ભૂલ ગયે થે, પર આન્ધ્ર-ભાષા કો નહીં. ત્યાગરાજ ને અપની સારી રચનાએં પદશૈલી મેં કી થીં. રામચંદ્ર કે બડે ભક્ત થે હી; શિવ, બ્રહ્મા, કૃષ્ણ, વિષ્ણુ આદિ કો ભી એક હી પરબ્રહ્મ કે કઇ ભિન્ન-ભિન્ન રૂપ એવં નામ માનતે થે. પદશૈલી કી કવિ-તા મેં યહ અગ્રગણ્ય થે. ઇસ ક્ષેત્ર મેં, સારે દક્ષિણ-ભારત મેં, ઇનકી જોડ કા કોઈ દૂસરા ઉલ્લેખનીય કવિ નહીં મિલતા. આજ તક તમિલ, કન્નડી, મલયાલમ, તુલુ એવં તેલુગુ આદિ દક્ષિણીભાષાઓં કે ગવૈયોં કે લિએ ત્યાગરાજ હી કે કીર્તન ગાયનકલા-પ્રકાશન ઔર જીવિ-કોપાર્જન કે લિયે આધારસ્વરૂપ હૈં. ઇનકે પદ ઐસે મધુર ઔર સર્વપ્રિય હૈં કિ શહનાઇ-મુરલી આદિ બજા-નેવાલે ભી ઇન્હીંકો ગાયા કરતે હૈં. યદિ ત્યાગરાજ કે કીર્તન સંગીત-ક્ષેત્રમેંસે નિકાલ દિયે જાયં તો દક્ષિણ-ભારત મેં ગાયનકલા કા બિલકુલ અભાવ સમઝિએ. ઇસ મહાત્મા કી કૃપા સે આંધ્રભાષા 'સારે દક્ષિણ-ભારત' કે સંગીત-ક્ષેત્ર કી રાષ્ટ્રભાષા હો ગયી. ત્યાગરાજ કે કીર્તન પઢને ઔર ઉનકા અર્થ સમઝ કર ગાને કે લિયે દક્ષિણ કે અન્ય ભાષાભાષી ભી તેલુગુ-ભાષા સીખતે હૈં. ઐસા વે ન કરેં, તો ગાનવિદ્યા કે મૈદાન સે ઉનકા અસ્તિત્વ હી મિટ જાય. ત્યાગરાજ કેવલ વિદ્વાન, કવિ ઔર શ્રેષ્ઠ ગવૈયે હી ન થે, બલ્કિ કર્ણાટક-સંગીત કે સુધારક વ ઉદ્ધારક ભી થે. ઇન્હોંને કઇ રાગ-રાગિનિયોં કા આવિ-ષ્કાર કિયા ઔર કર્ણાટક-સંગીત કો પિયૂષ કે સમાન મધુર બનાયા. ત્યાગરાજ ને યદિ ઐસા ન કિયા હોતા તો કર્ણાટક-સંગીત કા નામોનિશાન ભી ન રહતા. દક્ષિણ કે સભી શહર વ કસ્બોં મેં ઇસ મહાપુરુષ કી સ્મૃતિ મેં હર સાલ ઉત્સવ મનાયે જાતે હૈં, જિનમેં છોટે-બડે,

પઢ–અપઢ સભી ભાગ લેતે હૈં. ઉસ સમય પ્રાયઃ નામી–નામી ગવૈયોં કી સભાએં હોતી હૈં. ગવૈયોં ઔર બાજે બજાનેવાલોં કે લિયે અપની અપની યોગ્યતા દિખાને કા યહી સબસે અચ્છા મૌકા રહતા હૈ. ઈનકે પદોં કી શૈલી ગાને લાયક સુવ્યવસ્થિત હૈ. ભાષા સ્વચ્છ, મધુર, લલિત ઔર રસપ્રપુરિત હૈ. ભાવ બહુત ઉંચે ઔર ભક્તિ-પૂર્ણ હૈં. ત્યાગરાજ કી દૃષ્ટિ પૈની ઔર કલ્પના અનૂઠી હૈ. યદિ તુલના કી જાય તો સૂરદાસ ઇનકે સામને એક મામાન્ય કવિ ઠહરતા હૈ-ઇસ લિયે કિ સૂરદાસ કા ક્ષેત્ર એકાંગી તથા અનુભવ ઔર જ્ઞાન ભી સીમિત થા. ત્યાગ-રાજ કા જ્ઞાન બહુમુખી ઔર અનુભવ પ્રગાઢ થા. ભક્તિ, જ્ઞાન, વૈરાગ્ય, નીતિ આદિ કઇ વિષયોં કી અચ્છી જાન-કારી રખતે થે. યોં તો તુલસી કી રચનાઓં મેં ભી બહુજ્ઞતા ઝલકતી હૈ, પર ત્યાગરાજ કઇ અંશોં મેં તુલસી સે ભી કઇ કદમ આગે બઢે હુએ જાન પડતે હૈં. માનના તો પડેગા કિ સૂર ઔર તુલસી દોનોં મિલ કર ભી ત્યાગ-રાજ કી સમાનતા નહીં કર સકતે. ઇન્હોંને કઇ પદ બનાયે, મગર અભી સિર્ફ પાંચ–સાત હજાર પદોં કા હી પતા લગ સકા હૈ. ઈનકે કીર્તનોં કા એક બૃહત્ સંગ્રહ વ્યાખ્યા, સ્વર, તાલ ઔર રાગ–રાગિનિયોં સહિત "ત્યાગ-રાજહૃદય" નામ સે હાલ હી મેં પ્રકાશિત હુઆ હૈ ઉસ અપૂર્વ ગ્રંથરત્ન કા મૂલ્ય ૧૬) હૈ.

## જીવની

દક્ષિણભારત–સ્થિત ચોલદેશ કે પંચનદ નામક પુ-ણ્યક્ષેત્ર મેં રામબ્રહ્મ નામક એક બ્રાહ્મણ રહેતે થે. વહ ભક્તિ, જ્ઞાન ઔર વૈરાગ્ય કે નિધાન થે, સદા શ્રીરામ-ચંદ્રજી કે ગુણગાન કરતે ઔર ઐહિક સુખોં સે વિરાગ રખતે થે. ઈશ્વર કી કૃપા સે ઉન્હેં જો કુછ સંપત્તિ પ્રાપ્ત થી, ઉસીસે તુષ્ટ હો કર દિન બિતાતે થે. ઇનકી સ્ત્રી કા નામ શાન્તાદેવી થા. વહ સાધ્વી, પતિવ્રતા ઔર અપને

નામ હી કે અનુરૂપ શાન્તસ્વરૂપિણી થી. દોનોં પતિ-પત્ની સુખ સે દિન બિતાતે થે. કુછ સમય પશ્ચાત્ ઉનકે દો પુત્ર હુએ. બડે કા નામ જપ્યેશ ઔર છોટે કા ત્યાગરાજ થા. ત્યાગરાજ વાસ્તવ મેં ત્યાગ કરને મેં રાજા હી થે માતા-પિતા ને ઉન્હેં બડે પ્યાર સે પાલા-પોસા ઔર બડે હો જાને પર વિદ્યોપાર્જન કે લિયે અધ્યાપક કે પાસ ભેજ દિયા. બડા પુત્ર જપ્યેશ મંદબુદ્ધિ ઔર ખિલાડી નિકલા, મગર કુશાગ્રબુદ્ધિ ત્યાગરાજ થોડે હી સમય મેં બડે ભારી વિદ્વાન હો ગયે. જપ્યેશ સદા ખેલ-કૂદ મેં મશગુલ હો માતાપિતા કી તરફ સે લાપ-વાહ રહને લગે. ત્યાગરાજ સદા પિતા કે પૂજન-પાઠ મેં ભાગ લેતે ઔર વકત મિલ જાને પર વેંકટદાસ-નામક એક મશહૂર ગવૈયે કે પાસ ગાન-વિદ્યા સીખને કે લિયે ઉપસ્થિત હોતે અલ્પકાલ હી મેં ત્યાગરાજ ને ગાનવિદ્યા મેં અચ્છી ખાસી યોગ્યતા પ્રાપ્ત કર લી. ઇસકે પહલે ત્યાગરાજ ને તેલુગુ વ સંસ્કૃત ભાષાઓં કી અચ્છી યોગ્યતા પ્રાપ્ત કર લી થી. એક દિન ત્યાગરાજ ને નિશ્ચય કિયા કિ રામચંદ્રજી કી દિવ્ય ગાથાઓં કો ચૌ-બીસ હજાર પદોં મેં વર્ણન કરકે ગાઉં. અતઃ ઉન્હોંને પહલેપહલ વિઘ્નેશ્વર કી સ્તુતિ મેં એક પદ રચ કર ગાયા તો વિઘ્નેશ્વર કા સાક્ષાત્કાર હુઆ. ગણેશ યહ કહ કર તિરોહિત હો ગયે કિ- "ત્યાગરાજ! તુમ્હારી ઇચ્છા પૂરી હો જાયગી." ત્યાગરાજ બહુત આનંદિત હો ગયે. શ્રી-રામચંદ્રજી કે ગુણગાન મેં ઉન્હોંને પાંચ પદ બના કર ઉસી સમય ગાયે.

કુછ સમય બીત જાને કે ઉપરાંત રામબ્રહ્મ ને અપને દોનોં પુત્રોં કી શાદી કર દી ઔર વહ ઇસ દુનિયા સે કૂચ કર ગયે. જપ્યેશ કી જ્ઞાની ત્યાગરાજ સે નહી પટી. અતઃ દોનોં અલગ અલગ રહને લગે. ઇસ બંટવારે મેં ત્યાગરાજ કો અપને પિતા કે આરાધ્ય દેવ શ્રીરામચંદ્ર આદિ કી મૂર્તિયાં પ્રાપ્ત હુઇ.

વહ દુન્યવી ઝંઝટોં સે અપનેકો અલગ રખતે ઔર હમેશાં ઉન મૂર્તિયોંકે સમક્ષ બૈઠે પદ બના-બના કર સિતાર પર ગાયા કરતે.

એક દિન ત્યાગરાજ ને સોચા--ગુરુ કે વિના મોક્ષ નહીં મિલ સકતા ઔર ઇસ દુનિયા મેં કોઇ યોગ્ય ગુરુ નહીં મિલ સકતા; અતઃ ગુરુ બનાને કે લિયે શ્રીનારદ મુનિ કી સ્તુતિ કરની ચાહિયે.

ત્યાગરાજ ને તબ અત્યંત ભક્તિ કે સાથ નારદમુનિ કી સ્તુતિ મેં કઇ પદ ગાયે. ઝટ ત્રિલોકસંચારી નારદ મુનિ એક સંન્યાસી કે વેષ મેં ત્યાગરાજ કે સામને ઉપસ્થિત હો ગયે. ત્યાગરાજ ને ઉન્હેં પહચાન લિયા ઔર ઉનકી યથોચિત પૂજા કી. નારદમુનિ બહુત પ્રસન્ન હુએ ઔર ત્યાગરાજ કો રામનામ કા ઉપદેશ દે કર "સ્વરાર્ણવ" નામક એક દિવ્ય ગ્રંથ પ્રદાન કિયા. તબસે ત્યાગરાજ અવિરલ ભક્તિધારા મેં તલ્લીન હો ગયે. કિતને પદ ઉન્હોંને રચે, ઇસકી ગિનતી નહીં બતાયી જા સકતી. વહ 'દક્ષિણ-કૈલાસ' નામક એક મંદિર મેં પત્ની સમેત રોજ જાયા કરતે ઔર પ્રતિદિન એક લાખ અસ્સીહજાર કે હિસાબ સે રામનામ કા જપ કરતે.

એક વાર તાંજૂર કે મહારાજ ને અપને દરબાર મેં ગાના સુનાને કે લિયે ત્યાગરાજ કો નિમંત્રિત કિયા; મગર ત્યાગરાજ રાજાઓં કી પ્રશંસા કર કે અનુગૃહિત હોને કે ઇચ્છુક ન થે. ઉન્હોંને એક પદ રચ કર રાજા કે પાસ ભેજ દિયા. ઉસકા ભાવાર્થ સંક્ષેપ મેં યહ હૈ—

"હે મન ! સુખ કિસમેં હૈ-ધનોપાર્જન મેં યા રામચંદ્રજી કી સેવા મેં? રામચંદ્રજી કે સેવકોં કો રાજસભાઓં સે ક્યા સરોકાર ? "

જબ યહ પદ રાજા કો સુનાયા ગયા, તબ ક્રોધ કે મારે રાજા આગબબૂલા હો ગયે ઔર ત્યાગરાજ કો જ-

બરન્ ઘસીટ લાને કે લિયે નાકરોં કો આજ્ઞા દી ! નૌકર રાજા સે બિદા લે ભી ન પાયે થે કિ ઈસ અત્યાચાર કે પરિણામસ્વરૂપ ઉસ ઘમંડી રાજા કે પેટ મેં શૂલ ઉત્પન્ન હો ગયા. રાજા કો અબ જીને કી ઉમ્મીદ ન રહી. તબ ઉસકે મંત્રિગણ સલાહ કર કે રાજા કો ત્યાગરાજ કે પાસ લે ગયે ઔર ઉનસે માફી માંગી. ત્યાગરાજ કે આશીર્વાદ સે રાજા સ્વસ્થ હો ગયે.

એક અંધેરી રાત મેં રાજા ત્યાગરાજ કા ગાના સુનને કે લિયે છિપ કર ત્યાગરાજ કે ઘર પર ચઢ ગયે ઔર છત મેં એક સૂરાખ કર કે ઘર કે અંદર દાખિલ હુએ. ઉસ સમય ત્યાગરાજ યહ પદ ગા રહે થેઃ

" चक्कनी राजमार्ग में मुंडा; मदुलू दूरानेला ओ मनसा !"

ઈસકા ભાવાર્થ યહ હૈ કિ "હે મન ! સુંદર રાજમાર્ગ રહતે હુએ તુમ ક્યોં ગલિયોં મેં ઘૂસતે હો ? અર્થાત્ મુક્તિ પાને કે લિયે ભક્તિ–માર્ગ સામને ઉપસ્થિત હૈ, તબ તુમ ક્યોં કુમાર્ગ મેં પડ કર બરબાદ હો રહે હો ?" 'રાજમાર્ગ' શ્લિષ્ટ પદ હૈ. રાજા ને યહ પદ સુના ઔર ઈસ પ્રકાર ઉસકા અર્થ સમઝા—" હે સુંદર રાજા ! માર્ગ રહતે હુએ તુમ ક્યોં છિપ કર રહસ્યમાર્ગ સે ઘર મેં ઘૂસતે હો ? " તબ રાજા ને સમઝા, ઈન્હેં મેરી સબ બાતેં માલૂમ હો ગઈ. ઈસ પ્રકાર છિપે રહને સે મેરા નુકસાન હી હોગા; ત્યાગરાજ નારાજ હો કર કહીં શાપ ન દે દેં. યહ સોચ કર રાજા તુરંત ત્યાગરાજ કે સમીપ આ કર ઉનકે પૈરોં પર ગિર પડે. રાજા કી નમ્રતા દેખ કર ત્યાગરાજ બહુત ખુશ હુએ ઔર કઈ પદ ગા કર રાજા કો સંતુષ્ટ કિયા.

કિસી સમય ત્યાગરાજ તીર્થયાત્રા કરતે હુએ 'તિરુપતિ' કે મંદિર મેં દર્શન કરને ગયે. ઉસ સમય મૂર્તિ કે સામને એક પરદા લટકાયા હુઆ થા. પૂજારી લોગ

દક્ષિણા લે કર હી દર્શન કરાતે થે. ત્યાગરાજ કે પાસ એક પૈસા ભી ન થા. તબ ઉન્હોંને પર્દા હટાને કે લિયે ભગવાન સે પ્રાર્થના કરની શુરુ કી. એકાએક પરદા ટુકડે–ટુકડે હો ગયા ઔર ત્યાગરાજ કો ભગવાન કે દર્શન હુએ. દર્શકવૃંદ ચિત્રલિખે–સે ચકિત રહ ગયે !

કિસી સમય ત્યાગરાજ કઈ શિષ્યોં સહિત એક જંગલ સે હો કર જા રહે થે. ડાકુઓં કા એક ગિરોહ ઉન પર પત્થર ફેંકને લગા. પરંતુ સબ કે સબ હવા મેં ઉડ ગયે. ઇતનેમેં દો સુંદર યુવક ડાકુઓં પર તીરોં કી વર્ષા કરતે દિખાયી પડે. ડાકૂ ભાગ ગયે ઔર ફિર જંગલ કે દૂસરે સિરે પર ત્યાગરાજ સે મિલે. ડાકૂ ત્યાગરાજ કે પાસ આ કર ઉન યુવકોં કી સુંદરતા કી તારીફ કરને લગે, જિનકે પરાક્રમ સે તંગ આ કર વે ભાગે થે તબ ત્યાગરાજ ને કહા–"મિત્રો ! યે મામૂલી યુવક નહીં હૈ, બલ્કિ રામ ઔર લક્ષ્મણ હૈં ! આપ લોગ ધન્ય હૈં ! આપ લોગોં કે સૌભાગ્ય કી મૈં કહાં તક તારીફ કરૂં ! આપ પૂર્વજન્મ મેં બડે ભક્ત હુએ હોગે, વરના ભગવાન કે દર્શન તો કભી હોતે નહીં." ત્યાગરાજ કા યહ કથન સુન કર ડાકૂ લોગ નિહાયત ખુશ હુએ ઔર તબસે ત્યાગરાજ કે શિષ્ય બન કર ઈશ્વરભજન કરને લગે.

ત્યાગરાજ ને ભક્તિ, જ્ઞાન, વૈરાગ્ય, નીતિ, ધર્મ આદિ કઇ ગૂઢતમ વિષયોં પર અસંખ્ય પદ બનાયે હૈં. કઇ પદોં મેં ઉનકે જીવન કી અનેક મહત્ત્વપૂર્ણ ઘટનાઓં કા જિક્ર હૈ. કઈ વિદ્વાનોં કી રાય હૈ કિ ત્યાગરાજ કેવલ પદશૈલી કે હી નહીં, બલ્કિ અન્ય સબ પ્રચલિત શૈલિયોં કે ભી મહાન્ કવિ થે. ખોજ દ્વારા પતા લગા હૈ કિ ઇન્હોંને 'પ્રહ્લાદ–વિજય' ઔર 'નૌકા–ચરિત્ર' નામક ઉચ્ચકોટિ કે કાવ્ય ભી રચે થે, પરંતુ વે અલભ્ય હૈં.

અસ્સી વર્ષ કી અવસ્થા મેં ત્યાગરાજ ઇસ

સંસાર સે પ્રાયઃ વિરક્ત હો ગયે ઔર ભગવાન સે પ્રાર્થના કરને લગેઃ "હે ભગવન્ ! મુઝે જ્ઞાન દે દો. યહી ઉપયુક્ત સમય હૈ. મુઝસે ઇસ સંસાર મેં નહીં રહા જાતા. મુઝે અપને સન્નિધાન મેં લે ચલિયે." ઇશ્વર ને ત્યાગરાજ કી પ્રાર્થના સુન લી ઔર સ્વપ્ન મેં દર્શન દે કર કહા—"ત્યાગરાજ ! સંન્યાસાશ્રમ ગ્રહણ કરો, આજ સે આઠવેં દિન તુમ્હેં મોક્ષ દે દૂંગા." ત્યાગરાજ ને અપના ઘર–દ્વાર સબ કુછ ગરીબોં કો દાન દે દિયા ઔર સર્વસંગપરિત્યાગી બન ગયે. ત્યાગરાજ અપની મૃત્યુ કે સંબંધ મેં પહલે હી સે સચેત થે, અતઃ વહ અપને અંતિમ દિન પવિત્ર કાવેરી નદી કે કિનારે બિતાને લગે. અંતિમ દિનોં મેં વહ નિરાહાર ઔર નિર્જલ રહને લગે. કભી સોતે હી ન થે. બાહરી જગત સે સારા નાતા તોડ દિયા ઔર ધ્યાનમગ્ન હો કર પદ બના બના કર ગાને લગે. ઉનકે અંતિમ સમય કે પદ બડે મહત્ત્વ કે હૈં. ત્યાગરાજ કે શિષ્ય, ભક્ત, મિત્ર આદિ ઉન્હેં ચારોં ઔર ઘેરે રહે ઔર નામ–સંકીર્તન કરતે રહે. ઠીક આઠવેં દિન નિર્ણીત સમય પર (કલિયુગાબ્દ ૪૬૪૮ વર્ષ ગુજર જાને કે બાદ ) પૌષ વદી પંચમી કે દિન દક્ષિણ કે નાદ-બ્રહ્મ, આંધ્ર-કવિ-કુલ-સૂર્ય મહાત્મા ત્યાગરાજ અપને પંચભૌતિક શરીર કો છોડ ઇશ્વર–સાયુજ્ય કો પ્રાપ્ત હો ગયે. મરતે સમય ઉનકા સિર-ફટ ગયા ઔર એક દિવ્ય તેજ નિકલ કર આસમાન કી તરફ ચલા ગયા. યહ કેવલ ઉનકે શિષ્ય ઔર ભક્ત હી દેખ સકે.

ઇધર ત્યાગરાજ કે પ્રાણ–પખેરુ ઉડે, ઉધર લોગોં મેં હાહાકાર મચ ગયા, માનોં ત્યાગરાજ કે વિના યહ સંસાર દુઃખ કા નિલય હો ગયા હો ! ત્યાગરાજ આંધ્ર બ્રાહ્મણ થે. ઉન્હોંને કવિતા ભી આંધ્રભાષા હી મેં કી, પરંતુ આંધ્રજનતા કા દુર્ભાગ્ય હૈ કિ વહ ઉનકે પદોં વ અપાર ગાનવિદ્યાકૌશલ સે લાભ ન ઉઠા સકી. ત્યાગરાજ કે તમિલપ્રાંત મેં બસ જાને કે કારણ ઉનસે સિર્ફ તમિલ,

કનાડી, મલયાલમ આદિ-ભાષાભાષી હી-પૂરા લાભ ઉઠા સકે. ઈસી વજહ સે ત્યાગરાજ કે પદોં કો આંધ્રભાષા-ભાષી ઊતની યોગ્યતા સે નહીં ગા સકતે જિતની યોગ્યતા સે તમિલ આદિ ભાષાભાષી ગાતે હૈં. ઔર, ઈસી લિયે ત્યાગરાજ કે પદોં કા પ્રચાર તમિલ આદિ પ્રાંતોં કે લોગોં દ્વારા આંધ્રદેશ મેં હુઆ.

ત્યાગરાજ કા સમાધિ આજ ભી કાવેરી નદી કે કિનારે બની હુઇ હૈ. ઉન્હેં સ્વર્ગવાસી હુએ શતાબ્દિયાં હો ગયીં, મગર કીર્તનોં કે રૂપ મેં વહ અભી જીવિત હૈ.

(આષાઢ–શુ સ. ૩૧૦ ના "માધુરી"માથી)



સંસાર સે પ્રાયઃ વિરક્ત હો ગયે ઔર ભગવાન સે પ્રાર્થના કરને લગેઃ "હે ભગવન્ ! મુઝે જ્ઞાન દે દો. યહી ઉપયુક્ત સમય હૈ. મુઝસે ઇસ સંસાર મેં નહીં રહા જાતા. મુઝે અપને સન્નિધાન મેં લે ચલિયે." ઈશ્વર ને ત્યાગરાજ કી પ્રાર્થના સુન લી ઔર સ્વપ્ન મેં દર્શન દે કર કહા—"ત્યાગરાજ ! સંન્યાસાશ્રમ ગ્રહણ કરો, આજ સે આઠવેં દિન તુમ્હેં મોક્ષ દે દૂંગા." ત્યાગરાજ ને અપના ઘર–દ્વાર સબ કુછ ગરીબોં કો દાન દે દિયા ઔર સર્વસંગપરિત્યાગી બન ગયે. ત્યાગરાજ અપની મૃત્યુ કે સંબંધ મેં પહલે હી સે સચેત થે, અતઃ વહ અપને અંતિમ દિન પવિત્ર કાવેરી નદી કે કિનારે બિતાને લગે. અંતિમ દિનો મે વહ નિરાહાર ઔર નિર્જલ રહને લગે. કભી સોતે હી ન થે. બાહરી જગત સે સારા નાતા તોડ દિયા ઔર ધ્યાનમગ્ન હો કર પદ બના બના કર ગાને લગે ઉનકે અંતિમ સમય કે પદ બડે મહત્ત્વ કે હૈં. ત્યાગરાજ કે શિષ્ય, ભક્ત, મિત્ર આદિ ઉન્હેં ચારોં ઔર ઘેરે રહે ઔર નામ–સંકીર્તન કરતે રહે. ઠીક આઠવેં દિન નિર્ણીત સમય પર (કલિયુગાબ્દ ૪૬૪૮ વર્ષ ગુજર જાને કે બાદ ) પૌષ વદી પંચમી કે દિન દક્ષિણ કે નાદ-બ્રહ્મ, આંધ્ર-કવિ–કુલ–સૂર્ય મહાત્મા ત્યાગરાજ અપને પંચભાતિક શરીર કો છોડ ઈશ્વર–સાયુજ્ય કો પ્રાપ્ત હો ગયે. મરતે સમય ઉનકા સિર ફટ ગયા ઔર એક દિવ્ય તેજ નિકલ કર આસમાન કી તરફ ચલા ગયા. યહ કેવલ ઉનકે શિષ્ય ઔર ભક્ત હી દેખ સકે.

ઇધર ત્યાગરાજ કે પ્રાણ–પખેરુ ઉડે, ઉધર લોગોં મેં હાહાકાર મચ ગયા, માનોં ત્યાગરાજ કે વિના યહ સંસાર દુઃખ કા નિલય હો ગયા હો ! ત્યાગરાજ આંધ્ર બ્રાહ્મણ થે. ઉન્હોંને કવિતા ભી આંધ્રભાષા હી મેં કી, પરંતુ આંધ્રજનતા કા દુર્ભાગ્ય હૈ કિ વહ ઉનકે પદોં વ અપાર ગાનવિદ્યાકૌશલ સે લાભ ન ઉઠા સકી. ત્યાગરાજ કે તમિલપ્રાંત મેં બસ જાને કે કારણ ઉનસે સિર્ફ તમિલ,

શી કહ્યા કરતા હતા કે 'તમારા કામધંધાનું વધારે અને પરમાત્માનું ઓછું ધ્યાન રાખ્યા કરો, નહિ તો તમે ઘણાજ જલદી દરિદ્ર થઈ જશો.' એવા ઉપદેશકોમાં એક એવો પણ હતો કે જે તેમને મુશ્કેલીઓમાં મદદ આપ્યા કરતો હતો. લોકવાયકાઓપરથી જણાય છે કે, જ્યારે તેઓ એક ભયંકર તોફાનને કારણે જંગલી પશુઓ વચ્ચે ફસાઈ ગયા હતા અને તેમના કોથળા ઢીલા થઈને બળદોની પીઠ પરથી પડી ગયા હતા ત્યારે એક રહસ્યમય આગંતુકે અચાનક પ્રગટ થઈ તેણે તેમને અને તેમનાં જાનવરોને બરાબર રસ્તા પર લાવી મૂક્યાં હતાં.

એક બીજા પ્રસંગ ઉપર પણ એજ આગંતુકે તુકારામને જે ગ્રામવાસીઓએ તેમને લૂટી લીધા હતા તેમની પાસેથી માગતા પૈસા વસૂલ કરવામાં મદદ પહોંચાડી હતી. એ કથા આ પ્રકારે છે—એક દિવસ સંધ્યાસમયે તુકારામે પોતાના કોથળાઓ એક પીપળા નીચે ઉતાર્યા તેમની ચારે તરફ એકત્ર થયેલા પ્રેક્ષકોએ પૂછ્યુ—'કેટલા લેશો ?' તુકારામે જવાબ આપ્યો—'જે કંઇ જરૂર હોય તે યોગ્ય મૂલ્ય આપીને લઈ લો.' તે સમયે તેમનુ મન ઘણે ઉંડે પરમાત્માના ધ્યાનમાં નિમગ્ન હતું. જ્યારે માગતું ચૂકવવાનો સમય આવ્યો ત્યારે ગામડીઆઓએ સોગન ખાઈને કહી દીધુ કે 'અમે કોઇ ચીજ ખરીદી નથી.' તે સમયે એક ગ્રામ્ય અમલદારના વેષમાં એજ આગંતુક પુનઃ પ્રકટ થયો અને જોતજોતામાં બધા રૂપિયા એકઠા કરી લેવામાં આવ્યા. તુકારામે પોતે કોનો સત્કાર કરી રહ્યા છે એ જાણ્યા વિનાજ પોતાના મિત્રને બેસવાની અને ભોજન કરવાની પ્રાર્થના કરી. આ રીતે સ્વયં ભગવાને એક એવા હલકા કે શૂદ્રને ત્યાં ભોજન કર્યું કે જેમની સાથે બ્રાહ્મણ કદી પણ ખાવાપીવાનું સ્વીકારતા નથી.

'હરિ કો ભજે સો હરિ કા હોય'

હવે તુકારામ ઉપર સંકટો વધવા લાગ્યાં. ભગવાન

મોટા પુત્ર સવાજી, જેમને વેપારમાં ઓછો પ્રેમ હતો, તે પણ સંન્યાસી થવા ઇચ્છતા હતા. આ રીતે સઘળો કર્તવ્યભાર યુવક તુકારામ ઉપર આવી પડયો. એક સાંસારિક અને ભાવિક પુત્ર તુકારામનો સવાજી કરતાં વિશેષ ઝોક ચોખા તોળવાનો કે દુકાનદારી કરવાનો નહોતો, છતાં પણ 'મિલ્ટન'ના શબ્દો—'તેનો આત્મા તેના નિર્માતાની સેવા અને એક સાચો હિસાબ રજુ કરવાને માટે વધારે ઝૂકયો' એ ઉકિત અનુસાર તે છોકરાએ આહ્લાદપૂર્વક, મનને અનુકૂળ નહિ એવા એ કર્તવ્યભારને પોતાના ઉપર ઉઠાવી લીધો. ત્યારપછી થોડા સમય બાદ, તેનાં લગ્ન કરીને તેના ગૃહસ્થજીવનનો પ્રારંભ કરાવવામાં આવ્યો. તે સમયની પ્રથા અનુસાર તેમણે બે સ્ત્રીઓ સાથે લગ્ન કર્યાં હતાં, જેમાં એક રુકમાબાઇ હતાં કે જેમના ઉપર તેમણે તેમના ભયંકર અને અસામયિક મૃત્યુ સુધી પ્રેમ રાખ્યો હતો તથા બીજાં અબાલીબાઇ હતાં, કે જે એક અભિમાની અને સ્વાર્થી સ્ત્રી હોઇને પતિની ધાર્મિક અભિલાષાઓ તરફ તેમને જરા પણ સહાનુભૂતિ નહોતી. મહારાષ્ટ્રીય સાધુ પોતાના વૈવાહિક બંધનથી બિલકુલ પ્રસન્ન નહોતા. નામદેવને પણ એવીજ વિપત્તિનો સામનો કરવો પડયો હતો.

## ભગવાન મારફત મદદ

સમય વીતવા લાગ્યો અને તુકારામ પોતાના કામમાં દૃઢતાપૂર્વક પરિશ્રમ કરવા લાગ્યો. પોતાના બળદોની તેણે પોતેજ સેવા કરી, નવી મૂડી રોકી અને નવો કારોબાર શરૂ કરી દીધો; પરંતુ દુર્ભાગ્યે તેનો પીછો છોડ્યો નહિ. વધારે ઇમાનદાર અને વધારે અવ્યાવહારિક હોવાને લીધે તે એક સફળ વેપારી થવાને અયોગ્ય હતા. તેમણે ન તો કોઇને વજનમાં ઓછું આપ્યું કે ઠગ્યો, અથવા અસત્યનો પ્રયોગ કર્યો; પરમાત્માનું નામ હમેશાં તેમના હોઠ ઉપર રમ્યા કરતું હતું: જો કે તેમના પાડો-

શી કહ્યા કરતા હતા કે 'તમારા કામધંધાનું વધારે અને પરમાત્માનું ઓછું ધ્યાન રાખ્યા કરો, નહિ તો તમે ઘણાજ જલદી દરિદ્ર થઈ જશો.' એવા ઉપદેશકોમાં એક એવો પણ હતો કે જે તેમને મુશ્કેલીઓમાં મદદ આપ્યા કરતો હતો. લોકવાયકાઓ પરથી જણાય છે કે, જ્યારે તેઓ એક ભયંકર તોફાનને કારણે જંગલી પશુઓ વચ્ચે ફસાઈ ગયા હતા અને તેમના કોથળા ઢીલા થઇને બળદોની પીઠ પરથી પડી ગયા હતા ત્યારે એક રહસ્યમય આગંતુકે અચાનક પ્રગટ થઇ તેણે તેમને અને તેમનાં જાનવરોને બરાબર રસ્તા પર લાવી મૂક્યાં હતાં.

એક બીજા પ્રસંગ ઉપર પણ એજ આગંતુકે તુકારામને જે ગ્રામવાસીઓએ તેમને લૂંટી લીધા હતા તેમની પાસેથી માગતા પૈસા વસૂલ કરવામાં મદદ પહોંચાડી હતી. એ કથા આ પ્રકારે છે—એક દિવસ સંધ્યાસમયે તુકારામે પોતાના કોથળાઓ એક પીપળા નીચે ઉતાર્યા. તેમની ચારે તરફ એકત્ર થયેલા પ્રેક્ષકોએ પૂછ્યું—'કેટલા લેશો ?' તુકારામે જવાબ આપ્યો—'જે કંઇ જરૂર હોય તે યોગ્ય મૂલ્ય આપીને લઈ લો.' તે સમયે તેમનું મન ઘણું ઉંડે પરમાત્માના ધ્યાનમાં નિમગ્ન હતું. જ્યારે માગતું ચુકવવાનો સમય આવ્યો ત્યારે ગામડીઆઓએ સોગન ખાઇને કહી દીધું કે 'અમે કોઇ ચીજ ખરીદી નથી.' તે સમયે એક ગ્રામ્ય અમલદારના વેષમાં એજ આગતુક પુનઃ પ્રકટ થયો અને જોતજોતામાં બધા રૂપિયા એકઠા કરી લેવામાં આવ્યા. તુકારામે પોતે કોનો સત્કાર કરી રહ્યા છે એ જાણ્યા વિનાજ પોતાના મિત્રને જમવાની અને ભોજન કરવાની પ્રાર્થના કરી. આ રીતે સ્વયં ભગવાને એક એવા હલકા કે શૂદ્રને ત્યાં ભોજન કર્યું કે જેમની સાથે બ્રાહ્મણ કદી પણ ખાવાપીવાનું સ્વીકારતા નથી.

'હરિ કો ભજે સો હરિ કા હોઇ'

હવે તુકારામ ઉપર સંકટો વધવા લાગ્યાં. ભગવાન

તેમની પરીક્ષા લઇ રહ્યા હતા. તેમનાં વૃદ્ધ માતાપિતા સદાને માટે ચાલી નીકળ્યાં, સવાજીની સ્ત્રી પણ મરણ પામી અને સવાજીએ પણ ભજનાનંદી થવાની પોતાની કામના પૂરી કરી. એજ ગાળે ઇ. સ. ૧૬૨૯–૩૦ નો ભયંકર દુકાળ દેશમાં ફેલાયો હતો. તુકારામનો બધો રોજગાર બેસી ગયો અને ભૂખ તેમનો શિકાર કરવા લાગી. તેમનો નાનો પુત્ર તેમના ખોળામાંજ ભૂખે તરફડતો મરી ગયો અને તેમની હૃદયેશ્વરી રુકમાબાઈ 'રોટલાની બૂમ પાડતી મરણ પામી. આટલાં સંકટ સહન કરવા છતાં પણ તુકારામે ભગવાનની આસ્થા છોડી નહિ. તેમણે, જેમાં ધીરેલી રકમો ચઢી ગઇ હતી તેવા ચોપડા–ચોપડીઓને ભસ્મ કરી દઇ, બંડારાની ટેકરી તરફ પ્રયાણ કર્યું અને ત્યાં જઇને એક ઉંડી સમાધિના આનંદમાં લીન થઇ ગયા. ઘણા દિવસોની શોધખોળ પછી તુકારામના ભાઇ કન્હોબાએ તેમને ત્યાંજ જોયા હતા.

## ભગવાનનો આદેશ

હવે તુકારામનું જીવન બદલાઈ ગયું હતું. તેમણે પરમાત્માને અતિ નિકટ જોઇ લીધા હતા, 'અને તેમનો જીવન–ઉદ્દેશ તેમની સમક્ષ પ્રગટ થઇ ચૂકયો હતો. કેમકે જ્યારે તે સમાધિમાં લીન હતા ત્યારે તેમને પવિત્ર સ્તવનો ગાવાનો આદેશ થયો હતો અને તે ઉત્સુકતાપૂર્વક હસ્તલિખિત ધર્મપુસ્તકોનું અધ્યયન કરવામાં તથા 'અભંગો' (ભજનો) લખવામાં લાગ્યા હતા; તેમાં તેમણે પોતાના ધાર્મિક અનુભવોને એકત્ર કર્યાં હતા. તેમને જે આદેશ થયો તે આ પ્રકારે હતો—'મારા દાસ નામદેવના

કરતા હતા અને જ્યાંસુધી તેમને પોતાના ખભા ઉપર બેસાડતા નહિ, ત્યાંસુધી સંતોષ પામતા નહિ. એક વખત તેઓને એક ખેડુતના ખેતરની રખેવાળી કરવાનું સોંપવામાં આવ્યુ હતું, પરંતુ લૂંટારૂઓને ઉડાડવાની તેમને ઇચ્છા થઇ નહિ. ખેડુતે ઉજ્જડ ખેતરો કરવા બદલ તેમને ગુન્હેગાર ઠરાવ્યા. પરંતુ આશ્ચર્ય ! જ્યારે તેઓ જોવા આવ્યા તો ખેતર તો પહેલાંની પેઠે લહેરિયાં લેતું હતું. અને સત્તર ખાંડી અનાજ ડુંડાંમાંથી એકઠું કરવામાં આવ્યું. આથી પ્રસન્ન થઇને ખેડુતે તુકારામને બે ખાંડી અનાજ ઇનામમાં આપ્યું. પણ તે તેમણે ખાસ કરીને પોતાની સ્ત્રી અબાલીની નારાજીને કારણે લેવાનો ઇન્કાર કર્યો.

તુકારામની ધાર્મિક શ્રદ્ધા પ્રત્યે પોતાની અધીરાઇની જગ્યાએ હવે અબાલી સાચેજ પોતાના આગ્રહી પતિ ઉપર પ્રેમ કરવા લાગી હતી. તેનો ગ્રધળો દોષ તે હરિને માથે નાખતી હતી અને હવે તેના પતિ જેવા સમાધિ લગાવવા બેસતા કે તરતજ તેમને માટે હમેશાં જળ અને ભોજન લઇ આવતી.

એક દિવસ જેવી તે પોતાના પતિની પાસે થાકેલી -માંદી તથા લાંબી મુસાફરી ઉપર બળબળતી ખેતરોમાં થઇને પગે ચાલીને જતી હતી તેવામાં પગમાં એક કાંટો લાગ્યો અને હરિ તેમની સમક્ષ પ્રગટ થયા. હરિએ કહ્યું– 'મને શા માટે ત્રાસ આપી રહી છે ? મેં તારા પતિને તારાથી અલગ કર્યો નથી; ફળ પાકેલું છે, તેથીજ તે વૃક્ષ પરથી નીચે ખરી પડયુ છે.' જેવું તેમણે આ પ્રમાણે કહ્યું કે તરતજ પગમાંથી કાંટો નીકળી ગયો, પરંતુ અબાલીએ તેમની વાતો ઉપર ધ્યાન આપ્યું નહિ. તેણે બૂમ પાડીને કહ્યું–"ત્યાં પેલો મૂર્ખ ભોજનની વાટ જોઇ રહ્યો હશે અને અહીં હું બેઠી બેઠી ગપ્પાં મારૂ છું" એમ કહીને તે ફરીથી ચાલવા લાગી. બીજી વાર તુકારામે એક દીન નીચ જાતિની ભિખારણ સ્ત્રીને, તેની પાસે કોઇ વસ્ત્ર

તેમની પરીક્ષા લઇ રહ્યા હતા. તેમનાં વૃદ્ધ માતાપિતા સદાને માટે ચાલી નીકળ્યાં, સવાજીની સ્ત્રી પણ મરણ પામી અને સવાજીએ પણ ભજનાનંદી થવાની પોતાની કામના પૂરી કરી. એજ ગાળામાં ઇ. સ. ૧૬૨૯–૩૦ નો ભયંકર દુકાળ દેશમાં ફેલાયો હતો. તુકારામનો બધો રોજગાર બેસી ગયો અને ભૂખ તેમનો શિકાર કરવા લાગી. તેમનો નાનો પુત્ર તેમના ખોળામાંજ ભૂખે તરફડતો મરી ગયો અને તેમની હૃદયેશ્વરી રુકમાબાઈ રોટલાની બૂમ પાડતી મરણ પામી. આટલાં સંકટ સહન કરવા છતાં પણ તુકારામે ભગવાનની આસ્થા છોડી નહિ. તેમણે, જેમાં ધીરેલી રકમો ચઢી ગઇ હતી તેવા ચોપડા–ચોપડીઓને ભસ્મ કરી દઇ, ભંડારાની ટેકરી તરફ પ્રયાણ કર્યું અને ત્યાં જઇને એક ઉંડી સમાધિના આનંદમાં લીન થઇ ગયા. ઘણા દિવસોની શોધખોળ પછી તુકારામના ભાઇ કન્હોબાએ તેમને ત્યાંજ જોયા હતા.

## ભગવાનનો આદેશ

હવે તુકારામનું જીવન બદલાઈ ગયુ હતું. તેમણે પરમાત્માને અતિ નિકટ જોઇ લીધા હતા, અને તેમનો જીવન–ઉદ્દેશ તેમની સમક્ષ પ્રગટ થઇ ચૂકયો હતો. કેમકે જ્યારે તે સમાધિમાં લીન હતા ત્યારે તેમને પવિત્ર સ્તવનો ગાવાનો આદેશ થયો હતો અને તે ઉત્સુકતાપૂર્વક હસ્તલિખિત ધર્મપુસ્તકોનું અધ્યયન કરવામાં તથા 'અભંગો' (ભજનો) લખવામાં લાગ્યા હતા; તેમાં તેમણે પોતાના ધાર્મિક અનુભવોને એકત્ર કર્યા હતા. તેમને જે આદેશ થયો તે આ પ્રકારે હતો—'મારા દાસ નામદેવના કાર્યને પૂરૂં કરો.' આથી તેમના કંઠમાંથી, જેમ વરસાદ પછી નવું ઘાસ જમીનમાંથી ઉગી નીકળે છે, તેજ પ્રકારે પદો આપોઆપ નીકળવા લાગ્યાં હતાં. તુકારામના સંબંધમાં તે સમયની ઘણીખરી કથાઓ પ્રચલિત છે.

સંત ફ્રાંસિસની પેઠે તે પક્ષીઓ ઉપર પણ પ્રેમ

કરતા હતા અને જ્યાંસુધી તેમને પોતાના ખભા ઉપર બેસાડતા નહિ, ત્યાંસુધી સંતોષ પામતા નહિ. એક વખત તેઓને એક ખેડુતના ખેતરની રખેવાળી કરવાનું સોંપવામાં આવ્યુ હતું, પરંતુ લૂંટારૂઓને ઉડાડવાની તેમને ઇચ્છા થઇ નહિ. ખેડુતે ઉજ્જડ ખેતરો કરવા બદલ તેમને ગુન્હેગાર ઠરાવ્યા. પરંતુ આશ્ચર્ય ! જ્યારે તેઓ જોવા આવ્યા તો ખેતર તો પહેલાંની પેઠે લહેરિયાં લેતું હતું. અને સત્તર ખાંડી અનાજ કુંડાંમાંથી એકઠું કરવામાં આવ્યું. આથી પ્રસન્ન થઇને ખેડુતે તુકારામને બે ખાંડી અનાજ ઇનામમાં આપ્યુ. પણ તે તેમણે ખાસ કરીને પોતાની સ્ત્રી અબાલીની નારાજીને કારણે લેવાનો ઇન્કાર કર્યો.

તુકારામની ધાર્મિક શ્રદ્ધા પ્રત્યે પોતાની અધીરાઇની જગ્યાએ હવે અબાલી સાચેજ પોતાના આગ્રહી પતિ ઉપર પ્રેમ કરવા લાગી હતી. તેનો સઘળો દોષ તે હરિને માથે નાખતી હતી અને હવે તેના પતિ જેવા સમાધિ લગાવવા બેસતા કે તરતજ તેમને માટે હમેશાં જળ અને ભોજન લઇ આવતી.

એક દિવસ જેવી તે પોતાના પતિની પાસે થાકેલી –માંદી તથા લાંબી મુસાફરી ઉપર બડબડતી ખેતરોમાં થઇને પગે ચાલીને જતી હતી તેવામાં પગમાં એક કાંટો લાગ્યો અને હરિ તેમની સમક્ષ પ્રગટ થયા. હરિએ કહ્યું– ‘મને શા માટે ત્રાસ આપી રહી છે ? મેં તારા પતિને તારાથી અલગ કર્યો નથી; ફળ પાકેલું છે, તેથીજ તે વૃક્ષ પરથી નીચે ખરી પડયું છે.’ જેવું તેમણે આ પ્રમાણે કહ્યું કે તરતજ પગમાંથી કાંટો નીકળી ગયો, પરંતુ અબાલીએ તેમની વાતો ઉપર ધ્યાન આપ્યું નહિ. તેણે બૂમ પાડીને કહ્યું–“ત્યાં પેલો મૂર્ખ ભોજનની વાટ જોઇ રહ્યો હશે અને અહીં હું બેઠી બેઠી ગપ્પાં મારૂં છું” એમ કહીને તે ફરીથી ચાલવા લાગી. બીજી વાર તુકારામે એક દીન નીચ જાતિની ભિખારણ સ્ત્રીને, તેની પાસે કોઇ વસ્ત્ર

નહોતું એટલે અબાલીનું એકમાત્ર પહેરવાનું વસ્ત્ર આપી દીધું. ઘેર આવ્યા પછી આ વાત ઉપર અબાલી ખૂબ નારાજ થઇ, પરંતુ સ્વયં હરિએજ તેને માટે એક નવું રેશમી વસ્ત્ર લાવીને આપી દીધું.

હરેક પ્રકારે તુકારામ પ્રત્યેક જીવ ઉપર દયા કરતા હતા. જો કે તેઓ પોતે ભૂખે મરતા હતા, પરંતુ એક ગરીબને દેવામાંથી છોડાવવા માટે તેમણે પોતાનું સર્વસ્વ આપી દીધું હતું. જ્યારે પાંડુરંગનું મંદિર પડી ગયું હતું ત્યારે તેમણે પોતે મજૂરની પેઠે કામ કર્યું હતું અને પોતાના ભંડારમાંથી બીજા કામ કરનારાઓને અનાજ પણ આપ્યું હતું. જ્યારે તેમના પડોશીઓને તેલ જોઇતું ત્યારે તે તેલના વેપારીઓને ત્યાં તેલના ઘડા ઉઠાવીને પહોંચી જતા, પરંતુ અફસોસ! તેઓને અયોગ્ય રીતે ઠગવામાં આવતા હતા; કેમકે બદલામાં કેટલુ લેવું જોઇએ, તેનું તેમને જ્ઞાનજ નહોતું અને તેઓ એ વાત ઉપર ધ્યાન પણ આપતા નહિ. જ્યારે ગણુગણતી માખો તેમના ખભા ઉપર બેસતી ત્યારે તેઓ તેમને ઉડાડવાનો પ્રયત્ન કરતા નહિ. તેઓ પેલાં વૃદ્ધ અને નિરાધાર જંગલમાં મરવાને માટે છોડી મૂકવામાં આવેલાં ગાય-બળદોની પણ રખવાળી કર્યા કરતા અને તેમને ભોજન આપ્યા કરતા હતા. ઘણીજ થોડી આવક હોવા છતાં પણ તેમણે યાત્રાળુઓને ભોજન અને જળ તથા માંદાઓને દવાની મદદ આપી હતી.

## યોદ્ધા અને સંન્યાસીનો મેળાપ

હવે તુકારામની પ્રસિદ્ધિ દૂર દૂર સુધી ફેલાઇ ચૂકી હતી. પોતાની કીર્તિના ઉત્થાનકાળમાં સ્વયં મહારાજા શિવાજીએ પણ તેમના સંબંધમાં સાંભળ્યુ અને એક દૂતને તેમને દરબારમાં લાવવા માટે મોકલ્યો; પરંતુ તુકારામને માટે એ મશાલો, છત્ર અને ઘોડા અનાવશ્યક હતાં. તેમણે લખ્યું કે, આવી ચીજો મારે માટે નથી. મારે

માટે તો મોટા મોટા પથ્થરોનું બિછાનું અને આકાશનું ઓઢણ છે. 'કિંમતી પોશાકો તથા જવાહીર આત્માને બંધનકર્તા છે: ભજનાનંદી જીવન એજ સાચું સુખ છે. એકમાત્ર એજ વાતનું શિક્ષણ લ્યો કે પ્રાણીમાત્રમાં એકજ આત્મા છે. શિવાજી ઉપર તુકારામના આ સંદેશાનો એટલો બધો પ્રભાવ પડયો કે તેઓ પોતે તેમના દર્શનને માટે પહોંચી ગયા અને ધૂળમાં દંડવત્ કરતા કરતા તેમને સોનાની એક થેલી તથા તુલસીની એક માળા અર્પણ કરી. તે દિવસે રાતે તેમણે કવિનું કીર્તન સાંભળ્યું. તુકારામે ગાયું—

"સંસાર એક માયા છે. એ છિન્નભિન્ન અને સ્વપ્નની પેઠે નષ્ટ થઈ જશે. પરમાત્માની પૂજા કરો. આ પ્રકારે તમે તમારા પિતા અને તમારા આત્માનુ રક્ષણ કરી શકશો."

તુકારામના આ ઉપદેશથી શિવાજી ઉપર એટલી બધી અસર થઈ કે તેમણે સદાને માટે સંસાર છોડવાનો નિશ્ચય કરી લીધો, પરંતુ સદ્‌ભાગ્યે આ સમાચાર રાજમાતા જીજાબાઇ પાસે પહોંચાડવામાં આવ્યા.

જીજાબાઇ પોતાના પુત્રની ધર્મ તરફ ઉંડી પ્રવૃત્તિ સાંભળીને ખૂબ ગભરાયાં. તે તરતજ તુકારામ પાસે પહોંચ્યાં અને તેમને કહ્યું—'જો મારો પુત્ર સંસારનો ત્યાગ કરશે તો રાજ્યની રક્ષા કોણ કરશે ?' તેજ રાત્રે તુકારામે પોતાના નવા શિષ્યને વીરના કર્તવ્ય ઉપર ઉપદેશ આપ્યો. તેમણે કહ્યું: "પ્રત્યેક જાતિને માટે પોતપોતાને ભાગે આવેલું કામ છે. શું અરબી ઘોડો હળ ખેંચી શકે ? બ્રાહ્મણ દેવતાની સેવા કરે છે, ગૃહસ્થ ઘરનાં કામોની વ્યવસ્થા કરે છે અને સંન્યાસી સંસારનો ત્યાગ કરે છે. યોદ્ધાનું એજ કર્તવ્ય છે કે, તે શત્રુઓને જીતે, ધર્મનું રક્ષણ કરે, દીન-દુઃખીઓને ભોજન આપે તથા બ્રાહ્મણોનું સન્માન કરે, અસત્યથી દૂર રહે, કોઇને સતાવે નહિ, પરમાત્માને ભૂ

નહિ અને પ્રાણીમાત્રમાં તેને શોધવાનો પ્રયત્ન કરો. આ કર્તવ્યનું પાલન કરશો ત્યારે તમે સંસારમાં નિશ્ચિત રહી શકશો. આ વાતોથી સંતોષ પામીને શિવાજી મહારાજ પછી પાછા ચાલ્યા ગયા.

એમ કહેવાય છે કે, એક બીજે અવસરે તુકારામના પૂનામાં રહેવાના સંબંધમાં સાંભળીને શિવાજી પોતાની જાતને જોખમમાં નાખીને પણ ત્યાં પહોંચી ગયા. મુસલમાન સેનાપતિએ ચાકનમાંજ આ વાત સાંભળીને પોતાના ઘોડેસ્વારોને નગરને ઘેરી લેવા તથા શિવાજીને પકડી લેવા માટે મોકલ્યા. પરંતુ તુકારામને આ વાતની ખબર પડી ગઈ અને તેમણે ભગવાનને પ્રાર્થના કરી. તે પ્રમાણે હરિએ સ્વયં શિવાજીનો વેશ ધારણ કરીને પીછો પકડનારાઓને એવા તો હેરાન કર્યા કે શિવાજી અને તેમના સાથીઓ સહિસલામત ચાલ્યા ગયા.

× × × ×

## ઈર્ષ્યા

કેટલાંયે સ્થાનોમાં તુકારામની પ્રસિદ્ધિએ ઈર્ષ્યા અને દ્વેષને જન્મ આપ્યો. તેમની બ્રાહ્મણોથી અત્યંત ભિન્નતા હોવા છતાં બ્રાહ્મણોએ એક દીન શૂદ્રના ભગવન્નામોચ્ચારણના સાહસને મશ્કરીજ માની. દેશપાંડે નામના એક બ્રાહ્મણના સંબંધમાં એક વાત પ્રચલિત છે કે, જ્યારે તેણે પ્રાર્થના કરી કે, તેને પુરાણો સમજવાની શક્તિ પ્રાપ્ત થાય, ત્યારે રાત્રે તેને એક અવાજ સંભળાયો કે તમે તુકારામ પાસે જાઓ અને તેમનાં ચરણો પાસે બેસો. તે અનિચ્છાપૂર્વક તુકારામ પાસે પહોંચ્યો. તેમણે તેને માટે કેટલાંક પદો રચ્યાં; તે 'ઉત્તમજ્ઞાન' ના નામથી પ્રસિદ્ધ છે. આથી બ્રાહ્મણોને ખૂબ ચીઢ ચઢી અને એ લોકોએ કહ્યું–"આ શૂદ્ર કોણ છે? આપણે તો પ્રાચીન પુરાણોજ વાંચવાં જોઇએ, આ નીચ અને ગ્રામ્ય ભાષાને નહિ."

એક વાર તુકારામને ચિંચવડના પુરોહિત-કુટુંબ 'દેવ'ની સાથે કૃપાભાવની પ્રેરણાથી, ભોજનને માટે નિમંત્રણ કરવામાં આવ્યું હતું. બે થાળ વિઠોબા અને ગણપતિને માટે લાવવામાં આવ્યા હતા, પરંતુ બન્ને ઉપર પીરસેલો ભાત એવી રીતે અદૃશ્ય થઇ ગયો કે જાણે કોઇ અદૃશ્ય અતિથિ તેને સાફ કરી ગયા હોય! બન્ને દેવતા નીચ જાતિની સાથેજ ભોજન કરવા બેસી ગયા. આ ઘટનાએ સ્થાનિક પુરોહિતોનો દ્વેષ બમણો કર્યો અને તેમના ઉપર નવી આફતો વરસવા લાગી. એક મંબાજી નામના ગોસવી બ્રાહ્મણે તેમને નાગની ફેણો (એક જાતના ઝેરી કાંટા) વડે ખૂબ નિર્દયપણે માર માર્યો. તેમનો અપરાધ એજ હતો કે, શૂદ્ર હોઇને તેમણે વિઠોબાના મંદિરમાં જવાનું સાહસ કર્યું હતું. એ સઘળાં કષ્ટોને તેમણે સાધુજનોચિત સરળતાથી ઝીલી લીધાં. એક બીજા બ્રાહ્મણ, રામેશ્વર ભટ્ટે તેમને કહ્યું કે 'શૂદ્ર જાતિના હોવાથી તેમને પવિત્ર મંદિરમાં પ્રવેશ કરવાનો કોઇ પણ અધિકાર નથી અને તેની સાથેજ તેમને પોતાની રચનાઓ-કૃતિઓને નદીમાં ફેંકી દેવાની પણ આજ્ઞા કરવામાં આવી. તુકારામને બ્રાહ્મણની આજ્ઞા પાળવામાં કંઈ પણ આપત્તિ નહોતી. બ્રાહ્મણના આદેશ પ્રમાણે તેમણે કાર્ય કર્યું, પરંતુ તેમની વહાલી કૃતિઓના નાશથી તેમનું હૃદય ફાટી જવા લાગ્યું. તેર દિવસ સુધી તેઓ મંદિરની સામે ખુલ્લા પથ્થર ઉપર ઘવાયેલા હૃદયે પડયા રહ્યા. અંતમાં ૧૩ મે દિવસે તેમની અમૂલ્ય હસ્તલિખિત પ્રતો જેવી ને તેવી નદીના પ્રવાહ ઉપર તરતી જણાઇ.

તેમને કષ્ટ આપનારાઓ પણ અંતે તેમના ચમત્કારો જોઇ તેમના ચેલા થઇ ગયા.

## પોકાર-આદેશ

ઇ. સ. ૧૬૪૯માં જ્યારે તુકારામ ૪૦ વર્ષના હતા

ત્યારે તેમને આદેશ થયો. તેઓ, પોતાના અનુયાયીઓની વચ્ચેથી અદૃશ્ય થઈ ગયા. કોઇ જાણતું નહોતું કે તેઓ કેવી રીતે ને ક્યાં ગયા છે! તેમના ગ્રંથ (જે ચમત્કાર દ્વારા નદીમાંથી બચાવી લેવામાં આવ્યા હતા) માં લખ્યું છે કે "આ દિવસે પ્રાતઃકાળે, તુકોબાએ મહાયાત્રાને માટે પ્રયાણ કર્યું અને અંતિમ વિદાય લીધી." પછી તેઓ કદી પણ દેખાયાજ નહિ.

તુકારામ મહારાષ્ટ્રીય ઇતિહાસમાં એમ સ્મરણીય અને મૌલિક પુરુષ છે. તેમની રચનાઓમાં તેમની શૈલીની એક વિશેષ પ્રકારની છાપ છે. તેઓ એક ચતુર અને વિનોદી પુરુષ હતા! પ્રપંચોથી તેઓ દૂર રહેતા હતા. વ્યક્તિની પૂજા એ તેમને માટે પ્રકૃતિ વિરુદ્ધની વાત હતી. પરમાત્મામાં તેમને પૂર્ણ વિશ્વાસ હતો અને તેઓ પરમ-ત્યાગી હતા. તુકારામના જીવનનો અભ્યાસ કરવા માટે એ જાણવું અત્યંત જરૂરી છે કે, પરમાત્મા તેમને માટે એક, નિત્ય, આભ્યંતરિક અને સત્યસ્વરૂપ હતા. તેમનાં પ્રેમ સબંધી પદો અસાધારણ છે. સામાન્યમાં સામાન્ય માણસ ગાડીવાન, સિપાઇ અને ખેડુતો સુદ્ધાં પોતાના કામ ઉપર જતી વખતે તેમનાં પદો ગાયા કરે છે! આળંદી અને પંઢરપુરની પગપાળા યાત્રા કરનારા યાત્રીઓ પણ તે ગાયા કરે છે. જ્યાં સુધી આપ તુકારામના જીવનનો અભ્યાસ નહિ કરો ત્યાં સુધી મરાઠાઓના વિષયમાં પૂરેપુરી માહિતી પ્રાપ્ત થઇ શકશેજ નહિ.

('કલ્યાણ' ના એક અંકમાંથી)



# ૧૩–भक्त पीपाजी

(૧)

એક જૂની લોકકથા છે

મને જૂની વાતો જૂની ભાષામાં કહેતા નથી આવડતી. કથા જૂની, ભાષા મારી એ રીતે કથા હું તમને કહું?

એ કથા છે સંત પીપાજીની, એ કથા છે એની પત્ની સીતાની.

લોકો એને 'સંત' કહેતા; પત્ની એને 'પ્રભુ' તરીકે પૂજતી; મંડળ એને ભક્તરાજ કહેતું

ને એની પોતાની નજરમાં તો એ ભગવાનનો આશક હતો, કિરતારનો માશુક હતો. એના અંતરતમ અંતરમાંથી અહોરાત અનાહત વેણુનાદ ઉઠતો ભગવાનના નામનો એની જીભ અહોનિશ મૂંગો નાદ પાડતી 'વ્હાલા! વેગે આવો રે, દયા દિલે લાવો રે, ભીડ મારી ભાગવા હોજી.' એના કાન અહોનિશ સરવા રહેતા—શેષ જગતને ન સંભળાય એવા અનાહત પગલા સાંભળવા

ભક્તરાજ પોતાની અનેરી આલમમાં જીવતા. કરતાલ ને ઢોકડની એની દુનિયા પ્રભુના નામની અહાલેક, ભજનમંડળની ધૂન, એ એના જગતની શાંતિ હતી, એ એના જગતનો શોર હતો. ચકવાક જેમ વૃક્ષ ઉપર બેસીને મેઘના બિન્દુને ઝંખે, એમ ભક્તિના વૃક્ષ ઉપર બેસીને એ ભગવાનને ઝંખતો હતો જમીન ઉપર પેટ ઘન-

ડીને ચાલનાર આલમ સાથે એને કશોયે રાગ નહોતો.

એના ઘરમાં દેવદેવીઓનો ભર્યો ભંડાર હતો. દેવ-માત્રની મૂર્તિ એના પાલખમાં હતી. રોજ સવારે વહેલો ઉઠીને એ નાહતો ને દેવને નવરાવતો. ધૂપ દેતો ને દીપક કરતો. એનું મંગલ ગાતો ને એને પ્રસાદ ધરતો. એને માટે પુષ્પશૈય્યા રચતો, ને એનાં 'નિર્માલ્ય' આંખે લગાડતો.

જગત સાથે એને નિસ્બત નથી હોતી, આ લોક સાથે એને લેવા-દેવા નહોતી. એની આંખ હતી પરલોકના ગેબમાં. ત્યાં એ પોતાના 'વહાલાજી'ને શોધતો. વહાલાજીનાં વધામણાં ગાતો ને એના વિલાપ કરતો. ભક્તરાજની આલમમાં 'વહાલા' સિવાય કોઈ ન હતું. એ નિર્મોહી હતો, નિર્વ્યાજ હતો, નિરુપદ્રવી હતો. એ નાહતો દેવોને નવરાવવા, એ ખાતો દેવને ખવરાવવા, એ ગાતો દેવને રીઝવવા, એ સૂતો દેવને સૂવરાવવા. દેવ એનાં બાળક હતાં; દેવનો એ પિતા હતો. દેવ એના પિતા હતા; દેવનું એ બાળક હતો. એ સાત્ત્વિક હતો, નિર્લોભી હતો.

એવો એ ભક્ત પીપાજી હતો.

(૨)

જ્યાં દેવો નિત્ય સમુદ્રસ્નાન કરે છે, જ્યાં દેવો નિત્ય વાસ કરે છે, એવી દ્વારકાપુરીનાં દર્શન કરવાની ભક્તરાજને દુર્દમ્ય ઉમેદ થઈ આવી. કોઈ અંતરનાદે એને આ દેવધામ તરફ પ્રેર્યો.

ભક્તરાજના અંતરમાં ભક્તિનો સાગર જાણે માઝા મૂકી ઉમટ્યો—શ્રદ્ધાનો અખૂટ ઝરો જાણે પોપડાં ફોડી બહાર સરવર્યો. વર્ષોથી અહીં તપશ્ચર્યા કરી, વર્ષોથી અહીં અહાલેક પુકારી, અહીં દેવ ન મળ્યા. હવે દેવધામમાં જઈને દેવને પોકાર કરવો. એની જીંદગીમાં કોઈક વાર તો દેવ પોતાના વાસે આવશે, ને દેવ જ્યારે આવશે ત્યારે

એને મળશે ! અહો ! જીવન ધન્ય બનશે, મુરાદ પૂરી થશે! હવે તો દ્વારકા જ જવું ને ત્યાં દેવની વાટ જોવી. ને જો દેવ ત્યાં ન મળે તો ગોમતીમાં હાડ ગાળી નાખવાં.

ભક્તરાજે હાથમાં કરતાલ લીધી. ભક્તરાણીએ માથે સૂંડલો મૂક્યો. સૂંડલામાં પૂજા નાખી. ભક્તયુગલ ચાલી નીકળ્યું દ્વારકાની યાત્રાએ, દેવની શોધમાં. ભક્ત કરતાલ બજાવે છે, દેવને પોકારે છે, ને ભક્તપત્ની સૂર પુરાવે છે.

સારા મુલકમાં વાયુની પાંખે ઉપર સમાચાર ફરી વળ્યા. પીપા ભગત દ્વારકા જાય છે, પાછા નથી આવવાના, પોતાના હાડ ગોમતીમા ગાળવાના છે.

ને ગામ ગામને પાદર ભાવિકો એનાં અર્ચન કરે છે. ખેતરખેતરને સીમાડે ભક્તમંડળ ઠંડા જલ ને ફલાહારની સામગ્રી યોજે છે. ગામેગામ એના સત્કાર થાય છે, ગામેગામ એના વધાવા થાય છે. શ્રદ્ધાનો અથાક પુંજ માનવીના હાડમાંથી માગી માગીને જાણે પરલોકની કૂચે ઉપડયો છે.

માર્ગમાં એક ગામ આવ્યું, નહિ નાનુ ને નહિ મોટું એવું. ભક્તો તો ઘણાં ને ભક્તરાજની રાહ જોતાં હતાં. ગામને પાદર ભક્તોનુ જૂથ મળ્યુ હતું. સંતનો પથ પેખતું હતું, પરલોકના પથિકનાં શ્રદ્ધાળીનાં સ્વાગત કરવા પુષ્પો, ચંદન, ધૂપ, દીપ વગેરે થોકેથોક ખડકાયા હતા. પાદરના નદીકાંઠાનાં મંદિરમાં ભક્તના વિસામા જોગવાયા હતા.

એક વૃદ્ધ કણબી હતો. પીપા ભગતની યાત્રાની શ્રવણકથાએ એના દિલમાં પ્રબળ તાલાવેલી જગાવી; એના મગજમા, એની બુદ્ધિમા, એના રોમરોમમાં પરલોકની મહોબ્બતનો નશો ચડી ગયો. ભક્તમંડળને પાદરમાં પથ પેખતુ મૂકીને એ ઉભી વાડે દોડયો. ગામથી દૂર વગડામાં ભક્ત અને ભકતપત્નીને ભેટયો. એમના પાદને એણે વંદન કર્યું ને જીવનકૃતકૃત્યા અનુભવતા

કણુબીએ ભીના અવાજે આતુરતાનાં આંસુએ ભકતને આજ તો પોતાની ગરીબ ઝુંપડી પાવન કરવાની કૃપા યાચી ભકત સત્કારના ભૂખ્યા નહાતા; ભાવનાના ભૂખ્યા હતા. ભક્તિ અને શ્રદ્ધાની આ કણુબીની પરલોકપૂજાથી એ પ્રસન્ન થયા. પોતાની જોડી એને સાંપડી લાગી. ભકતે ઇજન કબૂલ રાખ્યું ને કણુબીનો આત્મા પરિતૃપ્તિને સાતમે આસ્માને ચડયો.

કણુબી તો ભક્તરાજની પાછળપાછળ ચાલવા લાગ્યો. ભક્તરાજ ગામના પાદરમા પહોંચ્યા સહુએ એની પૂજા કરી, પધરામણીની પ્રાર્થના કરી. ભક્તરાજ કણુબી સાથે બોલે બધાયા હતા. ભક્તરાજ અન્ય ઈજનોનો અસ્વીકાર કરી કણુબીને ઘેર ગયા. કણુબીને ઘેર માણુસોનો જમો થયો આંગણામા ભજનની ધૂન જામી ને કણુબીની ઝૂંપડીમા હરિરસની છોળ ઉડી રહી કણુબી કૃતકૃત્ય થયો. ધન્યભાગ્ય એનાં, ધન્યભાગ્ય એની અવસ્થાનાં, ધન્યભાગ્ય એના આત્માનાં કે એને ઘેર પીપા ભગત જેવાએ ભજનની ધૂન જગાવી.

ભજનની ધૂન જામી હતી ને ભક્તરાજ એકતાર થઇ ગયા હતા. કોઈક છોક- કણુબીને આગળીને ઇસારે ને કાનની ફૂંકે ઘરની અંદર બોલાવી ગયુ. એની ભકતરાજને શરત ન રહી કણુબી ઘરમાંથી પાછોય ન આવ્યો, એનું પણ એને ધ્યાન ન રહ્યુ.

બપોર થયો ને સહુ રોટલા ખાવા વેરાયા. ભકતરાજ પણ ઘરમા ગયા, ભકતપત્ની પણ ઘરમાં ગયા

ઝુંપડામા કણુબીએ ભક્ત અને ભક્તપત્નીને ભોજન માટે પધરાવ્યા, પોતે પીરસવા બેઠો

'તમે ય બેસી જાઓ ભગત.' પીપાજીએ આગ્રહ કર્યો

'ના, હુ આપને પીરસીશ'

અરે એવું હોયે, પીરસશે પટલાણી. ક્યાં છે પટલાણી ?

કણબીના ચહેરા ઉપર શાહી ઢળી, એનાં ચહેરાનું નૂર ઉડી ગયું.

પીપાજી થંભી ગયા, કણબીને એણે આગ્રહથી પૂછયું: 'પટલાણી ક્યાં છે ?"

કણબી ચૂપ રહ્યો. એની આંખોમાં વિહ્વળતા પુરાતી જોઇ.

ભક્તરાજે કહ્યું: 'આમાં કાંઈક પણ ભેદ છે, અમે અહીં જમવા આવ્યા એનાથી પટલાણી નારાજ હશે; નહિતર ઘરમાં કેમ ન હોય ?'

પીપાજી આસન ઉપરથી ઉભા થયા: 'પટેલ ! તમને ધણીધણિયાણીને વિખવાદ કરીને અમારે નથી ખાવું.'

કણબી પાયે પડયો: 'આપજી ! વિખવાદ જેવું નથી, કાંઇ નથી; પણ પટલાણીથી અવાય એમ નથી.'

'કેમ ?'

'આપજી! આપ આરોગો; પટલાણીને કાંઈ નથી.'

'પહોંચી ગયું તમારૂં ભોજન પટેલ' ભક્તરાજના ચહેરા ઉપર વિષાદ છવાયો: 'અમે તો પરલોકનાં પંખી, કાલ ઉડી જશું. પણ અમારે કારણે તમારે શું કામ અથડવું પડે ?'

'પણ આપજી ! આપ મારે ઘેરથી ભૂખ્યા પાછા ફરો તો મારી આબરૂ જાય.'

પીપાજી હસ્યા: 'ભગત ! અમને આરોગાવવા માટે તેં ઇજન કર્યું હોય તો અમને તારૂં ભોજન પહોંચ્યું. ગામમાં તારી આબરૂ વધારવા કર્યું હોય તો અમે કોઇને એક શબ્દ સરખો પણ નહિ કહીએ.'

કણબીની આંખમાં આંસુ ભરાયાં: 'આપજી ! આપ આરોગો, મારી સ્ત્રી ઘરમાં છે, આપને એ દેખે છે; આ-

૫ની વાત એ સાંભળે છે. 'અલી, એય' કણબીએ સાદ દીધો: 'બાપજીને કહે કે અમારે ટંટો નથી થયો, વિખવાદ નથી થયો, આપ નિરાંતે આરોગો.'

અતિથિઓ બેઠા હતા, ત્યાં સામે એક મોટી ભાગેલી કોઠી હતી. કોઠીની કિનાર ઉપર કણબીની, ઓરતે શરમ ને ઓછપથી ઝાંખું પડેલું મોં બતાવ્યું.

'હાથ જોડું છું, બાપજી! પધાર્યા છો, તો હવે ભોજન લ્યો.'

ભક્તરાજ તાજુબ બન્યા. 'આ શું? આમ કેમ મૈયા! તમે આ કોઠીમાં કેમ પૂરાયાં છો?'

પટલાણીએ નીચું મો કર્યું. કોઈ ચોર પકડાય ત્યારે એનો જેવો ચહેરો થાય એવો કણબીનો ચહેરો બન્યો.

'બાપજી!' કણબી બોલ્યો: 'અમે ગરીબ! આપ જેવા ભકતની પધરામણી! ઘરવાળીનો સાડલો વેચીને જાર લીધી. આપને માટે રોટલા કર્યા.'

ભકતરાજને આંચકો લાગ્યો: 'શું કહો છો? સાચી વાત?'

'બાપજી! નાહક આપ જેવા સંત ઘરઆંગણું પાવન કરે ને ઘરવાળી કોઠીમાં પૂરાય!'

ભકતરાજ આસન ઉપરથી ઉભા થઈ ગયા.

'તમે ભગવત્પૂજા નહિ કરતા હો.' એમણે અભિપ્રાય આપ્યો: 'ભગવાન ભકતને—શ્રદ્ધાવાનને કદી ભૂખ્યો ન રાખે.'

કણબીએ ઝુંપડાના ખૂણામાં એક નાનું સરખું તાકું બતાવ્યું. તાકામાં લાકડાનુ ખોખું હતું. ખોખામાં દેવોની મૂર્તિઓ હતી. મૂર્તિઓ ઉપર ફૂલ હતાં. પૂજામાં તો વાંધો નહોતો દેખાતો. આસ્થામાયે કમીના નહોતી દેખાતી. શ્રદ્ધામાં ખૂટલપણું નહોતું કળાતું. ત્યારે આમ કેમ? કણ-

બીની આટલી બેહાલી કેમ ? ઘરવાળીનો એ એકનો એક સાડલો વેચે ત્યારે એ જારભેગો થાય ! એમ કેમ ?

ભકતરાજના હૃદયમાં જબરૂ મંથન જામ્યું. આજ દિવસ સુધી શું પોતે જુઠાજ જગતમાં જીવ્યો હતો ? પરલોકની પરસ્તીમાં આ લોક ભૂલ્યો હતો ? પોતે આજ દિનસુધી જૂઠાણું ચલાવ્યું હતું ? જૂઠાણાનુ આરોગ્યુ હતું ?

મૂર્તિ અર્ચના વખતે ભગવાન બને ને પ્રસાદ વખતે પથ્થર બને ? શું મૂર્તિની સેવા એટલે પરસેવાથી પથ્થરને નવરાવવા એજ, કે બીજું કંઇ ? માગે બધું, આપે નહિ કાંઈ. ને ઓરતનાં અંગવસ્ત્ર પણ વેચાવે ?

કણબી ભક્ત પીપાજીનો ખેંચાયેલો ચહેરો જોઇને હાથ જોડી બોલ્યોઃ 'બાપજી! ભૂલ માફ કરો. ભોજન લ્યો.'

ભક્ત પીપાએ પટલાણીને પ્રણીપાત કર્યા.

"મા! બધું જૂઠું. તું એક સાચી છે !"

ભકતરાજે પોતાની સહચારિણી સીતા સામે જોયું: "આપણે આજ દિવસ સુધી જૂઠા જગતમાં રહ્યા. જીવવું આ લોકમાં ને મહેનત પરલોકની કરવી, એ ખોટો મારગ આપણે પકડયો, આપણું જોઇને આવા ભોળાઓએ પકડયો. આપણે આ જૂઠાણાનું પ્રાયશ્ચિત્ત કરવું પડશે.'

સીતાએ કહ્યું: 'શું કરવું પડશે ?'

"આપણે આજ દિન તક અસત્યને ઓથે વગરમહેનતનું આવા ભોળા અને અજ્ઞાનીઓનું ખાધું છે. આજ એ બધું ય પરત કરી દઇએઃ પરસેવાની કમાણી કરીને."

"આપણે તો ભક્તજન. આપણને શું કામ આવડે?"

"હું ભજનમંડળીમાંથી ઢોલક વગાડતાં શીખ્યો છું; તમે મંડળીમાં પગે ઘૂઘરા બાંધી થેઇથેઈકાર બજાવતાં શીખ્યાં છો. બાઇ! તમે મુજરો કરજો. એમાંથી આપણે કમાશું ને આ દરિદ્રનારાયણને તમામ દરિદ્રોનું ખાધેલું વાળી આપશું."

(૩)

તે દિવસે ગામમા વીજળી પડે એવા સમાચાર મળ્યાઃ ગામની ભાગોળમાં પીપાજીની સીતા મુજરો કરવાની છે.

સભામાં હુલકુ પડ્યું. લોક આ નવો દેખાવ જોવાને થોકે જમા થયું. ગરાસિયા આવ્યા, મુસલમાન આવ્યા, બ્રાહ્મણ આવ્યા, સહુ આવ્યા.

ને પાદરમાં સીતાએ મુજરો કર્યો. એણે પગને ઠમકે ઘૂઘરીઓ ગજવી ને કનૈયાની હોળી ગાઇ, સાવરિયાનો વિયોગ ગાયો. ગામમા વટવૃક્ષ નીચે સગીત–દેવીનો જાણે પ્રસ્વેદ નીતર્યો.

ને એના પગ પાસે ધનનો ઢગલો થવા નાંડયો. તાણાનાણું, રૂપાનાણુ ને ક્યાંક હેમ ફેંકાવા લાગ્યું. 'વાહ વાહ' ના પોકાર પીપાજીની દોકડમાં જાણે અધુરા રહેતા તાલ પૂરવા લાગ્યા.

મુજરો પૂરો થયો. પીપાજીએ વાટખર્ચી રાખીને બધુ ધન કણબીને અર્પણ કર્યું. પીપાજી ને સીતા ચાલી નીકળ્યાં.

'ક્યાં જશો બાપજી?' કણબીએ પૂછ્યુ.

'જશું દ્વારકા. સમુદ્રમાં નાહશું. અસત્યનો મેલ ત્યા જ ધોશુ.' પીપાજીએ પોતાનાં દેવદેવીઓનુ પોટલું કણબીને બતાવ્યું: 'અને આ મૂર્તિઓને સાગરમા ફેંકી દેશું.'

પીપાજીએ કરતાલ ફેંકી દીધી. પંથે ચાલતા એમણે ગાયુ:

'પેપા પાપ ન કીજીએ, પુણ્ય કીયા સતવાર.'

(તા ૨૮–૪–૧૯૩૪ ના "ફૂલછાબ"માંથી)



# ૧૪–ભક્ત સગાળશા

(લેખકઃ–શ્રી. પ્રતાપરાય ગિરધરલાલ મહેતા)

સૌરાષ્ટ્રના ઇતિહાસમાં ચિરકાળ અમર રહે તેવી, સૈકાઓ પહેલાંની આ એક અપૂર્વ ઘટના છે. આપણા કવિઓ અને લેખકોએ તે ઘણી વાર ગાઈ કે લખી છે. રેંટીઓ કાંતતાં કાંતતાં ડોશીમાએ આંસુ સાથે અનેક વાર તે કહી બાળકોની આંખોમાંથી આંસુ ભરાવ્યાં છે, આપણા વડીલો અને વૃદ્ધોએ તે કહી અને અવાર નવાર તેને યાદ કરી છે. પૌરાણિકો અને હરિકથાકારનો તે પ્રિય વિષય છે. શેઠ સગાલશા, શેઠાણી ચંગાવતી અને તેમના પુત્ર ચેલઈઆની એ ભક્તિરસથી તરબોળ હૃદયદ્રાવક કથા છે, જેમાંથી અનેકને પ્રેરણા અને ભક્તિ મળ્યાં છે, પરોપકાર અને સ્વાત્મભોગની ભાવના પ્રાપ્ત થઈ છે.

સૌરાષ્ટ્રના સાગરતીર્થે અગ્નિખૂણામાં શિયાળબેટ નામે એક દ્વીપ છે,* જ્યાં કપોળ વણીક શેઠ સગાળશા

* જાફ્રરાબાદ તાબાનો ટાપુ શિયાળબેટ રામપુરાથી અને ચાંચના ટાપુથી ત્રણ માઇલ દૂર છે, અને તેનો ઘેરાવ ત્રણ માઇલ છે. બૉમ્બે ગેઝેટીયર (વો. ૮) મા કહે છે કે શિયાળબેટના અનંત ચાવડાએ જુનાગઢના રા' કવાટને અને બીજા કેટલાક રજપૂત ઠાકોરોને લાકડાના પાંજરામા કેદ રાખ્યા હતા. તેમને ભાદ્રાડ અને તળાજાના વળા ઉગાએ છોડાવ્યા હતા. અહીંથી જડેલા કેટલાક લેખોમા પુરાણો સંવત ૧૨૭૨નો છે. તેમા તીંબાણકના રાજશ્રી રણુસિંગજી મહેરનુ નામ છે. પછીથી મહેર કે ચાવડા લોકો ચા-

(૩)

તે દિવસે ગામમાં વીજળી પડે એવા સમાચાર મળ્યાઃ ગામની ભાગોળમાં પીપાજીની સીતા મુજરો કરવાની છે.

સભામાં ફૂલકું પડયું. લોક આ નવો દેખાવ જોવાને થોકે જમા થયું. ગરાસિયા આવ્યા, મુસલમાન આવ્યા, બ્રાહ્મણ આવ્યા, સહુ આવ્યા.

ને પાદરમાં સીતાએ મુજરો કર્યો. એણે પગને ઠમકે ઘૂઘરીઓ ગજવી ને કનૈયાની હોળી ગાઇ, સાવરિયાનો વિયોગ ગાયો. ગામમાં વટવૃક્ષ નીચે સંગીત–દેવીનો જાણે પ્રસ્વેદ નીતર્યો.

ને એના પગ પાસે ધનનો ઢગલો થવા માંડયો. તાંબાનાણું, રૂપાનાણું ને કયાંક હેમ ફેંકાવા લાગ્યું. 'વાહ વાહ' ના પોકાર પીપાજીની ઢોકડમાં જાણે અધુરા રહેતા તાલ પૂરવા લાગ્યા.

મુજરો પૂરો થયો. પીપાજીએ વાટખર્ચી રાખીને બધું ધન કણબીને અર્પણ કર્યું. પીપાજી ને સીતા ચાલી નીકળ્યાં.

'કયાં જશો બાપજી ?' કણબીએ પૂછયું.

'જશું દ્વારકા. સમુદ્રમાં નાહશું. અસત્યનો મેલ ત્યાં જ ધોશું.' પીપાજીએ પોતાનાં દેવદેવીઓનું પોટલું કણબીને બતાવ્યું: 'અને આ મૂર્તિઓને સાગરમાં ફેંકી દેશું.'

પીપાજીએ કરતાલ ફેંકી દીધી. પથે ચાલતાં એમણે ગાયું:

'પેપા પાપ ન કીજીએ, પુણ્ય કીયા સતવાર.'

(તા. ૨૮–૪–૧૯૩૪ ના "ફૂલછાબ"માંથી)

---



# ૧૪–ભક્ત સગાળશા

(લેખકઃ—શ્રી. પ્રતાપરાય ગિરધરલાલ મહેતા)

સૌરાષ્ટ્રના ઇતિહાસમાં ચિરકાળ અમર રહે તેવી, સૈકાઓ પહેલાંની આ એક અપૂર્વ ઘટના છે. આપણા કવિઓ અને લેખકોએ તે ઘણી વાર ગાઇ કે લખી છે. રેંટીઓ કાંતતાં કાંતતાં ડોશીમાંએ આંસુ સાથે અનેક વાર તે કહી બાળકોની આંખોમાંથી આંસુ સરાવ્યાં છે, આપણા વડીલો અને વૃદ્ધોએ તે કહી અને અવાર નવાર તેને યાદ કરી છે. પૌરાણિકો અને હરિકથાકારનો તે પ્રિય વિષય છે. શેઠ સગાલશા, શેઠાણી ચંગાવતી અને તેમના પુત્ર ચેલઇઆની એ ભક્તિરસથી તરબોળ હૃદયદ્રાવક કથા છે, જેમાંથી અનેકને પ્રેરણા અને ભક્તિ મળ્યાં છે, પરોપકાર અને સ્વાત્મભોગની ભાવના પ્રાપ્ત થઈ છે.

સૌરાષ્ટ્રના સાગરતીરેં અગ્નિખૂણામાં શિયાળબેટ નામે એક દ્વીપ છે,* જ્યાં કપોળ વણીક શેઠ સગાળશા

---

* જાફરાબાદ તાબાનો ટાપુ શિયાળબેટ રામપુરાથી અને ચાંચના ટાપુથી ત્રણ માઇલ દૂર છે, અને તેનો ઘેરાવ ત્રણ માઇલ છે. બૉમ્બે ગેઝેટીયર (વો. ૮) મા કહે છે કે શિયાળબેટના અનંત ચાવડાએ જુનાગઢના રા' કવાટને અને બીજા કેટલાક રજપૂત ઠાકોરોને લાકડાના પાંજરામાં કેદ રાખ્યા હતા. તેમને ભાદ્રાડ અને તળાજાના વળા ઉગાએ છોડાવ્યા હતા. અહીંથી જડેલા કેટલાક લેખોમાં પુરાણો સંવત ૧૨૭૨નો છે. તેમાં તીંબાણકના રાજશ્રી રણસિંગજી મહેરનું નામ છે. પછીથી મહેર કે ચાવડા લોકો આ-

રહેતા હતા × તેમાના વડવાઓ સંવત ૫૩૫ મા મોણપર રહેતા હતા સંવત ૭૨૫ મા મંડળીકે શિવાળબેટમા શેઠાઇ સ્થાપી તેનો પુત્ર મુંજો, તેનો માલવ, તેનો સદાફળ, તેનો ભીમ, તેનો હાદો, તેનો સદ્દરાજ અને તેના પુત્ર બંગાળ શેઠ થયા શેઠ બંગાળશા ગણેશ ઘોળકે વારછાગાધીની પુત્રી લાડકી સાથે પરણ્યા હતા

અને તે દંપતિના સુયોગે આપણા ચરિત્રનાયક સગાલશા થયા, કે જેને સમસ્ત ગુજરાત એક ભકતશિરોમણિ તરીકે આજ વર્ષોથી સ્મરણમા રાખી રહેલ છે તેઓ ધાતરવાડના ગોવિંદ મહેતાની પુત્રી ચંગાવતી સાથે પરણ્યા હતા પરોપકારી ભકતપતિને અનુરૂપ ધર્મપત્ની તે હતી સગાળશા શેઠના માતુશ્રી સતી થએલા તેમની પછવાડે તેમણે ગામ જમાડયુ, દેગડી શેર પાચની ઘીએ

---

ચિયાપણુ કરતા તેથી જુનાગઢના ફોજદાર સરદારખાને તેને હાકી કાઢી કિલ્લો બાધી એક ફોજ ત્યા મૂકી હતી મલાઇપીરની અને ગેબનશાની અહી દરગાહો છે આ બેટનુ નામ ભક્ત સગાળશાહ નામ ઉપરથી કે શિયાળ કોળીના નામ પરથી પડયુ હશે સંભવ એવો છે, કે સગાળશા ઉપરથી બેટનુ નામ અને તેના ઉપરથી કોળીઓનુ નામ પડયુ હોય ( પૃષ્ઠ ૬૫૨–૫૩ )

× શેઠ સગાલશા બીલખામા રહેતા હોવાની પણ કથા સંભળાય છે, અને ત્યા જે મકાનમા શેઠ રહેતા તે, ચેનઇઆનો ખાણીઓ વગેરે બતાવવામા આવે છે અને બોમ્બે ગેઝેટિયર પણ આ વાત વર્ણવે છે, પણ સાથે સાથે શિયાળબેટમા એ શેઠ થયાની શંકા પણ તે સ્થળે રજુ કરે છે શિયાળબેટમા રહેતા તેનુ પ્રમાણ મને કપોળ જ્ઞાતિના બારોટ મારા મિત્ર અંબાપ્રસાદ ખંડેરાવ વડોદરાવાળાને ચોપડેથી મળે છે, જે માનવા યોગ્ય છે સગાળશાના કુટુબની, અને તેના ભાઇના વંશવિસ્તારની કેટલીક વાત તે ઉપરથી મળી આવે છે, માટે બારોટના ચોપડા ઉપરની હકીકત ચોકકસ વજન મૂકવા જોગ હુ માનુ છુ બીલખાના કોઇ ભાઈ કે સૌરાષ્ટ્રવાસી આ સંબધે વધારે પ્રકાશ પાડશે તો અવકારદાયક થઇ પડશે

ભરી વાવ બંધાવી, તળાવ ખોદાવ્યું, ચાર કુંડો કરાવ્યા અને ચાંચુડા મહાદેવનું દેવળ બંધાવ્યું છે.* તેમણે કાશીનો સંઘ કાઢયો હતો. દ્વારકામાં રૂપાની તુલા કરી પટ્ટરાણીઓને શણગાર પહેરાવ્યા, ચોરાશી બંદર ધજા બંધાવી અને બારોટ લક્ષ્મીદાસને લાખ પસાવ કરી આપ્યો.

આપણે તેના જીવન સંબંધેની હકીકત હરિકથા કે ભજનો દ્વારા સારી પેઠે જાણીએ છીએ. તેને એવું વ્રત હતું કે સાધુને ભોજન કરાવ્યા વિના જમવું નહિ. એક વખતને સમે વરસાદ મુસળધાર વરસવા લાગ્યો, અને હેલી થઈ; ચોતરફ આકાશમાં મેઘ છાઇ રહ્યો, અને વિદ્યુતના ચમકાર આકાશમાં થવા લાગ્યા. એક, બે, ત્રણ દિવસ—આમ દિવસો ઉપર દિવસો જાય છે, પરંતુ આવા સખત વરસાદમાં સાધુજન મેળવા અશક્ય હતા, તેથી વ્રત અનુસાર ભૂખ્યા રહેતા. દિવસો સુધી સૂર્ય ન દેખાયો; અને સાધુનાં દર્શન પણ ન થયાં છતાં પણ શેઠે પોતાનું વ્રત ન છોડયું:

× શેઠ સગાળશા સાધુને સેવે, વાણિયો પાળે વરત;
ન મળ્યા સાધુ ને રહ્યા અપવાસી, તાવવા આવ્યા તરત,
કૃષ્ણજી કુડીયા થઈને રે, વેશ અતીતનો લઇને રે.

---

* ખાંભા પાસેથી ત્રણ માઇલ દૂર એક શહેરના સ્મરણાવશેષો દેખાય છે, તે સ્થળે ધાતરવડ હતું. અને ટીંબાને ધાતરવડનો ટીંબો કહેવામાં આવે છે. કપોળની વસ્તી ધાતરવાડમાં ઘણી હતી. નદી ધાતરવાડી અરબી સમુદ્રને મળે છે, અને તેના મુખ ઉપર શીઆળબેટ આવેલો છે. શેઠ આ ધાતરવાડમાં પરણ્યા હોય તે સંભવિત છે. આ નાના બેટમાં ૮૦–૯૦ વાવ છે, જે કદાચ પહેલાં કુંડો પણ હોય. આ વાવો પૈકી એકને થાનવાવ કહે છે, જેનું જળ પીવાથી, જેને ધાવણ ન આવતું હોય તેવી સ્ત્રીઓને ધાવણ આવે છે એમ કહેવાય છે. દરિયાકિનારા પર એક મીઠા પાણીનું ઝરણ છે. સમુદ્રની ભરતીનાં પાણી તેના પર ફરી વળે છે છતાં મિષ્ટજ રહે છે અને તે ગુપ્તગંગાના નામથી ઓળખાય છે.

× એક કવિ શેઠને રાજા હોવાનું કલ્પતા નીકળે છેઃ—

લક્ષ્મીજીના ખાસ આગ્રહથી સગાળશાને તાવવા અને તેની પરીક્ષા કરવા કૃષ્ણ જાતે રક્તપીત્તિયા અતીતનો વેશ લઇને ગામને પાદરે આવ્યા. શેઠને ખબર પડી ને સાધુને નિમંત્રણ મોકલ્યું. બિમાર સ્થિતિના સમાચાર મળતાં શેઠ શેઠાણી જાતે આવ્યાં. ચોતરફથી લોહી–પરૂ વહ્યાં જાય છે, તેથી તેમને લઇ જવાનું પણ કઠિન છે; પરંતુ તેથીએ કઠિન તેમનું વ્રત હતું. એક વિશાળ કરંડીઓ મંગાવી રૂનો સુંદર પોલ કરી અતીતને કાળજીથી બેસાડયા, અને શેઠાણીએ જાતે સાધુનો કરંડીઓ ઉપાડયો અને સાધુને ઘેર લઇ આવ્યા. લોહી પરૂની ગંદકી ચોતરફ ફેલાઇ રહી છે, અને કરંડીઆમાંથી ટપક ટપક ટીપાં પડી શેઠાણીને ભીંજવી રહ્યાં છે; પણ સંતજનની સેવામાં ઉત્સાહ આગળ તે બધા તરફ શેઠ શેઠાણીનું દુર્લક્ષ રહે છે. ઘેર આવી સંપૂર્ણ સ્વાગત કરી, સુંદર રસોઇ ભાવથી કરી, હોંસથી થાળમાં પીરસી શેઠાણી સંતજન સમક્ષ આવ્યાં, ત્યાં તો—

'ખીર રોટલી અમે જમતાં નથી, નથી અન્નનો આહાર;
માઝન લોક ! અમે આહારી માંસના એમ બોલ્યા કીરતાર.

અરે ! આ શું ? માંસ ! ! ! ધર્મપરાયણ વણીકને ત્યાં એ નામ પણ પાપરૂપ છે. ઘેર આવેલા અતિથિને સૌરાષ્ટ્રની કપોળ રમણી ઉવેખી પણ કેમ શકે ? ખરૂં ધર્મસંકટ આવ્યું. સાધુ તો હઠે ચઢયા, અને ગુસ્સે થયા. બીજો ઉપાય નહોતો. તુરત કસાઇવાડે જઈ—ગુપ્ત રીતે જઇ અતિથિપરાયણ ભક્ત અભક્ષ્ય વસ્તુ ખરીદી લાવ્યા. મન સ્વસ્થ રાખી શેઠાણીએ રસોઇ કરી થાળ પીરસી અને આરોગવા વિનંતિ કરીઃ

---

સગાળશા શેઠને ચંગાવતી રાણી, એવા નામધારી નરનાર ભાઇ.
સાધુને જમાડી પછે જમતા, જેના અહોનીશ ધર્મ અપાર ભાઇ.

વળી બોંબે ગેઝેટિયર પણ સગાળશા શિયાળબેટના રાજા હોવાની વાત પ્રચલિત હતી એમ જણાવે છે.

વાયુ ઢોળે નર ને નારી, જમો તમે દેવ મુરારી.

પણ ! પણ આ તો હદ થઈ, અરે ! સાધુ તો કહેઃ—

અમે રે માટી માણસની જમીએ, પરમાટીના પ્યાર;
અઘોર પંથમાં રહેવું અમારે, ખેલ ખાંડાની ધાર.

શેઠ શેઠાણી સાંભળીને સ્તંભીજ ગયાં. તેમની આંખ ખોટી કે કાન જૂઠા ? કશુંજ અસત્ય ન હતું. અતીત અતિથિ તે તો ભક્તને પ્રાણ સાટે ! તેની આંખ આગળ અનેક સ્વાત્મભોગી આર્યોનાં ચિત્રો તરી આવ્યા. રાજા મયૂરધ્વજ, દાનવીર કર્ણ અને શિબિ રાજાને તે ભૂલી ગયા નહોતા. સત્યને ખાતર નીચ કર્મ કરનાર હરિશ્ચંદ્રના જીવનનું જ્વલંત દૃષ્ટાંત તેમની આંખ આગળ તરવરી રહ્યું હતું. સત્યને ખાતર હરિશ્ચંદ્રે સ્ત્રી–પુત્રનો ભોગ આપેલો તે પણ યાદ આવ્યું. માણસનું માંસ પણ લાવી દેવા હા પાડી, સાધુના મોઢા પર સંતોષ પ્રગટ્યો.

માંસની હા પાડતાં તો પાડી, પણ દંપતિ વીમાસણમાં પડ્યાં; કેમકે જો પોતાનું માંસ આપે તો અતિથિને જમાડે કોણ ? બહારનો કોણ ? બહારનો કોણ ખાવાને ખાતર જીંદગી આપે ? મહાકષ્ટ આવી પડયું. છેવટ પોતાના પુત્રને મારવા નિશ્ચય કર્યો. સાધુ તો સાધુ ન હતા, પણ અંતર્યામી પ્રભુ શ્રીકૃષ્ણજ સાધુવેશમાં હતા. તે તો અંતર જાણેજ ને ? તેણે શેઠશેઠાણીનું અંતર પારખ્યું. હજી વિશેષ કસોટી કરવા, અને તેનું વધુ શુદ્ધ સ્વરૂપ જોવા મહેતાજીનું સ્વરૂપ ધરી પ્રથમથીજ ચેલઈયાને આ વાત કરી અને નાસી જવાનું કહ્યું:

ભણતો ગણતો બાળ્ય કેલઇઆ, માન હમારી પ્રતીત;
માતપિતા તારાં મારવા બેઠા, આંગણે આવ્યો અતીત.
ધુતારો ધૂતી જાશે રે, પછી પસ્તાવો થાશે રે.

મૃત્યુ સાથે રમત રમવી સહેલ નથી, પણ ચેલઈઓ ચંગાવતીના ઉદરમાં પાકયો હતો, અને સગાળશા જેવા

પિતાનો તે પુત્ર હતો; જેથી તેને પણ મૃત્યુની બીક ન હતી. તેનું સત્ય વક્તવ્ય અને આપભોગ સૌ કરતાં ચડી ગયાં:—

હું ભાગું તો ભૂમિ લાજે ને, ભોરીંગ ઝીલે ન ભાર;
મેરૂ સરીખા ડોલવા લાગે, આકાશનો આધાર.
મેરામણ માઝા મૂકે...રે, કેલૈયો સત્ય ન ચૂકે રે.

અતીત ! અતીત ! હવે તો અવધિ આવી ગઈ. હવે વધારે તાવવું ન ઘટે. પણ અતીતરૂપી કૃષ્ણને તો ભક્તની લાજ લેવી હોય, એવો નિશ્ચય દીસતો હતો.

ભણુતો ને ગણુતો આવ્યો કેલઇઓ, આવ્યો પોતાને આવાસ;
માતાએ મુખના મીઠડા લીધા, નાખીને નિશ્વાસ.

પરોપજીવી પિતાના પુત્રની સ્વાત્માર્પણની ભાવના કંઇ વિરલજ હતી.

એ શું કરીયું માતાજી મારા, નાખી નિમાસો આજ;
સફળ મનખો કેલૈયાનો, માંસ જમે મહારાજ.

તેણે હસીને માથું ધર્યું. માતપિતાનો જીવ ચાલે કેમ, પુત્રે તેમની ફરજનું, તેમની ટેકનું, તેમની સત્યતાનું ભાન કરાવ્યું, અને નિઃસંકોચ કાપવા વિનંતિ કરી. વચનને ખાતર ગળું કપાયું ! અને શરીરમાંથી માંસ કાઢી, રાંધી ધર્યું અને કહ્યું: ' પ્રભુ હવે પારણું કરો ! '

પણ પ્રભુએ તો મોં ફેરવ્યું: "છટ ! દીકરાનું ઉત્તમાંગ સીકે મૂકી, બાકીનો નકામો ભાગ મને ધરો છો, તે શરમ નથી ?"

સબુર ! કૃષ્ણે આમ ભક્તની પ્રત્યે કરવું ના ઘટે.

પણ કૃષ્ણ તો આજે નિર્દય થયા હતા. શેઠ તો હસીને બોલ્યા: "મહારાજ ! આપ કહો તે પ્રમાણે મસ્તક પકાવી આપને ધરૂં."

અતીત—"મા ને બાપ બંને આંખમાં આંજણ

આંજી, કપાળે ચાંદલા કરી, હાલરડાં ગાતાં ગાતાં ખાંડ-
ણિયામાં ખાંડો, અને પછી પકાવીને આપો તો આહ્ય
થાય ખરું; પણ જોજો, એક પણ આંસુ ના આવે.”

કરુણતા કે ક્રૂરતાનાં કાંઇ માપ હોતાં હશે ખરાં?
સાધુને કોઇ પણ ભોગે સંતોષવાજ, આમ નિશ્ચય કરી
વાત્સલ્યને તિલાંજલિ આપી, હૈયું વજાનું કર્યું ને સાંબેલું
લઇ કામ આદર્યું:

એજી, મારે હાલરડે હડનાળ, કુંવર ચેલૈયા ખમા ખમા તુને.
એજી, તારા મહેતાજી જુએ વાટ, કુંવર ચેલૈયા ખમા ખમા ભાઇ.
અમે જાણ્યું ચેલઇઆને પરણાવશું, જાડી જોડશું જાન;
પણ ઓચિન્તાં મરણ આવીઆં, સ્વર્ગમાંથી ઊતર્યાં વૈમાન.

કૂવા ઢાંકણ પાતડું જગત ઢાંકણ જાર,
બાપનું ઢાંકણ બેટડો, ઘરનું ઢાંકણ નાર.

ફળ વિના ઝુરે પીપળી, એમ બંધવ વિનાની ઝુરે બેન;
પણ પુત્ર વિના ઝૂરે માવડી, એજી તારે પીપળી પડીએલ ખોટ,
બાળા ચેલૈયા ખમા ખમા તુંને.

હાથે પોંચી હેમની, ગળે એકાવન હાર;
જેને આંગણે નહિ દીકરો હોયે, તેનાં મંદિરિયાં સુનકાર,
બાળા ચેલૈયા ખમા ખમા તુંને.

આંખમાં ટીપુંય નથી, ને ખાંડતાં જાય અને હાલ-
રડાં ગાતાં જાય છે. જો ખાંડણીઆમાં જીવ હોત તો જરૂર
આંસુ સારત, ને સાર્યાજ કરત. જો સાંબેલામાં શકિત
હોત તો આમ ખાંડતાં અટકાવત.

ઉત્તમાંગને ખાંડી રાંધી અતીતને ધર્યું, અને મન-
માં સંતોષ થયો કે હવે તો જરૂર આરોગાશે.

ભોજનિયાં તો ભાવશું કીધાં, પીરસીને આગળ દીધાં.

પણ—

‘વાંઝીયાનું અમે જમતાં નથી, એમ અવિનાશી કહે.’

આ તે કાંઇ રીત છે? આટલી આટલી મહેનત
બાદ કહે કે “તમે વાંઝિયા છો, વાંઝિયાનું અન્ન ખાવું
એ પાપ છે.”

સગાળશા અત્યાર સુધી ધીરજ ધરી રહ્યા હતા તે હવે મુંઝાયાઃ "અરે! ઘેરથી અતિથિ પાછો જશે. હાય! દૈવ! આ શું?" દેવી ચંગાવતી જણરાં હતાંઃ "મહારાજ! હું વંધ્યા નથી! મને પાંચ માસનું ઓધાન છે, અને ખાત્રી ન થાય તો હયો જુઓ" કહી છરી પેટ ચીરવા ઉગામી.

હં—હં—હં—

**न हि कल्याणकृत् कश्चिद्दुर्गतिं तात गच्छति।**

કૃષ્ણે નિજ સ્વરૂપ ધરી હાથ ઝાલ્યોઃ 'वरं ब्रूहि' 'वरं ब्रूहि'

આવી કસોટી ન દેજો કોઇને, સ્વામિ એ માગું વરદાન.

ભકતજનો બીજું શું માગે?

ચેલૈયો તો રમતો ને કૂદતો નિશાળેથી આવ્યો. સૌને નમી પડયો. ભકત અને ભકિતનો કદી પરાજય નથી. અને એક એકથી ચડે તેવા સ્વાત્માર્પણવાળા આત્માઓ સૌરાષ્ટ્રને સાંપડ્યા છે તે દેશને ધન્ય છે. અને આવાં રત્નો જ્ઞાતિમાં જન્મવા માટે કપોળ જ્ઞાતિ ગૌરવવન્તી બની છે.*

પ્રભુ ભાવિ પણ એવુંજ ગૌરવંતુ બનાવો! ૐ शांतिः

("શારદા" માસિકના એક અંકમાથી)

---

* સગાળશાને સંતાનમા ચેલૈયો પુત્ર અને જશવતી તથા દિવાળી બે પુત્રીઓ થઇ હોય એમ જણાય છે. અમુક કાળ બાદ સગાળશા સહકુટુંબ સ્વર્ગગમન કરે છે. તેના ભાઇ ગણપતની સ્ત્રી ગગતાદેબા પોતાના પિયર ધતરવાડ ગયેલાં તે સગર્ભા હતાં, તેને પુત્ર થયો અને તેનો વંશ હજી ચાલુ છે, જે કપોળ કોમમાં 'વોરા' તરીકે પંકાય છે. ચેલૈયાને જગદીશને વોરાવ્યો તે ઉપરથી વોરા ઉપનામ પડયું હોય તેમ લાગે છે. તેમાના એક વંશજ કરણાએ મેંગર જઇ વાસ કર્યો. આવી કેટલીક હકીકત બારોટ અંબાપ્રસાદને ચોપડેથી મળી આવે છે. અને તેવી હકીકત જાળવી રાખવા માટેનો યશ એ બારોટકુળને ઘટે છે.



# १५-भक्तश्रेष्ठ नामदेव दरजी

(લેખકઃ-શ્રી. નારાયણલાલ પુરૂષોત્તમદાસ સુખડીઆ, મુ. વિમનગર)

દક્ષિણ હૈદ્રાબાદમાં નરસીબ્રાહ્મણી નામનું એક ગામ છે. ત્યાં દામા શેઠ નામનો પરમ ભગવદ્‌ભક્ત દરજી રહેતો હતો. તેની ધર્મપત્નીનું નામ ગોણાઈ હતું. ભક્તશ્રેષ્ઠ નામદેવજી આ દંપતિના પુત્રરત્ન હતા. વિક્રમ સંવત ૧૩૨૭ ના કાર્તિક સુદી ૧ ને રવીવારના દિવસે સૂર્યોદય-સમયે નામદેવજીનો જન્મ થયો હતો. તે પૂર્વસંસ્કાર-થીજ જન્મથી ભગવદ્‌ભક્ત હતા. નામદેવજીના પૂર્વજ યદુ શેઠ પણ અત્યંત સરળ પ્રકૃતિના, સદાચારી તથા પંઢર-પુરના ભગવાન શ્રીવિઠ્ઠલના એકનિષ્ઠ ઉપાસક હતા. દામા શેઠ તેમની પાંચમી પેઢીએ થયા. નામદેવ સરખા પરમ ભક્તનો જન્મ આવાજ પુનિત કુળમાં થયા કરે છે.

માતા-પિતા બાળકનાં સર્વપ્રથમ ગુરુ ગણાય છે, તેમની રહેણી-કરણીનું બાળક અનુકરણ કરે છે. નામદેવ-જીનાં માતા-પિતા ભગવદ્‌ભક્ત હતાં. તેઓ નિરંતર ભગ-વાનનું નામ અને ગુણોનું ગાન કર્યા કરતાં હતાં. નામ-દેવજી પણ તેમની પાસે ભગવન્નામ સાંભળીને શીખવા લાગ્યા. શ્રીવિઠ્ઠલની મૂર્તિ, વિઠ્ઠલનું નામ, વિઠ્ઠલનો જયજય-કાર અને વિઠ્ઠલની પંઢરી નગરીના નિરંતર શ્રવણ, મનન અને નિદિધ્યાસનથી નામદેવ વિઠ્ઠલમય થઇ ગયા હતા. નામદેવની દૃઢ શ્રદ્ધા થઇ ગઇ હતી કે, શ્રીવિઠ્ઠલમૂર્તિ ચૈતન્ય અને તેજ સાચા ભગવાન છે.

એક સમયે એમના પિતાને કાર્યવશાત્ ક્યાંક બહાર જવું પડયું. જતી વખતે તેઓ નામદેવને ભગવાન વિઠ્ઠલની પૂજાનો ભાર સોંપતા ગયા. બાળપણની સરળ શ્રદ્ધાથી નામદેવ પૂજાનો સામાન અને નૈવેદ્ય માટે કટોરીમાં દૂધ લઇ ભગવાનની પાસે ગયા. સહજ શ્રદ્ધાથી ભગવાનની પૂજા સમાપ્ત કરી દૂધની કટોરી ભગવાનની સામે રાખી તેમને પીવા માટે કહેવા લાગ્યા. પરંતુ ભગવાન પણ ઘણાજ હઠીલા હોય છે. બાળકની સીધી સાદી વાણી પર તેમણે ધ્યાન આપ્યુ નહિ. નામદેવજીએ કેટલોક વખત આંખો બંધ કરી ખુલ્લી કરી, દૂધ તો જ્યાંનુ ત્યાં કટોરીમાં પડેલુ હતું. એથી તેમના મનમાં દુઃખ થયુ. નામદેવ વિચાર કરવા લાગ્યા કે, મારો શો અપરાધ છે કે વિઠ્ઠલ ભગવાન મારૂ નિવેદન કરેલુ દૂધ પણ પીતા નથી. તે દૂધ પીવા માટે આગ્રહપૂર્વક નિવેદન કરવા લાગ્યા. પરંતુ જ્યારે ભગવાને તેમનુ દૂધ ગ્રહણ કર્યું નહિ ત્યારે તેમને બહુજ દુઃખ થયુ. આંખોમાં પ્રેમાવેશથી આંસુ આવ્યાં. તેમણે કહ્યું કે "વિઠ્ઠલ ! જો આપ મારી કટોરીનુ દૂધ પીશો નહિ તો યાદ રાખજો કે, હું જીવનભર કદી દૂધ પીશ નહિ."

આ બાળપ્રતિજ્ઞાએ મોટું કામ કર્યું. નામદેવે ભગવાનની મૂર્તિને પાષાણની મૂર્તિ નહોતી માની. તેને મન તો તે સાક્ષાત્ સચ્ચિદાનંદઘન પરમાત્મા હતા. આપણે ચૈતન્યને ન માની મૂર્તિપૂજા કરીએ છીએ તેથીજ ભગવાન ચૈતન્યરૂપથી આપણી સામે પ્રકટ થતા નથી; પરંતુ નામદેવજીએ તો ચૈતન્ય માની હઠ લીધી. તેથી તેજ સમયે ભગવાનને સાક્ષાત્ પ્રકટ થવું પડયુ. ભગવાને ભક્તિ-પ્રેમપૂર્વક અર્પણ કરેલું દૂધ ગ્રહણ કર્યું. ભગવાનની પ્રતિજ્ઞા પણ સાચી ઠરી—

पत्रं पुष्पं फलं तोयं यो मे भक्त्या प्रयच्छति।
तदहं भक्त्युपहृतमश्नामि प्रयतात्मनः ॥

ભગવાન સાથે નામદેવજીની પૂરી જાણુઓળખાણુ થઇ ગઇ. હવે તે જે કાંઇ અર્પણુ કરતા તે પ્રકટ બની તેમની સામે ગ્રહણુ કરતા હતા. આ પ્રકારે તેમની ભક્તિનો રંગ દીનપર દિન ઉંડો ઉતરવા લાગ્યો. તે ફક્ત નવ વર્ષની ઉંમરમાંજ ભકતમંડળીમાં બાળ–ભાગવત ગાવા લાગ્યા.

આ સમયે સામાજિક પ્રથા અનુસાર નામદેવજીનો વિવાહ ગોવિંદશેઠ સદાવર્તની છોકરી રાજાબાઈની સાથે નાની ઉંમરમાં થયેલો હતો. પરંતુ જેમ જેમ ઉમર વધતી ગઇ, તેમ તેમ તેમની ભકિત પણુ વિશુદ્ધ બની વધવા લાગી. ગૃહસ્થીનાં કાર્યોમાં તેમનું મન ચોંટતું નહિ. તેમનાં પત્ની અને માતા વ્યાપાર–ધંધો કરવા માટે કહ્યા કરતાં. પરંતુ તેમના માટે હરિકીર્તન છોડી બીજા કામમાં જોડાવું એ અસંભવિત હતું. પંઢરપુરના ભકતમંડળમાં નામદેવજીની ખૂબ પ્રસિદ્ધિ થઇ. હવે નામદેવજી નરસીબ્રાહ્મણીને છોડી દઇ પંઢરપુરમાં જઇ રહેવા લાગ્યા. અહીં તેમને ગોરા કુંભાર, સાંવતો માલી વગેરે ભકતો સાથે પ્રીતિ થઈ ગઈ. સર્વ ભેગા મળીને ભક્તિરસમાં તરબોળ થઇ ભજન–કીર્તન કરવા લાગ્યા.

પંઢરપુરમાં હરિશયની અને હરિબોધિની એકાદશીએ ઘણો મોટો મેળો ભરાય છે. તે દિવસે ભગવાનના દર્શન માટે સર્વ સંતપુરુષો પંઢરપુર આવે છે અને ભકિત–પ્રેમ તથા સત્સંગનો આનંદ લૂંટી પોતપોતાના સ્થાને પાછા ફરે છે. પરંતુ નામદેવજીની તેવી સ્થિતિ નહોતી. તેમણે તો પંઢરપુરનેજ પોતાનુ નિવાસસ્થાન બનાવી લીધું હતું, જેથી તેમને ચંદ્રભાગા નદીમાં સ્નાન, પુંડલિક ભકત તથા તેમના ભગવાન પાંડુરંગ વિઠ્ઠલરાયનાં દર્શન, નિરંતર આવવા જવાવાળા વૈષ્ણવભકતોનો સંગ તથા મહાદ્વાર અને ચંદ્રભાગા નદીના રેતીના મેદાનમાં ચાલતી કથા–કીર્તનમાં મગ્ન રહેવાનું સૌભાગ્ય પ્રાપ્ત થતું હતું. વિઠ્ઠલના માટે તો તેઓ એવા બની ગયા હતા કે રાત્રિદિવસ અંદર અને

બહાર કેવળ ભગવાનની સાથેજ ક્રીડા કરતા હતા. ભગવાન વિઠ્ઠલ પ્રતિ તેમની અનન્ય ભક્તિ હતી. તે પોતાંની કટિ પર હાથ રાખેલા, ઈંટ પર ઉભેલા પંઢરનાથ વિઠ્ઠલ ભગવાનના ધ્યાનમાં મસ્ત રહેતા હતા.

"પંઢરપુરમાં લેવામાં અને આપવાના વ્યવહારમાં વિઠ્ઠલનુ નામ લેવામાં આવે છે. વિઠ્ઠલના નામથીજ દરેક કામ કરવા લાયક બને છે. એ પ્રકારે વિઠ્ઠલનામરૂપી સુખની લેણદેણ ત્યાં ચાલ્યા કરે છે, જેનાથી ભગવાનનું નામસ્મરણ કરતાં કરતાં સંપૂર્ણ કાર્ય કરવાનુ શીખાય છે. ત્યાં ભક્તભાવન ભગવાન પોતાના ભક્તોની સંપૂર્ણ ઇચ્છાઓ પૂર્ણ કરે છે. જે આ પંઢરીનાથનાં દર્શન કરે છે, તેમને આ પુરુષોત્તમ કદી ભૂલતા નથી! આ પ્રકારનો બ્રહ્માનંદ અન્ય સ્થાનમાં ક્યાં છે? પંઢરપુર ક્ષેત્ર ભગવાનના સુદર્શન ચક્ર પર વસેલુ છે. જે લોકો હરિબોધિની અને હરિશયનીના દિવસે ભગવાનના દર્શન માટે ઉત્કંઠિત રહે છે, તેમની ત્રિલોકેશ્વર ચક્રપાણિ ઇંટ પર ઉભેલા ભગવાન વાટ જુએ છે. તેમનું રૂપ મધુર છે, તેમનું નામ મધુર છે, તેમનો યશ મધુર છે, તેમનું સર્વ કાંઈ મધુર--બસ મધુરજ છે." આજ નામદેવની વિઠ્ઠલ-ઉપાસનાનું રહસ્ય છે.

એક સ્થાન પર નામદેવજીએ કહ્યું છે કે "હે પુરુષોત્તમ! આપના પ્રેમથી હું જાતેજ ખેંચાઇ આવ્યો છું. મારો અને આપનો સંબંધ શરીર અને આત્મા જેવો છે. પરંતુ એ બે પણ આપજ છો." આ પ્રેમભર્યા વર્ણનમાં એક રહસ્ય છે કે નામદેવજીનો ભકિત સાથેજ અદ્વૈત જ્ઞાન પર પૂરો અધિકાર હતો.

તેમને ક્યાંક ક્યાંક ભગવાન સાથે પ્રેમ-કલહ પણ થતો હતો. પ્રેમ વિના આવો કલહ થતો નથી અને થાય છે તો તેનું મૂલ્ય કાંઈ નથી. નામદેવજીએ કહ્યું છે કે-"આપના નામનો મહિમા ભક્તોએજ વધાર્યો છે. અનેક

નામ-રૂપોના અલંકાર તેમણેજ તમને પહેરાવ્યા છે. વાસ્તવમાં આપ તો નામ-રૂપ અને જાતિકુળથી પર છો. આ સર્વ આપને ભક્તોથીજ પ્રાપ્ત થયેલ છે. ભક્તોના કારણેજ આપ ભક્તવત્સલ કહેવાઓ છો. આપની મોટાઇ અમારા લીધે છે. અમો જેવા આપને માટે ગાંડા બની રહીએ છીએ, તેજ પ્રમાણે આપે પણ અમારે માટે ગાંડા બનવું જોઇએ. જો એમ ન બનો તો અમને શું નુકસાન છે? અમારા પ્રેમ-સુખને તો આપ લઈ શકતા નથી?" નામદેવના પ્રેમ-કલહનો આ એક નાનો નમુનો છે.

ઈશ્વરપ્રેમની પ્રબળતા, ભાવનાની તીવ્રતા અને સર્વ-સ્વનું અર્પણ, આમાં આત્મ-નિવેદનની પરિપૂર્ણતા છે. જાગ્રત-સ્વપ્નાદિ સર્વ અવસ્થાઓમાં ભગવાનના સિવાય કાંઇ પણ પ્રિય ન લાગવું-तच्चिन्तनं तत्कथनं अन्योन्यं तत्प्रबोधनम्। ભાગવતની આ ઉક્તિ અનુસાર ભગવાનના ગુણાનુવાદમાંજ નિમગ્ન રહેવું અને શરીર-વાણીસહિત મનનું ભગવત્પ્રેમમાં સમાઇ જવું એજ ભક્તિ છે. આ પ્રકારનો દુર્લભ પ્રેમ ભગવાનની કૃપાથીજ પ્રાપ્ત થાય છે.

માત્ર અભ્યાસ કરવાથી મનુષ્ય તેને મેળવી શકતો નથી. ભગવાનની કૃપાથીજ એક માત્ર ભગવાનમાં પ્રિયતમ ભાવ ઉત્પન્ન થાય છે. જેના મનમાં ભગવાન પ્રિયતમ થઈ જાય, તેને ભગવાનનું સ્થાન, ભગવાનની મૂર્તિ, ભગવાનના ગુણાનુવાદ, ભગવાનનો ભક્ત, ભગવાનનું નામ, ભગવાનની ચર્ચા આદિ ભગવત્સંબંધી પ્રત્યેક વસ્તુ પ્રિય બની જાય છે. ઈશ્વરપ્રેમના નિરતિશય સુખનો લોભી મનુષ્ય આ સુખને પળમાત્ર માટે પણ છોડી શકતો નથી. નામદેવજીની સમસ્ત વાણીમાં આ પ્રકારનો મહાન પ્રેમ ભરેલો છે.

સંત સ્વભાવથીજ ઉદાર હૃદયના હોય છે. તે કોઇની નિંદા કરતા નથી, પરંતુ પાખંડીઓનો દંભ બતાવીને સાધકને સાવધાન કરવા માટે તેમના દુર્ગુણોનુ દિગ્દર્શન તેમને કરાવવું પડે છે, અને એમ નામદેવજીએ પણ કર્યું છે.

પ્રસિદ્ધ સંત શ્રીજ્ઞાનેશ્વર મહારાજને એક વખત નામદેવજીના સંગની ઇચ્છા થઇ. તેમણે નામદેવજીને તીર્થયાત્રામાં સાથે આવવા કહ્યું. નામદેવજીએ કહ્યું કે, આપ મને ભગવાન પાસેથી રજા અપાવો તો હું તમારી સાથે આવું. જ્ઞાનેશ્વરજી નામદેવના સંગની ઇચ્છા કરે છે એ જાણીને ભકતની ઇચ્છાને કલ્પતરુ સરખા ભગવાને નામદેવની પ્રશંસા કરી જ્ઞાનેશ્વરજીને કહ્યું: "નામદેવ મારો મોટો લાડીલો છે. હું તેને મારાથી ક્ષણભર પણ દૂર કરી શકતો નથી. તમારી ઇચ્છા હોય તો તમે લઇ જાઓ, પરંતુ તેની સંભાળ રાખજો." એટલું કહી ભગવાને જ્ઞાનેશ્વરજીને નામદેવજીનો હાથ સોંપી દીધો. એકાંતિક ભકિતની સાથે સર્વવ્યાપી જ્ઞાનનું સંમેલન હોય તેવું જ્ઞાનેશ્વર અને નામદેવનું મિલન હતું.

નામદેવજી જ્ઞાનેશ્વરની સાથે ભગવત્ ચર્ચા કરવા લાગ્યા. પરંતુ તેમનું ચિત્ત તો શ્રીપાંડુરંગના ચરણકમળમાંજ ચોંટેલુંજ હતું. તે કહેતા હતા: "હે પાંડુરંગ! તમારા વિયોગથી મારૂં હૃદય ચીરાઈ જાય છે. મને ઘણો ઉદ્વેગ રહે છે. મારે તો તીર્થ, વ્રત, ધર્મ, અધર્મ સર્વ કાંઇ તમેજ છો." જ્ઞાનેશ્વર મહારાજ તેમને અનેક પ્રકારે સાંત્વન આપી કહેતા કે "તમને ધન્ય છે કે આવો પ્રેમ તમને પ્રાપ્ત થયો છે. તમે વ્યર્થ શોક શા માટે કરો છો? ભગવાન સર્વવ્યાપી છે, તમારા હૃદયમાં પણ છે." તેના જવાબમાં નામદેવજી કહેતા: "આપનું કહેલું યથાર્થ છે. પરંતુ મને તો પુંડરીકની પાસે ઉભેલા પાંડુરંગનાં દર્શન કર્યા સિવાય ચેન પડતું નથી." તેમનો આવો અનન્ય ભાવ જોઇ જ્ઞાનેશ્વરજી અત્યંત પ્રસન્ન થયા હતા.

એક સમયે જ્ઞાનેશ્વરજીએ નામદેવને પૂછ્યું કે "ભજન કેવા પ્રકારથી કરવું જોઇએ, મન–બુદ્ધિને સાત્વિક કયા પ્રકારે બનાવી શકાય છે? શ્રવણાદિ સાધનોનો મર્મ શો છે? ભકિત અને ધ્યાન શું છે? આ પ્રશ્નોને સાંભ-

ળતાંજ વિનયમૂર્તિ નામદેવજીએ ગદ્ ગદ્ બની જ્ઞાનેશ્વરના ચરણ પકડી લીધા અને કહ્યું કે 'મને તો પાંડુરંગની કૃપાનોજ ભરોસો છે. આવું જ્ઞાન મારા ભાગ્યમાં કયાંથી ? મારામાં જ્ઞાન પણ નથી તેમ હું બહુશ્રુત પણ નથી. એટલા માટે ભગવાને મારો હાથ આપને સોંપ્યો છે. આપનો પ્રશ્ન એવો છે કે, જેવો કલ્પવૃક્ષ દીનની પાસે યાચના કરે, અથવા કામધેનુ કોઇ દરિદ્રી પાસે પોતાની ગરીબાઇ બતાવે. એમ જણાય છે કે આપ વિનોદથી આવો પ્રશ્ન પૂછી મારૂં સુખ વધારો છો.'' આથી જ્ઞાનેશ્વરજીએ કહ્યું–''હું તમારાજ મુખે અનુભૂત સાધન સાંભળવા માગું છું. તમે તો ભગવાનના પ્રેમભંડારી છો. તમારી રસપૂર્ણ વાતો સાંભળવા માટે મારા કાન આતુર બન્યા છે. એટલા માટે મને તમારા અનુભવની વાતો જરૂર બતાવો.'' જ્ઞાનેશ્વરની આ આજ્ઞાથી નામદેવજી કહેવા લાગ્યાઃ

'હુ શું કહું, મને તો નામસંકીર્તનજ પ્રિય છે. તેમની સામે બીજાં સાધન વ્યર્થ અને કષ્ટપ્રદ પ્રતીત થાય છે. એજ ભજન છે. ગુણદોષો તરફ ન જોતાં સર્વની સાથે સાચી નમ્રતાથી વ્યવહાર કરવો એજ વંદન છે. તેનાથી અંતઃકરણ પ્રસન્ન રહે છે. એથીજ સાત્વિકતા પ્રાપ્ત થાય છે. સમસ્ત વિશ્વમાં એકમાત્ર વિઠ્ઠલને જોવો અને એ ભગવાનના ચરણોનું હૃદયમાં અખંડ સ્મરણ કરવું એજ ઉત્તમ ધ્યાન છે. જેમ હરણ નાદથી મોહિત બની દેહની શુદ્ધિ ભૂલી જાય છે, તેવીજ રીતે મુખના ઉચ્ચારણ થકી નામસ્મરણમાં મનને દૃઢતાથી લગાડી તલ્લીન બની જવું એ પ્રેમયુકત શ્રવણ છે. ભૃંગકીટન્યાયથી ભગવનના ચરણોનું દૃઢ અનુસંધાનજ ઉત્તમ નિદિધ્યાસન છે. સર્વભાવથી એકમાત્ર વિઠ્ઠલનુંજ ધ્યાન, સર્વ ભૂતોમાં તેમના સ્વરૂપનું અવલોકન, રજ અને તમસરહિત બનીને સર્વથી આસકિત હઠાવીને કેવળ પ્રેમસુધારસનુ પાન કરવું તે ભક્તિ છે. અનુરાગથી એકાંતમાં ગોવિંદનું ધ્યાન કરવા સિવાય અન્ય કયાંય વિશ્રામ નથી. આ વચનો પણ

પરમ ઉદાર, સર્વજ્ઞ મારા પાંડુરંગે મને કહેલાં છે.”
નામદેવની આ દિવ્ય વાણી સાંભળીને જ્ઞાનેશ્વરજી ઘણાજ
પ્રસન્ન થયા.

આ પ્રકારે તીર્થયાત્રા કરતાં કરતાં પ્રભાસ, દ્વારિકા
આદિ ક્ષેત્ર અને અન્યાન્ય મોક્ષપુરીઓનાં દર્શન કરી તે બન્ને
જ્ઞાની ભક્તો પાછા ફરતા હતા. રસ્તામાં બિકાનેર પાસે
કૌલાયતજી નામનું ગામ આવ્યું. તેમને બંનેને ઘણીજ
તરસ લાગી હતી. પાસેજ એક કૂવો હતો પરંતુ તેમાં
પાણી ન હતું. જ્ઞાનેશ્વરજી સિદ્ધિપ્રાપ્ત યોગી હતા. તેમણે
લઘિમા–સિદ્ધિ દ્વારા કૂવાની અંદર જમીનમાં પ્રવેશ કરી
જળ પી લીધું અને નામદેવજી માટે જળ લઇ ઉપર આવ્યા.

પરંતુ નામદેવજીએ તે જળ પીધું નહિ. તે ભાવ-
મગ્ન બની કહેવા લાગ્યા કે “ શું મારા વિઠ્ઠલને મારી
ચિંતા નથી ? ” ભગવાન તો ભક્તની સેવાનો અવસર
શોધ્યા કરે છે; તો પછી આ વખતે શા માટે ભૂલી જાય ?
ભગવત્કૃપાથી કૂવો જળથી ઉભરાવા માંડયો. ભક્તના પ્રેમ-
બંધનનો પ્રભાવ જોઇને જ્ઞાનેશ્વર આશ્ચર્યચકિત બની ગયા.
તેમણે નામદેવને ભાનમાં આણ્યા અને ગાઢ આલિંગન
આપી, તેમની પ્રશંસા કરવા લાગ્યા. નામદેવે તેમનાં
ચરણોમાં પ્રણામ કર્યા. કેટલાક દિવસ પછી યાત્રા પૂરી
કરી તેઓ પાછા ફર્યા.

નામદેવ પોતાના પ્રાણથી વહાલા વિઠ્ઠલને ભેગા થયા
અને કહેવા લાગ્યા કે “મારા મનમાં ભ્રમ હતો તેથીજ
હું આપને માટે ઠેરઠેર ભટકાયો; પરંતુ ભગવન્ ! નિશ્ચય-
પૂર્વક કહું છું કે, પંઢરપુરના જેવું સુખ બીજે કયાંય
સ્વપ્નમાં પણ નથી. સંસારમાં અનેક તીર્થ છે પરંતુ મારું
મન તો ચંદ્રભાગાની તરફ લાગેલું રહે છે. આપના વિના
અન્ય દેવની પાસે પગે ચાલી જવાનું ઇચ્છતો નથી. મારા
કાન બીજા કોઇ દેવની પ્રશંસા સાંભળવા માગતા નથી.
જ્યાં આગળ ગરુડચિહ્ન સહિત ધ્વજાઓ નથી તે સ્થાન

કેવું ? જ્યાં આગળ વૈષ્ણવોનો મેળો ન હોય અને અખંડ હરિકથા ચાલતી ન હોય તે ક્ષેત્ર કેવું ? આ સર્વ બાબતો પંઢરપુરમાં વિઠ્ઠલજીના ચરણોમાં છે એટલા માટે હું આપના સિવાય બીજા કશાને જાણતો નથી. પરંતુ આપે મારા પર કૃપા કરી સર્વત્ર પંઢરપુર કરી દીધું અને યાદ કરતાંજ આપે દર્શન આપ્યા કર્યાં. ”

જ્ઞાનેશ્વરજીના સમાધિસ્થ થયા પછી ફરી એક વખત નામદેવજી ઉત્તરહિંદમાં ગયા હતા. નામદેવને વીસોબા ખેચર પાસેથી પૂર્ણજ્ઞાનનો બોધ થયો હતો તેટલા માટે તે તેમને પોતાના ગુરુ માનતા હતા.

નામદેવજીએ આયુષ્યનો પૂર્વાર્ધ પંઢરપુરમાં અને ઉત્તરાર્ધ પંજાબ આદિ પ્રાંતોમાં ભકિતનો પ્રચાર કરવામાં વીતાવ્યો હતો. તેમની ભકિત ઉચ્ચ કોટિની હતી.

ભગવાને આ ભકતને બહુજ દુર્લભ ગણાવ્યા છે, જે સર્વત્ર સર્વમાં ભગવાનનેજ દેખતા હતા. વાસ્તવમા તેજ મનુષ્ય ધન્ય છે કે જે સર્વત્ર ભગવદ્દર્શનનો અભ્યાસ કરે છે અને તેમાં સફળતા મેળવે છે. શ્રીનામદેવજીમાં આ સર્વત્ર ભગવદ્દર્શનની નિષ્ઠા ઘણાજ સારા સ્વરૂપમાં પ્રકટ હતી. તે જ્યાં રહેતા, જે કોઇ ચીજને જોતા, તેમાં તેમનું મન ભગવાન સિવાય કશું જોતું ન હતું, તેમના જીવનની આ વાતને પુષ્ટ કરવાવાળી ઘટનાઓમાંથી કેટલીક આ નીચે આપવામાં આવે છેઃ-

(૧) એક સમયે નામદેવજીની ઝુંપડીને આગ લાગી. આગ એક બાજુએ હતી. તે તો પ્રેમમસ્ત બની બીજી બાજુએ રાખેલી ચીજો ઉઠાવી ઉઠાવીને ફેંકવા લાગ્યા અને કહેવા લાગ્યા કે “ પ્રભુ ! ખૂબ આવ્યા. આજ તો લાલ જીભ કાઢીને આવ્યા છો ! પરંતુ એક તરફજ શા માટે આવ્યા ? એક તરફની ચીજોને આપે ગ્રહણ કરી તો બીજી બાજુની ચીજોએ શું પાપ કર્યું કે તે આપની

કૃપાથી વંચિત રહી? પ્રભુ! તેને પણ ગ્રહણ કરો." આમ કહી કીર્તન કરવા લાગ્યા અને નાચવા લાગ્યા. કેટલાક વખતે આગ શાંત પડી. નામદેવ ઘર વગરના થઇ ગયા. વર્ષાઋતુ હતી–ક્યાં રહે? ભગવાને પોતે જાતે મજૂર બની તેને છાયી દીધી. ત્યારથી એ પ્રભુ નામદેવજીની છાપરી છાવાવાળા બન્યા અને મશહુર થયા.

(૨) એક સમયે નામદેવજી કોઇ ગામમાં થઇ નીકળતા હતા ત્યાં એક સૂના મકાનમાં ઉતર્યા. તેમાં કોઈ બ્રહ્મરાક્ષસ રહેતો હતો. લોકોએ કહ્યું:–"મહારાજ! આ ઘરમાં રહેશો નહિ, તેમાં ભૂત રહે છે અને તે અધીં રાત્રે આવી આમાં રહેનારને મારે છે." પરંતુ નામદેવજી તો સર્વમાં ભગવાનને દેખતા હતા. તેમણે કહ્યું: "ભૂત તો મારા વિઠ્ઠલજ બન્યા હશે. તે તો નિર્ભયતાથી હસવા લાગ્યા અને ત્યાં રોકાયા. અધીં રાત્રિનો સમય થયો. ભૂત આવ્યો. તેનું શરીર ઘણુંજ લાંબુ પહોળું અને ચહેરો ભયાનક હતો. નામદેવજીએ તેને જોઇ ભગવદ્ભાવથી પ્રણામ કર્યા અને નીચેનું પદ ગાવા લાગ્યા અને કીર્તન કરતા નચવા લાગ્યા—

ભલે પધારો લંબકનાથ,
ધરની પાવ સ્વર્ગલાં માથ, જોજન ભર કે લાબે હાથ.
શિવ–સનકાદિક પાર ન પાવૈ, અનિગન સાજ સજાયે સાથ.
નામદેવકે તુમ હી સ્વામી, કીજે મૌકો આજ સનાથ.
જબ યહ પદ ગાવત ભયે તબ વહ પ્રેત તુરંત;
પાય ચતુર્ભુજ રૂપ તહેં ભયો વિકુંઠ વસંત.
(ભક્તમાળ શિવ મહારાજ કૃત)

પ્રેત તુરત અદૃશ્ય થયું અને ભગવાનસ્વરૂપ બની ગયું. નામદેવજીના મનમાં તો તે પહેલેથીજ ભગવાન હતા.

(૩) એક વખત નામદેવજી કોઈ એક જંગલમાં ઝાડના નીચે રોટી બનાવી રહ્યા હતા. રોટલીઓ બનાવી રાખી હતી અને તે લઘુશંકા કરવા ગયા. એટલામાં એક

કૂતરો આવ્યો અને મોંમાં રોટલીઓ લઇને દોડયો. એટલામાં નામદેવજી આવી પહોંચ્યા. સર્વમાં ભગવાનને જોવાવાળા ભકતશ્રેષ્ઠ નામદેવ ઘીની કટોરી હાથમાં લઈ બોલતા બોલતા કૂતરાની પછવાડે દોડ્યાઃ

"ભગવન્! રોટલીઓ ઘી વગરની છે, લૂખી છે, ચોપડેલી નથી. મને ઘી લગાડવા દો, પછી ભોગ લગાવો." ભગવાને કૂતરાનું રૂપ ત્યાગી દઇ શંખચક્ર ગદા ધારણ કરેલું પોતાના દિવ્ય ચતુર્ભુજ સ્વરૂપનું તેમને દર્શન કરાવ્યું.

નામદેવની ભકિત કેટલી ઉચ્ચ હતી તેનું અનુમાન ઉપર્યુક્ત ઘટનાઓથી થઈ જશે. અનેક લોકોને ભક્તિમાર્ગમાં લાવી વિ. સં. ૧૪૦૭માં ૮૦ વર્ષની ઉમ્મરે આ નશ્વર દેહ ત્યાગીને તેઓ પરમધામમાં પધાર્યા. મહારાષ્ટ્રમાં નામદેવજી વારકરી પંથના એક પ્રકારના સંસ્થાપક કહેવાય છે.

બોલો ભકત અને તેના ભગવાનની જય.

( "વિશ્વજ્યોતિ"ના એક અંક ઉપરથી )





# १६–भक्त माधवदास

( લેખકઃ—શ્રી. " પ્રેમી " )

સંતસેવક ભક્ત માધવદાસજી કા જન્મ સંવત ૧૫૮૦ મેં હુઆ થા. ભગવદ્ભક્ત સંતમહાત્માઓં કી સેવા કરના હી ઉનકે જીવન કા એકમાત્ર વ્રત થા. મહાપુરુષોં કે સમાગમ સે ઔર ઉનકે પવિત્ર ઉપદેશોં કે પ્રભાવ સે માધવદાસજી કા ચિત્ત ગૃહસ્થ સે વિરક્ત હો ગયા. ભક્તોં કો આપ હી સુઅવસર દે દેતે હૈં. ભક્ત માધવદાસજી કો ઘર કા બંધન થા, પરંતુ દૈવ-ઇચ્છા સે ઉનકી પત્ની કા દેહાંત હો ગયા. અબ આપ નિશ્ચિન્ત હો ગયે. ઘર કા ભાર પુત્ર કો સૌંપ આપ જગદીશપુરી કો ચલ પડે. પુરી મેં પહુંચ કર શ્રીજગદીશજી કે મંદિર મેં ગયે ઔર ભગવાન કે દર્શન કર પરમ પ્રસન્ન હુએ. વહાં સે સમુદ્ર-તટ પર આયે, ભોજન કા કોઇ પ્રબંધ નહીં થા. ભક્ત માધવદાસજી કો નિરાહાર તીન દિન બીત ગયે. ભક્ત કો ઇસકી કયા ચિંતા થી, વહ તો પ્રભુ કે પ્રેમ મેં મસ્ત સમુદ્ર કે કિનારે પડે થે, પર ભક્તવત્સલ પ્રભુ સે નહીં રહા ગયા; ઉન્હોંને અપને પ્રસાદ કા થાલ શ્રીલક્ષ્મીજી કે હાથ ભક્ત કે પાસ ભેજા. માધવદાસજી ને ભગવાન કી પ્રસાદી આદરસહિત ગ્રહણ કી, ઔર અપને કો કૃતાર્થ સમઝ કર ભગવાન કે ઉસ પ્રસાદ કો પ્રેમ સે ખા કર સંતુષ્ટ હો ગયે.

ઇધર ભગવાન કી પૂજા-આરતી કા સમય હુઆ. પૂજારિયોં ને દરવાજા ખોલા, પર ઉન્હેં ભગવાન કે સામને

પ્રસાદ કા થાલ નહીં મિલા. સબકો બડા આશ્ચર્ય હુઆ. ચારોં ઓર ખોજ હોને લગી. સારી પુરી કો ખોજને પર ભી થાલ કા પતા નહીં લગા. અંત મેં પંડે માધવદાસજી કી કુટી મેં પહુંચે. વહાં ઉન્હેં થાલ દિખલાયી દિયા. તબ તો ઉન્હીંકો ચોર સમઝ લે જા કર કાલ–કોઠરી મેં ડાલ દિયા ઔર બહુત માર મારી.

વહાં સે ભગવાન કી આરતી કરને કે લિયે પંડે મંદિર મેં આયે, પર વહાં કે દૃશ્ય કો દેખ સબ આશ્ચર્ય-ચકિત હો ગયે. ઉન્હેં મહારાજ કે વિગ્રહ પર સ્પષ્ટ ઘાવ લગે હુએ દિખલાયી પડે, સબમેં 'ત્રાહિ, ત્રાહિ' મચ ગયી, સબ ભગવાન કે મંદિરદ્વાર પર બૈઠ ગયે. સારી રાત બીત ગયી. અંત મેં એક પૂજારી કો સ્વપ્ન મેં દર્શન હુએ. ભગવાન ને કહા કિ 'માધવદાસ મેરા ભક્ત હૈ. ઉસકો જો ચોટ લગી વહ મુઝકો હી લગી હૈ. વહ થાલ તો સ્વયં મૈંને હી ભેજા થા. જાઓ, તુમ સબ ઉસકે ચરણોં મેં પડ કર અપને અપરાધ કો ક્ષમા કરવાઓ.' ફિર ક્યા દેર થી, સબ ભક્ત માધવદાસજી કે પાસ દૌડે ઔર જા કર ઉનકે ચરણોં મેં ગિર પડે. ભક્ત બડે દયાલુ હોતે હૈં; કોઇ કિતના હી અપરાધ ક્યોં ન કરે, વે ઉસકો ધ્યાન મેં ભી નહીં લાતે; ઉલટે પ્રભુ સે ઉસકે ભલે કી હી કામના કિયા કરતે હૈં. ભક્ત માધવદાસજી ભી ભગવાન કે સચ્ચે ભક્તોંમેંસે થે. ઉન્હોંને સબકો સાંત્વના દી ઔર બડે પ્રસન્ન હુએ. ઉસ દિન બડે સમારોહ સે સેભગવાન કી પૂજા કી ગયી.

માઘ કા મહિના થા. કડાકે કા જાડા પડ રહા થા, સબ ઘરોં મેં ઘુસ કર આરામ સે સો રહે થે, એક માધવદાસજી હી વસ્ત્રહીન થે. વે ઉસ અસહ્ય ઠંડ મેં બિના હી વસ્ત્ર કે જગદીશજી કે દ્વાર પર જા કર સો ગયે. ભગવાન સર્વાન્તર્યામી હૈં, પૂજારિયોં કો આજ્ઞા હુઇ કિ માધવદાસ બાહર પડે હૈં, ઉન્હેં હમારી રજાઈ ઉઢા દો.

પૂજારિયોં ને ઉસી સમય આજ્ઞા કા પાલન કિયા. રજાઈ ઓઢતે હો માધવદાસજી કા સારા જાડા ભાગ ગયા.

એક બાર માધવદાસજી કો રેચક રોગ હો ગયા. બાર–બાર દસ્ત હોને સે વહ વ્યાકુલ હો ગયે. ભક્ત કી સેવા મેં સ્વયં ભગવાન આ ઉપસ્થિત હુએ ઔર એક સાધારણ સાધુ કા વેષ ધર ભગવાન ને ઉનકી સેવા કી. થોડે દિનોં મેં હી ઉનકા રોગ મિટ ગયા.

ભક્ત માધવદાસજી નિત્ય ભીખ માંગા કરતે થે. ભીખમેં જો મિલતા, ઉસીમેં સંતુષ્ટ રહતે થે. પુરી મેં એક બડી કંજૂસ વૈશ્યકન્યા નિવાસ કરતી થી. માધવદાસજી જબ ઉસકે યહાં ભીખ માંગને જાતે તો વહ કિસી–ન–કિસી કામ કા બહાના કર ભીખ નહીં દેતી થી. એક દિન વહ ચૌકા દે રહી થી. દૈવાત્ ઉસી સમય માધવદાસજી પહુંચ ગયે ઔર ભીખ માંગને લગે. વૈશ્યકન્યા કો માધવદાસજી પર ક્રોધ આ ગયા, ઉસને ચૂલ્હા સાફ કરને કે ચીથડે કો હી ઉનકી ઝોલી મેં ડાલ દિયા. ભકત માધવદાસજી પ્રસન્ન હો ગયે. ઉન્હોંને ઉસ કપડે કો સમુદ્ર પર લા કર ધોયા ઔર ફિર ઉસકી બત્તી બના કર જલા દિયા. ઉસ કપડે કે સાથ હી ભકત કે પ્રભાવ સે ઉસ વૈશ્યકન્યા કી દુર્બુદ્ધિ ભી જલ ગયી. દૂસરે દિન ફિર માધવદાસજી ઉસીકે યહાં ભીખ કે લિયે ગયે. અબ તો વહ શુદ્ધ હો ચૂકી થી, દેખતે હી ચરણોં મેં ગિર પડી. માધવદાસજી ઉસકો સન્તોં કી સેવા કરને કા ઉપદેશ દેકર વહાં સે ચલે આયે.

માધવદાસજી કો પુરી મેં રહતે અનેક દિન બીત ગયે. એક દિન એક દિગ્વિજયી પંડિત પુરી મેં આયા. ઉસે અપની વિદ્વત્તા કા બડા અભિમાન થા. પુરીકે વિદ્વાનોં ને એક બડી સભા કર ઉસકો યહ લિખ કર દે દિયા કિ હમારે અંદર માધવદાસજી હી અધિક વિદ્વાન હૈ. વે હમ સબકો માન્ય હૈં, ઉનકા નિર્ણય હમેં સ્વીકાર હોગા. શાસ્ત્રાર્થ કા સમય નિયત હો ગયા, સમય પર વહ અભિમાની

પંડિત માધવદાસજી કે પાસ ગયા. ભક્ત માધવદાસજી કી કુટી પર લોગોં કી ભીડ જમા હો ગયી. સબ વિદ્વાન ભી વહાં જૂટ ગયે. શાસ્ત્રાર્થ મેં શર્ત રકખી ગયી કિ જિસકા પરાજય હો વહ તિરસ્કારપૂર્વક પુરી સે નિકાલ દિયા જાય. પર વાસ્તવ મેં ભક્ત માધવદાસજી વિદ્વાન ઔર શાસ્ત્રાર્થ કરનેવાલે પંડિતોં મેં નહીં થે, વે તો ભગવાન કે અનન્ય ભક્ત થે. પ્રભુ અપને ભક્તકા અપમાન કૈસે દેખતે ? ભક્ત કો ભગવાન કી સહાયતા મિલ ગયી. માધવદાસજી ને દિગ્વિજયી પંડિત કો પરાજિત કર દિયા. પુરીકી વિદ્વન્મંડલીને ઉસ દિગ્વિજયી પંડિત કો પુરી સે નિકાલ દિયા.

જીવન કે શેષ દિન ભક્ત માધવદાસજી ને સમુદ્રતટ પર હી બિતાયે. અંત મેં પુરી મેં હી અપને ઇસ પાંચભૌતિક શરીર કો ત્યાગ કર વે ભગવાન કે દિવ્ય ધામ કો સિધાર ગયે.

("કલ્યાણ" ના એક અંકમાંથી)





# ૧૭–સદાશિવેંદ્ર સરસ્વતી

(અનુવાદકઃ શ્રી. છગનલાલ હરિલાલ પંડ્યા બી. એ.)

શ્રીસદાશિવેંદ્ર સરસ્વતી એક એવા મહાત્મા થઇ ગયા છે કે જેમને લીધે ભારત ભૂમિને તીર્થરૂપ માની શકાય છે. માયામોહમાં ફસાયલાં પ્રાણીઓના ઉદ્ધારને માટે ભગવાનની અપાર કરુણામયી આજ્ઞાથી પ્રત્યેક યુગમાં કોઇ ને કોઇ અલૌકિક, શાન્તિશાળી મહાપુરુષ આ લોકમાં અવતાર ધારણ કરેજ છે અને તેઓ પોતાના ચરિત્ર તથા તપના પ્રભાવથી ઈશ્વરની સત્તા ઉપર મનુષ્યલોકનો વિશ્વાસ દૃઢ કરી જાય છે. એવા ચમત્કારી મહાપુરુષોમાં સદાશિવેન્દ્ર સરસ્વતી આદરપાત્ર છે.

## વિદ્યાર્થી અવસ્થા

આજથી લગભગ દોઢસો વર્ષ ઉપર ચોલમંડળમાં કાવેરી નદીના પવિત્ર તટ ઉપર આવેલા કરૂર ગામમાં એમનો જન્મ થયો હતો. તે વેળા અંગ્રેજી શાળાઓ કે કોલેજોનો પ્રચાર થયો ન હતો; એટલે લોકો પોતાનાં બાળકોને સંસ્કૃત ભણાવવા માટે પાઠશાળાઓમાં મોકલી આપતા હતા. તેવીજ રીતે સદાશિવેન્દ્રજીની શિક્ષા–દીક્ષા એક સંસ્કૃત પાઠશાળમાં થઈ. કાવેરીના તટ ઉપર તિરૂવશનલ્લુર નાગના ગામમાં એમનું પવિત્ર ગુરુકુલ આવેલું હતું. એ સમયે એ પાઠશાળામાં સારા સારા કુશાગ્ર બુદ્ધિવાળા વિદ્યાર્થી એકઠા થયા હતા. તેમાંની ત્રણ વ્યક્તિ તો દક્ષિણમાં ખૂબ પ્રખ્યાત થઇ છે. પહેલે નંબરે હતા રામભદ્ર દીક્ષિત. તેમણે "જાનકી પરિણય" નામનું નાટક

રચેલું છે. બીજે નંબરે સહપાઠી શ્રી વેંકટેશ હતા. તેમણે "આખ્યા–ષષ્ઠી" "દયાશતક" આદિ ગ્રંથોની રચનાથી અધ્યાત્મવેત્તાનું સમ્માનિત આસન પ્રાપ્ત કરેલું છે. ત્રીજા હતા મહાવૈયાકરણી ગોપાળ શાસ્ત્રી. તેઓ તો રોજ એ જ રટન કરતા કે: "महाभाष्यं वा पठनीयं महाराज्यं वा पालनीयम् ।" આમની સાથે ચોથે નંબરે હતા સદાશિવેન્દ્ર સરસ્વતી, જેમને લીધે આખા દક્ષિણ પ્રાન્તનું મસ્તક ઉંચું રહ્યું છે. એ ચારે વિદ્યાર્થી ચાર વેદ, ચાર મુક્તિના ભેદ અને સનકાદિ ચાર બાલબ્રહ્મચારીઓની સમાન, વિદ્યા, વિનય તથા તપથી સંપન્ન બનીને સંસારને આનંદિત કરતા, બીજના ચંદ્રની પેઠે પ્રતિપળ ઉન્નતિ પામવા લાગ્યા.

## ગૃહસ્થાશ્રમનો ત્યાગ

સદાશિવેન્દ્ર લગભગ બધાં શાસ્ત્રોના સારા જ્ઞાતા બન્યા. ન્યાયમાં તો એ ધુરંધર ગણાતા, એમનો વિવાહ બચપણથી થઇ ચૂક્યો હતો. કુટુંબીઓના આગ્રહથી એમને ગુરુકુળ છોડીને ઘેર આવવું પડયું, અને પોતાની ઇચ્છાથી વિરુદ્ધ ગૃહસ્થધર્મમાં ચિત્ત લગાડવું પડયું. ઘરમાં નવી દુનિયા અને નવો સમારંભ જોવામાં આવ્યો, આથી એ તો સ્વલ્પ કાળમાં જ બહુ ગભરાઇ ગયા. વૈરાગ્યનો તરુણારુણ સૂર્ય એમના નિર્મલ અંતઃકરણરૂપી ગગનમાં અદ્‌ભુત કાન્તિની સાથે ઉદય પામ્યો.

આથી એઓ, यदहरेव विरजेत तदहरेव प्रव्रजेत् એવી વેદ–પુરુષની આજ્ઞા અનુસાર, તેને યથાર્થ રૂપમાં પૂર્ણ કરવાના ઉદ્દેશથી, અનાયાસે જ બંધુઓની સાથેનો નાતો તોડીને ઘરમાંથી નીકળી ગયા. વર્ણાશ્રમની ઔપાધિક સીમાને ઓળંગીને એઓ સ્વલ્પ સમયમાં જ પરમહંસ દશાએ પહોંચી ગયા અને ખાવાપીવામાં સમતાનો વ્યવહાર ગ્રહણ કરીને દેહ–યાત્રાનો નિર્વાહ કરવા લાગ્યા. એમની ઉન્મત્ત તથા નિઃસ્પૃહી દશાને જોઇને લોકો એમને પાગલ અથવા ઢોંગી પણ કહેવા લાગ્યા. અજ્ઞાની

જન તો મોટા વિદ્વાનને એમ કહ્યાજ કરે છે, પણ સદા-
શિવના જેવા પૂરા આત્મનિષ્ઠ ઉપર આવી વાતોની કંઈ
અસર થાય એમ ન હતું.

## યોગશિક્ષા

હવે એમને યોગ શીખવાની ધૂન લાગી. આ ઇચ્છા
પૂર્ણ કરવા માટે એઓ બહુ દિવસ સુધી કોઈ સારો ગુરુ
મેળવવાની શોધમાં ફર્યા. અંતે એમને યોગીરાજ પરમ
શિવેન્દ્ર નામે પંડિતજી મળી ગયા. તેમણે એમની દશાની
પરીક્ષા કરી લીધી અને એમને એ વિદ્યાનું પાત્ર સમજી-
ને બહુ પ્રેમથી યોગવિદ્યાનું રહસ્ય સમજાવ્યું. સદા-
શિવેન્દ્રે થોડા જ સમયમાં યમ, નિયમ, આસન, ધારણા,
ધ્યાન, સમાધિ આદિ દ્વારા આત્મસાક્ષાત્કારનો આનંદ
પ્રાપ્ત કર્યો. યોગની કળામાં એમણે બહુ શીઘ્રતાથી પૂર્ણ
રીતે પ્રવીણતા પ્રાપ્ત કરી અને સદ્ગુરુની કૃપાથી હૃદય-
કમલ-કોશનું ઉદ્ઘાટન કરીને પરમ જ્યોતિનો સાક્ષાત્કાર
થવાથી એઓ સિદ્ધ દશાને પહોંચી ગયા. એમનો અભ્યા-
સ એટલો વધી ગયો કે હવેથી એ "સંયમી સાર્વભૌમ"
ને નામે ઓળખાવા લાગ્યા. ખાસઠ આર્યા છંદોમાં એમણે
એક નાનકડું "આત્મ-વિલાસ" નામનું કાવ્ય લખ્યું છે,
જેમાં અક્ષરે અક્ષરે એમની મસ્તી ટપકે છે, અને વાંચ-
નારની ખાત્રી થાય છે કે એમનું કહેવું કૃત્રિમ નથી
પરંતુ સાચા સાધુનું દિલ કેવું હોય છે તે પ્રકટ કરે છે.

## મૌન વ્રત

સદાશિવના ગુરુ પરમ શિવેન્દ્ર સ્વામીની પાસે સારા
સારા વિદ્વાનો દૂર દૂરથી દર્શન માટે આવતા હતા અને
એમની સાથે યોગવિદ્યા સંબંધી કંઇ કંઈ ચર્ચાઓ કરતા
હતા. સદાશિવ પણ એમની જોડે આવી ચર્ચામાં ભાગ લેતા,
અને અનેક પ્રશ્નો પૂછવા માંડતા જેના ઉત્તર દેવાને એ
વિદ્વાનો અસમર્થ નીવડતા. આ એમનો કુસંસ્કાર દિવસે

દિવસે વધતો ગયો, તેથી કેટલાક અસહિષ્ણુ પંડિતોએ એમના આવા વ્યવહારની વાત પરમ શિવેન્દ્રજીના કાન સુધી પહોંચાડી. એમને પણ સદાશિવનો આ સભ્યતા-રહિત વ્યવહાર અનુચિત લાગ્યો તેથી ક્રોધાવિષ્ટ થઇને એમણે સદાશિવને કહ્યું કે " શીખો છો યોગ, પણ તમારા જીવનમાં એનો ઉપયોગ કેમ કરતા નથી ? તમારી નિરંકુશ વાણીને શું તમે સંયમનું વ્રત શીખવી નથી શકતા ? "

સદાશિવના સાચા હૃદયની ઉપર આ શબ્દોનો વિચિત્ર પ્રભાવ પડ્યો. એ શબ્દ એમના હૃદયમાં જડાઇ ગયા. ગુરુભક્ત સદાશિવે ગુરુને શ્રદ્ધાપૂર્વક પ્રણામ કર્યા અને પોતાના અપરાધની ક્ષમા માગી. એટલાથી જ સંતુષ્ટ ન થતાં, નિર્મલ હૃદયે સદાશિવે ગુરુની આજ્ઞાનો આદર કરતાં કરતાં એવી ભીષ્મ પ્રતિજ્ઞા લીધી કે, **હવેથી મરણપર્યંત હું મૌન વ્રતમાંજ જીવન વિતાવીશ.** આવી પ્રતિજ્ઞા સાંભળીને ગુરુજી બિચારા બહુ દુઃખી થયા. સદાશિવને એમણે ઘણું ઘણું સમજાવ્યા અને એ પ્રતિજ્ઞાનો ત્યાગ કરવા કહ્યું, પરંતુ અહીં તો સદાશિવની જબાન બંધ થઈ ચૂકી હતી–જબાન પર પ્રતિજ્ઞાનું તાળું દેવાઇ ગયું હતું. તેથી આખરે આચાર્યને મૌન-યોગી થવાની અનુમતિ આપવી પડી, અને ત્યારથી સદાશિવ મૌન દશામાં ષડ્રિપુનું દમન કરતાં કરતાં–करतल भिक्षा-तरुतल वासः એ સૂત્રને અવલંબીને સુખમાં સમય વીતાવવા લાગ્યા.

પોતાના શિષ્યની આવી ઉન્નત દશા દેખીને પરમ શિવેન્દ્ર યોગી પ્રસન્ન થયા, પણ એમને એટલો ખેદ રહેવા લાગ્યો કે, મારા શિષ્યના જેવો હું સંયમ કરવાને સમર્થ ન બન્યો. એમની આ દશા નીચેના પદ્યમાંથી પ્રતીત થાય છેઃ—

उन्मत्तवत् संचरतीह शिष्यस्तवेति लोकस्य वचांसि शृण्वन्॥

खिद्यन्नुवाचास्य गुरुः पुराहो ह्युन्मत्तता मे न हि तादृशीति॥×

## ત્રણ માસની સમાધિ

મૌની થયા પછી સદાશિવેન્દ્ર પર મસ્તી અને નિરીહતાનો રંગ દિન પર દિન ઘેરો થતો ગયો. પોતે વનમાં તથા નિર્જન સ્થાનોમાં રહેવાનું અધિક પસંદ કરતા હતા. એવાં સ્થાનોમાં રહીને એઓ પોતાની સમાધિનો અભ્યાસ અધિકાધિક કરવા લાગ્યા. એક વાર એવું બન્યું કે પોતે કોડિમુડિ નગરની પાસે કાવેરીની ધારામાં એક નાની ટેકરી ઉપર કેટલાક દિવસથી રહેતા હતા. ઋતુ વરસાદની હતી. દૈવવશાત્ નદીમાં ભયંકર પૂર આવ્યું, જેથી કિનારા ઉપરનાં વૃક્ષ ઉખડી ગયાં અને આસપાસનાં ગામડાં તણાઈ ગયાં. સદાશિવ પણ નદીના પ્રવાહમાં તણાવા લાગ્યા અને પાણીના જોરથી આઘે જતાં જતાં કોઈ ઉંડા ખાડામાં ભરાઇ ગયા. આસપાસનાં ગામવાળાને આ જોવાથી ઘણો ખેદ થયો, પણ તેઓ સ્વામીજીને આ આપત્તિમાંથી બચાવી શક્યા નહિ. ત્રણ માસ બાદ નદીનો પ્રવાહ સૂકાઇ ગયો અને ગામના લોકો પોતાની ખેતીના કામ માટે નદીમાં નાના નાના કાચા કૂવા ખોદવા લાગ્યા. ખોદતાં ખોદતાં એક વ્યક્તિની કોદાળી કોઇ કઠિન પદાર્થ જોડે અથડાઇ. તેજ ક્ષણે તેણે કોદાળી બહાર કાઢીને જોયું તો તે લોહીથી ખરડાયેલી જણાઇ. બધા લોક આ જોઈ આશ્ચર્યમાં ડૂબી ગયા. પછી એમણે બધાએ મળીને તરતજ ઘણી સાવધાનીથી ધીમે ધીમે એ સ્થાન ઉપરની માટી હાથ વડે દૂર કરી. ત્યાં તો ત્રણ માસે સર્વને શ્રદ્ધાભાજન સ્વામી સદાશિવેન્દ્રનાં દર્શન થયાં! પોતે આનંદથી હાથપગ લાંબા કરીને, રેતીનું વસ્ત્ર ઓઢીને પૃથ્વી માતાની ગોદમાં સૂઇ રહ્યા હતા! જોવા-

× "તમારા શિષ્ય ઉન્મત્ત જેના આહીં સચરે છે." એવી લોકવાણી સાંભળીને ગુરુ ખિન્ન થઇને કહેવા લાગ્યા કે "અરે! મારી ઉન્મત્તતા તો એના જેવી છે જ નહિ."

વાળા તાજુબ બની ગયા, એકબીજાના મોં સામે જોવા લાગ્યા. સર્વેએ મળીને યોગીરાજનું સમાધિસ્થ શરીર પૃથ્વીના ગર્ભમાંથી બહાર કાઢયું. આ પરિશ્રમને પરિણામે યોગીરાજની સમાધિ ખુલી ગઇ અને પોતે કેમ જાણે મીઠી નિદ્રામાંથી ઉઠયા હોય તેમ આંખો ચોળતા ચોળતા ઉભા થઇ ગયા અને યથેચ્છ દિશાએ ચાલી નીકળ્યા.

× × × ×

## કેટલીક અસાધારણ ઘટનાઓ

(૧)

સદાશિવેન્દ્રનું જીવન અદ્દ્ભુત તથા અસાધારણ ઘટનાઓથી પરિપૂર્ણ છે. તેમાંની કેટલીકનો ઉલ્લેખ પાઠકવર્ગના કુતૂહલને દૂર કરવા માટે સંક્ષેપમાં આપવામાં આવે છે. આજકાલના યુક્તિવાદના જમાનામાં આવી ઘટનાઓનો સ્વીકાર કરતાં ઘણા જણ અચકાય છે. પરંતુ સદાશિવ જેવા યોગવિદ્યામાં પારંગત સાધુને માટે આવી વાતો કહી બતાવવાનું અસંભવ હોય છે.

(૧) કરૂર ગામની પાસે જ આ વાત બનેલી છે. ખેતરોમાં ધાન્ય પાકી ગયું હતું અને હુંડાં કાપીને ખેતરોમાં ભેગાં કરવામાં આવતાં હતાં. રાત્રે ચોર જતી વેળા ખેતરનો માલિક પોતાના તરફથી ખેતરોમાંના અનાજની રખવાળી માટે એક બે આદમી મૂકી જતો હતો. સમસ્ત જગત નિદ્રાદેવીની ગોદમાં નિશ્ચિંત આનંદ અનુભવી રહ્યું હતું. પરંતુ

या निशा सर्वभूतानाम् तस्यां जागर्ति संयमी ॥

એ પ્રમાણે સદાશિવ મધ્ય રાત્રિને સમયે આત્મ-ચિંતનની મસ્તીથાં ઘૂમી રહ્યા હતા. ઘૂમતા ફરતા થાકીને અનાજના ઢગલા પર જઈને સૂઇ ગયા. ખેતરના રક્ષકોએ તેમને ચોર ધારીને ખૂબ મારપીટ કરી, પણ તેની અસર એમના ઉપર જરાએ ન થઇ. પહેરાવાળાઓએ

ચેષ્ટા કરી, પરંતુ ધન્ય છે એ યોગબળને! એમનું કંઇજ ચાલ્યું નહિ! બધા પૂતળાં જેવા ઉભા રહી ગયા. ત્યાં તો થોડી વારમાં સવાર થયું. માર–પીટ કરવાનું તો બાજુએ રહ્યું, પણ પહેરેગીરો પોતાના સ્થાનેથી હાલીચાલીજ ન શકયા. દિવસ ચઢતાં આસપાસના ઘણા ખેડુતો ભેગા થઇ ગયા, અને તેઓ આ રખવાળોને સદાશિવ દ્વારા શિક્ષા પામેલા જોઇને ચકિત થઇ ગયા. માંહોમાંહે તેઓ સ્વામીજીના મહિમાનાં વખાણ કરવા લાગ્યા. લોકોની વાતોના અવાજથી યોગીરાજની સમાધિ ખુલી ગઇ, અને તેઓ ચુપચાપ ઉઠીને યથેષ્ટ દિશાએ ચાલ્યા ગયા!

× × × ×

(૨)

કોઇ કોઈ વાર મસ્તીમાં ઘુમતા ઘુમતા એઓ વસ્તીમાં પણ આવી જતા હતા. ગલીકુંચીઓમાંથી પોતે નીકળતા હોય ત્યારે બાળકો એમના ઉપર કાંકરાઓ ફેંકતાં, એમના વાળને તથા હાથપગની આંગળીઓને ખેંચતાં અને અન્ય ઉપદ્રવ કરીને ગેલ કરતાં. જે ભિક્ષા યોગીરાજ માગી લાવતા તે એજ બાલકોમાં પોતે વહેંચી દેતા! એક વાર બે ત્રણ બાળકોએ એમને આગ્રહપૂર્વક અરજ કરી કે "બાબા! આજ રાતે મદુરામાં વૃષભવાહનનો ઉત્સવ છે. અમને આ ઉત્સવ નહિ દેખાડો? સદાશિવના મનમાં એમ થયું કે બાળકોની આ વાત હસવા જેવી ગણીને ઉડાડી ન મુકાય તો ઠીક. એમના ભકિતભાવથી પોતે પ્રસન્ન થયા હતા, તેથી એમણે ઇશારો કર્યો કે તમારી આંખો બંધ કરી દ્યો, અને પછી પોતે બાળકોને પોતાને બે ખભે બેસાડયા. આંખો ખોલી ત્યાં તો બાળકોએ નૃત્ય–ગીત–વાદ્યથી ગુંજતા, ભકતોથી ભરેલા ભગવાન સુંદરનાથના મંદિરમાં પોતાને આવી પહોંચેલા જોયા. વાત કરી એટલામાં તો પોતે મદુરામાં આવ્યા છે એમ જોઇને બાલકો ચકિત થઇ ગયા. આ તે સ્વપ્ન

કે માયા કે ચિત્તભ્રમ ? એમાંનું શું હશે તે તેઓ નક્કી કરી શકયા નહિ. સદાશિવે સર્વને માટે પ્રસાદ આણી આપ્યો અને સૂર્યોદય થતા પહેલાં તો સૌને પોતપોતાને ઘેર પાછા પહોંચાડી પણ દીધા. ઘરવાળાં બધાં ગભરાઇ ગયાં હતાં. તેમને બાળકોએ આ આશ્ચર્યકથા કહી સંભળાવી અને પ્રમાણરૂપ પ્રસાદ પણ હાજર કર્યો. પછી કંઇ શંકા રહે?

એમ કહે છે કે, મહાશિવરાત્રિએ આ શિવભકત યોગિરાજ, રાતે કાશી, મદુરા, રામેશ્વર આદિ દિવ્ય ક્ષેત્રેમાં એકજ રાત્રિમાં ભગવાન શંકરનાં દર્શન કરી આવતા એમ તે તે સ્થળના નિવાસીઓએ જોયું હતું. એમના મહિમાનું વર્ણન કરવાવાળાઓ એટલે સુધી કહે છે કે, એઓ યોગબલથી યુરોપમાં તુર્કસ્તાન સુધી ફરી આવ્યા હતા !!

× × × ×

(૩)

એક મહામૂર્ખ બ્રહ્મચારી કાળા અક્ષરને કૂટી મારે એવા હતા, પણ સદાશિવની સેવા તનમનથી કરતા હતા. એમની સાચી શ્રદ્ધાભરેલી સેવાથી સદાશિવજી પ્રસન્ન થઇ ગયા. બ્રહ્મચારીએ પ્રાર્થના કરી કે મને પણ, બાળકોની પેઠે યાત્રાનું કષ્ટ ન પડે એમ, શ્રીરંગનાથજીનાં દર્શન કરાવો. સ્વામીએ તેને આંખો બંધ કરવાનો ઇશારો કર્યો. તેણે આંખો ખોલી તો પોતાને સદાશિવની સાથે ભગવાન રંગનાથના જ મંદિરમાં ઉભેલો જોયો ! કેટલીક ક્ષણ પછી સદાશિવ અંતર્ધાન થઇ ગયા. બ્રહ્મચારીએ મંદિરના ખૂણેખૂણા તપાસ્યા પણ ક્યાંય તે દેખાયા નહિ એટલે એ પગપાળા કરૂરની તરફ ચાલી નીકળ્યા અને કેટલાય દિવસે ત્યાં આવી પહોંચ્યા. આવતાંજ સ્વામીજીને સમાધિસ્થ જોઇને તેમને બહુ આનંદ થયો, અને તેમણે એ વિદ્યા શીખવવાની ભિક્ષા માગી. દયાવશ થઈ એ યતીન્દ્રે ધૂળમાં મંત્ર લખી દીધો, તેના અભ્યાસથી બ્રહ્મચારીમાં અદ્ભુત ચમત્કાર દેખાવા લાગ્યો, અને એ પ્રાન્તના લોકમાં સૌ

એમને સિદ્ધને નામે બોલાવવા લાગ્યા.

× × ×

કપાઈ ગયેલો હાથ ફરીથી જોડાઇ ગયાની એક અત્યંત અદ્ભુત ઘટના પણ એમના ચરિત્ર સાથે સંકળાયેલી છે. એક વાર મસ્ત સદાશિવજી ફરતા ફરતા કોઈ મુસલમાન જમીનદારના જનાનખાના તરફ પહોંચી ગયા. સૂર્યનું પણ દર્શન નહિ કરનારી પરદાનશીન બીબીઓના આવાસની અંદર એક અવધૂતને પેસતો જોઇ નવાબ સાહેબ જુસ્સાથી બહાર નીકળ્યા. ક્રોધના આવેશમાં અંધ બનીને તેમણે સદાશિવ પર તલવારનો પ્રહાર કર્યો તેને લીધે એમના એક હાથની આંગળી કપાઈ ગઇ. પરંતુ આ ઘટનાથી સદાશિવની મૌનવૃત્તિમાં કોઈ વિકાર થયો નહિ! એ તો એમ ને એમ ને ગજરાજની પેઠે નિર્વિકાર ભાવથીજ ધીમે ધીમે ત્યાંથી ચાલી ગયા ! એમની આવી મજબૂત હાલત જોતાં જ નવાબ સાહેબનો પિત્તો ઠંડોગાર થઈ ગયો અને પોતાની ભૂલમાટે એમને પશ્ચાત્તાપ થવા લાગ્યો. એમના મનમાં એવો જ નિશ્ચય થઇ ગયો કે, એ કોઈ સાચા ખુદાદોસ્ત ફકીર છે. તેથી પોતાનો ગુન્હો માફ કરાવવાની અને એમની બદદુવામાંથી પોતાને બચાવવાની એમને તાલાવેલી લાગી. તેથી એઓ છાયાની માફક એમની પાછળ પાછળ જવા લાગ્યા. આવી રીતે કેટલાક દિવસ નિરંતર પોતાની પાછળ તેમને ઘૂમતા જોઇને યોગિરાજે ઈશારાથી તેમ કરવાનું કારણ પૂછ્યુ. નવાબે દંડવત્ પ્રણામ કરીને પોતાના અપરાધની ક્ષમા માગી. નવાબથી પોતાની આંગળી કપાઇ છે એ વાત સાંભળીને યોગીરાજે તે ઉપર દૃષ્ટિ કરી, અને બીજે હાથે તે કપાયલો ભાગ ધોઇને, છૂટી પડેલી આંગળી પકડીને તેને સ્થાને તેને જોડી દીધી ! આ અદ્ભુત ઘટના દેખતાં જ નવાબ સાહેબ ક્ષમા માટે અતિશય આજીજી સાથે પ્રાર્થના કરવા લાગ્યા. અંતે યોગીન્દ્રે તેમને ક્ષમાનું દાન દીધું અને

પોતે યથેચ્છ દિશાએ ગમન કર્યું.

આ આશ્ચર્યભરેલી ઘટના એટલી પ્રસિદ્ધ છે કે એનું વર્ણન શૃંગેરી મઠના વિદ્વાન્ શંકરાચાર્ય શ્રીનૃસિંહ ભારતી સ્વામીએ સ્વનિર્મિત "સદાશિવેન્દ્ર સ્તુતિ" નામના કાવ્યમાં નીચે પ્રમાણે કર્યું છેઃ—

योऽनुत्पन्नविकारो बाहौ म्लेच्छेन च्छिन्नपतितेऽपि।
अविदितममतायास्मै प्रणतिं कुर्मः सदाशिवेन्द्राय॥
पुरा यवनकर्तनस्रवदमन्दरक्तोऽपि यः
पुनः पदसरोरुहप्रणतमेनमेनोनिधिम्॥
कृपापरवशः पदं पतनवर्जितं प्रापयत्।
सदाशिवयतीद् स मय्यनवधिं कृपां सिञ्चतु॥

અર્થઃ—કોઈ મ્લેચ્છે પોતાના હાથની આંગળી પર કાપ મૂકયાથી તે છિન્ન થયા છતાં જેમને જરાએ વિકાર ઉત્પન્ન થયો ન હતો એવા મમતારહિત સદાશિવેંદ્રને હું પ્રણામ કરું છું.

અગાઉ કોઈ યવનના પ્રહારને લીધે જેમને લોહી બહુ નીકળતું હતું, છતાં જેમણે, તે પાપીએ કરેલા પાદ-પ્રણામથી કૃપાવશ થઈને તેને ક્ષમા આપી હતી તે સદાશિવ યતિરાજ મારા ઉપર અનવધિ કૃપા કરો.

× × ×

(૪)

જેવી રીતે સદાશિવેન્દ્ર, શ્રી શંકરાચાર્યની સર્વથી મોટી ગાદીના આચાર્યના ભક્તિભાજન બન્યા, એવીજ રીતે એઓ દાક્ષિણાત્ય રાજાઓ દ્વારા પણ બહુ સમ્માનિત થયા હતા. નવસાલ રાજ્યના અધીશ્વર મહારાજ વિજય રઘુનાથ તોંડમાને તો લગભગ આઠ વર્ષ સુધી એમની સેવા અપૂર્વ શ્રદ્ધાથી કરી હતી. યોગીરાજે પ્રસન્ન

થઇને એમની પ્રજાના રંજન માટે કેટલાક ઉપાય રેતીમાં લખી દીધા હતા અને બીજી વાતો જાણવા માટે પોતાના સહપાઠી ગોપાલશાસ્ત્રીનું નામ સંકેતથી બતાવ્યું હતું. એ શાસ્ત્રીના વંશજો હજી સુધી ત્યાં રાજગુરુ તરીકે પૂજાય છે. આ રાજ્યમાં સદાશિવજીના ઉપદેશ અનુસાર શારદા-નવરાત્રિ મહોત્સવ, દક્ષિણામૂર્તિ પૂજા વગેરે બહુ ઠાઠમાઠથી હજી ચાલે છે. દક્ષિણામૂર્તિની પાસે જ પૂજાનાં પ્રધાન દ્રવ્યોમાં, જે રેતી ઉપર યોગિરાજે ઉપદેશ લખી દીધો હતો તે પ્રતિષ્ઠા સહિત રાખવામાં આવે છે, અને તેની પણ પૂજા થાય છે.

આજકાલની શિક્ષા-દીક્ષાના પ્રકાશમાં યોગીરાજનું ચમત્કારયુક્ત જીવન અસંભવ ઘટનાઓથી પૂર્ણ જણાય એવું છે. આ સમયનુ એક મહાવાક્ય એવું છે કેઃ— **प्रकृतिरेव परं ब्रह्म ॥** પરંતુ સદાશિવનું જીવન "નેચર-સ્ટડી"ની કસોટી ઉપર કસવા જેવી વસ્તુ નથી. એ તો ભારતના યોગબળનો એક એવા કાળનો નમુનો છે કે જ્યારે આપણો દેશ આપણું સર્વસ્વ તથા સર્વ વિશેષતાઓ લગભગ ખોઈ બેઠો હતો. સિદ્ધ લોક અંતર્મુખ હોય છે. એમનાં સર્વ રહસ્યોને આપણે સાંસારિક દૃષ્ટિવાળા લોક કેવી રીતે સમજી શકીએ ? એ હોય છે આત્મારામ; અને આપણે તો છીએ ઇન્દ્રિયોને વેચાયલા દાસ. એ પોતાના અંતઃકરણમાં દેદીપ્યમાન પરમજ્યોતિને યોગ-કલાથી પ્રત્યક્ષ દેખી પ્રસન્ન રહે છે; અને આપણે ગલીકુંચીઓમાં ચમકતી વીજળીની રોશનીના ઝળહળાટમાં સાયન્સની ઉન્નતિ સમજીને સંતુષ્ટ રહીએ છીએ. એઓ સાત્વિક આહાર, યમ, નિયમ, ધ્યાન, ધારણા આદિ દુષ્કર સાધનોથી ઇંદ્રિયોનું દમન કરે છે ત્યારે આપણે તમોગુણી અને માદક વસ્તુઓના સેવનથી વધતી બુરી વાસનાઓના ઈશારા પર નાચીએ છીએ ! જ્યાં આટલું પ્રત્યક્ષ અંતર છે ત્યાં આવી વાતોને માટે વિશેષ આશ્ચર્યનું સ્થાન છેજ નહિ. એવાજ આત્મારામ સિદ્ધ

પુરુષોમાં યોગીરાજ સદાશિવ અગ્રગણ્ય થઇ ગયા છે એમ કહેવામાં કોઇ અતિશયોક્તિનો દોષ આવે એમ નથી.

આવી રીતે પરમાત્મધ્યાનમાં રમી રહેલા આ મૌન-વ્રતી યોગીએ ચિરકાળ સંસારને યોગવિદ્યાના અદ્ભુત ચમત્કાર દર્શાવી લીલાનો ઉપસંહાર કરવાની ઉત્કટ ઇચ્છા પ્રકટ કરી, અને કહ્યું કે "જ્યેષ્ઠ શુક્લ દશમીને દિવસે આ પંચભૌતિક શરીરનો ત્યાગ કરી હું બ્રહ્મ સાયુજ્યની પ્રાપ્તિ કરવા ચાહું છું. એજ દિવસે કાશીથી એક બ્રાહ્મણ બાણ-લિંગ લઇને આવશે. એ લિંગની સ્થાપના મારી સમાધિની સમીપ એક મંદિરમાં કરાવવી." એ પ્રમાણે નક્કી કરેલી તિથિએ કાશીથી બાણ-લિંગ આવી ગયું અને સર્વના દેખતાંજ મૌન યોગી શ્રીસદાશિવેન્દ્ર સરસ્વતીએ અંતિમ સમાધિ લઈ લીધી. જીવનમુક્ત યોગીરાજે માત્ર નેરૂર ગામમાંજ નહિ પણ ભિન્ન ભિન્ન ત્રણ સ્થાનમાં એકજ કાળે, તે તે સ્થાનના નિવાસીઓની રૂબરૂ સમાધિ લઇ શરીરત્યાગ કર્યાનુ કહેવાય છે. એ વાતનું સમર્થન નૃસિંહ ભારતી સ્વામીના નીચેના શ્લોકથી થાય છેઃ—

**त्रिविधस्यापि त्यागं वपुषः कर्तुं स्थलत्रये य इह।**
**अकरोत् समाधिमस्मै प्रणतिं कुर्मः सदाशिवेन्द्राय ॥**

(સ્વશરીરનો ત્યાગ ત્રિવિધે ત્રણ સ્થળે સમાધિ લઇને જેમણે કર્યો તે સદાશિવેન્દ્રને હું પ્રણામ કરૂં છું)

પરંતુ આ ત્રણેમાં નેરૂરની જ સમાધિ દક્ષિણમાં પ્રસિદ્ધ છે. એ સ્થાનમાં આજસુધી પણ નવસાલના રાજા તરફથી નિત્યનૈમિત્તિક પૂજા, પક્ષોત્સવ, માસોત્સવ અને વાર્ષિકોત્સવ આદિ બહુ ધામધૂમથી થયે જાય છે.

વાસ્તવિક રીતે એમના જન્મથી દક્ષિણ પ્રદેશનું મસ્તક ઉંચું રહ્યું છે. એમનું નામ દાક્ષિણાત્ય લોક બહુ પ્રતિષ્ઠાની સાથે લે છે. જગદ્ગુરુ શ્રીશંકરાચાર્ય સચ્ચિદા-નંદ નૃસિંહ ભારતી સ્વામી આ યોગીન્દ્રના મોટા

હતા તે, એમનાં ઉપર ટાંકેલાં પદ્યોથી સ્પષ્ટ થાય છે. સદાશિવેન્દ્રના મહિમાનું આ ઉજ્જ્વલ ઉદાહરણ છે.

## શ્રી સદાશિવે રચેલા ગ્રંથો

એમણે અનેક ગ્રંથ રચ્યા છે તેમાં "બ્રહ્મતત્ત્વ પ્રકાશિકા" નામની બ્રહ્મસૂત્રો ઉપર લખેલી વૃત્તિ બહુ ઉત્તમ છે. તેમાં પ્રત્યેક સૂત્ર સાથે પૂર્વપક્ષનું નિરૂપણ કર્યા બાદ સૂત્રસંગતિ, અધિકરણસંગતિ, પાદસંગતિ ઈત્યાદિ વિષયોનું નિરૂપણ કરવામાં આવ્યું છે, તેથી ભગવાન શ્રી શંકરના ભાષ્યનો નિગૂઢ અર્થ પણ વિશદ રૂપમાં પ્રકટ થાય છે.

વળી એમણે યોગસૂત્રો પર "યોગ સુધાકર" નામની વૃત્તિ રચી છે. તેનાથી યોગશાસ્ત્રમાંનાં અનેક રહસ્યોનું જ્ઞાન સહેલાઇથી મળી શકે છે. આવા ગ્રંથોના રચનાર તરીકે સ્વામી સદાશિવેન્દ્ર કેવલ સિદ્ધજ નહોતા પરંતુ વૈજ્ઞાનિક તથા પરમ દાર્શનિક પણ હતા, એમ કહી શકાય છે.

આ ઉપરાંત "ઉપનિષદ્દીપિકા," "આત્મવિદ્યાવિલાસ," "અદ્વૈતરસમંજરી," "બોધાર્ય," "સિદ્ધાન્તકલ્પવલ્લી" આદિ બીજા પણ અનેક વેદાન્તવિષયના નાના મોટા ગ્રંથરત્ન યોગીરાજની ગંભીર તથા વિદ્વત્તાપૂર્ણ લેખિનીમાંથી ઉત્પન્ન થયા છે. એમની સંપૂર્ણ સૂક્તિઓ બ્રહ્માનંદના મધુર સ્રોતરૂપ છે. તે વાંચનારના હૃદયમાં માત્ર તેના પઠનથીજ પાર્થિવ ભોગ ઉપર અરુચિ, આત્મતત્ત્વનો સાક્ષાત્કાર અને કોઇ અપૂર્વ રસનો આવિર્ભાવ થાય છે. સહૃદય પાઠકોને આ મહાત્માની બે ત્રણ સુભાષિત પદ્યાવલિ ભેટ કરીને આ પવિત્ર કથા સમાપ્ત કરવામાં આવે છેઃ-

संत्यज्य शास्त्रजालं संव्यवहारं च सर्वतस्त्यक्त्वा ।
आश्रित्य पूर्णपदवीमास्ते निष्कंपदीपवद् योगी ॥

वैराग्यविपुलमार्गे विज्ञानोद्दामदीपकोद्दीप्तम् ।
आरुह्य तत्त्वहर्म्यं मुक्त्या सह मोदते यतिराट् ॥
आशावसनो मौनी नैराश्यालंकृतः शान्तः ।
करतलभिक्षापात्रस्तरुतलनिलयो मुनिर्जयति ॥*

( "કલ્યાણ" ના એક અંક પરથી "શારદા" માસિકમાંનો અનુવાદ)



---

* શાસ્ત્રજાળને ત્યજી દઈને, સંસારના વ્યવહારથી સર્વ પ્રકારે અનગ થઈને, પૂર્ણપદવી પામેલો યોગી નિષ્કમ્પ દીપવત્ વિરાજે છે. વિજ્ઞાનરૂપી પ્રબળ દીપ વડે પ્રકાશિત વૈરાગ્યરૂપી વિપુલ માર્ગવાળા તત્ત્વરૂપી પ્રાસાદમાં પહોંચીને યતિરાજ મુક્તિ સાથે આનંદ અનુભવે છે

દિશારૂપી વસ્ત્રવાળા ( દિગંબર ), મૌની—નૈરાશ્યથી અલંકૃત, શાન્ત, કરતલનેજ ભિક્ષાપાત્ર બનાવનાર, તરુતલે વસનાર મુનિનો સદા જય હો.

# ૧૮–ભક્ત મીઠો ઢાઢી

(લેખકઃ–શ્રી. દયાશંકર ભ. કવિ)

ગુપ્ત રાજાઓના સમયમાં એક વખત આખાયે હિંદુસ્તાનમાં પ્રસરેલા વૈષ્ણવ વિચારોને મરણતોલ અવસ્થામાંથી બચાવી હૃષ્ટપુષ્ટ કરવાનો યશ ખરેખર દક્ષિણ-હિન્દનેજ ઘટે છે. ઈશુ ખ્રિસ્તના બારમા સૈકામાં શ્રી. રામાનુજાચાર્ય થયા. એમણે પ્રેમભક્તિનાં રહસ્યો પ્રકટાવ્યાં અને વિશિષ્ટાદ્વૈતનું વેદાન્ત ઉપદેશ્યુ. શ્રી રામાનુજાચાર્યના થયા પછી લગભગ દોઢસો વર્ષે શ્રી મધ્વાચાર્ય થયા. તેમના સિદ્ધાન્તોમાં કેટલેક ઠેકાણે શ્રીરામાનુજાચાર્યના સિદ્ધાંતો કરતાં ફેર હતો; છતાં પ્રેમ અને ભક્તિનાં મૂળ તત્ત્વો સંબંધી વિચારમાં એકતા હતી. પ્રેમભક્તિના શ્રદ્ધા અને આશાજનક સિદ્ધાંતોમાં લોકહૃદય ઠર્યું. પ્રેમ હૃદયને પ્રોત્સાહિત કરે છે; જીવને હૂંફ આપે છે; નિરાશાને દૂર ફગાવી આશા પ્રેરે છે; અજબ ઉષ્મા ભરે છે અને જીવને સદૈવ ઉલ્લસિત રાખે છે.

શ્રીરામાનુજાચાર્ય, મધ્વાચાર્ય અને છેલ્લે શ્રીવલ્લભાચાર્યે ભક્તિભાવનો જે પ્રબળ પ્રવાહ વહેવરાવેલો તેની અસર સારાયે હિન્દુસ્તાનમાં ચોમેર પ્રસરી રહી હતી. જેમ દક્ષિણહિંદમાં સંત તુકારામ, જ્ઞાનદેવ આદિ પ્રતાપી ભક્તો પ્રકટ્યા, તેમ ઉત્તર હિંદમાં સૂરદાસ, કબીર આદિ ભક્તો પેદા થયા. પૂર્વહિંદમાં શ્રી ચૈતન્યદેવ પ્રકટ્યા. પશ્ચિમ હિંદ પણ એવા ભક્તોથી કાંઇ વંચિત રહ્યું નથી. નાગર નરસિંહ મહેતો, ભોજો ભક્ત, મીરાંબાઇ આદિ સંત-

ભકતોના નામથી ગુજરાતી ગિર્વાણ હિંદમશહૂર થયુ છે.

આ ભકિતભાવના પ્રબળ પૂરમાં એકલા હિંદુઓજ ડૂબ્યા હતા એમ નથી, પરંતુ કબીર, રહીમ, નઝીર, મુબારક, વગેરે અનેક મુસ્લીમ સંતો એ 'ભક્તિભાવથી ભીંજાયા હતા.' આ મહાપુરુષોને ભેદભાવ ન હતો; કારણ કે મુસ્લીમ સૂફીવાદની ફિલસૂફી અને આર્યની પ્રેમ-ભકિતનાં તત્ત્વોમાં બહુ અંશે સામ્ય છે. બંનેમાં જીવાત્મા–પરમાત્માની ભાવના સંબંધી એકતા છે. બંનેમાં ભકિતની તન્મયતા અને ગૂઢ મસ્તીની ધ્યાનનિમગ્નતા તેમજ વિચારલીનતાનુ સરખાપણું છે. બને ક્રિયા અને કર્મકાંડ પ્રતિ ઉપેક્ષાની દૃષ્ટિએ જુએ છે.

"હરિ વેણુ વાય છે રે હો વનમાં" એ ગુજરાત કચ્છ કાઠિયાવાડની શેરીએ શેરીએ હંજીયે સંભળાતી અને સાધુ-સંતની મંડળીઓમાં પ્રેમપૂર્વક લલકારાતી ગરબીનો રચનાર ભકતકવિ મીઠો જાતે ઢાઢી મુસલમાન કોમનો હતો અને સંવત ૧૮૫૦–૬૦ ના અરસામાં કાઠિયાવાડના લીંબડી શહેરમાં જન્મ્યો હતો. તેના પિતાનુ નામ સાહેબો હતું. જેમ કબીર વણકર મુસલમાન હતો છતાં જેમ તેને વૈષ્ણવ ધર્મની લગની લાગી હતી, તેમ મીઠો પણ ચૂસ્ત વૈષ્ણવ હતો. વૈષ્ણવ ધમ ઉપરની સુદૃઢ આસ્થા, ઈશ્વર પ્રતિ અચળ વિશ્વાસ અને દૃઢ નિશ્ચયાત્મક ભકિતને લીધે જન્મથી મુસલમાન છતાં કૃષ્ણભક્તનું અતિ સ્તુત્ય ઉપનામ તેણે પ્રાપ્ત કર્યું હતું.

ભકત મીઠાએ સંવત ૧૯૨૮ માં દેહોત્સર્ગ કર્યો છે, એટલે હજી લગભગ પાંસઠ વર્ષ જ એ ભકતને થઈ ગયાને થયાં છે છતાં તેના જીવનનો ઇતિહાસ પરિપૂર્ણ મળી શકતો નથી. ભકત મીઠાનુ જીવનવૃત્તાંત એકઠું કરવાને લીંબડીના જાણીતા કવિ ભવાનીશંકર નરસિંહરામે અત્યંત પ્રયાસ કર્યા હતા, પણ તેમાં નિષ્ફળતા મળી હતી. કવિ ભવાનીએ એકત્ર કરેલી માહિતીથી એ ભક્તના

સંબંધમાં ફક્ત એટલુંજ જાણવાને મળે છે કે, તેને સંતાનમાં એક પુત્ર અને પુત્રી હતાં. પુત્રનું નામ ખીમદાસ હતું. તેનામાં કવિત્વશક્તિ કે પ્રભુભક્તિ ન હતી. ભક્તની દીકરીનું નામ જાણવામાં નથી, પણ તેને રાજસીતાપુર પરણાવી હતી. કવિ ભવાની, ભક્તની દિકરીને મળ્યા હતા; પણ ત્યારે તે એકદમ વૃદ્ધ હતી. તેના કાન બહેરા થઇ ગયા હતા અને આંખોનું તેજ ઓછું થઇ ગયું હતું એટલે કવિ ભવાનીને સતત પ્રયાસ છતાં ભક્ત મીઠાના કાવ્ય કે તેના જીવન સંબંધી કાંઇ હકીકતનો પત્તો લાગ્યો ન હતો. પ્રમાણભૂત જીવનચરિત્રના અભાવે અન્ય ભક્તના ચરિત્ર સાથે જેમ લૌકિક અને અલૌકિક પ્રસંગો સંકળાયેલા હોય તેમ અહીં પણ છે. એટલે ભક્ત મીઠાના જીવન સાથે સંકળાયેલા પ્રસંગોજ આપી સંતોષ માનવો પડે છે.

ભક્ત મીઠો અયાચક વૃત્તિનો અને ઉદાર બુદ્ધિનો હતો. તેની જાતના લોકો ઢાઢી, મીર વગેરે રાજરજવાડાઓમાં ગીતો ગાઇ અને વખાણ કરી પોતાનું જીવન ગાળે છે. પરંતુ આપણા ભક્ત કવિ મીઠાને તો હરિભક્તિ વગર બીજા કશાનો ખ્યાલજ નહોતો. પોતે શ્રીકૃષ્ણ પ્રભુનો પરમ ઉપાસક હતો એટલે પોતાના ઇષ્ટદેવના ગુણાનુવાદ સિવાય તે અન્યના ગુણ કદી ગાતો નહિ. ભક્ત મીઠાની આવી ભીષ્મ પ્રતિજ્ઞા તે વખતના લીંબડીના મહારાણા શ્રીહરભમજી ઉર્ફે ના જાણવામાં આવી. લીંબડીનરેશ મહારાણાએ પોતાની તારીફ કરવાને ભક્તને ઘણો મનાવ્યો અને તાવ્યો, પણ ભક્તે તો ચોખ્ખું જણાવી દીધું કે, "મ્હારો ઠાકોર કે મહારાણો દેવાધિદેવ શ્રી મોહનજી છે. હું તેના ગુણાનુવાદ ગાવાનેજ સરજાયેલો છું, અન્યના ગાવા માટે નહિ." ભક્તના આવા નીડર ઉત્તરથી લીંબડીનરેશ પ્રસન્ન થયા અને ભક્તને ધન્યવાદ દીધો.

× × ×

એક સમયે લીંબડીથી છ સાત માઇલ દૂર આવેલા સમલા ગામમાં કોઇ એક હરિભક્તે લોકોના કલ્યાણ અર્થે

પ્રભુનામનું સંકીર્તન કરવાને ભક્તોનો મોટો મેળો કર્યો. અન્ય ભક્તજનોની માફક ભક્ત મીઠાને પણ પોતાને એ મેળામાં જવાનું નિમંત્રણ મળ્યું હતું.

ભક્ત પોતાની મંડળી સાથે ત્યાં જવાને તૈયાર થયા, પણ કોઈ દ્વેષી જનના કહેવાથી ભક્તની પરીક્ષા કરવા લીંબડીનરેશે તેમને ત્યાં જવા ન દેતાં ઘોડાહારની એક કોટડીમાં પૂર્યા અને ઠાણીઆઓને શરત રાખવાનુ ફરમાન કર્યું.

ઠાણીઆઓ કોટડીને એક મજબૂત તાળુ વાસી સમલા ભજન સાંભળવા ગયા. ત્યાં જઈ જોયુ તો ભક્ત મીઠાને તો પોતાની મંડળીમાં બેસી ભજન ગાતાં જોયા. ભક્તનુ શરીર અબીલ ગુલાલથી છવાઈ રહ્યું હતું. આ દૃશ્ય જોઈ ઠાણીઆઓને અતિશય આશ્ચર્ય થયું.

ઘોડાહારની કોટડીએ વાસેલ તાળું તોડી ભક્ત નાસી આવ્યો હશે તો રાજા આપણા ઉપર ગુસ્સે થશે અને સખ્ત સજાને પ્રાપ્ત થઈશું એવા ભયથી ઠાણીઆઓ તુરત લીંબડી પાછા ફર્યા; અને રાજાને સર્વ હકીકતથી વાકેફ કર્યા. લીંબડીનરેશ પણ તે હકીકત સાંભળી આશ્ચર્ય પામ્યા; કારણ કે પોતાની રૂબરૂમાંજ ભક્તને કોટડીમાં પૂરવામાં આવ્યા હતા અને મજબૂત ખંભાતી તાળુ વાસવામાં આવ્યું હતું.

રાજાએ તુરત જ પોતાની રૂબરૂમાં કોટડીનુ બારણું ખોલવાને ફરમાવ્યું. દ્વાર ખોલતાં સમલાની ભજન મંડળીમાં જે સ્થિતિમાં મીઠા ભક્તને ઠાણીઆઓએ જોયા હતા તેજ સ્થિતિમાં ઘોડાહારની કોટડીમાં ભક્ત જોવામાં આવ્યા. અને અહીં પણ ભક્ત અબીલગુલાલથી ઢંકાઈ ગયેલા હતા. રાજાને ભક્તનો પ્રતાપ સમજાયો અને ભક્તની નિર્ભત્સના કરવા માટે ક્ષમા યાચી. ભક્તના મનથી ક્ષમા માગવી કે આપવી તે કાંઈ હોતું નથી. ભક્તને સુખદુઃખ કે માન-અપમાન હોતું નથી. ભક્ત મીઠો પણ

ભક્ત હતો. હરખ, શોક કે વૈરબુદ્ધિનો તેનામાં અભાવ હતો. ભક્ત તો ઉલટા રાજાને આશીર્વાદ આપી હરિગુણ ગાતા ગાતા પોતાની ખત્રીવાડમાં આવેલ મઢુલીએ ગયા.

ભાલના કોઇ એક ગામના પટેલ ભક્તે સાધુ–સંતોનો વૈશાખી પૂર્ણિમા ઉપર એક મોટો મેળો કર્યો હતો. ભક્ત મીઠો પણ તે સાધુસંતના મેળામાં ભાગ લેવા ગયો હતો. મેળો ખલાસ થયો અને સૌ સૌને ઠેકાણે જવા લાગ્યા. ભક્ત મીઠો પણ લીંબડી આવવા નીકળ્યો. અર્ધા રસ્તે નિર્જળ સ્થળે બે–ચાર વટેમાર્ગુઓનો ભક્તને ભેટો થયો. વટેમાર્ગુઓએ પણ ભક્તનું નામ સાંભળ્યું હતું અને જ્યારે તેઓના જાણવામાં આવ્યું કે, રસ્તામાં સામો મળનાર પથિક અન્ય કોઈ નહિ પણ ભક્તરાજ પોતે છે ત્યારે તેઓ તત્કાલ તેમની પાસે ગયા અને એકાદ ભજન–કીર્તન સંભળાવવાને વિનંતિ કરી.

ભક્ત મીઠાને ચૈત્ર–વૈશાખના પ્રખર તાપથી અત્યંત તૃષા લાગી હતી, તેમજ શ્રમિત પણ થયા હતા. પણ ભજન સંભળાવવાનો તેઓ અનાદર ન કરી શકયા. પ્રભુ-ભજન કરવા લાગ્યા અને શ્રમ તથા તૃષાને ભુલી ગયા; પણ તૃષાને લીધે રાગ બેસૂરો થવા લાગ્યો. આ વખતે એક વૃદ્ધ ખેડુતે નિર્જન અરણ્યમાં મીઠાને પાણી પાયું. ભજન પૂર્ણ થતાં સૌ સૌને રસ્તે પડયા; પણ 'આવા નિર્જન અરણ્યમાં મારી તૃષા છીપાવનાર પ્રભુ વિના બીજું કોણ હોય?' એવો વિચાર આવતાં આપણા ભક્ત તે ખેડુતની શોધમાં નીકળ્યા. ખેડુત કયાંય નજરે ન પડયો. એટલે ભક્તે વિરહોદ્‌ગારભરી વાણીથી આખુંયે અરણ્ય ગજાવી મૂક્યું. પ્રભુએ સાક્ષાત્ દર્શન દીધાં. વર માગવાનું કહેતાં ભક્ત મીઠાએ શ્રીપ્રભુના ચરણકમળમાં અચળ ભક્તિ માગી.

અનન્ય ભક્તિ પરિપકવ થયે જ્ઞાનમાં પરિણમે છે. જ્ઞાનાવસ્થામાં અમુક જ દેવદેવીની આરાધના કે સેવા–પૂજા હોતી નથી. પરંતુ એવા જ્ઞાની પુરુષોને સર્વવ્યાપક પરબ્રહ્મ-જ દૃષ્ટિએ પડે છે. ભક્ત મીઠો પણ અંતિમ અવસ્થામાં

જ્ઞાનદશાને પામ્યો લાગે છે અને તે દશામાંજ તેણે જ્ઞાન-વિષયક પદો રચેલાં હોવાં જોઇએ.

નવરાત્રિમાં એક રાત્રિએ લીંબડીનરેશ મહારાણા શ્રી હરભમજી 'ત્રીજા જૂની બહુચરાજીએ ગરબા સાંભળવા આવ્યા હતા. મીઠા ભક્તનું પણ ત્યાં આવવું થયું. રાજાએ વિનોદમાં કહ્યું કે "ભક્ત ! તમે તો તમારા મોહન વર વગર અન્ય કોઇના ગુણ ગાતા નથી તે તો ઠીક, પણ આજે માજીના તો ગુણ ગાઓ. ગરબો ન આવડતો હોય તો કાલે બનાવીને અત્રે આવી ગવરાવજો."

"હજુર શ્રી !" મીઠા ભકતે ઉત્તર આપ્યો: "માજી અને મારો મોહનવર એકસ્વરૂપ છે. માજી અને મોહનમાં કાંઇ ભિન્નતા નથી. મારા મનથી તો મોહનની સ્તુતિ કરૂ અને માજીની સ્તુતિ કરૂ તે એકજ છે. હજુરની ઇચ્છા હોય તો અત્યારે જ માજીનો ગરબો ગાઉં અને ગવરાવું."

મહારાણાની ઇચ્છાથી ભક્ત મીઠાએ તે સ્થળેજ શીઘ્રતાથી "જય દેવી"નો પ્રખ્યાત ગરબો રચીને ગવરાવ્યો અને માજી તથા મોહનની એકતા સિદ્ધ કરી.

નવાનગરમાં એ સમયે રવિ સાહેબ નામના એક બહુજ પ્રસિદ્ધ સંતપુરુષ હતા. રવિ સાહેબનાં પદો ભક્ત મીઠાના સાંભળવામાં આવ્યાં હતાં, અને તેથીજ રવિ સાહેબના દર્શન માટે તેમને ઝંખના લાગી હતી. એક દિવસે ભકતે સાંભળ્યું કે "ત્રણસો સાધુઓની મંડળી લઇને રવિ સાહેબ વૃંદાવન રાસવિલાસ જોવા જાય છે." ભક્તને અતિ આશ્ચર્ય સાથે આઘાત લાગ્યો કે, રવિ સાહેબ જેવા સંત પુરુષને પણ શું હજુ વૃંદાવન સુધી રાસ-વિલાસ જોવા જવાનું બાકી છે !

વૃંદાવન જતાં એક રાત્રિ રવિ સાહેબે લીંબડીને પાદર ઉતારો કર્યો. ભક્ત મીઠો રવિ સાહેબનાં દર્શન કરવા ગયો અને ભજન ગાઇ રવિ સાહેબને સમજાવ્યું કે, રવિ સાહેબ ! સાચી કૃષ્ણબંસી તો, ભીતરમાં–અંતરના

વૃંદાવનમાં વાગી રહી છે.

(પદ)

બંસરી વાગી રહી વનમા, સુરતા લાગી રહી સૂનમા.
ત્રણ ભુવન રણકાર અધર ધૂન વચન સુનાયો;
સોહં વચનની માંય, બ્રહ્માએ વેદ બનાવ્યો,
એ વેદમાં ભેદ છે સમજે તે નર સંત;
અન્ય સકળ પરપંચ છે, તું મા ભૂલે ગુણવંતઃ—બંસરી૦
સુણી બંસીનો નાદ વિવેકનો વધે વધારો,
ટળે દેહ અભિમાન, અંતરનો મટે અંધારો;
રોમરોમ રંગ લાગી ગયો, નખશીખ પ્રગટયા નૂર—બંસરી૦
થયો આનંદનો ઓઘ પ્રેમની લાગી તાળી,
કર્યાં સંતના કામ બડે બડે કુંજવિહારી;
એ બંશીમા સર્વે મોહ્યા, મોહ્યો સકળ સંસાર,
બ્રહ્મા વિષ્ણુ મહેશ મોહ્યા, કહેતા ન આવે પાર—બંસરી૦
મેં નિજનામી નામ, નામ પર સુરતા ધારી,
ઉલટ અજંપા માય ખુલી ગઇ બ્રહ્મની બારી;
અણી અગરની ઉપરે નર પોઢયો નિરધાર,
જળહળ લા જ્યોતો ઝગે, ઝીણો હુઓ ઝણુકાર—બંસરી૦
એ બંસી શ્રી કૃષ્ણુની, ફેર રચાયો શે'ર;
મીઠો ભગત કે' મોજ કરી લ્યો, નહિ પ્રીત નહિ લે'ર—બંસરી૦

રવિ સાહેબને હજી યે બાહ્ય જગતનો થોડાઘણો મોહ રહી ગયો હતો તે મોહાવરણુ મીઠા ભક્તની ઉપરોકત વાણીથી ભેદાયું. મીઠા ભકતનું એ પદ સાંભળ્યા પછી રવિ સાહેબે વૃન્દાવન જવાનું મુલતવી રાખ્યું અને નગરમાં પાછા ફર્યા.

ભકત કવિ મીઠો અજાચક વૃત્તિનો અને ઉદાર બુદ્ધિનો હતો. કોઇની પાસે કંઇ પણ નહિ યાચવાનો તેનો દૃઢ નિશ્ચય હતો. પ્રભુકૃપાથી તેની તે ટેક મરણાન્ત સુધી ટકી રહી હતી. ખત્રી લોકોની માફક બાંધણી બાંધી બાંધીને ઈશ્વરેચ્છાએ જે કાંઇ પણ તેને પ્રાપ્ત થતું તે પોતાના ઇષ્ટદેવ શ્રીમોહનજીને ભોગ ધરાવવમાં અને સાધુસંત કે ગરીબ ગુરબાઓને આપી દેવામાંજ તે વાપર-

તો હતો. હમેશના ઉદરનિર્વાહની ચિંતાનો તેણે ત્યાગ કર્યો હતો. ભકત જ્યારે નદીએ શૌચ કરવા જવાને પોતાની ખડકી ઉઘાડતો ત્યારે બારણા પાસેજ ભોજન-સામગ્રીની પોટલી હમેશાં તેને પ્રાપ્ત થતી; અને તે ઉપર-જ પોતાનો નિભાવ કરતો હતો. આ અજાચક વૃત્તિની સ્તુતિમાં એક કવિએ નીચલો સોરઠો કહ્યો છે જે ગુજરાત કાઠિયાવાડમાં હજુ સુધી વખણાય છેઃ—

(સોરઠો)

"કાધ રવા ધરી ને, ગઢ પતિને ગાયો નહિ;
ઢાઢી ધ્યાન ધરી ને, મોહન ગાયો મીઠીએ.

ખરેખર, ભક્ત મીઠાએ પોતાનું આખું જીવન ઇશ્વર-ગુણાનુવાદ ગાવામાંજ વ્યતીત કર્યું છે; અને ઉદરનિર્વાહ નિમિત્તે કે અન્ય કોઇ પણ કારણે તેણે બીજાના ગુણ ગાયા નથી.

આ ભક્ત કવિની કવિતા ગુજરાત–કાઠિયાવાડમાં બહુ વખણાય છે; પણ તે કેટલાક વૃદ્ધ લોકોને મોઢેજ છે. લીંબડીમાં તેનો જન્મ છતાં તેની કવિતાના ગ્રંથો જોવામાં આવતા નથી. તેની પાછળ તેનાં સંતાનોની પંચાત માટે તેને કોઇ પણ જાતની ખટપટ કરવી પડતી નહિ. લોકો-ક્તિ છે કે, તેની બેદરકારીને લીધેજ તેની કવિતા નાશ પામી હશે.

ભક્ત મીઠાના દેહોત્સર્ગને આજે લગભગ પાંસઠ વર્ષ થયાં છે, છતાં હજી તેનું યશઃશરીર, આપણી વચ્ચે જીવતું જાગતું છે. ઘણા ભાવિક ભક્તો હજી તેનું પુણ્ય-શ્લોક નામસ્મરણ કરી પોતાનું જીવનસાફલ્ય થયું માને છે. ભકત મીઠો તે મીઠો જ હતો. શાંત અને અડગ શ્રદ્ધાવાન હતો. ઇશ્વરમાં અટલ અને અચળ અનુરક્તિ હતી. મહાજ્ઞાની છતાં ભક્તો અને સાધુસંતોનો એ શિષ્ય હતો. દુનિયામાં વસવા છતાં દુનિયાથી એ દૂર હતો.

("નવી રોશની"ના એક દીપોત્સવી અંકમાંથી)



# १९–भक्त मनकोजी बोधराज

(અનુવાદકઃ–શ્રી. છગનલાલ હરિલાલ પંડયા, બી. એ.)

બરાર પ્રાન્તના પ્રસિદ્ધ શહેર ધામણગામમાં મનકોજી બોધરાજ નામે પટેલ હતા. તેમની સ્ત્રીનુ નામ હતું મામાતાઈ. તેઓ જેવાં બહારથી સુંદર હતાં તેવાંજ અંદરથી પણ હતાં. એ પતિવ્રતા સ્ત્રી તન–મનથી પતિની આજ્ઞાને અનુસરતી હતી. એને યમાજી નામનો એક ઇંદ્રિયનિગ્રહી અને સર્વ ભોગ ઉપર વૈરાગ્યવાન પુત્ર હતો, તેમજ ભાગીરથી નામે સર્વસુલક્ષણસંપન્ન કન્યા હતી એ ચારે જણનું મન વિષયભોગથી નિવૃત્ત થયું હતું, રાત-દિવસ તેઓ શ્રીપંઢરીનાથનું ભજન કરતાં. સર્વ ગૃહકાર્ય ભગવાનની પ્રીતિને અર્થે યથાયોગ્ય સંપાદન કરવાં એજ એમનુ પ્રિય ધ્યેય હતું. ઘરમાં પુષ્કળ અનાજના કોઠારો ભર્યા હતા. ધન પણ અઢળક હતું. ગૌશાળામાં ગાયો, ભેંસો તથા બળદોની હારોની હારો બાંધેલી રહેતી, પ્રત્યેક એકાદશીએ પટેલને પંઢરપુર જઇને ભગવાનનાં દર્શન કરવાનો નિયમ હતો. એકાદશીને દિવસે ચંદ્રભાગામાં સ્નાન કરી ભગવાનનાં એ દશન કરતો. રાત્રે જાગરણ કરતો અને દ્વાદશીને દિવસે ચંદ્રભાગનાજ તટ પર બ્રાહ્મણોને ભોજન જમાડતો તથા ગરીબોને અન્ન વહેંચતો. પછી ત્રયોદશીએ પાછો ઘેર આવતો. વર્ષો થયાં આ નિયમ ચાલ્યો આવતો.

એક સમયે દેશમાં ભારે દુષ્કાળ પડયો. મનુષ્યો અન્ન વિના અને પશુઓ ચારા વિના મરવા લાગ્યાં. ભૂતમાત્રમાં પોતાના ભગવાનનેજ જોવાવાળા પટેલથી હવે

રહેવાયુ નહિ. એણે એકાન્તમાં પોતાની સ્ત્રીને કહ્યું:-

"દેશમાં ભયંકર દુકાળ પડ્યો છે. આજ આપણા ભગવાન દરિદ્ર તથા ભૂખ્યા જીવોનું રૂપ ધારણ કરીને આપણી પાસેથી સેવા-પૂજા માગી રહ્યા છે. આપણા ઘરમાં જે કંઇ ધન, ઝવેરાત તથા અન્ન છે તે સર્વ એમનુંજ છે. આજ એમની પૂજા કરવાનો સુઅવસર પ્રાપ્ત થયો છે. આવી તક હાથમાં આવેલી વ્યર્થ જવા દેવી ન જોઇએ. ભૂખ્યાંને અન્ન, તરસ્યાંને પાણી, પશુઓને ચારો, નાગાંને કપડાં, રોગીઓને દવા અને નિરાશ્રિતોને આશ્રય દેવો એજ ભગવાનની સાચી પૂજા છે પરંતુ એ પૂજામાંએ અભિમાન થવું ન જોઇએ, કોઇનો પણ અસત્કાર થવો ન જોઇએ. આપણે તો મીઠી વાણીથી સૌનો સત્કાર કરતાં રહેવું અને ભગવાનને ચરણે યથાયોગ્ય ભેટ ધરતાં રહેવું. સર્વમાં રમણ કરનાર આપણા રામ આ પૂજાથી ઘણાજ પ્રસન્ન થવાના. માટે આજથીજ તમે એ પૂજામાં લાગી જાઓ. હવે જરા પણ વાર થશે તો અધર્મ થયો ગણાશે."

પતિની આજ્ઞા પાળનારી, નિર્લોભી સતી મામાતાઇ પોતાના સ્વામીની વાત સાંભળી બહુ પ્રસન્ન થઇ, અને તે દિવસથી એ છૂટે હાથે ગરીબ અને દુઃખીઓની સેવામાં તન મન અને ધનથી લીન થઇ ગઇ. હવે તે પટેલનું ઘર ગરીબ નર-નારીઓનું આશ્રયસ્થાન બની ગયુ. આખા દેશમાં એ વાત ફેલાઇ. સાકર ઉપર માખીઓ ઉભરાય, તેમ એમને ત્યાં ચારે તરફથી ભૂખ્યાં સ્ત્રી-પુરુષોનાં ઝુંડનાં ઝુંડ ભેગાં થવા લાગ્યાં. મામાતાઇ બહુજ પ્રસન્નચિત્તે તે બધામાં સત્કારપૂર્વક અન્નવસ્ત્ર વહેંચવા લાગી. એના ઉત્સાહ તથા આનંદનો આ વેળા પાર ન હતો. આ કામ ઘણા દિવસ સુધી ચાલ્યું; પણ આ પ્રમાણે દાન કરવાથી તો કુબેરનો ભંડાર પણ ખૂટી જાય તો પછી પટેલના જેવા સામાન્ય મનુષ્યના ઘરની શી વિસાત ! એના અન્નપૂર્ણ કોઠારના કોઠાર ખાલી થઇ ગયા. ત્યારે એણે ગામ

ની સંપત્તિ વેચવી શરૂ કરી. ધીમે ધીમે એનાં ઘરેણાં-ગાંઠાં અને જવાહીર સુદ્ધાં વેચાઈ ગયું. તેમાંથી અન્ન ખરીદીને એણે પોતાનાથી બન્યું ત્યાં સુધી ગરીબોનાં પેટ ભર્યાં. પોતાના ઘરમાં વાસણકૂસણ અને કપડાં સુદ્ધાં એણે રાખ્યું નહિ. આખરે એના કુટુંબને માટે એક દિવસનું પણ અન્ન રહ્યું નહિ ત્યાં પછી ઢોરો માટે ચારો તો રહેજ શાનો? ત્યારે એણે તે પશુઓ પણ વેચી દીધાં!

દરિદ્રતાદેવીએ પોતાના લશ્કર સાથે બોધરાજ પટેલના ઘરમાં ધામા નાખ્યા. હવે એ બિચારાએ એની સ્ત્રીની સાથે મજુરી કરીને પોતાનું તથા બાલબચ્ચાંનું પાલન કરવા માંડયું. આવી મુશ્કેલીના સમયમાં પણ આ સ્ત્રી-પુરુષના મનમાં જે સંતોષ અને આનંદ વ્યાપી રહેતો તેની તુલના મોટા મોટા મહેલોમા વસતા એવા સર્વ પ્રકારના ભોગની સામગ્રીથી સંપન્ન કોઈ મહાધનવાનને મળતા આનંદની સાથે પણ કરી શકાય તેમ નથી. આ ધણીધણીઆણીનો આનંદ સાત્વિક, નિર્મળ તથા આદર્શરૂપ હતો; કેમકે તેનો આધાર મહાન ત્યાગ તથા ભગવત્સેવા ઉપર હતો. પણ ધનાઢય પુરુષોના ભોગાનંદની ભીંત પાપરૂપી પાયા પર ચણેલી હોવાથી તે ક્ષણભંગુર રહે છે અને તેવુંજ તેમનું અભિમાન પણ સત્વર ગળી જાય છે. ભોગના આનંદ કરતાં ત્યાગનો આનંદ જુદાજ પ્રકારનો હોય છે. પહેલાનો અંત નરક તથા દુઃખમાં થાય છે, પરંતુ ત્યાગના આનંદની પરિસીમા ભગવાનના પરમધામ તથા આત્યંતિક પરમ બ્રહ્માનંદમાંજ થાય છે. ત્યાગનો આનંદ એજ શુદ્ધ અને અસલ છે, ભોગનો તો તેની છાયા છે-માત્ર માયાજ છે. માટેજ ભગવદ્ભક્ત ભોગી નહિ પણ ત્યાગી હોય છે. તેઓ તો જ્ઞાનના અભિમાનથી પણ ડરે છે. કેમકે એઓ સમજે છે કે, જ્ઞાનના અભિમાનથી પ્રભુની પ્રાપ્તિ થતી નથી. એ પ્રાપ્તિ તો પ્રેમથી જ થાય છે. અને જ્યાં અભિમાનનો વાસ થયો ત્યાં પ્રેમ તો ઉભો પણ રહેતો નથી.

બોધરાજનો આવો સાત્વિક શુદ્ધ પ્રેમ જોઇને ભગવાને એને એક વાર એકાન્તમાં દર્શન દીધું તેથી એનો આનંદ પ્રથમના કરતાં પણ અધિક થઈ ગયો.

એકાદશી ઉપર એને પંઢરપુર જવાનો વખત આવ્યો પરંતુ પાસે ફૂટી બદામ પણ ન હતી. એની સ્ત્રીને બહુ ચિંતા થઇ. પટેલે કહ્યું: "ગભરાય છે શું કરવા? હું તો જંગલમાંથી સૂકી ડાળીઓ કાપીને તેનો ભારો બાંધી લઇ પંઢરપુરમાં પહોંચીને વેચીશ, તેથી મારૂં કામ ચાલશે."

એમ કહી નિયમ પ્રમાણે એ તો ચાલી નીકળ્યો. રસ્તામાં સૂકાં પાંદડાં અને લાકડાં વીણતે વીણતે એણે એક ભારો ભેગો કર્યો અને માથે ચઢાવીને એ નિશ્ચિંત ભાવથી પ્રેમપૂર્વક શ્રીભગવાનના નામનું કીર્તન કરતો પંઢરપુર પહોંચી ગયો. આજ એના હૃદયમાં અપૂર્વ આનંદ ઉભરાઇ જતો હતો. ભગવાનની દયાથીજ પોતે મોહમાયાથી અને ભોગલાલસાથી મુક્ત બન્યો છે એ વિચારે એનું હૃદય ફૂલી જતું હતું. શહેરમાં એણે ત્રણ પૈસામાં એ ભારો વેચી દીધો! એટલા પૈસા લઇને એ ચંદ્રભાગાના તટ ઉપર પહોંચી ગયો. એક પૈસાનું દાન કર્યું અને બે પૈસાની પૂજાસામગ્રી ખરીદીને એણે ભગવાનનું દર્શન તથા પૂજન કર્યું. આખો દિવસ ઉપવાસ અને રાત્રિ જાગરણ અગાઉની પેઠેજ કર્યું. પ્રાતઃકાળે વળી જંગલમાં જઇ લાકડાંનો ભારો લાવ્યો. તેને પણ ત્રણ પૈસે વેચી નાખ્યો. પછી ચંદ્રભાગાના તટ પર જઇને એ ત્રણ પૈસાનો એણે લોટ લીધો. હવે એ નિત્ય નિયમાનુસાર કોઇ બ્રાહ્મણને ભોજન કરાવવાની ઇચ્છાથી તેની વાટ જોતો બેઠો.

રાહ જોતાં જોતાં બે પ્રહર વીતી ગયા, પણ કોઇ બ્રાહ્મણ આવેજ શાનો? એકલો લોટ ખાવાનું મન થાય કોને? એ બિચારાના મનમાં હવે ચિન્તા થવા લાગી: "આમાં આશ્ચર્ય પણ શું છે? એકલો લોટ લઇને બ્રાહ્મણ કરે પણ શું? નથી મારી પાસે મીઠું, નથી શાક, નથી ઘી,

નથી દાળ કે દક્ષિણા માટે એક બદામ પણ. અહીં તો મોટી મોટી દક્ષિણાઓની સાથે બ્રાહ્મણોને મિષ્ટાન્ન જમાડનાર શેઠીઆઓ ભેગા થયા છે ત્યાં મારા જેવા ગરીબની પાસેથી સૂકો આટો લેવા કયો બ્રાહ્મણ આવનાર છે ? ”

આવી આવી ચિન્તામાં એની આંખમાંથી અશ્રુધારા વહેવા લાગી. અહીં એનું હૃદય વ્યથિત થયું ! ત્યાં તો ભગવાનનું હૃદય આર્દ્ર બની ગયું ! ભક્તની પ્રેમભરી ભેટ સ્વીકારવા પોતે એક વૃદ્ધ દરિદ્ર બ્રાહ્મણનું રૂપ લઇને પ્રકટ થયા અને પટેલની પાસે આવીને કહેવા લાગ્યા કે “ અરે એ ભગત ! મને બહુ ભૂખ લાગી છે. તારી પાસે કંઈ હોય તો જલદી મને આપી દે. ”

આ શબ્દ સાંભળી ઓધરાજે તો ભગવાનનીજ કૃપા થઈ એમ માનીને---એમણેજ આ બ્રાહ્મણને મોકલ્યો છે એ વિચાર આવવાથી તેમનો પાડ માન્યો. એને બિચારાને શી ખબર કે બ્રાહ્મણના વેશમાં સાક્ષાત્ પ્રભુ નારાયણજ એની પ્રેમભરી ભેટ સ્વીકારવા હાજર થયા હતા ! પણ પાછી એને ચિંતા થઇ કે હું એકલો લોટ આપીશ તે જોઇને આ બ્રાહ્મણ પણ કદાચ લેશે નહિ ને ખોટું તો નહિ લગાડે ? તેથી એ બોલ્યોઃ—

“ મહારાજ ! મારી પાસે તો માત્ર થોડો લોટજ છે, બીજું કંઇ નથી. ”

ભગવાન કહે—“ અરે ભાઇ ! જે કંઇ હોય તે આપી દે ને ! વાર શા માટે લગાડે છે ? હું ક્યાં દાળ, શાક, ચોખા કે ઘી માગું છું ? મને તો કકડીને ભૂખ લાગી છે.આટાની બાટીઓ બનાવીને જ ખાઇ લઇશ. ચાલ ભાઈ ! જલદી કર. ”

પટેલે લોટ કાઢીને ધર્યો. અગાઉ તો એ બ્રાહ્મણોને બધી સામગ્રી આપી પોતાની પાસેજ રસોઇ બનાવી જમ-

વાનો આગ્રહ કરતો અને જમી રહે તે પછી દક્ષિણાથી તેમને સંતુષ્ટ કરીને વિદાય કરતો, પણ આજે એવું કહેવાની એની હિંમત ન હતી.

અંતર્યામી ભગવાન એના મનની ફિકર જાણી ગયા અને બોલ્યાઃ—" ભાઇ ! આમ ઉભો ઉભો વિચાર શા કરી રહ્યો છે ? જોતો નથી હું ભૂખ્યો થઇ ગયો છું ? ક્યાંકથી બે ચાર છાણાં માગી લાવ એટલે તારી પાસે હું બાટી બનાવીને ખાઇ લઇશ. "

પટેલની મનકામના હવે પૂર્ણ થઇ, તેથી એ પ્રસન્ન થઇને યાત્રીઓ પાસેથી છાણાં વગેર માગી લાવ્યો.

બ્રાહ્મણે ચંદ્રભાગામાં સ્નાન કર્યું. પછી ભીનાં ને ભીનાં જ કપડાં પહેરીને એ તો તૈયાર કરેલા ચુલા ઉપર બાટીઓ બનાવવા બેસી ગયા. દેવતા પણ પટેલે સળગાવી આપેલો. બ્રાહ્મણ હવે કણક બાંધવા લાગ્યા ધન્ય હો સકલ લોકેશ્વર ભગવાન સર્વ ઐશ્વર્યના આધાર ! લક્ષ્મીજી પણ જેના ચરણની સેવામાંથી ક્ષણભર પાછાં હઠતાં નથી, મોટા મોટા સંતો જેના નામ–સ્મરણમાં પોતાનું સૌભાગ્ય માને છે, વેદવેત્તા ઋષિમુનિઓ વેદમંત્રોથી જેમની પ્રીતિને અર્થે અગ્નિમાં આહુતિઓ આપ્યા કરે છે એજ મહાપ્રભુજી આજ પોતે ભક્તનો આપેલો આટો સ્વહસ્તે મસળી રહ્યા છે ! ભગવાનની તો એ પ્રતિજ્ઞા છે. એટલા માટેજ એઓ વિદુરજીની ભાજી અને શબરીનાં બોર ખાઇ રાજી રાજી થયેલા. ભગવાન સ્વયં શ્રી ગીતામાં ઘોષણા કરી રહ્યા છે કેઃ—પ્રેમપૂર્વક અર્પણ કરેલું એક પાંદડું પણ મને પ્રિય છે.

**पत्रं पुष्पं फलं तोयं यो मे भक्त्या प्रयच्छति।**
**तदहं भक्त्युपहृतमश्नामि प्रयतात्मनः॥**

"પત્ર, પુષ્પ, ફલ, જલ જે કઇ પણ ભક્ત પ્રેમપૂર્વક મને અર્પણ કરે છે તે, તેવા પ્રેમી ભક્તે પ્રેમપૂર્વક

અર્પણ કરેલા પદાર્થનો હું પોતે જ, પ્રકટ થઈને, ભોગ કરું છું.”

મહાલક્ષ્મી બ્રહ્માંડના ઐશ્વર્યની અધીશ્વરી છે. એમની કૃપા વિના કોઈને કશું મળતું નથી; પરંતુ પ્રભુના પ્યારા ભક્તોએ અર્પણ કરેલી કોઈ દુર્લભ વસ્તુમાં તો એઓ પણ પોતાનો હિસ્સો મેળવવા લલચાય છે. ગરીબ બિચારા સુદામાજીના તાંદૂલના દાણા પણ શું દેવી રુક્મિણીજીએ ભગવાનના હાથમાંથી પડાવી નહોતા લીધા ? આજ અહીં પણ આપણા પટેલની ભાવભરી ભેટમાંથી પોતાનો હિસ્સો પડાવવા રુક્મિણીજીને લાલચ થઈ આવી ! તેથી તરતજ તેઓ એક વૃદ્ધ ડોશીનો વેષ લઈને આપણા વૃદ્ધ બ્રાહ્મણની બાજુમાં આવીને બેસી ગયાં અને કહેવા લાગ્યાંઃ-

“ યજમાને દાન કરેલું અન્ન શું મને મૂકીને આપ એકલા એકલા આરોગશો ? ”

ભગવાન મંદ મંદ હસ્યા. હવે દેવીજ રસોઈ બનાવવા લાગ્યાં.

પટેલને થયું કે એક આદમીનું પેટ ભરાય એટલો તો આટો પણ નથી તો વળી એમાંથી બે જણ શી રીતે જમશે ? એને બિચારાને શી ખબર કે, એ તો અખિલ વિશ્વનું પેટ ભરનાર વિશ્વંભર પોતે હતા !

બાટીઓ ચૂલેથી એક પછી એક ઉતરવા લાગી. રુક્મિણીજીના હાથે તૈયાર થયેલી એ બાટીઓ સ્વાદમાં અમૃતને પણ ઉતારી પાડે એવી હતી. ભગવાનની આજ્ઞાથી ત્રણ પતરાળી પીરસાઈ. પોતે કહ્યું: “ તમે પણ સાથે સાથે પ્રસાદ લેવા આવો. ”

પટેલને વિચાર આવ્યોઃ— “ આ બે જણનું પેટ તો ભરાય એટલું છે નહિ. ત્યાં મારે ભાગ શું આવવાનું છે ? ” તેથી એ બોલ્યોઃ

"ભગવન્ ! આપ અને માતાજી જમી લ્યો. વધ્યું હશે તો હું પાછળથી આપનું ઉચ્છિષ્ટ જમી લઇશ."

ભગવાને રહસ્યભર્યું હાસ્ય કરીને કહ્યું:

"ઠીક ભાઇ ! જેવી તમારી ઇચ્છા."

જગન્નાથજી તથા જગજ્જનની બંનેનું પેટ ભરાયું; અને પટેલની નજર જરા બીજે હતી તેટલામાં તો બંને અદૃશ્ય થઇ ગયાં ! પટેલ જુએ છે તો એની પત્રાળી બાટીઓથી ભરેલી ! ! એ તો આશ્ચર્યમાંજ ડૂબી ગયો. હવે એને નિશ્ચય થયો કે, બ્રાહ્મણરૂપે પધારનાર સાક્ષાત્ મારા સ્વામીજ હતા. એનો કંઠ ગદ્ગદ્ થઈ ગયો. પોતાને માટે શ્રીહરિએ તૈયાર કરેલો પ્રસાદ ખાઇને એ એમની સ્તુતિ કરતો કરતો મંદિરમાં પહોંચ્યો.

ત્યાં એણે ભગવાનનાં દર્શન કર્યાં. તે વેળા એને સ્પષ્ટ જણાયું કે, મહાપ્રભુજી પોતાની સામે જોઇને મંદ મંદ હસતા હતા ! એણે તો ગદ્ગદ્ કંઠે ધીમેથી કહ્યું: "ભગવન્ ! ધન્ય છે આપની કૃપાને. પ્રેમની સામે આપ બીજું કશું પણ જોતા નથી. એટલા માટેજ આપ મોટા મોટા ધનાઢ્યોની વિશાળ ચતુર્વિધ ભોગસામગ્રીને છોડીને મારા ગરીબના સૂકા આટાથી રીઝાઈ ગયા. મને તો આપે કૃતાર્થ કરી દીધો !"

ભગવાને એને કહ્યું: (આ એણે એકલાએજ સાંભળ્યું હોવું જોઇએ)—

"ભાઈ ! હું તો સર્વ સ્થળે જવા ચાહું છું, પરંતુ મોટાં મોટાં જમણવારોમાં મારો ભાવ પણ કોણ પૂછે ?

પટેલ—"મહારાજ ! એવું તે કંઈ બનતું હશે ?"

મિઠાઇઓ આજથીજ બનાવવા માંડી છે, બ્રાહ્મણોને નિમંત્રણ અપાઇ ગયાં છે. હું પણ ત્યાં જઇશ. તું દૂર રહ્યે રહ્યે ત્યાંનો તમાશો જોજે."

પટેલે કહ્યું:—"ઠીક પ્રભુજી."

બીજે દિવસ યોગ્ય સમયે પટેલ પેલા શેઠનું ઘર ખોળતા ત્યાં પહોંચી ગયા. પંક્તિઓ ગોઠવાઈ ગઇ હતી. હજારેક પત્રાળીઓ પીરસાઇ હતી. શેઠના મુનિમ નિમંત્રિત બ્રાહ્મણોને તેમનાં નામ યાદી સાથે સરખાવીને યોગ્ય સ્થાને બેસાડતા હતા. શેઠ ઉભા ઉભા જોતા હતા કે કોઇ બહારનો વગર નોતરેલો આવી ન જાય. એટલામાં તો એક વૃદ્ધ કુબડો બ્રાહ્મણ કમર ઉપર કંતાનનો એક કટકો વીંટાળીને લાકડી ઠોકતો ઠોકતો ત્યાં આવી પહોંચ્યો. એ શેઠને કહેવા લાગ્યો:

"શેઠજી! મને ખૂબ ભૂખ લાગી છે."

શેઠે કહ્યું:—"તને નિમંત્રણજ ક્યાં મોકલ્યું છે? અહીં તો નોતરેલા બ્રાહ્મણો સિવાય બીજા કોઇને જમાડવાના નથી."

બ્રાહ્મણ કહે—"શેઠજી! હું તો ગરીબ છું, ભૂખ કકડીને લાગી છે. આપને ત્યાં હજાર બ્રાહ્મણો જમશે તેમાં એક મારા વધવાથી શું ખૂટી જવાનું છે?"

શેઠ તો આ સાંભળી ઘૂરકીને બોલી ઉઠ્યા:—

"નહિ નહિ, આમ વગર બોલાવ્યે આવી ચઢતા તારા જેવા ભિખારીને જમાડીએ તો પાર પણ ક્યારે આવે? જતો રહે, અહીં કંઈ મળવાનું નથી."

બ્રાહ્મણ કહે—"ભૂખે મારા પ્રાણ નીકળી જાય છે, ચલાતું પણ નથી. હું તો જમીને જ જવા ઇચ્છું છું." એમ બોલતો એ તો એક પીરસેલી પત્રાળી પર બેસી ગયો. આ જોતાં વેંતજ શેઠનો પિત્તો ખાબ્યો ન રહ્યો.

એમણે તો બૂમ પાડીઃ

"કોણ છે અહીં? આ બુઢ્ઢા બ્રાહ્મણને પકડીને બહાર કાઢો."

આ સાંભળી જમાદાર એ ડોસાનો હાથ પકડી એને બહાર ઘસડી જવા લાગ્યા.

બ્રાહ્મણ કહે—"ભાઇ! હું ભૂખે મરી રહ્યો છું-જરા તો રહેમ કરો."

આ સાંભળી શેઠજીના ગુસ્સામાં ઓર વધારો થયો. એ તો કહે—"જોઇ શું રહ્યા છો? મારો ધક્કા ને કાઢો બહાર. એનો બાપ થાપણ મૂકી ગયો હશે તે લેવા આવ્યો છે કેમ? કમબખ્ત! ભારે સેતાન જણાય છે! વગર કહ્યે પત્રાળી પર બેસી જતા એ જરાયે શરમાતો નથી! જાણે એના બાપનું ઘર ન હોય."

પટેલ બિચારો દૂર રહ્યે રહ્યે બધું જોઇ રહ્યો હતો તેની પાસે જઇને બ્રાહ્મણ બોલ્યોઃ—

"કેમ, છે કંઇ બાકી? મારા જેવાને અહીં જમાડે છેજ કોણ? લે, હવે બીજો તમાશો જો—"

જોતજોતામાં આકાશમા ઘોર અંધારૂ છવાઇ ગયું. પવન જોરથી એવો તો વાવા લાગ્યો કે છાપરાંની સાથે પેલી પીરસેલી પત્રાળીઓ પણ બધી હવામાં ઉડી ગઇ!! મિઠાઇ બધી ધૂળમાં રગદોળાઇ! બ્રાહ્મણો મિષ્ટાન્ન ઉડાવવાની આશાએ તલપાપડ થઇ રહ્યા હતા તે જીવ લઇને નાઠા! શેઠનું બ્રહ્મભોજન નષ્ટ થઈ ગયુ!

ભગવાને કહ્યું—"પ્યારા બોધરાજ! અભિમાની અને દંભી મનુષ્યનું પકવાન્ન હું ગ્રહણ કરતો નથી. મને તો તારા જેવા ભક્તે આપેલા લૂખા સૂકા રોટલાજ મીઠા લાગે છે. અભિમાનનું ફળ તો તે જોયુ ને?"

ભગવાનની આવી કૃપા જોઈ પટેલ ન્યાલ થઇ ગયો.

ત્રીજે દિવસે પ્રભુને પ્રણામ કરી એ પોતાને ગામ જવા નીકળ્યો. બે દિવસથી કાંઇ ખાધું ન હતું. ભૂખ અને તરસથી એનો જીવ આકુળવ્યાકુળ થઇ ગયો હતો. વિશ્વંભર ભગવાનથી ભક્તનું આ દુઃખ જોયું ન ગયું. એમણે તો ભક્તનું યોગક્ષેમ વહેવાનું વચન આપ્યું હતું.

જોતજોતામાં માર્ગમાં એક સુંદર બાગ બની ગયો. વૈકુંઠનાથ પોતે માળી બની ગયા અને જગજજનની મહાલક્ષ્મી રુકિમણીજી માલણરૂપે પધાર્યાં ! કૂવા ઉપર કોસ ચાલવા લાગ્યો. પટેલે ત્યાં જઈ જોયું તો તેના આશ્ચર્યનો પાર ન રહ્યો. અગાઉ ન હતો ને આજ આ બાગ કયાંથી થઈ ગયો ! હું તો આ રસ્તે ઘણી વાર આવ્યો ગયો છું. અહીં એક ઝાડનું પણ નામનિશાન ન હતું. આ તે પ્રભુની કેવી માયા હશે ?—શું હુંજ ભૂલ્યો હોઇશ ? ” એ બિચારો ભૂખ્યો તરસ્યો તો હતો, પણ કોઇના બાગમાં જાય શી રીતે ? એ તો ભગવન્નામનું કીર્તન કરતો આગળ ચાલ્યો. તેટલામાં તો માલણ બનેલાં શ્રીરુકિમણીજીએ માથે એક ટોપલો લીધો. તેની અંદર રોટલા, તાજું દૂધ અને નાના પ્રકારનાં ફળ ભર્યાં હતાં. એ તો ઝટપટ બોધરાજની પાસે જઇ પહોચ્યાં અને ટોપલો ઉતારી તેની પાસે મૂકતાં બોલ્યાં કેઃ—

“ભગતજી ! આપ થાકેલા જણાઓ છો. ચાલો, આ બગીચામાં આવીને જરા વિશ્રામ લ્યો. બાગના માલિક ત્યાં આપની રાહ જુએ છે. આ ટિમ્મણ લાવી છું તે લીધા પછીજ ચાલજો. આપ પંઢરીનાથના યાત્રાળુ છો તેથી માળીએ ભક્તિપૂર્વક આપને બોલાવ્યા છે. એ હમણાં બળદો સંભારે છે, નહિ તો પોતેજ અહીં આવત. આપની ચરણરજથી અમારી ઝુંપડી પાવન કરો.”

માતાનાં આવાં મધુર વચન સાંભળીને પટેલનો કંઠ તો ગદ્ગદ્ થયો. આજ્ઞા પ્રમાણે એઓ બાગમાં ગયા. ચતુર માળીએ તેમનો યોગ્ય સત્કાર કર્યો. ફળફળાદિ ખવ-

ડાવી, દૂધ તથા ઠંડું પાણી પાઈને થોડી વાર આરામ આપ્યા બાદ તેમને વિદાય કર્યા. બોધરાજે બાગની બહાર પગ મૂક્યો ત્યાં તો આખો બગીચો અને માળી તથા માળણ જાણે ઈંદ્રજાળ હોય તેમ અદૃશ્ય થઈ ગયાં !! પટેલને તો કૃપાનાથની કૃપાનું એક વિશેષ પ્રત્યક્ષ પ્રમાણ મળ્યું. એ આર્દ્ર હૃદયે કીર્તન કરતો કરતો ઘેર પહોંચ્યો.

આ વર્ષે પટેલના ખેતરમાં સારો પાક થયો હતો. જુવાર ખૂબ ફળી હતી. એ પોતેજ રખવાળી કરતો હતો એટલામાં એણે એક વાર જોયું તો કેટલીક ચકલીઓ જુવારના દાણા ચણી રહી હતી. બોધરાજ એમને ઉડાડવા ચાલ્યો, પણ એને તત્ક્ષણ સાંભર્યું કે, ભગવાન એકજ બીજમાંથી અનેકગણા દાણા વડે ખેતર ભરી દે છે. આ ચકલીઓને પણ મોકલનાર એજ છે. તો મારે એમને શા માટે ઉડાડવી જોઈએ? આ વિચાર આવતાં જ એ બેસી ગયો અને નિશ્ચિંત ચિત્તે કીર્તન કરવા લાગ્યો. ચકલીઓ તો ખાઈ ખાઈને ધરાતી ગઈ તેમ તેમ ઉડતી ગઈ. એવામાં એની સ્ત્રી ત્યાં આવી ચઢી. એને લાગ્યું કે ખેતર કંઈ ઉજ્જડ જેવું બની ગયું છે. તેથી એણે અનુમાન કર્યું કે, સ્વામીએ ડુંડાં તોડી તોડીને ભિખારીઓને આપી દીધાં હશે. ઘરમાં હજી દરિદ્રતા તો હતીજ તેથી એના મનમાં અવિશ્વાસને લીધે કંઈક ખિન્નતા ઉત્પન્ન થઈ. તે બોલી કે

"આપ આ રીતે જો આ ભર્યું ખેતર ભિખ માગનારાઓમાં લૂંટાવી દેશો તો આપણે ખાઈશું શું અને સરકારનો કર શી રીતે ભરી શકાશે? હવે જો આપ આપને હાથે એક ડુંડું પણ તોડીને કોઈને આપશો તો આપને પંઢરીનાથના સોગન છે."

આટલું કહીને એ તો ચાલી ગઈ.

આ તરફ બોધરાજ હજી ખેતરમાં બેઠા છે. ત્યાં યાત્રાળુઓનો મોટો સંઘ પંઢરપુર જવા નીકળેલો આવી

પહોંચ્યો. સાધુઓ ભૂખ્યા હતા. એ બોલ્યાઃ—

"ભગતજી! દુકાળમાં આપે અમારા પ્રાણ બચાવ્યા હતા. આજ અમને બહુ ભૂખ લાગી છે. જો ઠીક લાગે તો થોડાં જારનાં ડુંડાં તોડીને અમને આપશો એટલે અમે એને દેવતામાં શેકીને ખાઈશું."

બોધરાજ કહે—"ભાઇ! મારી સાધ્વી સ્ત્રીએ મને સોગન દીધા છે તેથી હું તો કંઈ નહિ તોડું. તમારે હાથે તોડવાં હોય તેટલાં ભલે તોડી લ્યો."

આમ સ્પષ્ટ આજ્ઞા મળતાંજ સાધુનું ટોળું ખેતરમાં પેઠું. તેઓ સેંકડોની સંખ્યામાં હતા. જોતજોતામાં આખું ખેતર સફાચટ થઇ ગયું!! બોધરાજ નિશ્ચિંત ચિત્તે ભગવાનનું ગુણ-ગાન કરી રહ્યો હતો, સાધુઓ તો ખાઇ પીને ચાલ્યા ગયા.

પછી થોડી વારે બોધરાજનો પુત્ર એની માતા સાથે આવી પહોંચ્યો. આખું ખેતર ઉજ્જડ થઇ ગયેલું જોઇને એમને બહુ દુઃખ થયું; પણ તે ક્ષણિક જ હતું. કેમકે જ્યારે એમણે બોધરાજને મુખે સાંભળ્યું કે પંઢરપુરના ભૂખ્યા યાત્રાળુઓએ આ અન્ન ખાધું હતું ત્યારે પોતાનું પકવેલું અન્ન બહુ સારા કામમાં વપરાયું જાણીને એ પણ સંતુષ્ટ થયાં. ધન્ય છે એવી સ્ત્રી તથા બાળકને.

હવે ગામમાં વાત ફેલાઇ ગઈ કે પટેલના ખેતરમાં દાણો પણ રહ્યો ન હતો. લોકો તરેહ તરેહની વાતો કરવા લાગ્યા. કોઇ કહેઃ— "બોધરાજ તો મોટો ભગત છે. એની દયાળુતાથી ભગવાન એના ઉપર રાજી છે." બીજો કહેઃ—"ત્યારે જ ભગવાન એને મનમાન્યું આપે છે ને?" પાંચ આંગળીઓ સરખી હોતી નથી. ગામમાં તેની ઈર્ષ્યા કરવાવાળા પણ પડ્યા હતા. એવી દુષ્ટ પ્રકૃતિનો કોઇ બોલ્યો કેઃ—"જોઇએ તો ખરા, ભગવાન હવે એનો લાગો શી રીતે ભરાવે છે. સરકારમાં

નાણાં ચૂકવવા વખતે બચ્ચાજીની આંખ ખુલી જશે."

આ લોકોએ કાવત્રું રચ્યું. એમણે જઇને તલાટી-ને કહ્યું કે "સાહેબ! જ્યાં સુધી બોધરાજની રકમ નહિ ભરાય ત્યાં સુધી અમે એક પાઈ પણ આપવાના નથી. માટે પહેલુ એની પાસેથી વસુલ કરો."

આ લોકે ગામમાં પણ બધાને કહાવી દીધું કે જે કોઇને અમારી આ ગોઠવણ પસંદ ન હોય તે જઇને બોધરાજની રકમ પહેલી ભરી આવે.

તલાટીએ પટાવાળાને બોધરાજને ઘેર મોકલ્યો અને સરકારી લહેણું જલદી ભરી જવાનુ કહાવ્યું. બોધરાજના ઘરમાં આ વેળા ન હતા રૂપિયા કે ન હતું કંઈ અન્ન કે ઘરેણું. હવે લાગો ચૂકવવો ક્યાંથી? એણે તો કાલનો વાયદો કરીને હવાલદારને પાછો કાઢયો.

મામાતાઇ પાસે કંઇક પૈસા હતા તે લઇને ગામ-ના એક શાહુકારને ત્યાં એ રાતે ગઈ અને કહેવા લાગી કે "વ્યાજના આ પૈસા પહેલેથી લ્યો અને મને આટલા રૂપિયા ઉધાર આપો." એણે તે કબૂલ કર્યું અને સવારે રૂપિયા લઇ જવા કહ્યું. એણે તો રૂપિયા દાટી રાખ્યા હતા. પણ જ્યારે એને કાને વાત આવી કે પટેલના ખેતરમાં તો કાંઇ પાક ઉભો છેજ નહિ ત્યારે પોતાના રૂપિયા ડૂબી જશે એવી શંકા થવાથી એનું મન બદલાઇ ગયું; તેથી બીજે દિવસ સવારે એણે બોધરાજને ચોખ્ખો જવાબ નકારમાં દઇ દીધો. ગામમાં બીજો કોઈ શાહુકાર ન મળે, એટલે બોધરાજ કરે પણ શું? એ તો ચૂપકીથી ભગવાન-નું નામ-સ્મરણ કરતો કરતો પાસેના રલેરાસ નામના એક ગામમાંથી ઉધાર રૂપિયા લાવવા ચાલ્યો. ત્યાં તો ગપ ઉરાડી કે બોધરાજ ભાગી ગયો.

અને ઘરને તાળું લગાવી દીધું. ગાય બકરીઓ પણ જપ્તીમાં લીધી. હવે પોતાના ભક્તની આવી વિપત્તિ ભગવાન પંઢરીનાથથી કંઇ સહન થઇ શકે ? એમણે તો ધામણગામના વિઠીઆ મહારનો વેષ લીધો અને રૂપિયાની થેલી ખભે ચઢાવીને તલાટીની પાસે પોતે હાજર થઇ ગયા ! નમ્રતાથી એને અભિવંદન કરીને પ્રભુજી બોલ્યા કે "સરકાર ! આ લાગાના રૂપિયા પટેલ મનકોજી બોધરાજે મોકલ્યા છે. તે લઇને મહેરબાની કરી પહોંચ આપો."

અમલદારે રૂપિયા ગણી લઇ પહોંચ આપી દીધી. પટેલના ઘરનું તાળું ખોલાવી દીધું. જપ્તી ઉઠી ગઇ. હવે તો ગામવાળાને જખ મારીને પોતપોતાની રકમો ચપોચપ ભરવી પડી; પણ એમને મોટું આશ્ચર્ય એ થયું કે આવી તંગીના વખતનાં બોધરાજને આટલી રકમ મળી કયાંથી ?"

આ તરફ પટેલને રલેશસમાંથી રૂપિયા ઉધાર મળી ગયા. એ તો રકમ ભેગી કરીને આવ્યા તલાટીની પાસે. પોતાને લાગો ભરવામાં ઢીલ થઈ તે માટે તેમની ક્ષમા માગી. પણ એ કહેઃ—" અરે ભાઇ ! હમણાંજ તમારા રૂપિયા વિઠિયા મહાર જોડે મોકલ્યા હતા તે તો આપી ગયો છે. તમારા ઘરવાળાંએ મોકલ્યા હોવા જોઇએ. જાઓ, તપાસ કરો."

બોધરાજ વિચારમાં પડ્યા કે " ઘરમાં તો ફૂટી બદામ પણ નથી તો મારા રૂપિયા આવ્યા કયાંથી હશે ?"

એ તો આવ્યા ઘેર અને મામાતાઇને પૂછવા લાગ્યા કે " તમે રૂપિયા મોકલ્યા છે ?"

એ બોલી—" અમે તો કશું જાણતાં પણ નથી. અમે સમજ્યાં કે તમે કયાંકથી લાવીને લાગો ભર્યો હશે તેથીજ જપ્તી ઉઠી ગઈ."

હવે પટેલે જઇને વિઠિયા મહારને પૂછ્યું કે " તું રૂપિયા ભરી આવ્યો છે ? " વિઠિયો કહેઃ—"દાદા ! મારી પાસે તો ફૂટી કોડી પણ નથી. હું આપનો લાગો ક્યાંથી ભરવાનો હતો ? વળી આજ તો હું ઘરની બહાર પણ નીકળ્યો જ નથી. "

આ સાંભળી પટેલ સમજી ગયા કે આ બધી લીલા મારા શ્યામસુંદરની જ છે ! ! બોધરાજ મામાતાઇ અને એમનાં બંને સંતાન ભગવાનના પ્રેમમાં મસ્ત બનીને હવે તો નાચવા લાગ્યાં, લોકો પણ જોઇને ખૂબ ચકિત થઇ ગયા કે બોધરાજનુ ખેતર જુવારથી ભરપૂર હતું ! તેઓએ દોડતા આવીને પટેલને ખબર કરી. એના હર્ષનું હવે પૂછવું જ શું ? પ્રભુ જેવો દાતાર જેનો બેલી થાય તેનુ દુ:ખ ટકે ખરૂ ? માત્ર ટેક અને શ્રદ્ધા રાખવી જોઇએ. તે આપણા પટેલ જેવા કોઇક જ અડગ ભક્ત રાખી શકે છે.

બોલો ભક્તની અને એના ભગવાનની જય.

(" કલ્યાણ"ના એક અંક પરથી "શારદા" માસિકમા છપાયેલો અનુવાદ )





# ૨૦–મહર્ષિ રામન્

[લેખકઃ શ્રી. છોટાલાલ માનસિંગ કામદાર બી. એ.]

( દક્ષિણ હિંદના આ મહાત્મા વિષે આ તરફ કંઇ જણાયેલું નથી. પ્રસ્તુત લેખમા તેમના વિષે ટુંક માહિતી આપવાનો યત્ન કરવામા આવ્યો છે. )

દક્ષિણ હિંદમાં તિરૂવન મલૈ સૈકાઓ થયાં યાત્રાનું ધામ થઇ પડેલ છે. તેની અરુણચલા નામક પવિત્ર ટેકરી (જેને લોકો શિવલિંગ માને છે) તથા તેની તળેટીમાં આવેલું સુંદર મંદિર હજારો યાત્રાળુઓનું આકર્ષણ કરે છે; પણ છેલ્લાં કેટલાંયે વર્ષોમાં શ્રીરામનાશ્રમ નામનું નવું કેન્દ્ર કેટલાએ ભક્તોનું મુલાકાતનું સ્થાન થયું છે. ટેકરીની બરાબર દક્ષિણે રેલ્વે સ્ટેશનથી લગભગ એક માઇલ દૂર, આ આશ્રમ આવેલો છે. કેટલાંક વર્ષ પહેલાં મહર્ષિ આ આશ્રમમાં આવ્યા. આ પવિત્ર સ્થાનની યાત્રાએ દરેક જ્ઞાતિ તથા પંથના યાત્રાળુઓ આવે છે. કોઇ વાર તો મુસલમાન તથા પાશ્ચિમાત્ય લોકો પણ આવે છે. વહેલી સવારથી મોડી રાત સુધી સર્વનું સરખું સન્માન કરવામાં આવે છે.

મહર્ષિનું ચરિત્ર જાણવા જેવું છે. તે તિરૂકુઝીમાં ઈ. સ. ૧૮૭૯ ની ૩૦ મી ડીસેમ્બરે જન્મ્યા હતા. બાળવયમાં ભવિષ્યની મહત્તાનાં કાંઈ ચિહ્નો દૃગ્ગોચર થતાં નહોતાં. નિશાળમાં પણ રમતના મેદાન સિવાય તેઓ ભાગ્યેજ દેખાતા હતા. પણ જન્મથીજ તેમનો બાંધો મજબૂત હતો અને ચહેરો આકર્ષક હતો. જેની પણ સાથે તે સંબંધમાં આવતા તે બધાની સાથે તેમનો મિત્રચારીનો

સંબંધ હતો. લગભગ પંદર વર્ષની ઉંમરે ખાસ ફેરફાર જણાયો. એક વખત કોઇ સગાએ અરુણચલા ટેકરીનું નામ લેતાં તેમને કોઇ વિચિત્ર આધ્યાત્મિક અનુભવ થતો હોય એમ જણાયું. કોઈ અંગત સંબંધનું પુનઃ સ્મરણ થતું હોય તેમ તેમને જણાયું. અગમ્ય ભૂતકાળની કોઇ વસ્તુ સાથેના પરિચયને મૂર્ત કરવા માટે પોતે પ્રયત્ન કરી રહ્યા હોય એમ તેમને લાગ્યું. ત્યારપછી મદુરાના મિનાક્ષી મંદિરના તેઓ હમેશના ભક્ત થયા. ભક્તિ વખતે તેઓ આ દેહનું ભાન ભૂલી જતા હતા. આ વખતનો બીજો ખાસ અનુભવ, અન્ન માટેની તેમની ઘૃણા હતી. તે વખતે તેઓ માત્ર થોડુંકજ અન્ન ખાઇને સંતોષ માની લેતા.

લગભગ આ વખતે તેમનું મૃત્યુ નજીક હોવાની વિચિત્ર લાગણી તેમને થઇ. આ વખતે તેમને પ્રેરણાશક્તિથી લાગ્યું કે જો મૃત્યુ થાય તો પણ દેહ નાશ પામે છે, આત્મા નાશ પામતો નથી. અને આ અંતરાત્મા તેઓને શરીરથી-હુંથી-તદ્દન જુદો જણાયો. આત્મા શરીરને તાબે નથી, પણ એવી શક્તિને તાબે છે કે પરસ્પર આકર્ષણ થયાજ કરે છે. અંતરાત્માના આ મંથનથી તેઓએ સર્વશક્તિમાન પિતાને પોતાના અંતરાત્મામાં જ જોયા અને તેમના તરફથી તેમને ઘર છોડી અરુણાચલા જવાનો આદેશ મળ્યો. આ અરુણચલાને તેઓએ શાંતિ તથા જ્યોતિના ધામ તરીકે વર્ણવી છે.

આ ક્ષણથી તેઓ મનુષ્યના પુત્ર મટી મહાન પિતાના પુત્ર થયા. તેઓ તરતજ સગાંવહાલાંમાંથી છૂટા થયા. તેઓ તે વખતે પાંચમા ધોરણમાં હતા. નિશાળના કામ પર લક્ષ ન આપવા માટે તેમના ભાઇએ તેમને ઠપકો આપ્યો. સાથે સાથે સંભળાવી દીધું કે, ધ્યાન ઘેર થઇ શકે નહિ. આ પહેલાં આવોજ ઠપકો તેણે ઘણી વાર આપ્યો હતો; પણ આ વખતે વેંકટરામને તે પ્રમાણે વર્ત-

વાનો નિશ્ચય કર્યો. તેમને જવાની સગવડ માટે તેના ભાઇએ ઘેરથી પાંચ રૂપિયા લઇ જવાનું કહ્યું. તેઓએ ઝપાટાબંધ જમી લઇ ભાઇ ઉપર એક કાગળ લખી નાખ્યો. તેમાં તેમણે જણાવ્યું કે, હું મહાન પિતાની શોધમાં જતો હોવાથી મારી શોધખોળ કરશો નહિ. પાંચને બદલે ત્રણ રૂપીઆ લઇ સ્ટેશને ગયા. સદ્‌ભાગ્યે ગાડી મોડી હોવાથી તિંદિવનમ્‌ની ટિકિટ લઈને મદ્રાસ છોડયું.

ગાડીમાં બેઠા. પોતાની મુસાફરી વિષે ચોક્કસ નિર્ણય કર્યો નહોતો, પણ તેમની શંકાઓ તરતજ નિર્મૂળ થઇ. ગાડીના જે ખાનામાં તે બેઠા હતા તેજ ખાનામાં દાઢીવાળા એક ગૃહસ્થ બેઠા હતા. તે મુસલમાન જેવા લાગતા હતા. તે કયાં જાય છે તેમ તેણે તે યુવાન ભક્તને પૂછયું. પોતાના જવાના સ્થળનું નામ આપતાં પોતે પણ ત્યાંજ જાય છે એમ તેમને તે ગૃહસ્થે કહ્યું. વિલુપુરમ્‌ ગાડી બદલવાનું પણ તેણે કહ્યું. બીજે સ્ટેશને તે ગૃહસ્થનો પત્તો લાગ્યો નહિ. મહર્ષિને તે બનાવ અદ્‌ભુત હોવાનું અત્યારે લાગે છે; પણ તે વખતે તો તેવું કંઈ લાગ્યું નહોતું.

જ્યારે તેઓ વિલુપુરમ્‌ ઉતર્યા ત્યારે તિરૂવનમલૈની ટિકિટ ખરીદવા પૂરતા તેમની પાસે પૈસા નહોતા. ઘણી મુશ્કેલીથી પોતાના કોકરવા ગીરવી મૂકીને ૧૮૯૬ ના સપ્ટેમ્બરની પહેલી તારીખે તેઓ આ પુણ્યધામમાં પહોંચ્યા. ત્યારથી તેઓ ત્યાંજ રહે છે.

પહેલેથી છેલ્લે સુધી, આ મુસાફરી મહત્ત્વની હતી. એક રાત્રે અરયણી અલ્લુરના મંદિરમાં ધ્યાન ધરતાં આખી જગ્યામાં તેઓએ જળહળતું તેજ જોયું. યુવાન યાત્રિકે પહેલાં તો ધાર્યું કે, કોઈ ભારે અગ્નિ અચાનક સળગાવવામાં આવ્યો હશે; પણ તેમને સત્વર માલૂમ પડયું કે તેમ નહોતું. તેઓને પાછળથી ખબર પડી કે, આ મંદિર મહર્ષિ જ્ઞાન સંબદરે બંધાવ્યું હતું અને જ્યાં પોતે બેઠા હતા ત્યાંજ મહર્ષિ બેસતા. ઘણાયે ભક્તો તેમને મહર્ષિનો

પુનરાવતાર માને છે. તે સિદ્ધ સોળ વર્ષની ઉંમરે ગત થયા હતા અને વેંકટરામને તેટલીજ ઉંમરે અભૂતપૂર્વ અનુભવ થયો હતો.

એક વખત તિરુવમલૈમાં તેઓ ધ્યાનમાં બેસી ગયા. આ વખતના એક નાના બનાવની નોંધ લેવી આવશ્યક છે. કેમકે આ સ્થિતિ પણ તેમનું સામાન્ય દૃષ્ટિબિંદુ વ્યક્ત કરે છે. હજામના કહેવાથી તેઓએ માથું મુંડાવી નાખ્યું. મંદિરના ભક્તો માટે બીજી બાબત નાહવાની હતી. પણ સ્નાન માટે શરીર લાયક છે તેમ તેઓને લાગ્યું નહિ. તેથી પાસે બાકી રહેલા પૈસા, જનોઇ તથા કૌપીન સિવાયનાં બધાં કપડાં ફેંકી દઇ મંદિરમાં ફરીથી દાખલ થઇ તેઓ ધ્યાનમાં બેસી ગયા.

કમભાગ્યે તેમના પ્રતિ છોકરાઓનું ધ્યાન ખેંચાયું. છોકરાઓને તેમના પ્રતિ પથ્થરો ફેંકવામાં આનંદ આવતો હતો તેમના ધ્યાન બહાર જવા માટે તેઓ પાતાલલિંગના ભયાનક સ્થાને ગયા; પણ આ તો ઊલામાંથી ચૂલામાં પડયા જેવું થયું. આ સ્થાનમાં રહેતાં જીવજંતુએ તેમનો આકરો દંડ લીધો. એક બાઇએ તેમને જોયા ત્યારે પગમાં ઘારાં પડયાં હતાં અને તેમાંથી લોહી પરૂ વહેતાં હતાં; પણ તેમને આનું કંઇ દુઃખ થતું હોય તેમ જણાતું નહોતું. પણ મિત્રો તેમને સુરક્ષિત સ્થાને લઈ ગયા. આ વખતે તેમનો ખોરાક દૂધ અને અભિષેકની બીજી વસ્તુઓ તેમના મોઢામાં સાધુઓ રેડતા તે હતો.

આ વખતથી વધારે એકાંત તથા શાંતિ મેળવવા માટે તપસ્વી વારંવાર જગ્યા બદલતા હતા. તેમની તપસ્યા પ્રસિદ્ધ થતાં શાંતિ મેળવવી મુસ્કેલ બનતી હતી. તેમને મળવા આવનારી સંખ્યા સતત વધતી ચાલી. આ યુવકનો પૂર્વાશ્રમ જાણવાની એક જણને જિજ્ઞાસા થઇ. તપસ્વી તે વખતે મૌનમાં હતા તેથી પૂછનારની આગ્રહ ભરી માગણીને અંગે તેઓએ કાગળ પર ' વેંકટ રામન,

તિરૂચુઝી' લખ્યું. આ ખબર સગાંવહાલાંઓને મળતાં તેના કાકા તેને તેડવા આવ્યા; પણ તપસ્વીનો નિશ્ચય વજ્ર જેવો દૃઢ હતો. પછી માતા પોતે આવ્યાં. તેમની કાકલુદીભરી આજીજી નકામી ગઈ. તેની જાણ માટે તેઓએ સ્લેટ પર લખ્યું કે તેમણે તેના વિના ચલાવી લેવુંજ જોઇએ.

જેમ જેમ તેમની કીર્તિ પ્રસરી તેમ તિરૂવન ચલૈના પૈસા તથા કીર્તિના ઉપાસક સાધુઓને અદેખાઈ થવા લાગી અને તેને અંગે મહર્ષિને કેટલીચેક આપત્તિમાંથી પસાર થવું પડયું. એક સાધુએ તો ઉપરથી મોટો પથ્થર ફેંકી તેમને મારી નાખવા યત્ન કર્યો. બીજાઓએ તેમને ચલિત કરવા જાળ પાથરી; પણ આ બધા પ્રયત્નો નિષ્ફળ ગયા.

બીજો એક સાધુ તેમની સાથે લડવા માટે તેમના પર થુંક્યો; પણ સ્વામીજી અડગ રહ્યા. પણ જ્યારે સાધુ ત્રીજા પક્ષ પાસે માર ખાઇને પાછો આવ્યો ત્યારે મહર્ષિએ આગલા અપમાનની વાત પણ ઉચ્ચારી નહિ.

મહર્ષિને ચોરો તરફથી પણ તેવોજ ત્રાસદાયક અનુભવ મળ્યો હતો. ૧૯૨૪ માં પૈસા મેળવવાની આશાથી કેટલાક લુંટારાઓએ આશ્રમપર હલ્લો કર્યો. ભેટો લઇને અનેક યાત્રાળુઓ હમેશાં આવતા હોઇને આ ભેટોનો સંગ્રહ મેળવવાની તેઓએ આશા રાખી હતી.

જ્યારે તેઓ આવ્યા ત્યારે મહર્ષિએ તેમને કહી દીધું કે કોઈ કિંમતી ચીજ તમને મળી શકવાની નથી. પણ તે ચોરોએ તેમનું કહેવું સાચું માન્યું નહિ. તેથી પૂરતી તપાસ કરવા માટે, આશ્રમવાસીઓ ચોરોને આશ્રમ સોંપી દઈ ચાલ્યા ગયા. તેઓ બહાર જતા હતા ત્યારે ચોરો તેમના પર તૂટી પડયા અને મહર્ષિને પગ પર ઠીક ઠીક વાગ્યું; પણ તેઓ તો ત્યાં ને ત્યાં ઉભા રહ્યા. તેમણે કહ્યું કે 'મરજી હોય તો મને હજુ વધારે મારો.' અલબત્ત, ચોરોએ તેમ ન કર્યું. પછી તેમની વધારે ખાત્રી થવા

માટે તેમને એક ફાનસ આપવામાં આવ્યું. પોતાની શોધ-માં નિષ્ફળ જવાથી મહર્ષિનો ગુપ્ત ભંડાર બતાવવા માટે ચોરોએ ખૂબ ધમકી આપી. પણ આખરે માંડ માંડ દશ રૂપીઆની લૂંટ મેળવી તેઓને ચાલ્યા જવું પડ્યું.

આશ્રમની તપાસ દરમિયાન જે જે શિષ્યોને ઇજા થઇ હતી તેમની સારવાર મહર્ષિએ શરૂ કરી. મહર્ષિને પોતાને ઇજા થયાની ખબર તો આશ્રમવાસીઓને છેક પાછળથી પડી. તેમના કેટલાક શિષ્યો લૂંટારૂઓ સાથ લડવા માટે તેમની રજા માગી રહ્યા હતા; પણ જવાબમાં નિશ્ચયાત્મક ના હતી. તેઓએ કહ્યું: "ચોરોને તેમનું કામ કરવા દો. આપણે આપણા કાર્યને વળગી રહેવું જોઇએ. તેમને ઠીક પડે તેમ તેમને કરવા દો. આપણી ફરજ સહન કરવાની તથા ક્ષમા આપવાની છે. તેમના કામમાં આપણે વચ્ચે પડવું ન જોઇએ."

વખત જતાં મહર્ષિઓના ગુણો તેમની દરેક પ્રવૃત્તિ-માં દૃશ્યમાન થવા લાગ્યા. તેમના રહેઠાણમાં નવુંજ વાતા-વરણ પ્રગટ થયું.

એક વિશિષ્ટ દાખલો લઇએ. સ્કંદાશ્રમમાં સર્પ અને મોર મૈત્રીભાવે રમતા હોવાનું દૃશ્ય સામાન્ય હતું. આ બન્ને પાકા દુશ્મન હોવાનું બધા સાહિત્યમાં આપણે વાંચીએ છીએ. જ્યારે તે વિષે પૂછવામાં આવ્યું, ત્યારે તેઓએ જવાબ આપ્યો કે "સર્પનો ભય તથા મોરની વિકરાળતા દૂર થયાં હતાં. બન્નેને અંતરપ્રેરણા થઇ હતી કે કોઇને ઇજા થશે નહિ. એવું શાંતિમય વાતાવરણ ત્યાં અસ્તિત્વ ધરાવતું હતું.

ટેકરી પરના એક ભ્રમણ વખતે મહર્ષિની અહિંસાની સખ્ત કસોટી થઇ. તે ફરતા હતા તેટલામાં તેમનો ઘુંટણ એક મધપૂડાને લાગ્યો. તે ઉપરથી મધમાખીઓ મોટી સંખ્યામાં બહાર આવી તેમના આખા શરીર પર ડખી.

પરંતુ તેઓ તો શાંત રહી મધપૂડાને અડવામાં પોતાની થયેલ બેદરકારીની શિક્ષા ભોગવતા ઉભા રહ્યા. આ બનાવ ઘાડા જંગલમાં બન્યો હતો. આ પછી તેઓ તિરૂવન મલૈની પવિત્રતાના ઉત્પાદક સિદ્ધ અરુણગિરિની શોધમાં ગયા હતા.

તિરૂવનચલૈમાં થોડાં વર્ષો થતાં તો શિષ્યો અને ભક્તો ટોળાબંધ આવવા લાગ્યા અને તેમની સંખ્યા સેંકડોની છે. આશ્રમમાં તો બહુ થોડાજ દેખાય છે. કેટલાકની ઓળખ આપીએ. બહારની દુનિયામાં જાણીતા કાવ્યકાંત ગણપતિ શાસ્ત્રીને ગણી શકાય. રામન્ મહર્ષિ પાસે આવ્યા પહેલાં તે સંસ્કૃત લેખક તથા પંડિત તરીકે પ્રસિદ્ધ થયા હતા. ઉત્તરહિંદના વિરોધી પંડિતો પાસેથી તેમણે કાવ્યકાંતની પદવી મેળવી હતી. મહર્ષિ નામ પણ તેણે જ આપ્યું હતું. જરા વિચિત્ર લાગે છે તોપણ જણાવવું જોઇએ કે, તે પ્રખર સમાજસુધારક અને અડગ સ્વદેશપ્રેમી હતા. આધ્યાત્મિક માર્ગ દ્વારા માતાની સર્વ પ્રકારની મુક્તિ મેળવવી એ તેમનું લક્ષ્ય છે. આ દિશામાં તેમની સફળતાને અંગે તે મહર્ષિના સમાગમમાં આવ્યા. આ પ્રમાણે બંધાયેલ સંબંધ ગાઢ થતો ગયો છે અને મહર્ષિના નામ સાથે સંકળાયેલા ચમત્કાર પણ તેને અંગેજ છે.

મદ્રાસના પરાતિરૂવથિયુરના ગણેશ મંદિરમાં એક વખત કાવ્યકાંત તપ કરતા હતા. તેટલામાં તેમને લાગ્યું કે, મહર્ષિએ અચાનક મુલાકાત લઇ થોડી વાતચિત કરી. તેજ વખતે આશ્રમમાં હાજર રહેલાઓને મહર્ષિએ કહ્યું કે હું હમણાં શાસ્ત્રીજીને મળી આવ્યો. તેમણે મંદિરનું આપેલું વર્ણન અક્ષરશઃ મળતું આવતું હતું.

જ્યારે મહર્ષિ કાવ્યકાંતની સાથે રહેતા હતા ત્યારે કાવ્યકાંતે અમુક દિવસે ઉમાસહસ્રમ્ પૂરૂ કરવાની પ્રતિજ્ઞા લીધી હતી. અનેક સંજોગોને લઇ છેલ્લી રાત્રે એંશી કડી

લખવાની બાકી રહી ગઇ. કાવ્યકાંતે ચાર જણુને બોલાવી કડીઓ લખવા માંડી અને લગભગ ચાર કલાકમાં આશ્ચર્યજનક ઉતાવળથી તે પૂરૂં કરી નાખ્યું.

મહર્ષિ જે ભાગ્યે જ આંખો બંધ કરીને બેસતા તે આ વખતે તેવી રીતે બેઠા હતા. છેલ્લો શ્લોક પૂરો થતાં તેમણે આંખો ઉઘાડીને પૂછયુંઃ

"મેં લખાવ્યું તે બધું તમે લખી લીધું ને?"

પહેલાં તો આ શબ્દોથી બધાને આશ્ચર્ય થયું, પણ તેઓ તરતજ તેનો અર્થ સમજી ગયા. આવા અનુભવો ઘણાને થયા છે. તેમની હાજરીથી લોકોનાં કામ સહેલાં થઇ પડતાં હતાં.

બીજો શિષ્ય મસ્તાન નામનો મુસલમાન હતો, જેણે આશ્રમમાં મહર્ષિ સાથે ઘણો વખત રહીને છેવટે પોતાનો આશ્રમ ખોલ્યો હતો, જો કે ગુરુની સાથે તે ચાલુ સંસર્ગમાં રહેતો આવ્યો હતો. વિચારની ઉદ્દારતામાટે હિંદના ઘણા સાધુ પુરુષો જાણીતા છે, પણ અંધશ્રદ્ધા તથા કોમી ઝેરના આ જમાનામાં હિંદુ મહર્ષિ સાથેનો મુસલમાન શિષ્યનો સંબંધ અભૂતપૂર્વ છે. જાત અથવા ધર્મભેદ સિવાય હરકોઇને પોતાના પક્ષમાં લેવાની રામનાશ્રમની વિશિષ્ટતા તરી આવે છે. ફક્ત બ્રાહ્મણો જ આધ્યાત્મિક જ્ઞાનના અધિકારી છે તેવો સંકુચિત મત મહર્ષિને માન્ય નથી. વસ્તુતઃ તેમના શિષ્યોની મોટી સંખ્યા બ્રાહ્મણેતરની છે. મહર્ષિ પાસેથી દીક્ષા મેળવનાર એકજ ભાગ્યશાળી પુરુષ પણ અબ્રાહ્મણ હતો. તે હવે નટાનંદ સ્વામીના નામથી ઓળખાય છે. મહર્ષિની ચેતવણી છતાં કુટુંબના પાશમાંથી મુક્ત થવાનો તેમનો નિશ્ચય એવો દૃઢ હતો કે મહર્ષિને હા પાડવી જ પડી. શિષ્યના દરેક કુટુંબીના સ્વપ્નમાં તેમણે દેખાઇને, સંન્યાસ અપાવવાની હા પાડવાની પ્રેરણા કરી.

મહર્ષિને તત્ત્વજ્ઞાનનાં બહુ થોડાં પુસ્તકો વાંચવાની તક મળી છે, છતાં આધ્યાત્મિક પ્રશ્નોનો ઉકેલ કરાવવા માટે મહર્ષિ હમેશાં તત્પર હોય છે. કોઇ પણ જિજ્ઞાસુને પૂરો સંતોષ થાય તેવી પ્રેરણા તેમની પાસેથી મળી રહે છે. બીજી બાજુ પોતાના જ્ઞાનનું પ્રદર્શન કરાવવા અથવા તો મહર્ષિના ઉપદેશમાં છિદ્ર શોધનારા લોકોને પોતાની મૂર્ખાઈ માટે દિલગીર થવું પડે છે. તેમની બીજી ખુબી એ છે, કે જે વિષયનું તેમને પૂરૂ જ્ઞાન ન હોય-દાખલાતરીકે યુરોપિયન વિદ્વાનોનાં વખાણો-તે વિષે તેઓ ભાગ્યેજ શબ્દ પણ ઉચ્ચારે છે.

પરંતુ જ્યારે તેમને જિજ્ઞાસુની ખરી વૃત્તિની ખાત્રી થાય છે ત્યારે તેઓ તેને અનેક રીતે મદદ કરે છે. પૃચ્છકના જેવીજ કક્ષાએ ઉતરવાની મહર્ષિમાં ખૂબી છે અને તેમ કર્યા પછી તેઓ તે પૂછનારની સમજ પ્રમાણેજ તેને સમજાવે છે. કોઇ વાર શિષ્ય મુંઝાય છે, પરંતુ તે તેને યોગ્ય દિશાએ મૂકવા માટે જ હોય છે.

મહર્ષિના આધ્યાત્મિક ઉપદેશોનો ટુંક સાર સત્ દર્શનના ટીકાકર ટી. વી. કલ્પશાસ્ત્રીએ નીચે મુજબ આપ્યો છેઃ-" આંતરિક કે બાહ્ય હિલચાલને કોઇ શુભ શક્તિ અંકુશમાં રાખે છે, તેમ તમે સમજશો નહિ ત્યાં સુધી જીવનની નજીવી બાબતોથી તમે દુઃખી થશો. આ સમજ્યા પછી તમને એમ લાગશે, કે બધું કરનાર બીજું કોઇજ છે અને તમારે અંગત કંઇ ભાર વહન કરવાનો નથી. આ 'કોઇ' તમારા અંતરાત્મા સાથે જોડાયેલું છે, પછી ભલે તમે તેને પરમેશ્વર કહો. ખરૂં દૈવી તત્ત્વ આ છે. તે તમારી અંદર વસેલું છે. જો તમારી શક્તિ પ્રબળ હોય તો તમને તે મળી શકશે. જો તમારી અપૂર્ણતાઓનુ તમને ભાન હોય તો તમે તો માત્ર દરિયાના મોજા જેવા હોવાનું સત્ય તમને સમજાશે."

જ્ઞાન અને ભક્તિમાર્ગ બન્નેને મહર્ષિ સરખું મહ-

ત્વ આપે છે. એકને બીજાથી ગૌણ તે ગણતા નથી.

જુદા જુદા મળવા આવનારાઓ તત્ત્વજ્ઞાન વિષે જે વાત કરે છે, તેની વિરુદ્ધ તેઓ દલીલ કરતા નથી, પણ તેમના અને બીજા આચાર્યો વચ્ચેનો તફાવત, તેમના શિષ્યોના કહેવા મુજબ તરી આવે છે. જ્ઞાન અને ભક્તિમાર્ગમાં તેઓ પરમહંસને વધારે અનુસરે છે. રામનાશ્રમની દૈનિક ચર્યા જાણવા માટે આ વિગતો પૂરતી છે. સવારના ત્રણ વાગ્યે મહર્ષિ જાગે છે. તેમના કેટલાક શિષ્યો તરતજ સાથે થઇ જાય છે. પૂજા પછી આશ્રમને લગતું કંઈ કામ—જેવું કે બપોર માટે શાક શમારવાનું વગેરે તેઓ કરે છે.

સૂર્યોદય થતાં તે ઓરડામાં પોતાના આસન પર બિરાજે છે. એક અથવા વધારે શિષ્યો ભજન ગાય છે ને દર્શન કરવા આવનારાઓનો મારો શરૂ થાય છે. સાત વાગ્યે સવારનો નાસ્તો આવે છે. મહર્ષિ બધાની સાથે બેસે છે, બ્રાહ્મણો જુદા બેસે છે. ત્યાર પછી સાહિત્યની કોઇ કૃતિ તપાસવામાં આવે છે અથવા વચાય છે. અથવા તો પ્રશ્નોત્તરી થાય છે. અગીઆર વાગતાં બપોરનું ભોજન પીરસાય છે. ત્યાર પછી મળવા આવનારાઓની શરૂઆત થાય છે.

નાસ્તા તથા ભોજનના સંબંધમાં એક વાત ખાસ ધ્યાન ખેંચે છે. ત્યાં માત્ર સાત્વિક ખોરાક અપાતો નથી. ખોરાક સંબંધી મહર્ષિ ઉદાસીન છે; પછી ભલે તે પચે તેવો હોય અથવા ન પચે તેવો હોય. ગળ્યો હોય અથવા તીખો હોય. ખોરાક સંબંધમાં બહુ ચિકાશ ન કરવી જોઇએ તેવો તેઓનો સિદ્ધાંત છે. ખોરાકના પ્રમાણ પર પણ પ્રતિબંધ નથી. ઘણી વખત ભક્તો બપોરે મિષ્ટાન્ન તૈયાર કરાવે છે. ઉપરાંત મહેમાનોની લાવેલ ભેટો પણ હે- છે, જે ત્યાં હાજર રહેલાઓને વહેંચી દેવામાં ·

ભક્ત હેલવાનું બટકું લેવા આનાકાની કરતા હતા. મહર્ષિની સૂચનાથી તેણે તે ખાવાની હિંમત કરી. પરિણામ આશ્ચર્યજનક આવ્યું. તેને માલૂમ પડયું કે પાચનની મંદતા દૂર થઇ હતી. મહર્ષિના મત પ્રમાણે જો આપણે ખોરાક યોગ્ય સ્થિતિમાં ખાઇએ તો પચવવાની જવાબદારી આપણી નથી. શ્રીરામનાશ્રમમાં રહેતી વખતે, બહાર લઇ શકાતા ખોરાક કરતાં ઘણો વધારે ખોરાક લઇ શકાય છે એવો લગભગ દરેક ભક્તનો અનુભવ છે.

નાસ્તા વખતે અને ભોજનસમયે પહેલાં આશ્રિતોને પછી ભલે તે મનુષ્ય યા જાનવર હોય–પીરસવામાં આવે છે. ઋષિ લોકો आत्मवत्सर्वभूतेषु ગણે છે. તે સિદ્ધાંત મુજબ આશ્રમનાં બિલાડાં, કૂતરાં, ગાયો અને નોકરો તથા ભિખારીને પહેલાં પીરસવામાં આવે છે.

કૂતરાં, વાંદરાં તથા ગાયો વિષે અનેક વાતો આશ્રમમાં સંભળાય છે. મનુષ્યોની માફકજ તેમની સંભાળ લેવામાં આવે છે. ઠપકો આપવાથી કૂતરાએ આત્મઘાત કર્યાની હકીકત જ્યારે મહર્ષિને કહેવામાં આવી, ત્યારે તેમણે કહ્યું કે "આ શરીરોમાં કયા આત્માઓ વસેલા છે તે તથા કયાં કર્મ ભોગવવા તેઓ આપણી પાસે આવેલાં છે તે આપણે જાણતા નથી." આમાંનાં ઘણાં ખરાં પ્રાણીઓએ ખૂબ ચાતુર્ય તથા વૈરાગ્ય પણ પ્રદર્શિત કર્યાં હતાં. તેમાંની એક, કમળા તો, મહર્ષિના આદેશ પ્રમાણે બધા યાત્રાળુઓને ટેકરી પરનાં તીર્થસ્થાનો પર લઇ જતી.

અત્યારે આ પ્રાણીઓમાં ખાસ, એક ભક્તે ભેટ કરેલ ગાયની વાછડી–લક્ષ્મી છે. નાસ્તા વખતે તે ઓરડામાં સીધી આવી પોતાનો ભાગ લઈ જાય છે અને જો તે કંપાઉંડની અંદર હોય તો દરેક વખતે તે પ્રમાણે ભાગ મેળવે છે. એમ માનવામાં આવે છે કે મહર્ષિ જ્યારે ટેકરી પર હતા ત્યારે તેમને ફળ પૂરાં પાડનાર ડોશીનો આત્મા તેમાં રહેલો હતો.

જંગલી જાનવરો સાથેનો પણ મહર્ષિનો સંબંધ પ્રેમપૂર્ણ છે. તેમને જરા પણ ઇજા કર્યા સિવાય તેઓ ઘણી વાર નજીક આવે છે. એક વખત જ્યારે તેઓ વિરૂપક્ષ ગુફાના ઓટલા પર હતા ત્યારે પછી આઠ ફીટ છેટે એક વાઘ તેમની સામે જોઇને લાંબો વખત બેસી પછી શાંતિથી ચાલ્યો ગયો. જ્યારે કેટલાક ભક્તોને આની ખબર પડી ત્યારે તેઓએ કાંટાળી વાડ તેની આસપાસ બંધાવી જે અદ્યાપિ ચાલુ છે.

આશ્રમનો પ્રસિદ્ધ ભાગ તો જે ઓરડામાં મહર્ષિ બધો વખત ગાળે છે તે છે. જેને જોઇએ તેને તેમાંથી આધ્યાત્મિક બળ મળી રહે છે. ત્યાંનું વાતાવરણજ એવું છે. ખાસ કરીને સાંજના ભજન વખતે ખૂબ પ્રેરણાદાયક હોય છે.

તે પવિત્ર સ્થાનમાં અનેક ભક્તો તથા શિષ્યોને સુખદ અનુભવો થયા છે. કેટલાકોએ અદ્ભુત ઘટના બનતી જોઇ છે. કેટલાકોને અગાઉ જીંદગીમાં ન અનુભવેલ વિચારો ઉદ્ભવવા પામ્યા છે. કેટલાકોની ગૂંચવણ મહર્ષિને મળ્યા વિના દૂર થઇ ગઇ છે.

આ વાતાવરણમાં લાભ મળવાનો આધાર પોતા પર છે. મહર્ષિ તો અરીસા જેવા છે. જો તમે વાંકું મોંહું કરીને જુઓ તો પ્રતિબિંબ પણ બેડોળ પડે, પણ જો તમે સાચા હૃદયથી તેમની પાસે જાઓ તો તમારી જરૂર પ્રમાણેની દિશામાં તમારી શક્તિને તે મજબૂત બનાવશે. તમારા વિચારો અગર મુશ્કેલીને તેમની પાસે વ્યક્ત કરવાની પણ જરૂર નથી. તમે વિષયનો ઉલ્લેખ કરો ત્યાર પહેલાંજ તેઓ તે વાત ઉપાડે છે.

આશ્રમમાં ત્રણ મહોત્સવો થાય છે. એક કાર્તિકી પૂનમે, બીજો તેમની માતાના સંવત્સરીને દિવસે અને ત્રીજો તેમની પોતાની જયંતિને દિવસે. આ બધા પ્રસંગો-

એ તેમના ભક્તો હાજર રહેવાને બનતું કરે છે. હજારો લોકોને ભોજન અપાય છે. દરેકને બરાબર પીરસવામાં આવે છે કે કેમ તેનું મહર્ષિ ખાસ ધ્યાન રાખે છે અને બીજા બધાના જમી લીધા પછી છેલ્લે મહર્ષિ ભોજન લે છે. આ કોઇપણ પ્રસંગે જરાપણ ડોળદમામ હોતો નથી. કંઇપણ ડોળ કરવાની મહર્ષિએ ઘસીને ના પાડી છે. એક ભક્તે આપેલ પલંગ જો કે તેઓ વાપરે છે, છતાં તેઓ ખાદીની લંગોટીથી સંતોષ માને છે. ઓરડામાં સ્થાયી વસ્તુમાં સૂતરના હારવાળું મહાત્મા ગાંધીનું બાવલું છે.

આશ્રમનું સ્થાન શહેરથી દૂર હોઇ, શાંતિ જાળવવા માટે ખૂબ અનુકૂળ છે. તેનાં ત્રણ મકાનો છે. ભક્તિનો ઓરડો, જમવા તથા રહેવાની જગ્યા, તથા માતાજીનું મંદિર. પાસે નાહવા માટે પાલીતીર્થ છે અને પશ્ચિમની બાજુમાં પીવાનું પાણી હમેશાં પૂરૂં પાડતું અગસ્ત્ય તીર્થ છે. તેની બાજુમાં મહેમાનો માટે થોડી ઝુંપડીઓ છે. ઉત્તરે અરુણચલાની પવિત્ર ટેકરી આવી રહેલ છે. યાત્રાળુઓ માટે તે આદર્શ સ્થાન છે અને વખત જતાં યાત્રાળુઓ વધવા સંભવ છે. કેમકે દરેક મહેમાન માત્ર સંબંધ જારી રાખવાને આતુર છે, એટલુંજ નહિ પણ પોતાના મિત્રોને પણ ભક્ત કરવા ઇચ્છે છે.

મહર્ષિને જો કે ધનની જરા પણ દરકાર નથી, છતાં દ્રવ્ય તો સતત ચાલ્યું આવે છે.

અત્યારે આશ્રમમાં ઝુંપડાંઓ, વાડી અને કૂવો છે. આ બધું બહારની મદદથી બંધાયેલ છે.

હમેશાં ૪૦–૫૦ માણસ જમતાં હોવાથી ૧૦–૧૨ માણસો અચાનક આવી ચડે તો કંઇ મૂંઝવણ પડતી નથી. પરંતુ જે દ્રવ્ય આવે છે તે ખર્ચાઇ જાય છે. બીજા દિવસને માટે નહિ જેવું બાકી રહે છે. તેમ છતાં કદી તંગી ભોગવવી પડતી નથી. ખાસ પ્રસંગે, જ્યારે હજારો માણ-

શું એ થોડું છે ? જેનો નાથ ઈશ્વર સ્વયં છે તેને સંસારમાં કોઇની ભીતિ નથી. માટે બહેન ! તમારા કોમળ હૃદયમાંથી શોકને તિલાંજલિ આપી દ્યો. ”

“ બહેન ! રાજકુટુંબમાં જન્મ આપી પ્રભુએ મારા પર અન્યાય કર્યો છે. મારા પર અનેક જુલ્મો અને અત્યાચારો થયા છે ને થાય છે. મને કોઇ સુખે બેસવા નથી દેતું. મારાં બાળકોને કોઇ જીવવા પણ નથી દેતું. મારા હૈયામાં તીર ભોંકાય છે. ”

“ ઉન્માદને વશ ન થાઓ બહેન ! શાન્તિને હૃદયમાં ધારણ કરો. ”

“ કેવી રીતે શાન્ત પડું ? શું કરૂં તો મારૂં હૈયું હાથ રહે ? મારા હૃદયના ટુકડા થઇ રહ્યા છે. મારો ભાઇ મારાં બાળકોના રક્તનો પ્યાસો છે. મારા ભરથાર કારાવાસના કાળપિંજરામાં બંદીવાન બન્યા છે. ઓહ ! મારાં સાત નિર્દોષ બાળકોનું રક્ત નિષ્ઠુર, જલ્લાદ ભ્રાતા કંસે વહાવ્યું છે. દૈત્ય બનીને એણે એ ભોળાં શિશુઓને પથ્થરી શિલા પર પટકીને મારી નાખ્યાં છે. અને ઓહ ! મારા ઉદરમાંના બાળકનો પણ થોડા દિવસમાં મારા પિશાચ ભાઇના હસ્તે નાશ થશે. ”

દેવકીના ગળે ફરી ડૂમો ભરાયો. પવિત્રતાની દેવી ભોળી સ્ત્રીના મુખ પર ગાંભીર્યની છટા છાઇ રહી. દેવકીની આ ભીષણ પરિસ્થિતિએ એને વિહ્વળ બનાવી દીધી હતી. સ્વાર્થ કેવી વસ્તુ છે તેની પ્રતીતિ જીવનમાં આજે જ તેને થઇ. દેવકી બોલીઃ

“ બહેન ! મુજ અભાગિનીનું દુઃખ સાંભળી તને પણ દર્દ થાય છે અને એટલાજ માટે મારી વીતકકથની હું નહિ સંભળાવું ! પણ હાં, બહેન ! તારૂં શુભ નામ જણાવાની ઉદારતા દાખવીશ ? ”

"દાસીને લોકો જશોદાના નામે સંબોધે છે. બહેન ! હું તો ગોવાલણી છું."

"એજ જીવનમાં પ્રભુતા છે. તમારા આંગણે ને તમારા હૃદયમાં પ્રભુનો વસવાટ હોય છે, જ્યારે રાજમહાલયના આંગણે અને રાજકુટુંબનાં હૃદયોમાં દૈત્યો ને દાનવોનો વસવાટ હોય છે. તું કયાં રહે છે બહેન ?"

"જમનાના સામે કાંઠડે મારી ઝુંપડી આવેલી છે. મારા પતિદેવ ગાયો ચારે છે ને હું ગાયોના દૂધમાંથી માખણ, ઘી ને છાસ બનાવું છું."

દેવકીએ વિચાર્યું: "જ્યાં સ્વાર્થ અને પરસ્પર દ્વેષભાવ નથી ત્યાંજ સ્વર્ગ છે. જગતના આંગણે શુદ્ધ હૃદયથી જીવન જીવતા માનવો જગતમાંજ સ્વર્ગ રચી શકે છે. તેણે તેનું અને જશોદાનું જીવન સરખાવી જોયું ને એના ભીષણ ભાવિનું ચિત્ર એની દૃષ્ટિ સન્મુખ તરી રહ્યું. દૈવી વાણી જે એણે થોડી વાર પ્રથમ સાંભળી હતી તે એને ભ્રમમૂલક લાગી, ને એક ક્ષણ પશ્ચાત્ એના જીવનનાં ભૂતકાલિન દશ્યો એની દૃષ્ટિમર્યાદા આગળ તરી રહ્યાં. તે ઉન્માદિનીની માફક એકદમ બોલી ઉઠી:

"કંસ ! ધૂર્ત, પાપી, હત્યારા, નીચ ! મારા ગુલાબી જીવનમાં તેંજ કંટક પાથર્યા છે. ઓ........હ !"

એકાએક એના શરીરમાંથી કંપારી વછૂટી અને તે બેશુદ્ધ બની પથ્થરી શિલા પર ઢળી પડી ! !

દયામૂર્તિ જશોદાએ દેવકીને ત્યાંથી ઉપાડી અને નદીના કિનારાની જમીન પર સુવાડી અને જમના મૈયાનું શીતલ જલ તેના મુખમાં રેડયું અને શુશ્રૂષા કરવા બેઠી. કેટલીક ક્ષણો પશ્ચાત્ તેનાં નેત્રો અર્ધાં ઉઘડયાં અને મંદ સાદે તેનાથી બોલાયું:

"હું કયાં છું ?"

"તમે જ્યાં હતાં ત્યાંજ છો બહેન! જરા પણ ભીતિને હૃદયમાં સ્થાન ન આપશો; નહિતર વળી પાછાં ક્યાંક મૂર્છિત બની જશો!"

"શું કહ્યું, મૂર્છા? મૂર્છા? મૂર્છાની મને લેશમાત્ર ભીતિ નથી. હું મૃત્યુ કાં પામતી નથી? કોણ જાણે મૃત્યુ મારાથી દૂર ને દૂર કેમ ભાગે છે? ઓહ! હું શું જોઇ રહી છું? આ શું થઇ રહ્યું છે? ઓહ! મારી આંખના ડોળા ફાટી જાય છે, મારા હૃદયના ટુકડા થઈ જાય છે. દોડો!........કોઇ દોડો! બચાવો બચાવો....કં....સ ....પાપી....હત્યા........રો....કં....સ....મારા....મા........રા બાળકને....પ....પથ્થરની....શિ....લા....સા....થે....અ....ફા ....ળી....મા....રી........નાખે....છે....ઓ....હે........બ....બ ....બ....ચા........વો."

ને તે ફરી બેશુદ્ધ બની ગઇ. જશોદાને લાગ્યું કે દેવકી કદાચિત્ વધુ ઉશ્કેરાશે તો ગર્ભવતી હોવાના કારણે પ્રાણને ત્યજી દેશે અને તેના પરલોકગમનના કારણે તેનું બાળક પણ મરી જશે.

અને જશોદા વિચારમાં પડી. વિચાર કર્યો, ખૂબ વિચાર કર્યો ને તે ઉઠી યમુનાના નિર્મળ શીતળ જલની એક અંજલિ ભરી તેણે દેવકીના મુખમાં રેડ્યું, અને પાલવથી વા ઢોળવા લાગી. દેવકીના નિશ્ચેતન પ્રાણમાં શુદ્ધિ આવી ને તે હાલી. તેની આંખ પરનાં ઢળેલાં પોપચાં સહેજ ઉંચાં થયાં; જશોદા બોલીઃ

"બહેન!"

ને તેનો ઉત્તર દેવકીએ ઢળેલાં નયનોએ વાળ્યો.

"ઉઠો, બહેન! તમારી આ સ્થિતિ હું નથી જોઇ શકતી. આખર હુંયે તમારી પ્રજા છું. તમારા દુઃખની ભાગિની હું ન થાઉં તો મારી કાયા લાજે. તમારા ને તમારા બાળકના પ્રાણની રક્ષા કાજે હું મારા બાળકના

પ્રાણનું બલિદાન આપીશ. પ્રભુ સ્વર્ગમાં મને તેનો બદલો આપશે."

દેવકીની આંખો વધુ ઉઘડી. જરા જોર કરી તે બેઠી થઈ.

"ના, બહેન! મારા માટે તારા હૃદયને પીંખી નાખવા દઉં? મારા માટે તારી હૃદયવાટિકાની કળીને ચૂંટીને મસળી નાખવા દઉં? ના, ના. હું તેમ શા સારૂ થવા દઉં? જનનીપ્રેમ મેં અનુભવ્યો છે. પોતાના નિર્દોષ શિશુને મૃત્યુના મુખમાં ધકેલાતો જોઈ માતાના હૃદયની શી સ્થિતિ થાય છે એ મેં અનુભવ્યું છે. બહેન! મારા માટે તને દુઃખની ભીષણ ગર્તામાં ફેંકી દેવા હું જરાએ તૈયાર નથી."

"એક શબ્દ પણ વધુ ઉચ્ચારો તો તમને તમારા ગર્ભમાંના બાળક અને જગતના તારણહારના સોગંદ છે. દેવકિ! મને નિરાશ ન કરો. મારી માગણીનો સ્વીકાર કરો. જુઓ, જ્યારે તમારા બાળકનો જન્મ થાય ત્યારે તમારા પતિદેવ વસુદેવ સાથે તેને જમનાના પેલે પાર મોકલી દેજો. વસુદેવ મહારાજ જ્યારે બાલકને લઈને આવશે ત્યારે હું તેમને મારૂં બાળક સુપ્રત કરી દઈશ. ક્રૂર કંસને મારૂં બાળક દેખાડજો. ભલે મારા બાળરાજાના કારણે મારા બાળકના પ્રાણ લેવાય. બહેન! ખચિત જાણજો, મારા બાળકના મૃત્યુથી હું જરાયે દુઃખી નહિ થાઉં—શોકનું એક પણ આંસુ નહિ સારૂં! કિન્તુ હર્ષિત થઈશ. કારણકે મારા એક બાળકના બલિદાને ત્રણ જીવો ઉગરી જશે. તમારા બાળકનું હું જતન કરીશ, પુત્રવત્ પ્યાર કરીશ. હું તમને વિનવું છું, મારી માગણીને બહેન! સ્વીકારો."

જશોદાના આ શબ્દોએ દેવકીને દિગ્મૂઢ કરી દીધી. દેવકીને જણાયું કે જશોદા સ્ત્રી ન હતી, દેવી હતી. પણ તેણે વિચાર્યું કે પોતાના કાજે એ ભલી સ્ત્રીને શા માટે

દુઃખના સમુદ્રમાં ધકેલી દેવી ! દેવકીને ક્યાંથી ખબર કે એના ગર્ભમાંનો બાળક સમસ્ત જગતનો તારણહાર હતો, પાપીઓનો સંહારક અને ધર્મીઓનો રક્ષક હતો, એ પુરુષ નહિ પણ દેવતા હતો.

અસ્તુ. જશોદાની કેટલીક હૃદયદ્રાવક વિનવણીઓ જોઈ દેવકીએ તેની એ માગણીનો સ્વીકાર કરી લીધો અને જગતની એક અદ્‌ભુત વ્યક્તિને પોતાની ગોદમાં રમાડવાનું અને માતા કહેવડાવવાનું સદ્‌ભાગ્ય જશોદાજીને પ્રાપ્ત થઈ ગયું.

કોણ કહે છે જશોદા સ્ત્રી હતાં ? એક સાધારણ સ્ત્રીનું આવું હૃદય હોય ? એ તો દેવી હતાં.

કોટિ કોટિ વંદન હજો દેવી જશોદાજીને—

( "આગમ" અઠવાડીકના સ. ૧૯૯૧ ના જન્માષ્ટમી અંકમાંથી )





# ૨૫–रामसिंह मालम

દીવ બંદરથી ઇરાની અખાતના ઓમાન બંદર તરફ જતા ફિરંગી વહાણુ 'ડૉન ફર્નાન્ડિઝ'ના નાખુદાએ પોતાની આંખ ઉપર દૂરબીન લગાવી ચોપાસ નજર કરી.

અરબી સમુદ્રમાં ગઇ રાતે જાગેલું તોફાન સાવ શમી ગયું હતું. દરિયાનાં નીલાં પાણી નીલા આસમાનની કોર સાથે એકાકાર થઇ જતાં હતાં. પવનની આછી લહેરથી થોડાં ઉછળતાં પાણીનાં મોજાં ઉપર સફેદ ટોપીની અખંડ ધારો નીલા રંગની સાડી ઉપર સફેદ સળિયાભાતની જેમ ચમકતી હતી.

સમુદ્રની સપાટી ઉપર ભાંગેલાં વહાણોના વેરણ-છેરણ ટુકડાઓ ભયંકર તોફાનનાં ક્ષુદ્ર સ્મારકોસમાં દૂર અને નજીક તરતાં હતાં. 'ડૉન ફર્નાન્ડિઝ' પણ એ તોફા-નમાંથી અણીશુદ્ધ સલામત નહોતું નીકળ્યું. એના સઢોના ચૂરા થઇ ગયા હતા, એનો કૂવાથંભ અરધેથી ભાંગી પડયો હતો, એના તૂતકનાં પાટિયાં મોજાંની પછડાટો ખાઇને ફાટી ગયાં હતાં, છતાંયે નાખુદાએ આત્મસંતોષ અનુભવ્યો. સેંકડો વહાણો સમુદ્રની સફરે નીકળેલા ઝંઝાવાતમાં અટવાયાં હતાં તેમાંથી જે રડ્યાં-ખડ્યાં થોડાંક જહાજો આબાદ તરતાં રહી શકયાં હતાં એમાં આ ફિરંગી જહાજ પણ એક હતું.

'માણસ ! માણસ !' એક ખલાસીએ બૂમ મારી.

હજી તો હમણાં જ શાંત થએલા તોફાની સાગર

ઉપર કયો માણુસ છે તે જોવાને નાખુદો દોડ્યો. તેની પાછળ બીજા ખલાસી દોડ્યા.

'ક્યાં છે? માણુસ ક્યાં છે? શેમાં? એનું જહાજ ક્યાં છે?'

'જહાજ તો હું નથી દેખતો' ખલાસીએ કહ્યું 'આ તો દરિયાની વચમાં એક માણુસ ઉભો છે.'

'અરે ઉલ્લુ! પીધોબીધો છે કે શું? દરિયાની વચમાં માણુસ તે ઉભતો હશે ખરો?'

'અરે જુઓ તો ખરા!'

ખલાસીએ આંગળી નોંધી ને એને ઇશારે સૌએ નજર કરી. ફિરંગી જહાજથી પાએક માઇલ દૂર જેટલે-જ એક આદમીને તેઓએ મધદરિયામાં ઊભેલો જોયો!

પારવાર તાજુબીથી બધા એ માનવીને જોઇ રહ્યા. હજી તો હમણાં જ દરિયાની ઊંડાઈ તેઓએ માપેલી તે સાઠ ફૂટ જેટલી થએલી. એ ઊંડાં પાણીના પટ ઉપર મોજાંની અખંડ લીટીઓ આગળ ને આગળ ધપતી હતી. એવા સાગરમાં આ માનવી ઊભો હતો. શરીરે ઉઘાડો હતો. માથે ફેંટા જેવું બાંધ્યું હતું, દરિયાનાં પાણી એને કમરસમાણાં થયાં હતાં. આખાયે જીવનમાં કોઇ ખલાસીએ આવો હેરતભર્યો દેખાવ નજરે જોએલો નહિ; કોઇ પાસે સાંભળેલો ય નહિ.

ફિરંગી જહાજનો માર્ગ એ મધદરિયે ઊભેલા માનવીની પાસેથી જ જતો હતો. નાખુદાએ દોરડું નંખાવ્યું. એ દોરડાને પકડીને એ માણસ જહાજની બાજુ ઉપર ચડવા લાગ્યો. એકાએક નીચેના પાણીમાં કંઇક તરફડાટ થયો. પાણીનો મોટો ગોળો ઉંચે ચડીને મોટા અવાજ સાથે પછડાયો. એક સાંકડા ને લાંબા ખડક જેવું કાંઇક પાણીની સપાટી ઉપર આવ્યું.

## મગરની પીઠ ઉપર

'મગર ! મગર !' ખલાસીઓએ બૂમ પાડી. ત્યાં તો મગરમચ્છ આડો ફર્યો. એની પૂંછડીના ઝપાટાથી વહાણનો આખો મ્હારો ધ્રૂજી ઉઠયો અને એક મોટી કાળી હોડી જેવો દેખાતો મગર ખૂબ વેગથી દરિયાનાં પાણી કાપવા લાગ્યો.

જ્યારે મગરની પીઠ ઉપર ઉભવાની વાતમાંથી તાજુબીનું તત્ત્વ શમી ગયુ, ત્યારે નાખુદાએ એ માનવીને એની હકીકત પૂછી. એણે જવાબ દીધો: 'સાહેબ ! હું બેટ–દ્વારકાનો વાઘેલો છું, ખલાસી છું. મારૂં નામ રામસિંહ. શવજી શેઠના નવા કાંટિયાનો હું માલમ છું. ગઇ કાલે સાંજે હું મારી હોડીમાં કાંઠે હતો ત્યાં એકાએક તોફાન જાગ્યું. મારી હોડી તણાઈ ગઇ ને હું ભેગો તણાયો. હોડી ભાંગી ગઈ ને હું એના લાકડાને વળગી રહ્યો. દરિયાનાં મોજાંમાં ઘસડાતો, પછડાતો, દટાતો ને ઉપર આવતો હું ખૂબ થાકી ગયો. ત્યાં એકાએક મારા પગ કોઈ કઠણ વસ્તુને અડકયા. પગ માંડીને જોઉં તો મને પગ નીચે કોઇ સખત જમીન લાગી એટલે હું ઉભો રહ્યો !'

તોફાની દરિયામાં ઘસડાએલા આ માનવીના ઈશ્વરે કરેલા ઉગારમાંથી એ ફિરંગી જહાજના આખા ખલાસી-વર્ગને ખૂબ ચમત્કાર દેખાયો. નાખુદાએ રામસિંહને પોતાની સાથે લઇ જવાની તૈયારી બતાવી કહ્યું: 'કોઈ વળતું વહાણ માર્ગમાં મળશે એમાં તમને તમારે વતન મોકલી શકાશે.'

ફિરંગીના જહાજને ઇરાનના અખાતને નાકે ચાંચિયા મળ્યા. ચાંચિયાઓ ટોળાબંધ હતા. એમણે ફિરંગીનું વહાણ લૂંટી લીધું ને એના બધાયે ખલાસીઓને સાંકળ અને દોરડાં વડે મજબૂત બાંધી પોતાની સાથે ઉપાડી

ગયા. ચાંચિયાઓએ પાડેલા જબ્બર બાકોરા વાટે વહાણ-માં પાણી ભરાવાથી 'ડૉન ફર્નાન્ડિઝ' ડૂબી ગયું.

## ગુલામ તરીકે વેચાયો.

ચાંચિયાઓનું વહાણ પોતાના મૂળ નિવાસસ્થાન તરફ ઉપડયું. આ ચાંચિયા અરબ હતા ને રાતા સમુદ્રમાં આવેલા નાના બેટ પેરીમમાં રહેતા હતા. પેરીમ પહોંચ્યા પછી અરબ ચાંચિયાઓ અરબસ્તાનને કાંઠે ઉતર્યા ને ત્યાંથી ફિરંગી ખલાસીઓ અને રામસિંહ માલમ વગેરેને પગે ચલાવતા ચલાવતા કોઇ સારા ગુલામી બજાર તરફ રવાના થયા. દરેક કેદીના ગળામાં લોઢાની પાટીનો મજબૂત પટો ખીલાઓથી જડી લેવામાં આવ્યો હતો. આવા પટામાં આગળ અને પાછળ બે કડીઓ રહેતી. આ કડીઓ સાથે લોઢાની મજબૂત સાંકળ બાંધવામાં આવતી ને એ સાંકળ આગળ–પાછળ ચાલતા કેદીના ગળામાં પટાની કડી સાથે જકડી લેવામાં આવતી. આવી રીતે લોઢાના પટા અને સાંકળથી જકડાયેલા કેદીઓના હાથ અને પગ છૂટા રહેતા અને તેઓ તેમના માથા ઉપર ચાંચિયાઓનો સરંજામ ઉઠાવી શકતા.

આવી રીતે ચાલતી આ ગુલામોની સાંકળ આખરે જેદ્દાહની બજારમાં પહોંચી ને ત્યાં આ ગુલામો વેચા-યા. રામસિંહ માલમ એક મીસરી ગુલામ વેપારીને ત્યાં વેચાયો; ત્યાંથી એલેકઝાંડ્રિયાની યુરોપીય ગુલામી બજારમાં મુકાયો ને ત્યાંથી કાળા પાણીના કેદીઓને માટે ખાસ રાખવામાં આવતાં ફ્રેન્ચ વહાણોમાં એક ગુલામ ખલાસી ( ગેલી સ્લેવ ) તરીકે રહ્યો.

આવી રીતે ચારેક વર્ષ ગાળ્યા પછી આખરે રામ-સિંહ માલમ ત્રણ ફ્રેન્ચ કેદીઓની સાથે એક તોફાની રાતે નાઠો. છુપાતા લપાતા, રાત્રે દોડતા અને દિવસે ક્યાંક ભરાઇ રહેતા આ ચાર ભેરૂબંધોએ માર્સેલ્સ બંદર-

થી તે હોલેન્ડની હદ સુધીનો સઘળો યે ફ્રેન્ચ મુલક પસાર કર્યો.

હોલેન્ડની ભૂમિ તે સમયમાં પવિત્ર લેખાતી હતી, તે કાળે પણ કોઇ પણ ગુલામ એ ભૂમિ ઉપર પગ મૂકતાંજ સ્વતંત્ર થઇ જતો. રામસિંહ માલમ પણ એ રીતે સ્વતંત્ર થયો.

## નોકરી રહીને કારીગીરી શીખ્યો.

હોલેન્ડમાં એક હુન્નરી કારીગર કુટુંબમાં રામસિંહે નોકરી લીધી. ત્રણ વર્ષ નોકરી કરી, એની એ નોકરી ને પ્રમાણિક રીતભાતથી એનો ડચ શેઠ એના ઉપર રાજી થયો. એક દિવસે એણે રામસિંહને પોતાની પાસે બોલાવ્યોઃ

'રામસિંહ માલમ !' શેઠ બોલ્યોઃ 'હું તારી નોકરીથી રાજી થયો છું, તને તારૂં વતન યાદ આવતું હશે, મારૂં એક વહાણ હમણાં હિંદ તરફ જવાનું છે. હું તને અમારે ખર્ચે તારા વતનમાં મોકલી આપવા માગું છું. તારાં માતાપિતા બૈરાંછોકરાં જે કોઇ સ્વજન હશે તે તને યાદ કરતાં હશે. હું રાજી થઇને તને રજા આપું છું. હવે તું તારે વતન જા.'

આંખો પર હાથના નેજા કરીને પોતાની વાટ જોતાં એનાં વૃદ્ધ માતાપિતા એણે જાણે કે સ્વપ્નમાં જોયાં. એક નાનાશા મકાનને બારણે હાથ ટેકવીને પોતાના ધણીની અનંત કાળ સુધી રાહ જોઈ રહેલી એની વાઘેલાણી એને હૈયે ચડી આવી. શેઠની આશિષ માથે ચડાવીને વાઘેલો ખલાસી વહાણુમાં ચડી બેઠો. દશેક વર્ષના ગાળા પછી એ દ્વારકામાં પાછો આવ્યો.

ને ત્યાં એની આખીયે સ્વપ્નસૃષ્ટિ ચૂંથાઇ ગઇ. એની વાઘેલાણીનો પત્તો નહોતો. કોઇ કહે કે એણે કૂવો પૂર્યો છે, કોઇ કહે કે કોડીનારના એક ખારવાનું એણે ઘર

માંડયું છે. એનાં માતાપિતા કંગાલ દશામાં ગુજરી ગયાં હતાં. વતનની સાથે પ્રીત બાંધનાર કોઇ સ્વજન એને ના રહ્યું. એ જ ડચ શેઠના વહાણમાં એ પાછો હૉલેન્ડ ગયો ને એ જ શેઠને ત્યાં એ ફરીને પાછો નોકર રહ્યો.

આ બીજા પ્રવાસમાં રામસિંહ હૉલેન્ડમાં ત્રણ વર્ષ રહ્યો. એ કાળે હૉલૅન્ડ મીનાકારી કામને માટે ખૂબ મશહૂર હતું ને એના શેઠનો પણ એજ ધંધો હતો. રામસિંહે એ કારીગરી શીખી લીધી.

ત્રણ વર્ષ પછી રામસિંહ પોતાને વતન પાછો આવ્યો. એ એક સારો હુન્નર શીખી આવ્યો હતો. કાઠિયાવાડનાં જુદાં જુદાં રાજ્યોમાં એ ફર્યો, પણ કોઇ રાજાને એની કદર કરવાની ફુરસદ કે પરવા ન હતી. તે કાળે તો કાઠિયાવાડમાં નાની નાની ઠકરાતો અંદર અંદર લડી વઢી પોતપોતાના સીમાડા વધારવામાંજ ગૂંથાઇ હતી. કોઇને એક હુન્નરી માણસને એના હુન્નરના વિકાસ માટે સગવડ આપવાની જરૂરત ન દેખાઇ.

## કચ્છનું નોતરૂં

પરંતુ કચ્છમાં તે કાળે એક ચાલાક રાજાનાં શાસન હતાં. છાતીના દર્દનો આ રોગી રાવ લખપતજી પોતાના રાજ્યાસનેથી કચ્છમાં વેપારની આબાદી, વિદ્યાનો પ્રચાર તથા કળા ને ચિત્રકામનો પ્રચાર ઝંખતો હતો. એણે વ્રજભાષાની, સંસ્કૃતની ને એવી પાઠશાળાઓ સ્થાપી હતી. વિદ્વાનો એને ત્યાં પડયા પાથર્યા રહેતા. એના કાળમાં ભરતકામ શીખવવાની એક શાળા હતી. એણે મોંઘાં મૂલ આપી ચિત્રકારો પાસે ચિત્રો દોરાવ્યાં હતાં.

એવા રાવ લખપતજી–કચ્છના ભોજ–ને કાને રામસિંહ માલમની કથા ઉડતી ઉડતી આવી. એક પાલખી, એક અમલદાર ને પાંચ ચોકીદારો મોકલી એણે આ સાહસિક ખલાસીને પોતાના રાજ્યમાં નોતર્યો. પોતાના

મહેલમાં ઉતારો આપ્યો. મીનાકારી કામના એના નમૂના અને હુન્નરમાં એનું પારંગતપણું જોઇને રાવ લખપતે રામસિંહને એ મીનાકારી કામને કચ્છમાં ઉતારવાની તજવીજ કરવા માટે રાખ્યો. રાજમહેલના નીચેના એક ઓરડામાં ભૂજના સોનીઓને રોજ બપોરે બોલાવવામાં આવતા. ત્યાં રામસિંહ એમને મીણો કેમ બનાવવો, ચાંદી ઉપર કોતરકામ ને નકશી કેમ કરવાં, એ નકશી કરવા માટેનાં ઓજારો કેમ તૈયાર કરવાં, એ નકશીમાં મીણો કેમ પૂરવો—એ બધુંયે સમજાવવા માંડયું રાજ-મહેલના ઓરડામાં જ બેસતી આ અજોડ હુન્નરશાળા-માં દરેક સોનીને અને એના પચીસ વર્ષ ઉપરના પુત્રોને ફરજીઆત હાજરી આપવી પડતી. રામસિંહ માલમના એ પ્રયાસોનાં મૂળ એટલાં ઊંડાં ગયાં છે કે આજ પણ 'કચ્છ વર્કસ' ને નામે મશહૂર બનેલુ કચ્છી મીનાકારી અને નકશીકામ સારા હિંદમાં તો શું પણ યુરોપ અને અમેરિકામાં પણ સત્કાર પામે છે.

રાવ લખપત જેવા વિદ્યાશોખીન રાજાને દેવજી ઠક્કર નામે એક અતિ વિચક્ષણ દિવાન સાંપડયો હતો. એ દેવજી મીનાકારીના હુન્નરની સ્થાપનાના ફાયદા પૂરા સમજી શકયો હતો. જેને એનો રાજા એક શોખ સમજતો હતો તેમાં એ લુહાણા દિવાને ખેડુત સિવાયના વર્ગો માટેનો રોટલો વાંચ્યો. એણે 'લાખા ગોડ' નામનું એક વહાણુ સજાવ્યું ને બીજો ઉદ્યોગ શીખી લાવવા માટે રામસિંહને યુરોપ મોકલ્યો.

## ત્રીજી વારની મુસાફરી

ત્રીજી વારની આ મુસાફરીમાં રામસિંહ ઑસ્ટ્રિયા-માં ઉતર્યો. ત્યાં એક કાચના કારખાનામાં મજૂર તરીકે રહ્યો. મજૂરી કરતાં એણે આખોયે ઉદ્યોગ બરોબર જોઈ-ને સમજી લીધો. પાંચ વર્ષે એ પાછો કચ્છમાં આવ્યો.

એ આવ્યો ત્યારે તો દેવજી દિવાન તો સ્થાનભ્રષ્ટ થયો હતો. રાવ લખપતનો વિદ્યાશોખ એની જલોદરની આજારીમાં ચૂસાઇ ગયો હતો. પણ રામસિંહે એથી નિરાશ નહિ બનતાં કાચનું કામ શીખવવા માટેની એક શાળા કાઢી. એમાં થોડા કારીગરો તયાર કર્યા. પછી કાચનું કારખાનું સ્થાપ્યું. ભૂજ પાસેના માધાપુર ગામમાં એ કારખાનું સ્થપાયેલું. ત્યાં દરિયાની ઝીણી રેતીમાંથી એ કાચ બનાવતો ને રોગગ્રસ્ત રાજવી લખપતે માંડવી બંદરની રેતી કાચ બનાવવા સિવાય અન્ય કોઈ કામ માટે ન ઉપાડવી એવી છેલ્લી છેલ્લી આજ્ઞા આપી હતી.

આજ કચ્છમાં બસો વર્ષની હયાતી ભોગવ્યા પછી એ કાચનો ઉદ્યોગ તો પડી ભાંગ્યો છે, પણ માંડવી બંદરમાંથી કોઇએ રેતી ન ઉપાડવી એવો રાજ્યનો હુકમ કચ્છને એક વાર મુલ્કમશહૂર કરનાર એ ઉદ્યોગ અને ઉદ્યોગના આદ્ય સ્થાપક રામસિંહના શુષ્ક સ્મારક જેવો હજીયે ઉભો છે. આજે તો એક વખતના ધીકતા કાચના ઉદ્યોગનો કચ્છમાં એટલોજ અવશેષ રહ્યો છે કે 'કોઇએ માંડવી બંદરમાંથી રેતી ઉપાડવી નહિ !'

ને ફરીને એક વાર આ વાઘેલો ખલાસી પોતાને જ ખર્ચે યુરોપમાં ઉપડે છે. આ વખતે તે સ્વિટ્ઝરલૅન્ડ અને ફ્રાન્સના ઉત્તરપરગણાંઓમાં જાય છે. ત્યાંથી મજૂરજીવન જીવીને એ ઘડિયાળો, તોપો અને બંદુકો બનાવવાનું કામ શીખી આવે છે. વતનમાં પાછો આવીને એને પણ કચ્છમાં ઉતારે છે. એક વાર કચ્છી ઘડિયાળો એની મજબૂતાઈ ને વિશ્વાસપાત્ર ને માટે આખા હિંદમાં મશહૂર હતાં.

### સાપ ગયા ને લીસોટા રહ્યા.

આજે તો કચ્છમાં રામસિંહ માલમના સ્થાપેલા ઉદ્યોગમાંથી માત્ર મીનાકારી ને નકશીકામનો જ ઉદ્યોગ હયાત છે. ને છે એટલોયે એ ઉદ્યોગ હવે પગ કરી રહ્યો છે.

આ મુલકમશહૂર 'કચ્છ વર્કસ' ના કારીગર સોનીઓ હમણાંહમણાં કચ્છ છોડી અમદાવાદ, વડોદરા, મુંબાઇ, કલકત્તા, દિલ્હી વગેરેમાં જ ઇવસ્યા છે. એવી રીતે બહાર ગયેલા કોઇ કારીગરો એ હુન્નરનો એ કારીગરીનો પ્રચાર કરે, જ્યાં જાય છે—જ્યાં વસે છે ત્યાં એ શીખવે, ત્યાંના એ કારીગગરોમાં એ હુન્નરનાં શોખની જમાવટ કરે તો જ રામસિંહ માલમનું ઋણ તેઓ સારી રીતે અદા કરી શકે.

આવો ઉદ્યોગશોખીન, કલાપ્રેમી ને સૌરાષ્ટ્રને હુન્નરઉદ્યોગ વડે આબાદ કરવાની ઝંખના ધરતો એ ખલાસીવીર, એ ઉદ્યોગવીર સાહસિક કાઠિયાવાડનો જન્મ બેટ દ્વારકામાં ઇ. સ. ૧૭૨૧ ના અરસામાં થએલો. એનું અવસાન કચ્છ મુંદ્રામાં ઇ. સ. ૧૭૭૩ માં થયેલુ. દુર્ભાગ્યની વાત એ છે કે, આવા એક બહાદુર બિરાદરના કુટુંબ વિષે તેમજ તેના જન્મમરણની તિથિ વિષે કોઇ સાહિત્ય નથી મળતું.

("ફૂલછાબ" ના એક અંકમાથી)





# ૨૬–મીંઢોળબંધા દલાભાઈ

(લેખકઃ–શ્રી. ધીરસિંહ વ્હેરાભાઇ ગોહિલ)

(૧)

પરણ્યાની રાત પસાર થઇ. દંપતી પોતાનાં ભાવી સુખને માટે કંઇ કંઇ આશાની ઇમારતો ચણતાં હતાં. પ્રથમ રાત્રિએજ બંનેના પ્રેમનો અકાટ્ય પ્રવાહ શરૂ થયો હતો.

નવલ દંપતીનાં હાથનાં મીંઢોળ હજી છૂટ્યાં નહોતાં; આજે સાંજે ઇષ્ટદેવ સમક્ષ છૂટવાનાં હતાં.

લગ્નની રાત્રિ, એટલે આખી રાત્રિનું જાગરણ, અનેરા સુખનો અનુભવ; અપરિચિત હૈયાની પહેલવહેલી ઓળખાણ; જીંદગીના જોડાણની સુયોગ્ય સંધિ, સુખી યા દુઃખી સંસારનો એકમાત્ર અવસર.

લીલા રંગનો તમાલ (સુરવાલ), કેસરી ઘેરદાર વાઘો, તેના ઉપર ભેટ, માથે કેસરી ફેંટો, કેડે તલવાર, ભેટમાં જમૈયો અને ગળે ઢાલ. આ રીતે વરરાજા ડાયરામાં આવ્યા. વરનો કસુંબો હોવાથી અને લગ્નની દાત (લગ્નનું દાન) દેવાનો સમય થઈ ગયો હોવાથી ડાયરો એકઠો થયો હતો.

ડાયરાની એક તરફ લંઘાઓ બેસી શરણાઇઓમાંથી સિંધુડા રાગ ખેંચતા હતા અને લગ્નમાં આવેલા ચારણો વીરરસની કવિતા બોલી, શ્રોતાઓને વીરરસનું પાન પાતા હતા.

" જીંદગીમાં કોઈ પણ અમૂલ્ય લહાવ હોય તો તે વરરાજા થવાનો અને તે એક જ વખત હોય છે." ડાયરામાં બેઠેલા પાનાચંદ શેઠે વરરાજા સામે જોઇને કહ્યું.

"શેઠ ! વાત ખરી છે; પણ જીંદગીમાં એક જ વખત વરરાજા થવું તે બીજાને માટે. રાજપૂતને એવા બે પ્રસંગ છે." માનભાઈ ગઢવીએ પોતાનો અભિપ્રાય આપ્યો.

"બે વખત ! અને તે રાજપૂતોને જ ? એક વખત તો જાણે સમજ્યા કે જ્યારે લગ્ન થાય ત્યારે વરરાજા બને અને તેનો પોશાક પહેરે ત્યારે; પણ બીજી વખત ક્યારે ?" પાનાચંદ શેઠે કાંઈક આશ્ચર્ય અને અજાણ-પણા સાથે પ્રશ્ન કર્યો.

"હા, બે વખત. એક વખત વરરાજા બને તેમાં વધારે મહત્ત્વ નથી. ખરૂ મહત્ત્વ તો બીજી વખત વર-રાજા બનવામાં છે. તેમાંજ મર્દની મર્દાઇ છે અને જીંદ-ગીનો અમૂલ્ય લહાવો છે; સમજ્યા શેઠ !" માનભાઇ ગઢવીએ વાતમાં રસ રેડતાં જિજ્ઞાસા વધારતાં કહ્યું.

"આવા કોયડા અમારાથી ન ઉકલે, કહો તો મોટા મોટા હિસાબ ને હિસાબ કરી દઈએ; પણ આવા કોય-ડામાં અમારું કામ નહિ. કહો તો ખરા કે બીજી વખતે વરરાજા ક્યારે થવાય છે ?" પાનાચંદ શેઠે પોતાની જિજ્ઞાસા તૃપ્ત કરવા કહ્યું.

" જુઓ શેઠ ! જ્યારે કોઇ આવીને ગાયોનું હરણ કરે, જ્યારે પ્રજાને આવીને હેરાન કરે, આવા પ્રજાપીડકની સામે રજપૂતો કેશરિયાં કરે, એ તેમનો અનાદિ ધર્મ. એ વખતે અપ્સરાઓને વરવા વરરાજા બને અને લગ્ન વખતે જેટલો આનંદ હોય તેટલો આનંદ અનુભવી રણ-સંગ્રામ ખેલે; એ રાજપૂતોને માટે વરરાજા બનવાનો બીજો પ્રસંગ." માનભાઇ ગઢવીએ કોયડાનો ઉકેલ કરી નાખતાં કહ્યું.

"હા, એવી વાતો તો ઘણી સાંભળી છે. જ્યારે રાજપૂતો કેસરિયાં કરે છે ત્યારે લગ્ન વખતના જેવોજ પોશાક પહેરે છે. મને ઘણા દિવસથી વિચાર થતો હતો કે, મરવા જવામાં વરના જેવો પોશાક કેમ પહેરતા હશે ? આજે તમે ઠીક સમજાવ્યુ. પરંતુ હે કવિરાજ ! લગ્ન વખતનો પોશાક પહેર્યો હોય, હાથે મીંઢાળ બાંધ્યું હોય એ વખતે રણસંગ્રામમાં જવાનું શી રીતે બનતું હશે ? શું આવે વખતે મરવા જવાનું યોગ્ય ગણાય ?" પાનાચંદ શેઠે શંકા કરી.

"શેઠ ! તમે ન સમજ્યા ! રાજપૂતનું જીવન પોતાના સંસારસુખને માટે હોતું નથી, પણ પ્રજાના સુખને માટે જ હોવું જોઈએ. પોતાના સુખને ત્યજીને પ્રજાનું રક્ષણ કરે, તેના માટે પ્રાણ આપે તેજ સાચો રાજપૂત ગણાય; બીજા તો નામના જ. જે ખરા રાજપૂત હોય તે તો આ ગીત પ્રમાણે વર્તે:

પલા ઝાટકે કોક દી વેર કરવા પડે, નાળ ગોળા તણો પાર નાવે;
જે સમે ગીધડું ધાય ને શકર જમે, એ સમે ધાયે રજપૂત આવે.
કેશરી સિંહ ને બીજો રજપૂત કળ, હૈયેથી ન કે કો દિ હારે;
ભરે આઘાત કે ન કે પાછા ભરે, મરે કા વેદના બાણ મારે.
ડગે અસમાણ તો ભુજબળે ટેકા દીએ, જમીનો પીઠ ભુજબળે જાકે;
પંડ ગરમેર ને ગરમેર જેવા પંખા, પટાળા નવહથા જોધ પાકે.
પટાવત કાવ્ય તણા કરે બમણા પટા, જાણતલ ક્ષત્રવટ તણા જાદુ;
ખાગ અને તાગ ક્ષત્રવટ બાધે ખવે, એહ રજપૂતરો ધરમ આદુ.

"માટે શેઠ ! રાજપૂતોનો ધર્મ તો એવો છે." માનભાઇ ગઢવીએ પોતાની ભાષામાં રાજપૂતનો ધર્મ દર્શાવતું ગીત કહી સંભળાવ્યું.

કવિરાજે વીરરસની રેલ ચઢાવી. સાંભળનારાનાં રૂંવાડાં ઊભાં થયાં અને એક ઘડીભર તો ખાંડાના ખેલ ખેલવાના કોડ થઈ આવ્યા.

(૨)

ઢ્રીબાંગ, ઢ્રીબાંગ, ઢ્રીબાંગ બુંગીઓ ઢોલ થયો. થોરડી ગામની દુકાનો ધડોધડ બંધ થઇ. ગામનાં માણસો ટોળે મળીને વિચાર કરવા લાગ્યાંઃ—

ગામધણી આજે ભાવનગર ગયા છે, અહીં ' આકડે મધ ને માખિયું વિનાનું ' છે, તેથીજ આજે આપણા ગામનાં ધણ( ગાયો )ને કાઠીઓ આવીને હરણ કરી જાય છે. ગામમાંથી કોઇ પાછળ ચઢે તેવું નથી."

" અલ્યા ગોકળી ! કેટલા ઘોડા છે ? કેવી રીતે ગાયો વાળિયું ? " એકઠા મળેલા ગામના માણસોમાંથી એક જણે ભરવાડને પ્રશ્ન પૂછયો.

" અરે ભાઇ ! શું વાત કરૂં ! કાઠીના ઘોડા દશબાર છે. બધાની પાસે ભાલા, તલવારો ને બંદુકો છે. અમે ચારે જણા નિરાંત કરીને બેઠા હતા ત્યાં કાઠીઓના ઘોડા નજીક આવ્યા. પ્રથમ તો અમને ગવેહ ( વહેમ ) થયો નહિ. અમે ઉભા થયા તેવામાં અમારી નજીક આવ્યા. તેમાંથી ચાર જણાએ અમારી પાસે આવી છાતી સામે ભાલા તાકયા અને કહ્યું કે, જો અહીંથી ડગલું પણ ખસશો તો આ ભાલાથી વીંધી નાખીશું." ગભરાયેલે અવાજે ભરવાડે વાતની શરૂઆત કરી.

" પછી શું થયું ? બિચારી ગાયોની તો કમબ્ની થઇ હશે ? " વધારે હકીકત જાણવાના હેતુથી એક માણસે પ્રશ્ન કર્યો. જાવા દો એ વાતને ! અમને ઘેરી લીધા પછી સાત આઠ ઘોડાવાળા ગાયોને તગડવા લાગ્યા, બરછીની બુડી વતી મારવા લાગ્યા. કોઇ ગાય જુદી પડે તો પાછળ ઘોડો કરી, માર મારી પાછી વાળે. ગાવડિયું ભાંભરડાં દે, થર થર ધ્રૂજે; પણ તે નિર્દયને દયા કયાંથી હોય ? અમને મનમાં ઘણુંય થાતું કે આજે ગાયુંનાં વાછરડાં ભાંભરડાં નાખશે, માતાવિહોણાં ઝુરી ઝુરીને મરશે; પણ

અમારો કાંઇ ઉપાય ન હતો. ગાયોને ઘોળીને થોડા દૂર પહોંચ્યા, ત્યારે અમને ભાલા ત્રોપીને ચાલતા થયા." ભરવાડે હકીકત કહી.

તમને ભાલા ત્રોપ્યા તેમાંથી તું એક જ જીવતો રહ્યો, ત્યારે બીજાનું શું થયું ?" અન્તયણ થતાં સામેથી પ્રશ્ન થયો.

"અમને ભાલા ત્રોપ્યા એટલે શરીર સોંસરવા કાઢયા નહિ; પણ જરા જરા અણીઓથી વીંધ્યા અને એમ કહ્યું કે 'તારા ગામમાં કોઇ મર્દનો બચ્ચો હોય તો અમારી પાછળ આવે અને બધાએ કાપડાં પહેર્યાં હોય તો ઘરમાં બેસી રહે.' આટલું કહેવા મને છૂટો મૂક્યો અને બીજા ત્રણ જણાને રણગોવાળીઆ કરીને બાંધી રાખ્યા છે. તે હજી બંધાએલાજ પડયા છે." ભરવાડે ખુલાસો કર્યો.

"અરેરે ! આજે આપણાં છોકરાં દૂધ વિના ટળવળશે ! રાત્રે વાળુ શેમાં કરશું ? ગાયોની શી દશા થશે ? બિચારિયું ભૂખ્યું, તરસિયું વાછરૂના વિયોગે ભાંભરતી હશે. ગામ તરફ આવવા આમથી તેમ દોડતી હશે. તેને દયા વિનાના ગોવાળીઆ કાઠી માર મારતા હશે, દોડાવતા હશે. અજાણે મારગે કયાં જાવું ? કયાં લઇ જાશે ? પોતાનાં વહાલાં બાળકો—વાછરડાં—નો હવે મિલાપ થશે કે નહિ ? આવી રીતે ભયભીત થયેલી, આંખોમાંથી નિઝરણ—આંસુ—સારતી, દુઃખી થતી હશે. અત્યારે કોણ તેની વહાર કરે ? ગામધણી હાજર નથી. જો હાજર હોત તો ગાયો હેરાન થાત નહિ." માણસોનાં ટોળાંમાંથી એક મનુષ્યે બળાપો કાઢતાં કહ્યું.

"પણ હવે કાંઇ ઉપાય ? આપણે આખું ગામ છઇએ. ગાયો લેવાવાળા ફક્ત બારજ જણા છે. આપણો માલ હરાઇ જાય અને આપણે રોઇને બેસી રહીએ તે ઠીક નહિ. આપણે લડી ના શકીએ, પણ લડવાવાળાની

સહાય મેળવીએ.” મનુષ્યોના ટોળામાંથી એક જણે દરખાસ્ત કરી.

“ કાઠીઓને પહોંચી વળે, ગાયોની વહાર કરે, તેવા ઉખલ્લામાં દલાભાઇ છે. માટે તેમની સહાય માગીએ.” બીજાએ ટેકો આપતાં સહાય કરનારનું નામ સૂચવ્યું.

“દલાભાઈ તો હજી આ રાત્રે જ પરણ્યા છે. હજી મીંઢોળ છૂટયાં નથી. માટે ગાયોની પાછળ ચઢીને જીવ જોખમમાં નાખશે ?” ત્રીજા માણસે શંકાને આગળ ધરી.

“આજે પરણ્યા તેથી થયું ? રાજપૂત કદી જીવનનો મોહ રાખે નહિ, અને રાખે તે રાજપૂત જ નહિ. કવિએ કહ્યું છેઃ—

હાકલે ભીડી હામ, ઉપ પલાણો દોડતો;
એ રજપૂતી નામ, સાચું સોરઠીઓ ભણે.

જ્યારે હાકલ પડે ત્યારે હિંમતથી ઘોડા ઉપર પલાણ નાખ્યા વિના બીજાના રક્ષણ માટે દોડી પહોંચે એનું નામ જ રાજપૂત છે. માટે જરૂર દલાભાઇ મદદ કરશે.” એક ચારણે ખાત્રી આપતાં કહ્યું.

( ૩ )

મધ્યાહ્નનો સમય થવા આવ્યો હતો. એક ઘોડેસ્વાર મારતે ઘોડે આવતો હતો. તેના મુખ ઉપર ભય અને ચિંતાનાં સ્પષ્ટ ચિહ્નો તરી આવતાં હતાં. પોતે જે કામે જાય છે તે કાર્ય સફળ થશે કે તેમાં નિષ્ફળતા મળશે ? આ વિષે તર્કવિતર્ક કરતો હોવાથી આસપાસ દૃષ્ટિ સરખી પણ ફેંકતો નહોતો. પૂરપાટીએ ઘોડો પ્રસ્વેદથી રેબઝેબ થઇ ગયો હતો. તેનાં નસકોરાં એટલાં જોરથી બોલતાં હતાં કે તેને ઘણે દૂરથી સાંભળી શકાતાં હતાં. ડાબલાનો ખબડાંગ ખબડાંગ અવાજ પણ નસકોરાં સાથે એટલા જ જોરથી થતો હતો.

આ વખતે વરરાજા દલાભાઇ, ભોજનવિધિ આટોપી, રાત્રિના ઉજાગરાથી આંખો ભારે થયેલી હોવાથી શાંતિથી નિદ્રા લેવાનો વિચાર કરતા હતા. પોતાની ડેલીએ માણસો-નો અવરજવર હોવાથી નિદ્રા નહિ આવે, એમ માની પોતાના કામદાર પાનાચંદ શેઠને ત્યાં જઇ નીરાંતે નિદ્રા લેવાનો વિચાર કર્યો.

" પધારો, પધારો ! વરરાજા ! પધારો ! સવેળા આવવું થયું દરબાર ! લ્યો સોપારી ખાઓ. " પાનાચંદ શેઠે વિવેક કર્યો.

"શેઠ ! મને ઉજાગરો છે તેથી વિચાર કર્યો કે, પાનાચંદ શેઠની નવી કોઢે જઇને નિરાંતે ઉંઘ પૂરી કરૂં; તેથી અહીં આવ્યો છું. " દલાભાઇએ પોતાના આગમનનું કારણ જણાવતાં કહ્યું.

" બહુ સારૂ કર્યું. અલ્યા પાંચિયા ! આપણે ઘેરથી એક ઢોલીઓ અને એક તળાઇ લઇને નવી કોઢે નાખ. પાણી બાણી પણ સાથે લેતો આવજે. " પાનાચંદ શેઠે પોતાના નોકર પાંચીઆને હુકમ કરતાં કહ્યું.

પાંચીઆએ ઢોલીઓ લાવી કોઢે નાખ્યો. દલાભાઇ ભેઠ છોડી, માથેથી પાઘડી ઉતારી , તલવારને ઇશે મૂકી, ઢાલ ખીંટીએ ભરાવી, જેવા આડે પડખે થતા હતા તેવો જ સ્વાર બજારે નીકળ્યો. કોઢના ફરતી વંડી હતી તે જરા નીચી હતી તેથી ઘોડેસ્વારે દલાભાઇને સૂતેલા જોયા.

થોડે દૂર દુકાનમાં પાનાચંદ શેઠ બેઠા હતા તેની દૃષ્ટિ ઉતાવળે આવનાર ઘોડેસ્વાર ઉપર હતી. કોઢની ખડકી પાસે આવીને સ્વાર નીચે ઉતર્યો અને ઘોડાને ખડકીની અંદર લીધો, એટલે પાનાચંદ શેઠ પણ તેની પાસે આવ્યા.

" કેમ માણસુરભાઇ ! આમ ઉતાવળા ઉતાવળા

ક્યાંથી? શું વાર બાર ખેંચવી છે કે?" પાનાચંદ શેઠે હસતાં હસતાં કહ્યું.

"હા શેઠ! આજે તો ખરેખરી વાર ખેંચવાની છે, તેથીજ વાર ખેંચે તેવાને તેડવા આવ્યો છું." માણસુર ભાઈ આટલું કહીને દલાભાઈ સૂતા હતા તે ઓસરી તરફ વળ્યો.

"ઓહોહો! માણસુરભાઈ! તમે ક્યાંથી?" દલાભાઈ ઉભા થતા બોલ્યા.

ખળહળ ઉદયા ખીર, ગેમલ આગળીએ ગોહિલ;
શોપાણા આપ શરીર, પડ પરાયા પોષવા.

ચારણ રાજપૂતને મળે ત્યારે તેમનાં વડિલોનાં ગુણગાનનો દુહો બોલીને મળે છે તે શીરસ્તા પ્રમાણે માણસુરભાઇએ પણ પ્રસંગને અનુસરતો દલાભાઈ ગોહિલના વડવા ગેમલજી ગોહિલે બીજાના પર ઉપકાર કરવા શરીર શોષવ્યું હતું તે બીના બતાવતો દુહો કહીને મળ્યા. દલાભાઇએ જાણ્યું કે માણસુરભાઈ લગ્નપ્રસંગ ઉપર તેમને દાત દેવા આવ્યા છે.

"શેઠ! એક ઢોલણી મંગાવો. માણસુરભાઈ જરા પાહોઢાળ કરો. મોડા કેમ આવ્યા?" દલાભાઇએ વિવેક વ્યક્ત કર્યો.

"દલાભાઈ! ઓ મર્દ! હું તારી પાસે દાત લેવા આવ્યો નથી; તારે અત્યારે સૂવાનો સમય પણ નથી. તારો ખરો ક્ષત્રિયધર્મ બજાવવાનો સમય છે. વળી–

અવરને પડે ઓપટી, આળસથી ન ઉંઘાય;
ધીંગાણે વેલો ધાય, રણ ખેલે રજપૂતડા.

"બાપ! ગંગાજળીઆ ગોહિલ! બીજાને જ્યારે ભીડ પડે ત્યારે આળસ કે ઉંઘ ન રાખતાં યુદ્ધ કરવા વહેલો દોડે અને રણક્ષેત્રમાં જઈ લડે તેજ રાજપૂત કહે-

વાય. આજે તારા એ રાજપૂત ધર્મની કસોટી છે. માટે ઉભો થા, અને તારી રાજપૂતીનાં તેજ ચમકાવ." માણસુરભાઇએ કર્તવ્યનું ભાન કરાવતાં દલાભાઇએ કહ્યું.

"હેઠા બેસો, ઘડીક નિરાંતવા થાઓ અને પછી વાત કરો. હું કાંઈ સમજતો નથી." દલાભાઇએ વાત જાણવાની જિજ્ઞાસાથી કહ્યું.

"અત્યારે બેસવાનો સમય નથી. થોરડી ગામની ગાયો વાળીને ગોવાળીઆ કાઠી ચાલ્યા જાય છે. ગાયોની વ્હાર કરે તેવું અત્યારે ગામમાં કોઇ નથી. તારામાં રાજપૂતવટે આંટો લીધો છે, માટીના બે બાચકા છો; માટે તારી પાસે આવ્યો છું. તારો ધર્મ સંભાળ અને ગાયોની વહાર કર." માણસુરભાઇએ પોતાના આવવાનો હેતુ કહ્યો. દલાભાઈ તુરત ઉભા થયા, માથે પાઘડી મૂકી અને ભેટ બાંધવા લાગ્યા. ઢાલ તલવાર લઇને જવાને તૈયાર થયા.

"દલાભાઈ! અત્યારે મોટાભાઇ અગાભાઇ ઘેર નથી; ખોખરા ગયા છે. તમે હજી રાત્રે જ પરણ્યા છો, માટે તમારે આવું સાહસ કરવું નહિ. ક્યાં આપણા ગામની ગાયો હરાઇ છે! પારકા ગામની પંચાત શી?" પાનાચંદ શેઠે પોતાનો અભિપ્રાય આપ્યો.

"શેઠ! એમાં તમે કાંઈ ન જાણો. પારકું એ જ પોતાનું. અમારો રાજપૂત ધર્મ કહે છે કે, ગાયોનું રક્ષણ કરવું, અત્યાચારીઓને શિક્ષા કરવી, જુલ્મીઓના જાન લેવા અને નિર્બળનો પક્ષ કરવો. ગમે તેની પણ ગાય તો ખરી ને? બીજાની પણ રૈયત ગણાય ને! જ્યારે ખબર થાય કે પ્રજાના જાનમાલ લૂંટાય છે ત્યારે દોડી પહોંચવું અને મારવું કે મરવું એ અમારો ધર્મ. લગ્નનાં સુખ કરતાં યુદ્ધનું સુખ અનેરું છે." દલાભાઇએ પોતાનો ધર્મ કહી સંભળાવ્યો.

પાનાચંદ શેઠે વિચાર કર્યો કે "દલાભાઈ મારા કહેવાથી રોકાશે નહિ. કાઠીઓ સામે જતાં જરૂર જીવથી

જાશે અને અગા ભાઈ આવશે ત્યારે મને ઠપકો આપશે." આમ વિચારી ખડકીનું કમાડ બંધ કર્યું અને દલાભાઈને અંદર પૂર્યા.

"શેઠ ! શેઠ ! ! તમે આ શું કરો છો ? મારુ મોત બગાડો નહિ. ગાયો હરાયાના ખબર મળ્યા ને હું વ્હારે ન ચઢું તો દુનિયામાં મોઢું દેખાડી શકું નહિ ! પછી તો જીવતાં મુવા જેવોજ ગણાઉં ! મને જીવનનો મોહ નથી, સંસારસુખની વાંચ્છના નથી. મને તો મારો ધર્મ સાચવવાની જ એક માત્ર તાલાવેલી છે; માટે કમાડ ખોલો, મને જાવા દ્યો, મોડું થાય છે." દલાભાઈએ પાના ચંદ શેઠને સમજાવાનો પ્રયાસ કર્યો.

"હે વડા ભડ ! આમ સિંહ પાંજરે પૂરાયો રહેશે ? કિલ્લાના દરવાજા તોડવા જેને મન રમત વાત છે તેને આવાં કમાડ શું કરવાના હતા ? વળી—

શિર રાખે શિર જાત હૈ, શિર કાટે શિર હોય;
જેસી બાતી દીપકી, કટી ઉજિયારા હોય.

"અત્યારે અવસર છે, માટે શું જોઈ રહ્યા છો ? કમાડને એક પાટુ મારી પાટિયાં જુદાં કર." માણસુરભાઈએ બિરદાવ્યો.

થોડાં પાછાં ડગલાં ભરી, દલાભાઈએ દોડીને પાટુ મારી કે તુરતજ કમાડના પાટીઆં ભાંગી ગયાં અને દલાભાઈ બહાર નીકળ્યા. ઉતાવળે ઉતાવળે પોતાને ઘેર જઈ ઘોડા ઉપર પલાણ નાખવા લાગ્યા.

"બાપ, દલાભાઈ ! અત્યારે કેમ, ઘોડાને પલાણ છ ? મીંઢોળ બાંધેલ હોય અને દશદિયા પૂરા ન થયા હોય ત્યાંસુધી બહાર જવાય નહિ; માટે હમણાં બીજે ગામ જવુ નથી." દલાભાઈનાં માતુશ્રીએ પ્રશ્ન કર્યો.

"મા ! હું બીજે ગામ જાતો નથી, પણ થોરડી ગામની ગાયો હરાણી છે. કાઠીઓ આવીને ગાયોનું હરણુ કરે અને તેના ખબર મળે એટલે વહારે જવું જ

જોઇએ, માટે જાઉં છું." દલાભાઇએ ખુલાસો કર્યો.

"દલાભાઇ ! તને ખબર છે ને કે તું કોનું દૂધ ધાવ્યો છે ? અત્યારે મારી કૂખ ઉજાળવાનો વખત છે. જોજે, બાઈડીના મોહમાં પડીને પાછો આવતો નહિ, અને મને લજવતો નહિ." દલાભાઇનાં વીર માતુશ્રીએ વીરતા પ્રેરતા કહ્યું.

"માતા ! મરવું કે જીવવું, એ વિધિને હાથ છે. હું મરીશ પણ ગાયોને તો લઇ જવા નહિ જ દઉં, તેમ દુશ્મનને પીઠ નહિ બતાવું, તેની ખાત્રી રાખજો. મોટાભાઇ ખોખરે ગયા છે, એઓ આવે તો પાછળ મોકલજો" દલાભાઇએ ખાત્રી આપતા ભલામણ કરી.

હથિયારો બાંધી દલાભાઇ ઘોડેસ્વાર થયા અને કાઠીઓ કઈ તરફ ગયા છે તેવા પ્રશ્નના જવાબમાં ભડી ગામ તરફ જવાનો જવાબ મળતાં એકલે ઘોડે તે તરફ રવાના થયા.

(૪)

દલાભાઇના દિલમાંથી સંસારનો મોહ આ વખતે અળગો થયો હતો. સગાંસંબંધીઓને છોડી દીધાં હતાં. નવપરિણિતાનો સંકલ્પ સરખો પણ ન હતો. એક જ તાલાવેલી અને તે ગાયોના રક્ષણની !

ભડી ગામે ઓરડીવાળી વાડી આગળ કાઠીઓ સાથે ભેટો થયો. એકલે ઘોડે દલાભાઇને આવેલા જોઇ કાઠીનો મુખ્ય માણસ આગળ આવ્યો અને બોલ્યો કે "દલાભાઇ ! પાછો જા, પાછો જા. હજી તો કાલેજ પરણ્યો છે. આમ જો, અમે બાર જણા છીએ અને તું એકલો છે ઘેર આશાભરી બેઠી છે તે રાંડી બેસશે !"

"હવે માટી થા માટી ! મર્દોના માલ માથા માટે હોય છે. બિચારિયું ગાવડિયુંને દુઃખી કરીને, તેનાં વાછરડાંનો વછોડ (વિયોગ) પડાવીને લઇ જાછ; પણ અમો જ્યાં સુધી જીવતા હોઇએ ત્યાંસુધી આયનો એક કાન સરખો

પણ નજરે જોઇ શકો નહિ." દલાભાઇએ જવાબ આપતાં દઢતા દર્શાવી.

"અરે દલાભાઇ ! અમે તારા ગામને તો તારવીએ છીએ. કોઈ દિવસ તારા ગામના શિમાડામાં પગ પણ દેતા નથી. તું મર્દ છો તે અમે સારી પેઠે જાણીએ છીએ. માટે મર્દની સાથે તો મેળ રાખવા માગીએ છીએ. તેમાં તું આજે મીંઢાળબંધો આડેથી આવીને વઢવાડ વહોરી લે છે. હજી તને કઈ છઈ કે, પાછો જા અને પરણીતાનું એવાતણુ સાચવ. આટલા બધામાં ગોત્યો હાથ નહિ આવે અને લુવો લુવો થઈ જઈશ સમજ્યો ને !" કાઠીએ પાછા જવા માટે આગ્રહ કર્યો.

"એ બધી તારી શેખી જવા દે. રણચઢયો રાજપૂત શત્રુને જીત્યા વિના અગર પ્રાણ આપ્યા વિના પીઠ બતાવી પાછો ગયો કદી સાંભળ્યો છે ? ગાયોનું રક્ષણ કરવું તે રાજપૂતનો પરમધર્મ છે અને ધર્મને માટે પ્રાણ આપવા તેજ ખરો જીંદગીનો લહાવો છે. રાજપૂતનું જીવન સુખ-વૈભવ ભોગવવા માટે નહિ, પણ બીજાના રક્ષણ માટેજ હોય છે. આજે આવો મોકો મને મળ્યો તે મારાં સદ્ભાગ્ય છે. આજે લડતાં મરીશ તો સ્વર્ગ મળશે અને તમને બધાને જીતીશ તો કીર્તિ મળશે. માટે હવે વધુ વખત તારી સાથે વાત કરવા માગતો નથી." દલાભાઈએ પોતાનો નિશ્ચય કહી સંભળાવ્યો.

દલાભાઇએ ચારે તરફ દષ્ટિ ફેરવી લીધી. ગાયોના ટોળા ફરતા વિંટાઇને ઉભેલા કાઠીઓના ઘોડા તરફ મીટ માંડી. પોતાને ખાત્રી હતી કે "બારની સામે હું એકલો કાંઈ કરી શકવાનો નથી, જરૂર મારા પ્રાણ જશે; પણ તે પહેલાં ગાયો છૂટી થાય તોજ મારા પ્રાણ ત્યજવાનું સાર્થક થાય." આમ વિચાર કરી ત્વરિત ગતિથી ગાયો તરફ ઘોડાને દોડાવ્યો. આ વખતે એટલી બધી ચપળતા વાપરી કે ક્યારે ઘોડો દોડાવ્યો અને ક્યારે ગાયોને રૂંધીને ઉભેલા ઉપર ઘા કર્યો તે કંઇ કળી શકાયુ નહિ.

દાઝના ભર્યા દલાભાઇએ ભાલાનો એવા જોરથી ઘા કર્યો કે સ્વાર અને ઘોડાને જમીન સાથે જડી દીધો. ભાલું કાઢવા જેટલો વખત ન લેતાં બીજા ઉપર તરવાર ચલાવી માથું ધડથી જુદું કર્યું. અચાનક આમ થવાથી કાઠીઓના ઘોડા ભડકયા અને અવ્યવસ્થિત થયા. ગાયોને જવાનો રસ્તો થયો. ભયત્રસ્ત થયેલી, થરથર ધ્રૂજતી, કાળના મોઢામાં સપડાયેલી, મારથી ત્રાસી ગયેલી અને વાછરડાંના વિયોગથી દુઃખી થતી ગાયોને રસ્તો મળ્યો કે તુરત માથે પૂછડાં લઇને નાઠી. મૃગલીની પેઠે ઘર તરફ રવાના થઇ.

"દલાભાઇએ દાટ વાળ્યો, કરી કમાણી ધૂળ મેળવી, મહેનત બધી એળે ગઈ. હવે જીવતો જાવા ન પામે." આવી રીતે કાઠીઓના આગેવાને ઉદ્ગાર કાઢયા.

જોતજોતામાં બે માણસો માર્યા, ગાયોને છૂટી કરી. આ બનાવે કાઠીઓના ક્રોધની અવધિ થઈ. દશ ઘોડેસ્વાર બાકી હતા તેમણે વિચાર કર્યો કે "જો હવે જરા પણ બેદરકાર રહેશું તો બધાને વીણી વીણીને લેશે."

'હં....હવે શું જુઓ છો?' કાઠીના આગેવાને પડકાર કર્યો. દશે ઘોડા દલાભાઇની ફરતા ફરી વળ્યા અને ચારે તરફથી હલ્લો કર્યો. એકીસાથે દલાભાઇ ઉપર દશ તલવારના ઘા પડતાં તે ઘા કેટલાક ઢાલ ઉપર તો કેટલાક શરીર ઉપર ઝીલતાં પોતાના ઉપર પડતા ઘાની દરકાર કર્યા વિના સામા ઘા કરતા આવી રીતે બે ઘટિકાપર્યંત ખાંડાના ખેલ ખેલ્યા.

હજી પોતાનો વડીઓ લેવાની હામ પૂરી થઇ નહોતી. કાઠીઓના આગેવાનને જ્યાંસુધી યમસદન પહોંચાડે નહિ ત્યાં સુધી પોતાના આત્માને શાંતિ થાય તેમ નહોતી. માથા ઉપર ઝાટકાની ઝણ વર્ષતી હતી, શરીર ઘાથી ચકચૂર થઇ ગયું હતું, આખું શરીર શોણિતથી અંઘોળાઇ ગયુ હતું, છતાં શત્રુને સંહારવાની આકાંક્ષા અપૂર્ણજ હતી.

જીવનની આશા છોડી દીધી. કાઠીના આગેવાન તરફ ઘોડાને ચલાવ્યો. "મારો! મારો!" આવા પોકારો પાછળ થયા છતાં નજીક ગયો. પોતાના આગેવાનના હમણાં જ પ્રાણ લેશે તેમ વિચારી એક કાઠીએ પાછળથી એવા જોરથી ભાલાનો ઘા કર્યો કે શરીર વીંધીને અરધું બહાર નીકળ્યું.

શરીર ઉપર ઝાટકાના ઘા પૂરા હતા તેમાં અચાનક પીઠ પાછળથી ઘા કરી ભાલો આરપાર કાઢયો, તેથી ઘડીભર આંખે અંધારાં આવ્યા. ઘોડા ઉપરથી નીચે પડી જવાશે તેમ થઇ આવ્યું, પણ પોતે મરે અને પોતાનો વડીઓ જીવતો રહે તો આત્માને અસુરગતિ થાય. એવો વિચાર આવતા નવું બળ આવ્યું. તલવારનો ઘા એટલા બળથી કર્યો કે આંખો નીકળી ગઇ, પણ કાઠીના આગેવાનના ખભા ઉપર એવા જોરથી ઘા પડયો કે જનોઇવઢ તરવાર આરપાર ગઈ એક હાથ અને માથું જુદાં થઇ પડયાં, તેની નજીકમાં જ ઘોડા ઉપરથી ઉછળીને દલાભાઇ પડયા.

મામલો ખતમ. ગાયોનો રક્ષણહાર ત્રણને મારી બીજાને ઘાયલ કરી, સંસારસુખને ઠોકરે મારી, ચિરશાંતિમાં સૂતો અને *ઉખરલા ગામે એક મર્દ ગુમાવ્યો.

(તા. ૮-૧૧-૧૯૩૧ ના "ગુજરાતી"ના દીપોત્સવી અંકમાંથી)

---

* ઉખરલા ગામમા ભાવનગરના ભાયાત ઘોઘારી શાખાના ગોહિલ દલાભાઇના વારસદારો છે. ઉખરલાં અત્યારે ઘોઘા તાબે છે અને પચ્ચામારજના ઉખરલા તરીકે ઓળખાય છે.

દલાભાઈ ભડી ગામે ગરાયા તે ભડી ગામ ભાવનગર તળાજા ટ્રામ્વેના ફ્લેગ સ્ટેશન તરીકે છે આ ગામ ફ્લેગ સ્ટેશનની નજીકમા જ પૂર્વ તરફ છે જે વાડીએ ધીંગાણુ થયુ તે 'બાપુવાળા વાડી' કહેવાય છે, તેને કોઇ ઓરડીવાળી વાડી પણ કહે છે. આ સ્થળે દલાભાઇની ખાંભી છે.



# ૨૭–સલાયાની નાથીબાઈ

[ એક ત્રેવીસ વર્ષની અબળાએ પોતાના બંદીવાન પતિને બંધનમુક્ત કરવા માટે ચાંચીઆઓના કિલ્લેબંદ ટાપુમાં એકલ જાતે પ્રવેશ કર્યાનો આ એક મૂળમાં સાચો બનેલો કિસ્સો છે. આ પ્રસંગ બન્યોને લગભગ દોઢસો વર્ષ થઈ ગયા છે ]

'આજનું' નિર્જન જામ સલાયા એક વાર ધીખતું બંદર હતું. એના બંદરકાંઠાના કુદરતી બંદરમાંથી વહાણોનાં બાંધકામના હથોડાઓના અવાજોના ચોમેર પડઘા પડતા અને દૂર દૂર સંભળાતા. સુતારો ને લુહારો, ખારવાઓ અને વાઘેરો ત્યાં નિત્ય નવી નવી રોજગારી માટે પડયા પાથર્યા રહેતા.

ને એની નાળમાં દૂર દૂરની લાંબી લાંબી સફરો ખેડીને આવેલાં જહાજો નાંગરતાં. કોઇ મસ્કતથી ખજૂરનાં વાડિયાં ઠાલવતું તો કોઈ સિયામના હાથીદાંત લાવતું. કોઈ સસાલાના ટાપુના તેજાના ઉતારતું તો કોઇ મલબારનાં નાળિયેર ને લાકડાં ઉતારતું. ને કાંઠાગરા બગલાઓ કચ્છનું લોઢું, પોરબંદરના પથ્થર, માંગરોળની લીલવણી વગેરે લાવતા. મોટા મોટા વેપારીઓની પેઢીઓ સલાયામાં પડી હતી.

એવા એ સલાયાના બંદરે વિક્રમની ઓગણીસમી સદીના આરંભકાળના એક યુગમાં રોજ સવાર પડે ને એક બાઈ આવીને ઉભે છે. નવાં આવેલાં વહાણોના સમાચાર પૂછે છે, નવા આવેલા ખલાસીઓની ભાળ મેળવે છે, એમની પૂછપરછ કરે છે, એમને ખૂબ રખરી

રવડીને શોધી કાઢે છે; ને પૂછે છેઃ 'ભાઇ! તમે ક્યાંથી આવો છો?' આંબુનાં (એબ્બોયના)થી આવો છો? મારા ધણીના કાંઇ સમાચાર?'

'શું નામ તમારા ધણીનું ?'

બાઇ એ સવાલથી ગુંચવાય છે—શરમાય છે, ચારે તરફ બહાવરી નજર ફેંકી લ્યે છે. આસપાસ પોતાનું કોઇ ઓળખીતું નથી, પોતાની લાજ—મરજાદના ત્યાગનું હેરણું હરનારૂં ને ચાડી ખાનારૂં કોઇ નથી એમ જોઇ લ્યે છે. ધીમેથી એ જવાબ દે છેઃ 'એનું નામ જમનાદાસ. ગયા ત્યારે બધા એને એ નામે બોલાવતા.'

'ના બહેન! અમને કાંઇ ખબર નથી. અમે તો અધવચથી આવીએ છીએ.'

ડુંગર જેવડો તોલદાર નિસાસો બાઇ મૂકે છે. આંખમાં આવેલું અદીઠ આંસુ ધ્રૂજતા હાથે લૂછે છે. ને નિરાશાથી જરા જાડા બનતા અવાજે ભલામણ દે છેઃ

'ભાઈ! તમે જાઓ તે દિવસે જરા ભાળ કાઢશો? કોઇ તમારા હેતુમિત્ર એ દિશામાં જતા હોય તો એને ય એની ભાળ કાઢવાનું કહેશો? આ ગરીબ બહેનનું એટલું કામ કરશો?'

'હા બહેન! એમાં શું!' કહીને નવો આવનાર ચાલતો થાય છે, ને બાઇ એના એજ સવાલો પૂછવા, એના એજ જવાબો મેળવવા કોઇ બીજા આવનારની રાહ જોતી આભમાં મીંટ માંડતી ઉભી રહે છે.

વળી કોઇ નવો આવનાર કોઇક જમનાદાસોને ઓળખતો ય હોય; તો એ આ સવાલોને જરા આગળ લંબાવે છે; એ પૂછે છેઃ

'કયો જમનાદાસ? સુમરીવાળો?'

'ના ભાઇ એ નહિ.'

'ત્યારે ખભાલિયાવાળો ભવાન ભીમજીને ત્યાં છે-એ ?'

'ના ભાઇ, ઈ યે નહિ.'

'ત્યે' કોણ્ુ ઓલ્યો જામનગરનો ભાટિયો ?'

'ના, ભાઈ અમેં તો નાઘોરી, પડાણુાના.'

'પસા પ્રેમચંદવાળા ?'

'ઇ વળી બીજા ભાઇ. એ તો શેઠીઆનું ફરજંદ. અમે તો ભાઇ ચાકરી કરવા ગયા છીએ. અમારા ઘરનાં વેપાર પાણી ન મળે.'

નવો આવનાર બાઇનો નમણો અને દયામણો ચહેરો જોઈ રહે છે, પરણ્યાને પોતાની વનિતાની આશાની વેદના હૈયે ચડી આવે છે. નહિ પરણ્યાને એની માતાનાં વહાલ યાદ આવે છે. પોતાની સફરે સફરની એક એક યાદદાસ્તને એ જાણે કે ચાબુક મારી જગાડવા મથતો હોય એમ પૂછે છેઃ

'તે બહેન ! કેટલાં વરસ થયાં ગયે, મારા ભાઇને ?'

'વરસ તો ભાઇ આજકાલ કરતાં પંદર થયાં. ચૉરીમાંથી ઉઠીને ચાલ્યા છે તે હવે નસીબમાં હશે ત્યારે આવશે !'

'કાંઇ ખરખબર નથી ? કાંઇ વાવડ ન મળે ?'

'ના રે ભાઇ' નિસાસાનાં આંસુ સારતી બાઇ જવાબ દે છેઃ 'કાગળની કટકીયે નહિ.'

'હશે બહેન ! રત્નાકર તો દેવ છે. કોઇને ય લાંણું ન સંઘરે; કાલ આવશે.'

'તમારા મોંમાં સાકર ભાઇ ! પણુ તમે જરા જોતા રહેશો ?'

'અરે એમાં શું બહેન ! જણુ કેવોક છે, ઈ જરા

કહેશો બહેન ?'

બાઈ નીચે નજર નાખી ભોંય ખોતરવા માંડે છે: 'વાને ગોરા છે એટલું જાણું છું. બાકી તો મેં એને નીરખીને નથી જોયા.'

'શું કહો છો બહેન ? સાવ તે એમ હોય !'

'મારૂં તો એવું છે ભાઈ, આઠ વરસની હું પરણી ને એની ઉંમર સોળ વરસની. પછી એમના બાપે નવી કરી ને એ જુદું ઘર માંડવા માટે કમાણી કરવા પરદેશની એક સફર કરવા ઉપડી ગયા. હું એમનું ઘર માંડવા જેવી થાઉં તેટલામાં તો એ પાછાય ફરવાના હતા; હજી આવે જ છે.'

સાંભળનારનાં નેણ આ સામે નીચાં ઢળી જાય છે. સમુદ્રની સફર ખેડનારાઓ સ્વભાવે દિલાવર હોય છે. સમુદ્રનાં પાણી જેમ આકાશના રંગ પકડે છે, તેમ તેઓ પણ ઊર્મિઓના રંગે રંગાય છે, એ શ્રદ્ધાળુ હોય છે, એ આશ્વાસન દે છે:

'હું જઈશ નવી સફરે, ત્યારે જરૂર ભાળ લઈ આવીશ. બાકી તો બહેન ! વારાફેરા છે. આજનું દુ:ખ તો કાલનું સુખ.'

'હું ય એ કાલની આશા ઉપર જ જીવું છું.'

*

* *

બંદરને કાંઠે બરાબર પાંચ વરસથી બાઈ આમ પૂછપરછ કરતી. એનું નામ નાથીબાઈ. સલાયાના ધનજી ઘેલારામની દીકરી. તે પડાણાના હરખચંદના દિકરા વેરે પરણાવેલી. ધનજી ઘેલારામ અપુત્ર ગુજરી ગયો ને પાછળ નાથીબાઈ ને એની વિધવા માતા એકલાં રહ્યાં. મા દિકરી ગામનાં છાનાં છાનાં રાતના કામ કરીને–દળણાં પાણી કરીને પેટગુજારો કરતાં. કોઈ દિ' ભીડ પડે મા

સ્ત્રીધનના નાના નાના દાગીના વટાવતી. જમનાદાસ તો પરણીને પરદેશ વેઠવા ગયેલો ને પુત્રને પરણાવ્યા પછી બાપ પોતે પણ પરણ્યો. ઘરમાં નવી સાસુ આવી, ને એણે શોક્યની 'છપ્પરપગી' પુત્રવધૂથી ઘરનું આંગણું યે ન અભડાવ્યું.

નાથીબાઈ બંદરકાંઠે જાય છે ને નિત્ય નિત્ય નવા નવા મરદો જોડે વાતો કરે છે, એ વાત ગામમાં ફેલાઈ ગઈ. આખરે એક દિવસે નાથીબાઈની નવી સાસુ સાથેના કજીઆમાં એની માને કાને ય આ વાત આવી. માનું મોઢું ઝંખવાઈ ગયું. એણે દિકરીને ઠપકો દીધો, મેણાં દીધાં, બે દિવસ મા–દીકરીએ ખાધું નહિ. નાથીબાઈ હવે પરણ્યાની પૂછપરછ કરવા છાનીમાની જવા લાગી. ધણીની ભાળ મેળવવામાંયે એને લોકલાજ આડી આવી.

આમ ને આમ દિવસો વીતતા ગયા ને મહિનાએોય ગયા ને વરસોય વીત્યાં. જમનાદાસને આંબુ ગયે પંદર વરસ વીતી ગયાં; ન કાંઇ સમાચાર આવ્યા ને ન કાંઈ એની ભાળ મળી.

પછી તો આશા ખૂટી ને ધીરજ ખૂટી. શ્રદ્ધા ખૂટી, નયનમાંનાં નીર સૂકાઇ ગયાં. જીવનનાં વહેન થીજી ગયાં, મા–દીકરીના દુ:ખિયારા જીવ જીવનનાં રણ, આશાની ભૂખ ને ઊર્મિઓની તરસ સહેતા કાપવા લાગ્યાં.

એકાએક એક દિવસ એક મીઠી વીરડી પ્રગટી નીકળી. એક દિવસે સવારના પહોરમાં એક વાઘેર, નાથીબાઇનું ઘર પૂછતો આવ્યો: 'કાં બહેન! હમણાં તું નથી આવતી કાંઠે? બે દિ' તારી રાહ જોઈ. ન આવી એટલે હું આવ્યો.'

નાથીબાઇએ વાઘેર સામે જોયું: પતિની ભાળ મેળવવાની- પૂરા પાંચ વર્ષની તિતિક્ષામાં એણે આ વાઘેરને સાત આઠ વાર જોયો હતો. સાત આઠ વાર એમની

વચ્ચે એની એ વાતો થઇ હતી: 'કાં ભાઇ ! છે કાંઇ ?'

'હા બહેન ! વાવડ તો છે; પણ સારા નથી. તું રોજ રોજ કહેતી તે આ વખતે તો મને પૂરી ચાનક હતી. તે પછી આંબુમાં આ વખતે તો ખૂબ પૂછપરછ કરી ને આખરે પત્તો મેળવ્યો.'

'શું ?'

'ઇ જમનાદાસ તો સુંદરજી પારેખમાં હતો એ ને ? ગોળમટોળ ચહેરો ને ભીનો વાન, ઠીંગણું કાઠું ને જરા બેવડો બાંધો. એ જ ને ?'

દિકરીને તો આવા ઝીણા અણસાર યાદ નહોતા. પણ માએ હા પુરાવી.

'ત્યારે તો બહેન ! આજથી સાત વરસ પહેલાં ચિનાઈ ચાંચીઆઓએ સુંદરજીનું વહાણ પાછું વતન આવતું હતું તે પકડયું. એ પણ ભેગોજ પકડાયો. ચીનાઓએ આજથી સાત વરસ પહેલાં બાનની ચીઠ્ઠી આંબુમાં મોકલેલી. એમાં એનું નામ છે. લગભગ ત્રીસ માણસ પકડાયેલું.'

'તો બાન ન દીયે, પણ આંબુમાંથી કોઇ સમાચારે ન મોકલે ?'

'બહેન ! આંબુમાં એક તો આપણો જાવરો ઘણો જ ઓછો. તો ય એક વહાણમાં ખબર મોકલ્યા હતા. તે વહાણ મારગમાંથી ખોવાઈ ગયું–બૂડી ગયું હશે.'

'બાન કેટલું છે ? એ કયાં છે ?'

'બાન તો છે બધાયનું ભેગું મળીને ચાલીસ હજાર કોરી જેટલું. એક જમનાદાસનું છ હજાર કોરી જેટલું છે, ને એમને બધાને રાખ્યા છે એક બેટમાં. આંબુથી દોઢસો કોશ જેટલે દૂર મધદરિયે એક નાનો બેટ છે ત્યાં ચાંચીઆના મુકામ છે ત્યાં જ હશે.'

સમાચાર દઇને વાઘેર ઉઠયો.

'ઘણી મહેરબાનીની થઇ હો ભાઇ! તમે આટલી મહેનત કરી ભાળ મેળવી તો!'

'એમાં શું વડાઇ છે? આજ એનો વારો ને કાલ અમારો. દરિયાનાં કામ છે. આજ તારૂં કામ અમે કરીએ તો કાલ અમારી ઘરવાળીનું કામ કોઈક પણ કરે. કામ કરતાં કાંઇ પગ ઘસાઇને ગોઠણે થોડા આવે છે?'

વાઘેર તો ચાલ્યો ગયો; પણ મા-દિકરીને આ સંતાપના સમાચારની વેદનામાં મૂકતો ગયો. માથે કોઈ મરદ નહિ. અનાથ ને અસહાય એવાં આ બે દુઃખીઆંની પડખે કોઈ માણસ નહિ. નવી માના અંગુઠા નીચે દબાયેલા બાપને છોકરાની ફિકર નહિ. કયાં ચીનના ચાંચિયા! કયાં આંબુ! કયાં સલાયા!

'હરખચંદને સમાચાર તો મોકલીએ, પડાશે?' માએ સૂચના કરી.

'બાપને પરવા હોત તો આમ સાત વરસ થોડાંજ વીતવાનાં હતાં?'

ભ્રમતા ભૂતની જેમ નાથીબાઇ આખો દિવસ ઘરની અંદર ને બહાર રખડી. એને કયાંય જંપ નથી. એનુ હૈયું કોઈ અજાણ ને અણસમજી વેદનાથી રૂંધાઇ પીંખાઇ રહ્યું છે. કયાં જાઉં? કોને પૂછું?

એણે ચાંચીઆઓથી પકડાયેલા પોતાના ભરથારનાં વીતક કલ્પવા માંડયાં. એક એક કલ્પનાના તરંગે એને પોતાનાં વીતક શમતાં લાગ્યાં. આમ દુઃખિયારી અબળાના અતંરમાં હમદર્દીનાં વહેણ પ્રગટવા લાગ્યાં.

'સાત સાત વરસથી એ નજર નાખતા હશે. કોઇક આવશે, કોઇક છોડાવશે, એવી આશા એના અંતરમાં ઉઠતી હશે, ને મારે ય જેમ આખરે કોઈ ન આવ્યુ એમ

એને ય કોઇ નહિ આવે ?'

નાથીબાઇ હડપચીએ હાથ દઈ ઉભી રહી: 'મારે તે ક્યાં કોઇ આવી શકે એમ હતું ? એને પગે તો સાંકળો હશે. એને ય કોણ આવે ? બાપને ક્યાં પડી છે ? મા તો છે નહિ !'

અંધારા આસ્માનમાં એકાએક વિજ ઝબૂકે એમ નાથીબાઇના મગજમાં વિચાર પ્રગટયો: 'કેમ કોઇ નથી ? હું જ જાઉં !'

એની નસેનસ આ વિચારથી પહેલાં તો ભડકી ઉઠી. પણ વિચારે ખરેખર જડ પકડી રાખી. ધીમે ધીમે અશક્તિનું આત્મભાન ઓછું ને ઓછું થતું ગયું, ને સ્વમાન, આશા, પતિનું આકર્ષણ ચડવા લાગ્યાં. નાથીબાઇએ દૃઢ નિરધાર કર્યો કે જવું જ. આમે જીવતર ચૂંથાઇ ગયું છે. જીવનના તાર સાંધવાનાં છેલ્લાં વલખાં શું કામ ન મારી લેવાં ? ઇશ્વિર એટલું ય નહિ જુએ ?

નાથીબાઇએ માતાને પોતાનો વિચાર જાહેર કર્યો. માતા ભડકી ગઇ. એણે દીકરીને મનાવી ને ફોસલાવી, ધમકાવી ને પોતાનાં આંસુથી નવરાવી; પણ નાથીબાઇનું મન શેનાથીય ન ડગ્યું. આખરે માતાએ કહ્યું: "તારે જવું જ છે ને, મારે ક્યાં બીજું ફરજંદ છે ? હું ય તારી સાથે આવું.'

મા ને દિકરીએ સલાયાનું ઘર બંધ કર્યું. બેયનું સ્રીધન વટાવી નાખ્યું. ઘરવખરી વેંચી સાટી નાખી. બ્રાહ્મણ જમાડયા. નાથીબાઇએ આમ ત્રણેક હજાર કોરીનો મેળ કર્યો. એક આગેવાન શેઠ પાસે બાકીની વાત નાખવા મા દીકરી ગયાં. શેઠે કહ્યું:

'બહેન ! આ તો ધરમનું કામ. ત્રણ હજાર શું, ત્રીસ હજાર ખરચવા હું તૈયાર છું. પણ ચીના બેઇમાન

હોય છે. પહેલાં આપણું એક વહાણ એમણે પકડેલું. પકડીને બાન માગ્યુ. બાન મોકલ્યુ ને પકડાયેલાઓ માટે ખરચી યે મોકલી. બાન ખાઇ ગયા ને કોઇને ય ન છોડ્યા. પછી તો આપણે બાન મોકલતા જ નથી. એના ત્રાસે હવે આપણામાંથી કોઇ આંબુ ને ફરમાસાની બાજુ જતા જ નથી. એટલે બહેન ! તારાં આ નકામાં વલખાં છે. એ હરામખોરો એવા બેઇમાન છે કે કોઇનેય છોડશે નહિ; ને પૈસા ખાઇ જશે.'

માની હિંમત તો આ વાત સાંભળી ડગી ગઇ; પણ નાથીબાઇનું દિલ તો જરા યે ન ચળ્યુ. મા ને દીકરી એમ ને એમ વહાણમાં બેસી ગયાં. માંડવી ઉતર્યાં. માંડવીમાં એ કાળે ધીકતો વેપાર હતો. એક વહાણમાં બેસીને મા–દીકરી મસાલાના ટાપુ તરફ રવાના થઇ ગયાં.

એકલપંથી અબળાઓ અથડાતી કૂટાતી એકાદ વર્ષને અંતે આંબુમાં પહોંચી.

આંબુમાં એ વખતે ખંભાળિયાના એક ખોજાની પેઢી હતી. એને ઘેર એ મા દીકરી ગયાં. દેશાવર રહેતો ખોજો મરદના સંગાથ વગરની બે હિન્દવાણીને જોઈને ચમકયો. એણે મા–દીકરીને ઉતારો આપ્યો. ખાવા–પાણીની જોગવાઇ કરી દીધી. નાથીબાઇએ વાત ઉપાડી ને ખોજાએ કહ્યું : 'બહેન ! એટલા માટે આંહી ઠેઠ ધક્કો ખાધો ? ધન્ય છે તારી ખાનદાનીને. એ વખતે આંહી પાંચ છ પેઢીએ હતી ને અમે ઉઘરાણું કરી બાન મોકલાવી દીધું હતું; પણ ચાંચિયા બેઇમાન નીવડયા. હવે તો ગાળોય એટલો લાંબો ગયો છે કે એમનું શું થયુ હશે એ પણ કેમ કહેવાય ?'

નાથીબાઇએ કહ્યું: "હું જાઉં ચાંચીઆઓ પાસે. એમને ય દીકરીઓ હશે. ખોળો પાથરીને ધણીને તેડી આવીશ. મને એક વહાણની જોગવાઇ કરી આપશો ?'

'માવડી !' ખોજાની આંખમાં આંસુ આવી ગયાં.

'તારા જીગરને ધન્ય છે; પણ ચાંચિયા પાસે જઈને પકડાવાને માટે તને વહાણ ક્યાંથી મળે ?'

'કાકા' નાથીબાઈએ કહ્યું: 'મને કાંઈક જોગવાઈ કરી દ્યો. ભાંગલું તૂટલું ખોખા જેવું પણ વહાણ અપાવો. હું તમને આશીષ આપીશ. જીંદગીભર મારી ચામડીના જોડા શીવડાવી પહેરાવીશ. કાંઇક તો કરી દ્યો !'

ખોજો કપાળે હાથ મૂકી વિચારમાં પડયો. થોડી વાર પછી આખરે તે ઉઠયો: 'બહેન ! પણ તને મારાથી દેખી પેખીને કેમ જવા દેવાય ? ન કરે નારાયણ ને તને જો કાંઇક થાય, તો પછી મારે તો આંગળીચીંધામણું જ થાય.'

'મને તે કાકા શું થવાનું છે ? જીવતે મરવા કરતાં સાચેસાચ મોત આવશે કે બીજું કાંઇ? તમને આંગળીચીંધામણું કરૂં તે દિ' હું નાથીબાઇ નહિ. ને તો તો હું ઠેઠ સલાયાથી આવા પારકા પરદેશમાં આવત પણ નહિ.'

ખોજો વિમાસણમાં પડયો. એક ક્ષણ એની આંખ તગતગી રહી. આખરે તે બોલ્યો: "તો જા મા ! તને નહિ રોકું; પણ તને એકલી ય નહિ મોકલું. મારો એક છોકરો છે હાસમ. એને હું તમારી સાથે મોકલીશ, હું જાઉં છું. આપણા લોકનું વહાણ તો નહિ જ મળે; પણ જો કોઈ મલાયાનું કે ચિનાઇ વહાણ મળે તો જોગવાઈ કરૂં.'

ખોજો ગયો તે ઠેઠ સાંજે પાછો આવ્યો. એ મોટી રકમના બદલામાં એક ચિનાઇ વહાણની સગવડ કરી આવ્યો. રાતની વેળામાં વહાણ ઉપડી ગયું ને એ વહાણમાં નાથીબાઈ, એની માતા ને ખોજાનો જુવાનજોધ પુત્ર હાસમ એટલાં મુસાફરો પણ રવાના થયાં.

મધદરિયે મજબૂત કિલ્લેબંદીવાળા ટાપુમાં ચિનાઈ ચાંચિયાઓ પોતાનું દરિયાઈ લૂંટારૂ થાણું જમાવી પડયા

હતા. સરખા પવનથી પ્રેરાયેલું નાનું વહાણ ત્રણેક દિવસને આંતરે એ બેટ પાસે પહોંચી ગયું. બેટને ફરતા ચાંચિયાના પાકા તરતા પહેરા હતા. એક પહેરેગીરે વહાણ અટકાવ્યું. વહાણ બેટમાં જ જવાનું છે એવી અનનુભૂત માહિતીથી એને તાજુબી થઈ. મુખીની મંજૂરી લઈ એણે વહાણ કાંઠે લાવીને નાંગરાવ્યું. નાથીબાઈ, એની માતા ને હાસમ બેટને કાંઠે ઉતર્યાં.

બે ઓરતોને આવેલી સાંભળીને અણસમજની તાજુબીથી પ્રેરાઈને મુખી કાંઠે આવ્યો. હાસમ ચિનાઈ ને મલાઈ ભાષા જાણતો હતો. એણે આ બેય ઓરતોનુ આવવાનુ કારણ કહી બતાવ્યુ.

પચાસ ચાંચિયાઓની વચમાં ઉભેલો મુખી આ વાત સાંભળી હેરત પામ્યો! એણે નાથીબાઇના માથા ઉપર પોતાનો ખરબચડો અને રાઠોડી પંજો મૂકીને પૂછ્યુ: 'આજ એ છોકરી છે કે જે પોતાના ખાવિંદની શોધ માટે આંહી આવી છે?'

'હા!'

'ચાંચિયાઓના થાણામાં એ કેમ આવી? શું એને ખબર નથી કે અમે લૂંટારા છીએ? અમે એનેય પકડી લેશું એની એને શું ગમ ન રહી?'

હાસમે નાથીબાઇને મુખીના શબ્દો સંભળાવ્યા. મુખી નાથીબાઇ સામે જોઇ રહ્યો હતો. નાથીબાઇએ જવાબ દીધો: 'હાસમભાઇ! એને કહો કે એટલેજ હું જાતે આવી છું. કાં તો એને છોડો ને કાં તો મને પકડો. મારે મન બેય સરખું છે. કાં તો અમે ધણી-ધણીઆણી બેય છૂટાં ને કાં તો બેય કેદ. બેમાંથી ગમે તે દશામાં સાથે તો રહેશું ને?'

મુખીએ આજ્ઞા કરી: 'બધા યે હાલારી ને કચ્છી કેદીઓને હાજર કરો.'

જંજીરોથી જકડાયેલા આશરે પચીસેક વૃદ્ધો ને જુવાનીઆઓને મુખી પાસે ઉભા કરવામાં આવ્યા. બધાયે જાણે એકજ બીબામાં ઘડેલાં પ્રેતો હોય એવા દેખાતા હતા.

'બાઇ ! જોઈ લે આમાં તારો ધણી છે ?' નાથીબાઈએ પચીસે હાડપિંજરો ઉપર નજર ફેરવી જોઇ. એ સમાન યાતનાઓએ સહુના ચહેરા સમાન રીતે ફિક્કા, પીળા રંગના, સૂકા ને ઉજ્જડ બનાવી દીધા હતા.

મુખીએ કહ્યું: 'અમારે ત્યાં ઘડાયેલું માનવી એમ તુરત જુદું તરી નહિ આવે; આમાં જમનાદાસ કરીને કોઈ છે ?'

ત્રીસ વરસની વયનો હોવા છતાં સાઠેક વર્ષના ડોસા જેવો દેખાતો સફેદ વાળવાળો એક માનવી જરા આગળ તર્યો, ચાર આંખો મળી. નાથીબાઇએ ભોંય તરફ નજર નાખી દીધી ને પોતાની માતા સામે જોયું. માતાની આંખમાં આંસુ આવ્યાં: 'હા, બસ એજ.'

નાથીબાઈએ પૈસાની પોટલીની ગાંઠ છોડવા માંડી. મુખીએ પોતાનો હાથ ઉંચો કરી એને વારી: 'અમારી બેઈમાનીની વાત સાંભળવા છતાં તું આવી; દૂર દૂરના મુલકમાંથી અમને માણસ સમજીને તું આવી. હું ચાંચીઓ છું, પણ તારા જેવી પાક ઓરતની જાનફેસાની સમજનારો છું. તારા જેવી મને ઓરત હોત, તારા જેવી મને માતા હોત કે તારા જેવી મને દીકરી હોત તો હું ચાંચિયો ન યે થયો હોત. પુત્રી ! લઇ જા તારા ખાવિંદને. મેં એને દુઃખ દીધું છે; તું એને સુખી કરજે ! બાન તારે આપવાનું નથી. પણ તારા જેવી નેકપાક ઓરતનાં આજે મને દર્શન થયાં માટે તું કાંઇક માગી લે.'

નાથીબાઇએ માગી લીધું: 'આ બધા ય મારા દેશભાઈઓ છે. એ બધાયને તમે મને આપી દો.'

'લઈ જા ! મારૂ વહાણ તમને બધાને વળાવવા આવશે. આ બધાયને એમની ઓરતોને અને માતાને સોંપી દેજે.'

મુખી બધાય કેદીઓને બંધનમુક્ત કરીને ફાવે ત્યારે ચાલ્યા જવા દેવાની પોતાના માણસોને આજ્ઞા આપીને ગયો. થોડે દૂર એક મોટા ઝાડની ઓથે ઉભીને નાથીબાઇને તાકીને જોઇ રહેલો એને ઘણાકોએ જોયો. એની તગતગતી આંખો એક પણ પલકાર માર્યા વગર આકાશ સામે મંડાઇ હતી.

–ને ત્રણ પરદેશીઓને લઇને આવેલુ વહાણ ત્રીસ મુસાફરોને લઇને ચાલ્યુ—દેખાતુ બંધ થયુ ત્યાં સુધી એ એમ ને એમ એ વહાણ તરફ એકીટસે તાકીને ઉભો રહ્યો.

( તા. ૮-૬-૩૨ ના "ફૂલછાબ"માંથી )





# २८–नथु लंघो

[કચ્છ–કાઠિયાવાડનું વહાણવટું આજે તો સૂકાઇ ગયું છે ને એના ખલાસીઓ આજે પરદેશમા રોટલા માટે રઝળતા થયા છે; પરંતુ એક વાર તો સોરઠી ખારવાઓએ આખા યે હિન્દી મહાસાગર ઉપર પોતાનાં સાહસ અને જવાંમર્દીથી હિન્દી વસાહતો પાથરી દીધી હતી. પોણા ભાગના એશિયા ખંડ અને અર્ધા ભાગના આફ્રિકા ખંડને સ્પર્શતા મહાસાગરનું નામ ઇરાન, અરબસ્તાન, આફ્રિકા, ચીન જેવા કોઈ દેશ ઉપરથી પડવાને બદલે હિન્દી મહાસાગર પડયું હોય તો તે આવા બહાદૂર ખલાસીઓને લીધે. આખી આલમમા આવડા મોટા સાગરનું નામ એ સાગરકાંઠે આવેલા એક દેશ ઉપરથી પડયાનો બીજો કોઇ દાખલો નથી. આજે તો આ ખલાસીઓને કોઇ સંભારતું નથી. આજે તો તેઓ ખલાસી ટળી માછીમાર બન્યા છે, ને નેલ્સનના 'વિકટરી' વહાણ જ્યાં બંધાયા, એ જૂના ઇતિહાસના થરમાંથી આજે કોઇને નવા ઇતિહાસ લખવાની પ્રેરણા મળે ને ભાવના મળે એ નેમથી આ તદ્દન સાચી–જેણે એ પ્રસંગ અનુભવ્યો છે એમનાજ મુખથી સાંભળેલી–ઘટના આ નીચે રજૂ કરવામાં આવી છે.]

'તોફાન ! તોફાન ! કેપ્ટન ! તોફાન આવે છે.' ને આગબોટના કૂવાથંભ ઉપરની ચોકી ઉપર બેઠેલા એક ખલાસીએ તીણી ચીસ નાખી.

'બધા સાવધ થઇ જાઓ' આગબોટના મુસલમાન નાખુદા ફકીરમહમદે મોટું પિત્તળનું ભૂંગળું (મેગેફોન) લઇ મોઢે લગાડી આજ્ઞા ફરમાવી. એ નાની બૂમ ભૂંગળા વાટે પડછંદ બનીને આગબોટને ખૂણે ખૂણે વ્યાપી રહીઃ

'બધા સાવધ રહો ! તોફાન આવે છે.'

એ મોટી આગબોટના સિત્તેર ખલાસીઓનો મોટો કાફલો આગબોટની બે ય બાજુ ઉપર ખડો થઈ ગયો. લાંબી લાંબી નજર નાખી સહુ દૂર દૂર નજર પહોંચે ત્યાં-સુધી જોવા લાગ્યા.

ને દૂર દૂર આગબોટની જમણી બાજુએ કોઇ પડ-છંદ ધોળો અજગર ગબડતો ગબડતો આવતો હોય, એવી પાણીની સફેદ કિનારી તેઓએ આગબોટ તરફ દોડતી આવતી જોઈ.

સમુદ્રને જાણે કે કોઈ ઉંડું દર્દ થતું હોય એમ એ ખળભળી ઉઠતો પછડાવા લાગ્યો. પવન પણ હૂહૂકાર કરતો ચીસો પાડવા લાગ્યો. સન્નિપાતના જોરથી દોડતી આવતી પાણીની સફેદ કિનાર આગબોટ સાથે અથડાઇ ને એના ફટકાથી આગબોટ આખી ઝોક ખાઇ ગઇ.

ને પછી તો વાવંટોળ ઉપડયો. પવનની ભયાનક ત્રાડો મોજાઓના પછડાટો ને આગબોટના તૂતક ઉપર મોજાંઓના ફટકાના ફડાકાનો ઘોર કોલાહલ જામી ગયો. રૌરવ નરકનાં દ્વાર કોઇએ ખુલ્લાં મૂક્યાં હોય ને અનંત-કાળની યાતનાઓ જોગણીઓરૂપે બની જીવનમાં પહેલી વાર સ્વચ્છંદ માણવા બહાર નીકળી આવી હોય એમ મોજાંઓ અનેક ચિત્રવિચિત્ર આકાર ધરીને આસમાન સાથે મોતના મિનારા રચતાં ચોપાસથી આગબોટ ઉપર પછડાવા લાગ્યાં, ને બોટ ઝોક ઉપર ઝોક લેવા લાગી. મોજાં જમણી બાજુએથી પેસી વચલો માર્ગ આખો ધોઈ નાખી, વચલી આડોને તોડી પાડી ડાબી બાજુએ મોટા ધોધ વાટે વહી જવા લાગ્યાં.

આગબોટની પાછળના તૂતક ઉપરના નાંગર બાંધ-વાના ખીલા સાથે બે મજબૂત ને કોઇ પહેલવાન માણ-સના કાંડા જેવાં જાડાં દોરડાઓથી એક મોટું વહાણ બાંધી લેવામાં આવ્યુ હતું. માત્ર મોટા મછવા જેવું

દેખાતું વહાણ, આગબોટના જોરથી ખેંચાતું આવતું હતું.

એ આગબોટ હતી મોરબીના સગીર ઠાકોર વાઘજીએ ખાસ ભાડે કરેલી. મોરબીના સર વાઘજી જ્યારે સગીર અવસ્થામાં હતા અને જ્યારે મોરબી ઉપર શંભુપ્રસાદ એડમીનીસ્ટ્રેટર તરીકે શાસન કરતા હતા ત્યારે સર વાઘજીને રાજ્ય સુપ્રત કરતાં પહેલાં હિન્દુસ્થાનની મુસાફરીએ મોકલવામાં આવ્યા હતા. સર વાઘજી સાથે દેખરેખ રાખનાર અમલદાર તરીકે મી. હંફ્રી નામનો એક ગોરો રાજપ્રકરણી અફસર હતો. પ્રો. ઉનવાળા ઠાકોરના કંપેનિયન તરીકે સાથે હતા. તે સિવાય સાથે ચતો કામદાર, રાવો મહેતો, નાનો ખવાસ વગેરે મળી એકંદરે ૪૦ થી ૪૨ માણસ હતું.

મુંબાઈથી કરાંચી જવા માટે આ આગબોટ ભાડે કરવામાં આવેલી. વસંત ઋતુમાં સમુદ્ર સાધારણતઃ શાંત હોય છે એમ માનીને આ માર્ગ અખત્યાર કરવામાં આવેલો. આગબોટ સાથે દોરડાંથી બાંધેલા જહાજમાં ઠાકોર અને એના સાથીઓનો પુષ્કળ પરચુરણ સામાન હતો ને સામાન સાચવવા માટે થોડાક પટાવાળાઓ હતા. અવારનવાર વહાણની મુસાફરીની મોજ માણવા અમલદાર ને મુત્સદ્દીવર્ગમાં કોઇ કોઇ ખાટસવાદિયાઓ પણ વહાણમાં ચડી આવતા.

આગબોટ મોટી હતી છતાં સામાન રાખવા માટે આ વહાણ પણ ઠાકોર વાઘજીએ કેમ સાથે લીધું હતું એ નથી સમજાતું. સંભવ છે કે ઠાકોરનો ઇરાદો કદાચ કરાંચીથી વળતાં આખા માર્ગે કે જળમાર્ગના થોડા ભાગમાં વહાણની સફર કરવાનો પણ હોય અને એ માટે આ વહાણ પણ એણે સાથે રાખ્યું હોય.

તોફાન તો વધવાજ લાગ્યું. ઝેરી સાપ જેમ પૂંછડી પછાડતો વધારે સૂસવાટા કરે, તેમ સમુદ્ર પોતાનાં જ મોજાંના ફટકાથી રોપના સન્નિપાતમાં હુહુકાર કરવા લાગ્યો.

વસંત ઋતુના આ આકસ્મિક તોફાનની માત્રા એકલી આગબોટને માટે તો જરાયે આફતભરી નહોતી, પરંતુ આગબોટ અને પાછળ લંગરાયેલાં વહાણ બન્નેના બોજ માટે જરૂર દુઃખદાયક તો હતી. આગબોટ ઝોકાવા લાગી. આગબોટનો આગલો ફણો જાણે કે તોફાને ચડેલા મોજામાં દટાઈ જતો હતો.

ઠાકોર વાઘજીને આગબોટ ચડવા લાગી, સમુદ્રની સફરની એની લહેજત તો ઉડી ગઇ. એની ખુશ્કી મનોદશાને વહાણનો ભરેલો બોજો આગબોટને માટે જોખમકારક લાગ્યો. એમણે આગબોટના નાખુદા ફકીર મહમદને પોતાની પાસે બોલાવી મંગાવ્યો.

'કેપ્ટન' એણે કહ્યું: 'મારું વહાણ તમને જરાયે ભારરૂપ લાગતું હોય ને એથી આગબોટ જોખમાતી હોય તો એને બેલાશક છૂટું પાડી શકશો.'

આગબોટ જેને ચડે છે એ માનવી, ઉપરનું વાકય શકય છે એટલી સરળતાથી નથી બોલી શકતો. એને આખું જગત ચક્રાવે ચડયું દેખાય છે. એના પેટમાં કોઇ બુઠ્ઠી કટાર ભોંકતું હોય એવું દરદ એને થાય છે. એના માથા ઉપર આખા બ્રહ્માંડનો ભાર મુકાયો હોય એવું એને લાગે છે. સૃષ્ટિના આરંભકાળના માનવીને, સમજાય એવી ભાષા બોલતાં જેટલી જહેમત ઉઠાવવી પડી હશે એટલી જહેમત તેને પ્રત્યેક શબ્દ બોલતાં ઉઠાવવી પડે છે.

નોકરીઆત માનવી હતું.

તોફાનની આંધી વધવા લાગી. મોજાંઓ એકબીજા સાથે અથડાઈને ફાટતાં અને ચોપાસ એના છાંટા વેરાતા. મોજાંઓ આગબોટ સાથે અથડાતાં ને એના એક એક પ્રહારે આગબોટ એક છેડાથી બીજા છેડા સુધી ધ્રૂજી ઉઠતી. ઠાકોર વાઘજીની અસ્વસ્થતા વધી. એમની શારીરિક આબાદી ઉપર એમણે જળસમાધિના કાળા ઓળા પથરાતા જોયા. એમણે ફરી વાર નાખુદાને બોલાવ્યો.

'આગબોટ આટલી બધી ઝોક કેમ ખાય છે? સલામત છે કે નહિ?'

'જી હા! ઝોક ખાવાનુ કારણ તો વહાણનું તાણ છે.'

'તો વહાણને તોડી કાં નથી નાખતા?'

ઠાકોરના સ્મરણમાંથી એના અઢારેક જેટલા નોકરીઆતો ખસી જ ગયા હતા. પરંતુ નાખુદાની નજરથી તો એની હિકમત અને એની જવાબદારીને ભરોસે બેઠેલો એક એક માનવી જરાયે વેગળો નહોતો.

'પણ એમ કેમ બને?' નાખુદાએ જવાબ દીધો: 'આ વહાણને જો આંહીં અત્યારે તોડી નાખવામાં આવે તો શું થાય એ આપ જાણો છો?'

ઠાકોર એ વાતથી ખાસ અણવાકેફગાર નહોતા. પરંતુ એમણે પોતાની વાકેફગારી જાહેર કરવાની જરૂર ન જોઈ.

'અરધા કલાકમાં વહાણ ડૂબી જશે ને અઢાર માનવીના જાન જશે. વહાણમાં કૂવાથંભ નથી; સઢ નથી; સુકાન નથી: આવું જહાજ અરધો કલાક પણ શી રીતે તરી શકે?'

'પણ આપણી આગબોટ?'

'આગબોટ! હા; આ બોટ મારી છે, ને હું તેને

માટે જોખમદાર છું. પરંતુ અત્યારે તો હું આ વહાણ માટે પણ જોખમદાર છું. જે વહાણનું થશે એ આગબોટનું થશે. સહુગત એ બહુગત!'

'આ આગબોટ જોખમાય તો મારે એના પૈસા ભરવા પડશે. એટલે આગબોટને બચાવાય ત્યાં સુધી હરકોઈ જોખમે તમારે બચાવવી જોઈશે. શા માટે તમે અમારા જાનો સાથે આવી રમત રમો છો?'

'રમત?' નાખુદાની આંખના ખૂણા લાલ થયા. નાખુદો એ દરિયા ઉપર પોતાની આગબોટમાં કુલમુખત્યારી ભોગવે છે એ વાત સાવ સાચી છે; પરંતુ આગબોટનો માલેક સાથે હોય ત્યારે નહિ. ને ઠાકોર વાઘજી અત્યારે આગબોટના માલેક જેવા જ હતા.

"હા! રમત જ ને? જુઓ, આ આગબોટ કેટલી ઝોક ખાય છે? એની બાજુઓ સમુદ્રની સપાટીને અડકે છે. એનો ફ્રણો જાણે કે ઘડીમાં પાતાળમાં ને ઘડીમાં આકાશમાં ખૂંચી જવા માગતો દેખાય છે. તમે વહાણના ખલાસીઓ તથા મારાં માણસો મળીને ત્રીસેક માણસોના જાનને ખાતર આ આખી આગબોટ, તમારા ને તમારા ખલાસીઓના જાન અને અમારા જાનો જોખમમાં મૂકો છો. ભલા માણસ, આ કાંઈ વિચાર કરવાનો અવસર છે? જે કરવું તે તડ ને ફડ કરી નાખવું જોઈએ. એને બદલે તમે નકામા વિચારના વમળમાં ભમો છો.'

પણ મને હજી કોઇ ખાસ જોખમ—"

"પણ દરેક ધંધાદારી માણસને પોતાના ધંધામાં ક્યાં ને કેટલું જોખમ છે એની ખબર નથી પડતી. એવા જોખમોનો ખ્યાલ તો એ ધંધામાં નજ હોય એવા માણસોને આવી શકે. એટલે જ આગબોટ ઉપર તમારા કરતાં મને વધારે જોખમ લાગે છે, ને હું તમને સૂચવું છું કે, તમારે આ આગબોટને હરકોઇ ઉપાયે ઉગારવાની છે!'

નાખુદો આ સાંભળી રહ્યો. એણે કહ્યું: 'બહુ સારૂં. મને સાફ હુકમ હવે આપજ આપો. આપ ફરમાવો તે હું કરૂં. મારી પહેલી ફરજ પ્રત્યેક મુસાફર પ્રત્યેની મારી જવાબદારી અદા કરવાની છે; બીજી ફરજ હુકમનું પાલન કરવાની છે. આપ મને સ્પષ્ટ આજ્ઞા આપો.'

'ભલે, હું તમને કહું છું કે, આ વહાણને તમે તાબડતોબ તોડી નાખો.'

ફકીર મહમદ અદબથી સલામ કરી ચાલ્યો ગયો. એણે ચાર ખલાસીઓને બોલાવ્યા. એમને હુકમ કર્યો: 'આ વહાણ સાથેનું તરતું લંગર કાપી નાખો.'

'ઠાકોર વાઘજી બહાર નીકળ્યા, આગબોટની દિવાલને હાથ ટેકવતા, પ્રત્યેક ઝોકથી લથડતા લથડતા પાછલા તૂતક ઉપર આવ્યા. વહાણનો સંબંધ તોડાતો જોવાને માટે એ આવ્યા હતા.

વહાણમાં વીસેક ખલાસીઓ હતા. નથુ લંધો કરીને એમનો નાખુદો હતો. સહુએ વહાણને એકાએક છૂટું કરાતું જોયું.

નથુ લંધાએ બૂમ પાડી: 'એય નાખુદા, આમ કરવું હતું તો અમને ચેતાવવા તો હતા!'

ફકીરમહમદ ઉપર નીચે પછડાતા અને લાકડાના ચચડાટ કરતા વહાણને અનિમેષ તાકી રહ્યો. એની છાતીમાં ગભરામણ થઇ આવી. પોતે અઢાર માનવીઓનાં ખૂન કરતો હોય એમ એને લાગ્યું ને એની એ ગભરામણ આંસુ વાટે બહાર નીકળી.

'એય કપ્તાન,' નથુએ ફરીને બૂમ મારી.

'અમને તોડવા હોય તો તોડી નાખ, પણ આ અમારો કૂવાથંભ તો ઉભો કરી લેવા દે, અમારા સઢ ચડાવવા દે, નીરમ સરખું કરવા દે. ઓ ભાઈ! એક

કલાક તો થોભી જા! જરા તો ઈન્સાનિયત બતાવ!'

ફકીરમહમદ નથુ લંધાને તાકી રહ્યો, ને ખલાસીઓનાં દોરડાં કાપવાના અવાજમાત્રના પડઘા વહાણુ ઉપર પડયા.

'કપ્તાન! દરિયાના રિવાજ તું કેમ ભૂલ્યો? અમને અમારો જાન બચાવવાની એક તક તો આપ. એક કલાક નહિ તો અરધો કલાક તો થોભી જા.'

ફકીરમહમદે આશાભરી આંખે ઠાકોર સામે જોયુંઃ ઠાકોરની આંખમાં એણે હઠ વાંચી લીધી, ને ભારે હૈયે ને રૂંધાતે કંઠે એ પોતાની ઓરડીમાં ચાલ્યો ગયો. એના ધ્રુસકાના છાતીફાટ પડઘા કયાંય સુધી એના ખલાસીઓએ સાંભળ્યા.

'કપ્તાન!' નથુએ છેલ્લી બૂમ મારીઃ 'બીજું કાંઈ નહિ તો થોડાંક બોયાં ફેંકતો જા. બચશું એટલા એનાથી તરી જશું. બધાને મારે છે તો થોડાકને તો બચાવ!'

'બોયાં તો આગબોટ ડૂબે તો અમારે ન જોઈએ-કે?' ઠાકોરે કહ્યું.

ત્યાં તો દોરડું તૂટયું, ને આગબોટે આગળ ફૂદકો માર્યો. બોજાના તાણમાંથી મુક્ત આગબોટ તોફાનની આંધીમાં દેખાતી બંધ થઇ ગઇ. થોડી વારમાં તો આકાશમાં તરતા એના ધૂમાડા જ દેખાતા રહ્યા. આગબોટ વેગથી મોજાં કાપતી નજર બહાર થઇ ગઇ.

વહાણુમાં બેઠેલાઓને તો પોતાનાં જીવતરનાં અંત આવ્યાં દેખાયાં. એમનાં હૈયાં કોઈ જાતની લાગણી અનુભવવાને નાઈલાજ નીવડયાં. એમનાં મગજ પાગલ માણુમની માફક સદંતર વિચારક્રિયાથી રહિત બની ગયાં. જીવતરની સામે પારથી એઓએ આગબોટને—અને એ માથે આ જગતને—એમના ત્રાસથી મૂઢ બની ગયેલી આંખોથી દૂર ને દૂર થતાં જોયાં.

નથુ લંઘો અત્યાર સુધી કરગરતો હતો. હવે એના-માં કોઇ નવું જોમ આવ્યું. સમુદ્ર સાથે જીવનમરણનો જુગાર ખેલતા ખલાસીની ઠંડી તાકાત એની આંખમાં ચમકવા લાગી.

'હવે હાથ જોડીને કોઈ મ બેસજો' નથુએ બૂમ મારી. અલ્યા આ બધા ઠાકોરના નોકરો તમે વહાણ-માંથી માંડો પાણી ઉલેચવા, ને આપણે બધા હાલો, ફૂવાથંભ કરી દો ઉભો.'

તોફાન હવે તો વધ્યું હતું ને એનું ઉન્માદભર્યું જોમ વધતુંજ જતું હતું. વહાણ આગળ, પાછળ, ઉપર, નીચે પછડાતું હતું. બન્ને બાજુએથી એમાં પાણી ભરાતું હતું. પવન તાંડવ ખેલતો હતો. આવા સંજોગોમાં વહાણ-ના મધ્યભાગમાં ત્રીસથી ચાલીસ ફૂટની ઉંચાઇનો થાંભલો રાખવો એ કાંઇ બાળકના ખેલ તો નથી જ.

ભંડારિયામાંથી તેઓએ ફૂવાથંભના બે કટકા બહાર કાઢયા. ખીલાથી બે કટકા સાંધીને ફૂવાથંભ તૈયાર કર્યો. ત્યાં તો અર્ધું વહાણ પાણીથી ભરાઇ ગયું.

'માંડો બધાય ઉલેચવા' નથુએ પાસે પડેલી લોખં-ડની બાલદી ઉપાડીને કહ્યું ને બધા ખલાસીઓ બાલદીઓ ઉપાડી ઉપાડીને પાણી બહાર ઉલેચવા માંડયા.

વીસેક ખલાસીઓ ને વીસેક જેટલા મુસાફરોએ મળીને દોઢ બે કલાકના સતત પરિશ્રમ પછી પાણી ઉલેચી નાખ્યુ.

'હં મારા ભાઈ! બોલો હલાંબે હલાંબે.' નથુએ બૂમ પાડી ને ફૂવાથંભનો છેડો ઉપાડયો. સહુએ ફૂવાથં-ભ ઉપડાવ્યો. ફૂવાથંભ અદ્ધર થયો કે વહાણને આકરી ઝોક આવતાં તૂતક ઉપર પટકાઇ પડયો.

'કોઇ ન હારશો; ઉપાડો બીજી વાર. બોલો, હલાં-બે હલાં....આં....આં....બે....એ....એ'

નથુએ બીજી વાર છેડો ઉપાડયો. તોફાનથી ડગમગતા અને હર ક્ષણે પાણીના બોજથી નીચે બેસતા વહાણના મધ્યભાગમાં થોડી વારમાં કાબેલ ખલાસીઓએ કૂવાથંભ રોપી દીધો.

'હવે વારો સઢનો.'

વહાણ પાછું ભરાયુ હતું. વહાણના કારવાન (શરીર)નાં ખપાટિયાં અંદર અને બહારના પાણીના જોરથી વધારે કચુડાવા લાગ્યાં.

સઢને બહાર કાઢી ખલાસીઓએ કૂવાથભ ઉપર રોપી દીધો.

'હાં, હવે કોઈ ન ગભરાશો. સહુ તમારા દેવદેવીની આશિષ માગો. હવે આપણે કશો ભો નથી.'

સુકાન બરોબર ઠીક કરીને નથુએ હાથમાં લીધું. વહાણ તરતું થઇને પવનના જોરથી આગળ વધવા માંડયું.

ને તોફાન વધ્યે જ ગયું.

'નથુ! તમે તો ખૂબ કરી હો.' સહેજ આડી પાખ કરી સમળી ઉડતી હોય એમ સહેજ આડાપેટે વહાણને તરતું જોઇ ચતા કામદારે સંતોષથી કહ્યું: 'અમે તો આશા મૂકી દીધી હતી.'

'હા, આશા તો અમને ય નહોતી; પણ ધણીની મરજી હતી તો વળી કારી ફાવી.'

'તોય તમે જબરા તો ખરા. છાતી ફાટી જાય ને હૈયુ હાથ ન રહે એવે વખતે તમે વહાણ ઉપર આ મોટો થાંભલો જડી દીધો ને માથે આ મોટાં ધોળાં બુંગણ બાંધી દીધાં. સાળુ, માણસ તે આનાથી વધારે શુ કરી શકે?'

'હવે તો ભાઇ! આગબોટના દાયકા અમારા જેવાના દાયકા આથમી ગયા. અમારી

ટાની કળા આજ કોણ જાણે છે ને કોને એની પરવા છે? બાકી અસલના અમારા ખલાસીઓ જુઓ તો તમારી અક્કલ કામ ન કરે એવાં જોખમો ઉઠાવે.'

'નથુભાઇ ! તમારૂં વતન કયું ?' ચતા કામદારને રસ પડતાં એણે પૂછયું.

'વતન તો ભાઇ માંડવીમાં.'

'તમે માંડવીના જ ? તળના ? ત્યાં વહાણુ બહુ સારાં બને છે ખરું ને ?'

નથુ લંઘાએ ચોપાસ એક અભિમાનભરી નજર ફેરવી. તોફાને હવે પ્રલયકાળના ઝંઝવાતનું સ્વરૂપ પકડયું હતું. મોજાંનાં શિખરોમાંથી ઉડતી ફીણુની કણીઓ કૂવાથંભની ટોચ સાથે અથડાતી હતી. વહાણુ ઝોક લીધા કરતું હતું. એનાં પાટીઆં ખૂબ જોરથી ચચડાત કરતાં હતાં, છતાંયે આ મજબૂત વહાણુ મોજાંની ડુંગરમાળની ધારો અને ખીણોમાં સલામત તરતું હતું.

'હા, માંડવીનાં વહાણો એક વાર તો મુલ્ક–મશહુર હતાં. આ મારા જ વડવાઓ માંડવીમાં વહાણો બાંધતા તે બધે વખણાતાં. આ પેલો મોટો નેપોલીઅન બોનાપાર્ટ નહિ, એના ફ્રેન્ચ કાફલાને ટ્રફાલગરની લડાઇમાં શિકસ્ત આપનાર નેલ્સન સાહેબ પોતે જે જહાજ વાપરતા એ 'વિકટરી' નામનું વહાણુ મારા જ વડવાઓએ માંડવીમાં બાંધેલું. એ જ વહાણુમાં બેસીને એ સાહેબ એ લડાઇમાં વિજય પામ્યા હતા.'

ચતા કામદાર માટે આ વાત નવી હતી.

"પણુ આ 'વિકટરી' વહાણુ માંડવીમાં બંધાયું હતું, એ તો અમે કયાંય નથી સાંભળ્યું કે નથી વાંચ્યું."

"તમારી ભણુવાની ઉતાવળમાં બાપુ, અમારા જેવા-

નાં નામ કે ઠામ લખવાની કોને ગરજ કે નવરાશ હોય કે એવું એ લખે !"

× × ×

ચાર કલાક થતાં સૂર્ય નમતો થયો ને તોફાન તો વધ્યેજ ગયું. માનવીએ જીંદગીમાં નહિ સાંભળ્યા હોય એવા એવા કડાકાઓ કાળભૈરવના હુંકાર સમા એ કાળે એના કાનમાં અથડાવા લાગ્યા.

ને આગબોટ પણ હવે તો લેવાવા માંડી.

'હલ્લો ઠાકોર સાહેબ' હંફ્રી સાહેબે કરડાઈભર્યા હાસ્યથી કહ્યું: 'વહાણને તોડી નાખવા છતાં પણ આગબોટનો તો ઉગાર ન જ થઇ શકયો ખરૂં ને ? તમારા જેવાને માટે તો શોભાસ્પદ પગલું એજ હતું કે વહાણને તોડવું જોઈતું. ન હતું. હું તે વખતે સૂઇ ગયેલો એટલે મને ખબર નહિ; નહિતર હું એમ ન જ થવા દેત. અંગ્રેજી આચારની નકલ કરનારાઓએ સાથે સાથે અંગ્રેજ ખાનદાની પણ શીખવી જોઇએ."

ત્યાં તો એન્જીન વિભાગમાંથી બૂમ પડી: 'મોજાંના મારાથી આગબોટનું પ્રોપેલર–સંચારક યંત્ર–તૂટયું છે.'

મેગેફોનમાંથી કપ્તાનનો પડછંદ અવાજ આવ્યો: 'મુસાફરો ! જીવન બચાવવા માટે બોયાં (લાઇફબેલ્ટસ) પહેરી લો. ખલાસીઓ ! લાઇફબોટો ઝુકાવવા તૈયાર થઇ રહો.'

આગબોટ ચાલતી બંધ પડી ગઇ. મોજાંનાં પાણી તૂતક ઉપર પછડાતાં તે આગબોટની ગતિ અને ઝોકથી સામી બાજુએ ધોધ વાટે નાકળી જતાં; આ પાણી હવે આગબોટમાં ભરાવા લાગ્યાં.

થોડી વારમાં આગબોટના મુસાફરોને મોતની કારમી આગાહી આપતો પાણી ઉલેચવાની ડંકી ચાલવાનો બિહામણો અવાજ સંભળાવા લાગ્યો. કોઈ મુસાફર જીંદ-

ગીમાં એક જ વાર સાંભળે તો ભવેભવ સુધી ન ભૂલે એવો એ ઘોર અવાજ છે. વાઘનો તરસ્યો ઘૂરકાટ, ઘુવડનો ભયપ્રદ પડકાર એ અંતકાળના અવાજમાંથી પડછંદ પડઘા પાડી માનવીને એના બોજમાં જ કચરી નાખે છે. થોડીક વાર ચાલી ત્યાં તો ડંકી નકામી થઈ ગઇ.

ને આગબોટમાં પાણી ભરાવા લાગ્યું. મહેરાનો આગલો ભાગ પાણીમાં દટાવા લાગ્યો.

'કેપ્ટન! તમે શું ધારો છો?' પ્રોફેસર ઉનવાળાએ પૂછ્યું.

ફકીરમહમદે ત્રાસથી થીજી ગયેલી આંખોવડે આખાયે જગતથી ડરતા દેખાતા ઠાકોર સામે એક નજર નાખી.

પ્રો. ઉનવળાએ એ મૂંગો જવાબ સમજી લીધો. 'હા, મને પણ એમ જ લાગે છે' એણે ધીમેથી કહ્યું.

'પ્રોફેસર સાહેબ!' થોડી વાર રહીને ફકીર મહમદે એકાએક પૂછ્યું: 'આપ જરા આ બાજુ ધ્યાનથી જોશો? અંતકાળે મારી આંખ મને દગો દે છે કે શું?'

ચોપાસ ઉછળતાં મોજાંઓનો મરણનાચ ઘોર દુંદુભીના અવાજ સાથે ચાલી રહ્યો હતો. માનવીને ભરખી જવાને હુહુકાર કરતી શાકિનીઓ જેવાં ઉછળતાં મોજાંની અખંડ ભાસતી દિવાલની આરપાર તરતમાં કોઇ દેખાય એવું ન હતું.

'મેં એક વહાણ જોયું.' ફકીર મહમદના અવાજમાં ભયની છાંટવાળી અનાથતા હતી 'આપણું ડૂબી ગયું એવું-જ વહાણ—જાણે કે એજ વહાણ કે પછી એનું ભૂત!'

'વહાણનું તે વળી ભૂત થતું હશે ખરૂં?'

'હા, તમે એ વાત ન માનો; પણ ડૂબેલાં વહાણોનાં ભૂતો થાય છે, અને એ જેને દેખાય એનું મોત આવે-

લું સમજવું. કોઇ પણ ખલાસીને પૂછશો તો એ તમને વહાણોના ભૂતની વાતો કરશે.'

'કાંઈ નહિ. એ તો આપણે પેલું વહાણ તોડી નાખ્યું એની અસર તમારા હૃદય ઉપર છે' પ્રો. ઉનવાળાએ કહ્યું. અને કેપ્ટને બતાવેલી દિશામાં તેણે સહજ નજર નાખી. તેને એક ચમક આવી ગઈ. સાચે જ ઉછળતાં મોજાંઓની દિવાલને પેલે પાર મોજાંના એક મોટા ડુંગર ઉપર એણે એક વહાણને તરતું જોયું.

'વહાણ ! વહાણ ! દેશી જહાજ !'

આગળના ભાગમાંથી બૂમ પડી. કોઇ અકથ્ય આશાથી સહુના થાકેલા હૈયામાં નવા પ્રાણ પુરાયા. સહુ કોઇ જોખમો ઉવેખીને બધા આગળ દોડયા.

ફકીરમહમદ એ જૂનો તારો હતો. એ બીજાઓની આશામાં સાથ ન આપી શકયો. એને તો આવનાર વહાણ પારલૌકિક લાગ્યું. નથુના વહાણનું ભૂત એને અંતકાળે દેખાયું. ત્રાસથી ભયથી એ જડ જેવો ઉભો રહ્યો. પ્રોફેસર ઉનવાળાની સૂચનાથી એક ખલાસીને સહાયનો વાવટો આગબોટ ઉપર ચડાવતો એણે જોયો, ને એની આંખમાં ન સમજાય એવો ભય, એવી વેદનાના ઓળા પથરાયા. ત્યાં તો વાવટો જોયાનો સ્વીકાર કરતો વાવટો સામેના વહાણના કૂવાથંભ ઉપર ચડયો.

એક ક્ષણ તોફાનનાં બધાં ઉન્માદ શમ્યાં ને બધાએ આવનાર વહાણને અને વહાણ ઉપર ઉભેલા દેખાતા માણસોને જોયા.

'ઉનવાળા સાહેબ !' વાઘજી ઠાકોરે મોટે અવાજે કહ્યું: 'આ ચતા કામદાર જેવો કોણ હશે ?'

'આ નથુ લંઘો તો ન હોય !' એક બીજા માણસે કહ્યું.

'હવે એ તે અહીં ક્યાંથી હોય? એ બિચારો તો ગયો.'

વહાણુ હવે સાવ નજીક આવ્યું ને સહુએ એ પારખ્યું. એ વહાણુ નથુ લંધાનું જ હતું, નજીક આવતાં નથુ લંધાએ સાદ દીધો: 'કેપ્ટન સાહેબ! શું છે?'

'અમારી મશીનરી તૂટી છે. આગબોટ જોખમમાં છે. તમે કંઇ કરી શકશો?'

'સાવધ રહેો. અમે દોર નાખીએ છીએ તે પકડી લો, અમે આગબોટને ખેંચી જઇશું.'

'શું કહ્યું? શું કહ્યું?' તાજુબ બનેલા કેપ્ટને કહ્યું: 'વહાણુ આગબોટને ખેંચે એ કેમ બને? વહાણુમાં 'રીઝર્વ પાવર' હોય જ ક્યાંથી? એટલે એ એનાથી વધારે વજનનો ભાર ખેંચેજ કેમ?'

'વહાણુની પાવર? એ વાતની તમે કશી ચિન્તા ન કરો. દોર પકડી લ્યો એટલે અમે બધું કરી લેશું.'

તોફાનના ફૂફૂકાર વચ્ચે વહાણે આગબોટને તાણવા માંડી ને આગબોટ પાછળ તણાઇ પણુ ખરી.

બાર કલાક પછી તોફાન શમ્યું ત્યાં સુધી એ વહાણે એ આગબોટને ખેંચ્યે રાખી.

આ કોઇ કહાણી કે કિસ્સો નથી, પરંતુ એક તદ્દન સાચી બનેલી વાત છે. એ મુસાફરીમાં વાઘજી ઠાકોર સાથે ગયેલા માણુસો પૈકીના એક માણુસ પાસેથીજ આ વાત લેખકે જાતે સાંભળી છે. આપણા ખલાસીઓ માટે તો આ જાતનાં સાહસો કાંઇ નવાં નથી. અનાદિકાળથી એઓ આવાં અને આનાથી ચઢિયાતાં સાહસો વખતોવખત ઉઠાવતા આવ્યા છે.

(તા. ૨-૪-૧૯૩૨ ના "ફૂલછાબ" માંથી)



# २९–बहादूर बहारवटीआ
## लालो अने लखो

( લેખક—શ્રી. મગનલાલ બાપુજીભાઈ બ્રહ્મભટ્ટ )

ઈ. સ ૧૮૨૫ના અરસાની આ વાત છે. ખેડા જીલ્લામાં બારૈયા ઠાકોરોની ખૂબ વસ્તી હતી લાલો અને લખો નામના બે બારૈયા ઠાકોર ભાઇઓ હતા. આ બારૈયા કોમ મૂળથીજ બહાદુર અને લડાયક હતી. લાલા અને લખાને વંશપરપરાથી ગીરાસ મળેલો હતો. આ બને ભાઇઓ ખેડા જીલ્લાના પરાંતજ ગામના વતની હતા અને પોતાના ગીરાસની આવકમાંથી પોતાના કુટુંબનુ ગુજરાન ચલાવી પોતાનો વખત આનંદમાં પસાર કરતા હતા. એક વખતે પરાંતજના બારૈયાઓએ નડીઆદમાં ધાડ પાડી. આ ધાડની તપાસ કરવા ખેડાનો અંગ્રેજ કલેકટર પરાતજમાં ઉતર્યો અને લાલા તથા લખાને કલેકટરે પોતાના તબુએ બોલાવ્યા. લાલા–લખાએ સાહેબને સલામ કરી અને પોતાને શા માટે બોલાવવામાં આવ્યા છે તે પૂછયુ. સાહેબે કહ્યુ કે " તુમ લોક બડા બદમાસ હો; એ લુંટમે તુમારા હાથ હૈ "

તેઓએ જવાબ દીધો " નહિ સાહેબ ! લૂંટની વાતમાં અમે કંઇ પણ જાણતા નથી. અમે તદ્દન નિર્દોષ છીએ " પણ સાહેબને આ વાત સાચી લાગી નહિ. તેમણે લાલા–લખાને કહ્યુ કે " જાવ, આજસે તુમારા ગીરાસ ખાલસા કરતે હૈ. " થઇ રહ્યુ. લાલા ને લખાને

માથે જાણે વીજળી પડી. પળભર તેમની આગળ સ્વપ્
સૃષ્ટિ ખડી થઇ અને પોતાનાં બાળકો જાણે ટુકડા રોટ
માટે તેમની પાસે યાચના કરતાં હોય તેમ દેખાયું. ?
દૃશ્ય જોઈ બંને ભાઇ કમકમી ઉઠ્યા. વંશપરંપરા
ચાલતો આવેલો ગીરાસ આમ વિનાવાંકે સાહેબ પડા
લે અને પોતાનાં બાળક ભૂખે ટળવળે તે કેમ બને ? આ
બંને ભાઇઓની નાડીઓમાં આ બનાવ બનવાથી ઉ
લોહી ધસારાબંધ વહેવા લાગ્યુ અને તેમની અત્યા
સુધી ઢંકાઇ રહેલી શૂરવીરતા પ્રગટી નીકળી; છતાં બં
ભાઇઓએ એક વધુ વખત સાહેબને આજીજી કરવ
વિચાર કર્યો અને તેઓ સાહેબ પાસે જઇ કહેવા લાગ્યા
"સાહેબ ! અમે નિર્દોષ છીએ. નાહક અમ ગરીબનો રોટ
લો પડાવી લેવાથી આપને શું ફાયદો થશે ?"

"તુમ લોક બડે બદમાસ હો." સાહેબ બોલ્યા
"તુમારી બાત હમ નહિ સુનતે, જાવ !" છતાં પણ લાલ
લખો આજીજી કરવા લાગ્યા. સાહેબે લાલા-લખાને દા
દીધી નહિ. આથી બંને ભાઇઓએ નિશ્ચય કર્યો કે ક
તો મરવું કે કાં તો ગરાસ પાછો મેળવવો.

### બહારવટે

બીજે દિવસે બંને ભાઇઓએ પોતાના કુટુંબ કબીલા
ને કોઇ એક ગુપ્ત સ્થળે પોતાના સગાઓને ત્યાં રવાન
કરી દીધું. બાળકોથી છુટા પડતાં બંને ભાઇઓને માય
લાગી અને આ શૂરવીરો થોડી ક્ષણ માટે કાયર બન્યા
પણ કાળજાને કઠણ કરી બંને પોતાના કુટુંબ કબીલાથ
છૂટા પડયા. પોતાના ગામમાંથી થોડા શૂરવીર માણસે
લઇ લાલા-લખાએ નાની ટોળી જમાવી, વાત્રકનાં કોત
રોનો આશરો લીધો; અને ત્યાંથી તેમણે ખેડા જીલ્લામ
ધાડો પાડવાની શરૂઆત કરી. ધોળે દિવસે લાલો-લ
ખેડા જીલ્લામાં ગામો ભાગતા અને જે ગામ લૂંટતા ત્ય
પોતાનું નામ કહેતા. દિવસે દિવસે લાલા લખાનો ત્રા

એટલો બધો વધી પડયો કે ખેડા અને માતર વચ્ચેનો રસ્તો બંધ થઇ ગયો અને દિવસે પણ એ રસ્તે ચકલુએ ફરકતું નહિ. સરકારી કચેરીઓ ખેડામા હતી. એટલે સરકારી કામ માટે લોકોને હરકત પડવા લાગી. છેવટે આ બૂમ ખેડાના કલેક્ટર પાસે પહોંચી. તરતજ સાહેબ પોતે મીલીટરીના સિપાઇઓ લઇને આ બહારવટીઆઓને કબજે કરવા નીકળી પડયો. આજે આ ગામ તો કાલે પેલું ગામ, ભાગતાં ભાગતાં લાલો-લખો પોતાની ટોળી સાથે પોતાના રહેઠાણ પાસે આવી લાગ્યા. સાહેબ એક ગામથી બીજે ગામ અને બીજે ગામથી ત્રીજે ગામ એમ બહારવટીઆઓની પાછળજ દોડતા હતા. સાહેબને ભૂખ અને થાકની પરવા નહોતી. તેને તો બસ બહારવટીઆ-ઓને જીવતા પકડી પોતાનો કીર્તિકળશ ઝળહળાવવો હતો. આખા દિવસનુ થાકેલુ લશ્કર પણ નામરજી છતાં સાહેબની પાછળ ઘસડાતું હતું. એક વખત બહાર-વટીઆઓ નિરાંતથી બાટી શેકતા હતા. બાટી તૈયાર થઇ અને બહારવટીઆઓએ પોતાની ક્ષુધાને શાન્ત કરી ત્યાં દૂરથી ખેપટ ઉડતી જણાઇ. બહારવટીઆઓને લાગ્યું કે નક્કી સાહેબ આવે છે.

બધા બહારવટીઆઓએ પોતાનાં હથિયાર સંભા-ળ્યાં. જોતજોતામાં તો સાહેબ અને તેનું લશ્કર વાત્રકનાં કોતરો નજીક આવી પહોંચ્યું. બહારવટીઆઓની બંદુકો ધાણીની માફક તડાતડ ફૂટવા લાગી. સાહેબે સોલજરો-ને ગોળીબારનો હુકમ આપ્યો. એ હુકમ મળતાં જ સોલ્જરોએ રાયફલો હાથમાં ઉપાડી નેમ તાકી; પણ આ શું ? સોલ્જરોની રાયફલમાંથી છૂટેલી બધી ગોળીઓ એક માટીની મોટી ભેખડમાં વાગી અને બહારવટીઆઓ જણાયા નહિ. એટલે સાહેબે આગળ કૂચ કરવાનો હુક-મ આપ્યો. જેવું લશ્કર કૂચ કરી બે ચાર કદમ આ-ગળ વધ્યું, ત્યાં તો બહારવટીઆ જાણે ભોંયમાંથી ન

નીકળ્યા હોય તેમ એકદમ ફૂટી નીકળ્યા અને પાછી તેમની બંદુકોમાંથી ગોળીઓ છૂટવા લાગી. સાહેબને ખૂબ ચીડ ચઢી અને સોલ્જરોને મારો ચાલુ રાખી આગળ વધવાનો હુકમ આપ્યો. સોલ્જરોની બધી ગોળીઓ નકામી જતી હતી. કારણ, બહારવટીઆઓ ભેખડની પાછળ છુપાઇ જતા અને ધીમે ધીમે વાત્રકનાં એ ભયાનક કોતરોમાં ઉંડા ને ઉંડા ઉતરતા જતા હતા. સાહેબે પણ તેમની પાછળ કોતરોમાં ઉતરવું ચાલુ રાખ્યું. એટલામાં બહારવટીઆઓ બીજે રસ્તે કોતરોની ભેખડો ઉપર ચઢી ગયા અને કોતરની અંદરના સોલ્જરો ઉપર બંદુકો ફોડવા લાગ્યા. જોતજોતામાં તો કેટલાય સોલ્જરોને તેઓએ સ્વધામ પહોંચાડી દીધા. સાહેબને હવે પ્રશ્ન થયો કે, શું કરવું ? ત્યાં અચાનક એક ગોળી આવી અને તેની ટોપી લઇ ચાલી ગઇ. સાહેબે ઘોડાને પાછો વાળ્યો. વધેલા સોલ્જરોએ સાહેબનું અનુકરણ કર્યું, અને મહામુસીબતે સૌ ખેડા ભેગા થયા.

## વિપ્તિ

મોડી રાત્રે સાહેબ પોતાના બંગલામાં પહોંચ્યો. મડમ અને બાળકો સાહેબને જોતાં જ બાઝી પડયાં. મડમ તો એકદમ રડવા લાગી. સાહેબે આશ્વાસન આપી મડમને શાન્ત કરી. જમ્યા પછી સાહેબે પોતાની વીતકકથા મડમને કહી. આ સાંભળી મડમ ખૂબ ગભરાઇ ગઇ અને તેણે સાહેબને આજીજી કરી કહ્યું કે "તમે એ લોકોને તેમનો ગીરાસ પાછો આપો; નાહક જીવને શું કરવા જોખમમાં નાખો છો ? એ બહારવટીઆ લોકોનો હું ઉપકાર માનું છું કે આજે તમોને જીવતા આવવા દીધા; નહિ તો અમારી અને આ બાળકોની શી વલે થાત ?" આમ કહી ફરી પાછી મડમ રડી પડી. તેને આશ્વાસન આપી સાહેબે કહ્યું કે, કાલે હું તેમને ખબર મોકલીશ અને તેમને તેમનો ગીરાસ પાછો આપીશ. મડમે કહ્યું:

"પણ હું એક વચન માગું છું કે તમે તેને બોલાવ્યા પછી દગો કરશો નહિ. સાહેબે કહ્યું કે "જા, મારૂં વચન છે. બહારવટીઆઓને દગો નહિ કરૂં." મડમે કહ્યું: "એ બહારવટીઆ 'અહીં' આવે ત્યારે મને જરૂર બતાવજો." આમ વાટાઘાટ કરી મોડી રાત્રે બંને નિદ્રાધીન થયાં. બીજે દિવસે સાહેબે એક હિંદુ સિપાઇને બહારવટીઆઓના રહેઠાણ તરફ રવાના કર્યો; અને તેની સાથે કહેવરાવ્યું કે, સાહેબ! તમારી વિષ્ટિ કરવા માગે છે; માટે ચાલો. આ હિંદુ સિપાઇ વાત્રકનાં કોતરો તરફ જઇ રહ્યો હતો. બહારવટીઆઓ ગઈ કાલના બનાવથી સાહેબને શું અસર થઇ છે, તેનો વિચાર કરતા કોતરોની બહાર બેઠા હતા. ત્યાં દૂરથી તેમણે એક માણસને પોતાના તરફ આવતો જોયો એટલે વિચાર્યું કે નક્કી કંઈ નવાજૂની છે. આમ તેઓ માંહેમાંહે વાતો કરતા બેઠા હતા ત્યાં પેલો હિંદુ સિપાઇ આવી પહોંચ્યો. બહારવટીઆઓને તે હિંદુ સિપાઇએ તુરત ઓળખ્યા એટલે તે બોલ્યોઃ "સાહેબ તમારી સાથે વિષ્ટિ કરવા માગે છે,'માટે ચાલો." લાલાએ કહ્યું: "સાહેબનો શો ભરૂસો ? કોઇની બાંહેધરી વિના અમે આવીશું નહિ. જા, સાહેબને જઇને કહેજે." બહારવટીઆઓનો જવાબ લઈ પેલો સિપાઇ ખેડા પહોંચ્યો અને સાહેબને વાત કરી કે બહારવટીઆ બાંહેધરી વિના આવવા ના પાડે છે.

## બારોટની બાંહેધરીએ

બીજે દિવસે સાહેબે ફરી સિપાઇને રવાના કર્યો અને તેની સાથે કહેવરાવ્યું કે, તમે જેની બાંહેધરી માગતા હો તેની બાંહેધરી આપીએ. સિપાઈ બહારવટીઆઓની પાસે ગયો અને તેમને સાહેબનો સંદેશો કહ્યો. બહારવટીઆઓએ જાણ્યું કે, નક્કી સાહેબનો વિચાર છે, નહિ તો આમ બબ્બે વખત પૂછવા મોકલે નહિ. બહારવટીઆઓએ સિપાઇને કહ્યું કે જો માતરના બારોટ

જેભાઈની બાંહેધરી આપો તો અમે આવીએ. સિપાઇએ જઇ સાહેબને વાત કરી એટલે સાહેબે માતર ઘોડેસ્વારને રવાના કર્યો અને જેભાઈ બારોટને ખેડા બોલાવ્યા. ઘોડેસ્વારે માતર જઇ બારોટને સાહેબનું આમંત્રણ છે એમ કહ્યું; એટલે બારોટને ફાળ પડી કે શા માટે કલેકટર સાહેબ મને બોલાવતા હશે ? આમ મનમાં વિચાર કરતા હતા ત્યાં સ્વારે કહ્યું કે "ખાસ જરૂરનું કામ છે, માટે જલદી બોલાવ્યા છે." સ્વારના શબ્દો સાંભળી બારોટની વિચારનિદ્રાનો ભંગ થયો અને મનમાં તર્કવિતર્ક કરતો ઘોડેસ્વારની સાથે ખેડાનો રસ્તો લીધો. સાહેબને બંગલે જઈ બારોટે સાહેબને સલામ કરી અને પોતાને શું કામ બોલાવ્યો છે તે પૂછ્યુ. સાહેબે કહ્યું કે "આપણા ખેડા જીલ્લાના પરાંતજ ગામના પેલા બે લાલો અને લખો પોતાનો ગીરાસ મેળવવા બહારવટુ ખેડે છે. તેઓને તેમનો ગીરાસ પાછો આપવો છે. તેમને અહીં બોલાવ્યા, પણ આવતા નથી. તેમણે તમારી બાંહેધરી માગી છે; માટે તમે તેમને જઇ અહીં તેડી લાવો." બારોટે કહ્યું: "પણ સાહેબ ! દગો થયો તો ?" સાહેબે કહ્યું: "મારૂં વચન છે." બારોટને તોય શંકા પડવા લાગી. અંગ્રેજ બચ્ચો છે એટલે વચન પ્રમાણે વર્તે ખરો, પણ કંઇ કહેવાય નહિ; એમ બારોટ મનમાં વિચાર કરવા લાગ્યો. બારોટને આમ વિચાર કરતો જોઇ સાહેબે કહ્યું કે "કેમ બારોટજી ! હજી મારાં વચનો ઉપર તમને વિશ્વાસ નથી ? આ મારી મડમ પણ તમને વચન આપે છે." મડમે પણ બારોટને કહ્યું કે "બારોટજી ! આપ જાવ, દગો થાય તો હું જવાબદાર છું. હું એક અંગ્રેજ બચ્ચાની પુત્રી છું. મારાં વચનો ઉપર આપ વિશ્વાસ રાખો." જેભાઈ બારોટને મડમનાં વચનો સાંભળી વિશ્વાસ આવ્યો. અને તે વાત્રકનાં કોતરો તરફ જ્યાં લાલા-લખાનું રહેઠાણ હતું ત્યાં પહોંચ્યો. દૂરથી બારોટે લાલા લખાને બેઠેલા જોયા એટલે બારોટે પોતાના બુલંદ

અવાજે બહારવટીઆઓને બીરદાવ્યા. લાલા અને લખા-એ જાણ્યું કે "બારોટ આવ્યા તો ખરા. નક્કી આપણી અરજ દીનદયાળુ પ્રભુએ સાંભળી છે."

### ગીરાસ મળ્યો.

બારોટે બહારવટીઆઓને કહ્યું કે "સાહેબે મને વચન આપ્યું છે કે દગો નહિ કરૂં; માટે મારી સાથે ચાલો." બારોટમાં બહારવટીઆને પૂરો વિશ્વાસ હતો એટલે બહારવટીયાઓ બારોટની સાથે ખેડા તરફ ચાલ્યા. લાલો અને લખો બંને જણુ બારોટની સાથે ખેડા આવ્યા અને સાહેબને બંગલે ગયા. સાહેબ અને મડમ બંને રાહ જોઈને બેઠાં હતાં, ત્યાં બારોટ આવી પહોંચ્યા. સાહેબે બહારવટીઆઓને હાજર કરવા કહ્યું. મડમ કોચ ઉપર ટટાર થઈને બેઠી અને પોતાના ધણીને જીવતદાન આપનાર એ ઉદાર અને પોતાના ગીરાસ માટે લડનાર એ સાચા વીર પુરુષોને નીરખવાને માટે તૈયાર થઇ રહી. બારોટે બહારવટીઆ લાલા અને લખાને સાહેબ સામે ઉભા કર્યા. આજે આ બે ભાઈઓમાં સાહેબને અજબ ફેરફાર લાગ્યો. કયાં પોતે પરાંતજમાં ગીરાસ ખાલસા કરતી વખતે જોયેલા બે ભાઈઓ અને કયાં આ ! મડમ તો આભીજ બની ગઇ. વિશાળ છાતી, બાર બાર માસની ચઢેલી દાઢી, ગર્દન સુધી વાંકડીઆ વાળ, લોખંડ જેવી કાયા અને અગ્નિ ઝરતાં નેત્રો જોઈ મડમ મનમાંજ વિચા-રવા લાગીઃ "હિંદુસ્તાનમાં આવા કેટલાય માણસો હશે !" લાલા-લખાએ આજે સાહેબને સલામ કરી નહિ. બંને આજે અણનમ ઉભા રહ્યા. સાહેબે કહ્યું કે "બહાદૂર વીર નરો ! તમારૂં શૂરાતન જોઇ હું ખુશ થયો છું, પાછળથી તપાસ કરતાં ધાડ પાડવામાં તમારો હાથ નહોતો એટલે તમોને મેં અન્યાય કર્યો હતો. હાલ મને મારી ને

ભાઇઓ જેવા અણનમ આવ્યા હતા તેવાજ અણનમ ફક્ત આંખોથી ઉપકાર માની ચાલ્યા ગયા.

## ઉપસંહાર

બીજે દિવસે પરાંતજમાં બારૈયા કોમ તરફથી લાલા અને લખાને પોતાનો ગરાસ પાછો મેળવી આવ્યાથી માન આપવામાં આવ્યું અને લાલા લખાએ પોતાનાં બૈરાં છોકરાંને તેડાવી લીધાં. પાછું પ્રથમની માફકજ લાલો-લખો આનંદમાં દિવસો વીતાવવા લાગ્યા. લાલા-લખાને ગીરાસ આપવામાં જે બારોટની બાહેધરી હતી તે બારોટના વંશ-વારસોને લાલા અને લખાનું કુટુંબ બહુ માન આપતું, અને અત્યારે પણ પરાંતજમાં લાલા-લખાના વંશજો એ ગીરાસ ભોગવે છે. આ વાતને બહુ વખત થયો નથી. ફક્ત સો વર્ષની આ વાત છે. આ વાત ઉપરથી વાચકને ખ્યાલ આવશે કે, ગુજરાતમા પણ કેટલાય આવા વીર પુરુષો થઈ ગયા હશે. ધન્ય છે વીર લાલા-લખાને અને તેની જનેતાને*

(તા. ૧૭-૭-૧૯૩૨ ના "ગુજરાતી પંચ"માંથી)



* આ લાલા અને લખાના વંશજો હજી પરાતજમા હયાત છે અને લખાને નજરે જોનાર બારોટ પણ હજુ હયાત છે.



# ३०—परम भक्त दामाजी पन्त

( લેખકઃ—બાબા શ્રી. રાઘવદાસજી )

તેરહવીં શત. દી કી બાત હૈ. મહારાષ્ટ્ર મેં લગાતાર બારહ વર્ષ તક વર્ષા ન હોને કે કારણ ઘોર અકાલ પડા. વહ અકાલ આજ તક 'દુર્ગાદેવી' કે નામ સે પ્રસિદ્ધ હૈ. અન્ન કે અભાવ સે લોગોં મેં ભીષણ ચીત્કાર મચ ઉઠા. હજારોં પ્રાણિયોં કે પ્રાણ–પખેરૂ ઉડ ગયે, હજારોં કે શરીર પર દેખને માત્ર કો ભી ખૂન ન રહ ગયા. કઈયોં કે પ્રાણ ચર્માવૃત અસ્થિ–સમૂહ કે પૂતલોં મેં અટકે પડે થે. સંકટ પડને પર કિસકો કયા નહીં કરના પડતા ? વૃક્ષોં કે વલ્કલ ઔર પત્તોં કી રોટિયોં સે લોગોં ને નિર્વાહ કિયા; પર પૂરે એક યુગ તક ઈન સબ સે કહાં તક કામ ચલ સકતા થા ? લોગોં કે કષ્ટ કી સીમા નહીં રહી, વ્યાકુલતા દિનોં દિન બઢને લગી. દેશ ભૂખોં કી આર્ત ધ્વનિ સે પૂરા ભર ગયા !

× × × ×

ગોવલકોણ્ડા બેદરશાહી–રાજ્ય કે અન્તર્ગત મંગલવેડ્યા નામ કા પ્રાન્ત થા. વહાં કા શાસન–ભાર ભક્તપ્રવર શ્રીદામાજી પન્ત કો સૌંપા હુઆ થા. ઉનકી સહધર્મિણી ભી પતિ કે હી સદૃશ ભગવાન્ શ્રી પાંડુરંગ કી ભક્તિ મેં અનન્યભાવ સે અનુરક્તા થી. નિત્ય–નિરંતર શ્રીહરિ કો સ્મરણ રખતે હુએ અપને કર્તવ્ય કા ન્યાયપૂર્વક નિષ્કામ–ભાવ સે સંપાદન કરના હી દામાજી કે જીવન કા દિવ્ય વ્રત થા. દિન–દુઃખિયોં કો હર તરહ સે સહાયતા

પહુંચા કર સુખી બનાના તો ઉનકા સ્વાભાવિક ગુણ હો ગયા થા. શત્રુ કો ભી સંકટાપન્ન દેખ કર કરુણાર્દ્ર હો જાનેવાલે દામાજી કે લિયે અપની અકાલ-પીડિત પ્રજા કે કષ્ટ અસહ્ય હો રહે થે. દુઃખી પ્રજા કે કરુણ-ક્રન્દન સે દામાજી કા કલેજા પસીજ ઉઠા. અન્ન કે લિયે તડપ-તડપ કર પ્રાણ દેનેવાલે મનુષ્યોં કી મર્મભેદી રુદન-ધ્વનિ ઉનસે સુની નહીં ગયી. ઉનકે હૃદય મેં કિસીને પુકાર કર કહાઃ "દામાજી! કિસ અસમંજસ મેં પડે હો? યહ અન્ન કા ભંડાર કિસ કામ આવેગા? ખોલ દો તાલે ઔર લૂટ લેને દો સારા અન્ન ઇન ભગવાન્ કે ભૂખે પુત્રોં કો!' બસ, ફિર ક્યા થા? દીનબંધુ કી દીન સંતાન કે લિયે અન્ન કા કોઠા ખોલ દિયા ગયા! દયા કે સામને બાદશાહ કા ભય કૈસા! અપને ભાવી સંકટોં કા વિચાર કૈસા? સચ્ચે ભક્ત તો દૂસરોં કો સુખી દેખને કે લિયે અપના સર્વસ્વ હોમ સકતે હૈં-અપને લિયે દુઃખરૂપી ભગવત્પ્રસાદ કો સહર્ષ સ્વીકાર કર સકતે હૈં. ભૂખ સે વ્યાકુલ હજારોં મનુષ્ય મરને સે બચ ગયે. ઉનકી તૃપ્ત અન્તરાત્માએં ભક્તવર દામાજી કો આશીર્વાદ દેને લગીં.

સમાજ મેં જહાં ઐસે 'सर्वभूतहिते रताः' લોગ હોતે હૈં વહાં 'પરહિત ઘૃત જિનકે મન માખી'-ઇસ પ્રકૃતિવાલોં કી ભી સંખ્યા કમ નહીં હોતી. ભક્ત કે બઢતે હુએ યશ ઔર અસહાય પ્રજા કે સુખ કો કુછ કુટિલકર્મી (બેચારે ભૂલે હુએ અતઃ દયા કે પાત્ર) લોગ સહન નહીં કર સકે. ઉનમેં પ્રધાન દયા કે પાત્ર શ્રીદામાજી કે સહાયક નાયબ સૂબેદાર થે. ઉન્હોંને તુરન્ત બાદશાહ કે પાસ યહ શિકાયત લિખ ભેજી કિ 'દામાજી કી અદૂરદર્શિતા કે કારણ સારા સરકારી ભંડાર ખાલી હો ગયા હૈ. ઉસને સારા અન્ન અપની કીર્તિ કે લિયે લુચ્ચે-લફંગોં કો લૂટા દિયા હૈ. ખજાને કી બડી ભારી હાનિ હુઇ હૈ.'

પત્ર પાતે હી બાદશાહ કી આંખોં સે ખૂન બરસને

ઔર ભગવત્પૂજન-જનિત આનંદ કે સામને કિસકા ભય, કિસકી અપેક્ષા ઔર કિસકી ચિન્તા ? ઇધર વિલંબ હોતે દેખ સેનાપતિ ઘર મેં ઘુસ કર દામાજી કો જોર-જોર સે પુકારને લગા. શ્રી દામાજી કી ધર્મપત્ની ને આગે બઢ કર નિર્ભયતા સે ઉત્તર દિયા-'વે અભી પૂજા-પાઠ કર રહે હૈં. થોડી દેર બાદ આપસે મિલ સકતે હૈં.' મદાન્ધ અધિકારી ને ઝિડક કર કહા-'મૈં પૂજા-પાઠ કી પરવા નહીં કરતા, અભી મિલૂંગા. બતલાઓ, વહ હૈ કહાં ?' ભગવાન કે પ્રતિ કહે હુએ તિરસ્કાર-વચન સાધ્વી કે લિયે અસહ્ય હો ઉઠે. ઉસને ઉત્તેજિત સ્વર મેં કડક કર કહા-'ચુપ રહિયે. અધીર હોને કી કોઇ આવશ્યકતા નહીં. જબ તક ઉનકા નિત્યકર્મ નિયમાનુસાર પૂરા ન હો જાયગા તબ તક લાખ પ્રયત્ન કરને પર ભી મૈં કિસીકો ઉનકે પાસ જાને કી આજ્ઞા ન દૂંગી । હમારે લિયે ભગવત્પૂજા કે સમાન કોઇ ભી દૂસરા કામ મહત્ત્વપૂર્ણ નહીં હૈ.' પતિવ્રતા કે શબ્દ કામ કર ગયે. અધિકારી કા બલ, અભિમાન સબ કુછ લુપ્ત હો ગયા—ઉસકી મુખાકૃતિ નિસ્તેજ હો ગયી. ઉસને ધીમે સ્વર સે કહા-'અચ્છા, તો આપ ઉન્હેં મેરે પાસ આને કી સૂચના દે દેં.'

ભક્તિમતી સાધ્વી પતિદેવ કી સેવા મેં ઉપસ્થિત હુઇ; શ્રી દામાજી ઉસ સમય ધ્યાન મેં મગ્ન થે. થોડી દેર મેં પૂજા સમાપ્ત હુઇ. પતિવ્રતા દેવી ને સારી કથા શ્રી દામાજી કો નિઃશંક ભાવ સે કહ સુનાયી. સેના કે સહસા આક્રમણ સે શ્રી દામાજી કો ઇસ બાત કા નિશ્ચય હો ગયા કિ ઇસ સબકા એકમાત્ર કારણ ભંડાર કા લૂટવા દેના હી હૈ. પરંતુ વે અપની સ્થિતિ સે કિંચિંન્માત્ર ભી વિચલિત ન હો કર પત્ની સે કહને લગે—'હમેં ચિન્તા કરને કી કોઇ આવશ્યકતા નહીં. ભગવાન કા પ્રત્યેક વિધાન દયા સે પૂર્ણ હોતા હૈ–ઉસકે આદિ, મધ્ય ઔર અંત મેં સંસાર કી મંગલ કામના ઓતપ્રોત રહતી હૈ. ક્યા હમ બાદશાહ કે ભય સે બંધન કે ડર સે અપની અસહાય પ્રજા કી પ્રાણાન્ત–દુઃખોં મેં સહાયતા ન દે કર અપને કર્તવ્ય–પાલન સે વિમુખ હો જાયં ? હમને અપને ધર્મ કા પાલન કિયા, ભગવાન્ શ્રીપાંડુરંગ કી પ્રસન્નતા પ્રાપ્ત કરને કી ચેષ્ટા કી. અબ બાદશાહ ભલે હી હમેં કઠોર સે કઠોર દંડ દે; કોઇ ચિન્તા નહીં, વરન્ અધિક પ્રસન્નતા હૈ.' ઇતના કહ કર વે હસતે હુએ બાહર નિકલ આયે. અધિકારી બલાત્ કિસીસે પ્રેરિત–સા હો કર વહાં બૈઠા હુઆ થા. શ્રી દામાજી કી તેજપૂર્ણ, શાન્ત, સૌમ્ય મુખાકૃતિ દેખ કર સેનાપતિ કા ક્રોધ સર્વથા વિલીન હો ગયા. વહ બડી નમ્રતા સે બોલા–'બાદશાહ ને આપકી સેવા મેં યહ આજ્ઞાપત્ર ભેજા હૈ ઔર આપકો શીઘ્ર બુલા લાને કા મુઝે આદેશ દિયા હૈ.' ભક્ત દામાજી ને પ્રસન્નતાપૂર્વક ઉત્તર દિયા–'મૈં આપકે સાથ ચલને કો તૈયાર હૂં–કેવલ એક બાર ઘર મેં સ્ત્રી સે મિલ આને કી આજ્ઞા દીજિયે.' સેનાપતિ કી સ્વીકૃતિ પા કર વે ઘર કે અંદર ગયે. સ્ત્રી કો બંધન કા સમાચાર સુના કર ઉસસે વિદા માંગને લગે. ભક્ત–મહિલા કે મુખ પર ઇસ સંવાદ કો સુનતે હી આનંદ કી રેખા ખિંચ આયી. ઉસને પતિદેવ કે ચરણોં મેં પ્રણામ કર કે કહા–'નાથ ! ભગવાન્

પંઢરીનાથ જો 'કુછ કરતે હૈં' સો હમારે કલ્યાણ કે લિયે હી કરતે હૈં. ભગવદ્દયા સે આપકો એકાન્ત-સેવન કા અવસર મિલેગા-અપને કર્તવ્યપાલન કા સુંદર પુરસ્કાર પ્રાપ્ત હોગા. મૈં આજ અપના પરમ સૌભાગ્ય સમઝતી હૂં કિ પ્રાણાધાર કે ગલે મેં સંકટ-સુમનોં કા મનોહર હાર સુશોભિત હોગા. ચિન્તા કેવલ ઇતની હી હૈ કિ યહ દાસી આપકી ચરણ-સેવા સે વંચિત રહેગી.' દામાજી ને અપની સહધર્મિણી કે સાહસ ઔર ભગવત્પ્રેમ કી મન હી મન સરાહના કર પ્રેમપૂર્વક ઉસસે વિદા લી.

× × × ×

બાહર આતે હી ભક્ત કે દોનોં હાથ બેડિયોં મેં કસ દિયે ગયે. અણુ-અણુ મેં અપને આરાધ્ય દેવ કે દર્શન કરનેવાલે ભક્ત કો બેડિયોં કે બંધન મેં કયા કષ્ટ હોતા ? ઉન બેડિયોં કી પારસ્પરિક રગડ સે નિકલનેવાલી ધ્વનિ કે સાથ ભગવન્નામ કી ધૂન મિલા કર દામાજી સેનાપતિ કે પીછે-પીછે ચલને લગે. ગોવલકોંડ કે માર્ગ મેં પંઢરપુર પડતા થા. ભક્ત કી ઇચ્છા હુઈ કિ ભગવાન શ્રીપાંડુરંગ કે દર્શન કર કૃતાર્થ હોઉં. સેનાપતિ કી સંમતિ સે ઉન્હોં ને મંદિર કા રાસ્તા લિયા. હૃદય-સરોવર મેં આનંદ કી લહરેં ઉઠ રહી થીં. શરીર રોમાંચિત હો રહા થા. આંખેં પ્રેમાશ્રુઓં સે ડબડબા આયીં. મંદિર મેં પ્રવેશ કરતે હી ઉન્હેં ભાવાવેશ હો ગયા. પ્રેમ મેં ઇતને નિમગ્ન હો ગયે કિ ઉન્હેં અપને શરીર કી સુધ તક ન રહી. કુછ સમય બાદ સંભલ કર ઉન્હોંને ભગવાન કી

કા–આપકા ભવભયહારી પાવન નામસ્મરણ કરને કા ઐસા સુંદર સુયોગ કહાં મિલતા ? સરકારી નૌકરી કે મોહ કો છોડ દેના પ્રભો ! મેરે લિયે અસંભવ થા. આપને દયાપૂર્વક બુઢાપે મેં ઇસ સેવક કો અપને અકુતોભય ચરણોં મેં બુલા કર મેરા બડા ઉપકાર કિયા. નાથ ! મૈં કિન શબ્દોં મેં આપકી કૃપા કા આભાર માનૂં ? જિસ બાદશાહ કે દ્વારા આપને અપની કૃપા કા ઉપહાર ભેજા હૈ, ઉસકે પ્રતિ કિસ વાકયાવલિ મેં અપના કૃતજ્ઞભાવ પ્રકટ કરૂં, પ્રાણેશ !” ઇતના કહતે–કહતે ઉનકી આંખોં મેં આંસુઓં કી ધારા બહ નિકલી–ગદ્ગદ્ વાણી હો જાને સે વે આગે કુછ ભી ન બોલ સકે ! સેનાપતિ ને દેર હો જાને કે ભય સે દામાજી કો જોર–જોર સે પુકારના શુરૂ કર દિયા. બેચારે સેનાપતિ કો રાજ દ્વારા કિસી પ્રકાર કા ઉપાલમ્ભ ન મિલે–ઇસ ભાવના સે વે તુરન્ત મંદિર કે બાહર નિકલ આયે. ભગવાન કી વિશ્વમોહિની મૂર્તિ કા ધ્યાન કરતે હુએ વે સેનાપતિ કે પીછે–પીછે ચલને લગે.

× × × ×

દોપહર કા સમય થા. *બેદર કા બાદશાહ સિંહાસન પર બૈઠા હુઆ સૂબેદાર કી–કૈદી સૂબેદાર કી પ્રતીક્ષા કર રહા થા ! જ્યોં જ્યોં દેરી હોતી જા રહી થી, ત્યોં હી ત્યોં ઉસકી અધીરતા ઔર ક્રોધ બઢતે જા રહે થે. *ઇતનેમેં હી એક કાલા–કલૂટા ગ્રામીણ પરંતુ તેજસ્વી* પુરુષ લંગોટી પહને હુએ રાજદરબાર મેં આ પહુંચા. ઉસકી કિશોર અવસ્થા ઔર શ્યામ છવિ કી મનોહરતા કો દેખ કર લોગ મંત્રમુગ્ધ–સે હો ગયે, ઉસકે કંધે પર એક કાલી કમ્બલ ઔર હાથ મેં એક લકુટીમાત્ર થી. વહ નિર્ભયતાપૂર્વક બાદશાહ કે સામને ઉપસ્થિત હો કર દૂરસે હી જોહાર કર વિનયપૂર્વક બોલાઃ ‘બાદશાહ સલામત !

---

* ગુલબર્ગા (નિજામ હૈદરાબાદ) કે પાસ બેદર નામક સ્થાન હૈ.

યહ ચાકર અપને સ્વામી દામાજી પન્ત કે યહાં સે મંગલવેડ્યા સે આ રહા હૈ.' દામાજી કા નામ સુનતે હી ઉસકી ભૌંહેં ધનુષ કી તરહ ખિચ ગયીં. વહ ઉત્તેજિત હો કર બોલ ઉઠાઃ 'કયા નામ હૈ તેરા ?'

'મા–બાપ સરકાર ! મેરા નામ બિઠૂ હૈ. મૈં શ્રી દામાજીકે અન્ન સેં પલા હુઆ ચમાર હૂં.'+

'યહાં કયોં આયા ?'

'અપરાધ ક્ષમા હો, અકાલ મેં અપની પ્યારી પ્રજા કો ભૂખોં મરતે દેખ મેરે માલિક ને આપકે કોઠાર કા ગલ્લા બાંટ દિયા. મૈં ઉસીકા સારા દામ ચુકાને આયા હૂં. આપ કૃપા કર કે ઉસે લે લેં ઔર ખજાને મેં દાખિલ કરવા કે મુઝે રસીદ દિલવાને કી કૃપા કરેં.'

યહ સુન કર બાદશાહ કે આશ્ચર્ય કા ઠિકાના ન રહા. વહ કિંકર્તવ્યવિમૂઢ–સા હો કર અપને કિયે પર પશ્ચાત્તાપ કરને લગા. વહ મન–હી–મન અપને કો ધિક્કાર કર કહને લગા—'હા ! મૈંને દામાજી સરીખે સચ્ચે સેવક પર બિના સોચે–સમઝે બેઈમાની કા લાંછન લગાયા ઔર ઉસે ગિરફ્તાર કરને કે લિયે વ્યર્થ હી ઈતની બડી ફૌજ ભેજી !' પશ્ચાત્તાપ કે સાથ સાથ બિઠૂ કી મોહિની આકૃતિ દેખ–દેખ કર ઉસકે હૃદય મેં એક પ્રકાર કા અદ્ભુત આનંદ હો રહા થા. ઉસને ઉત્સુકતાપૂર્ણ હર્ષિત નેત્રોં સે પૂછાઃ 'ભૈયા બિઠૂ ! રૂપયે કહાં હૈ ?'

કાંખમેંસે એક છોટી–સી થૈલી નિકાલ કર બિઠૂ ચમાર ને કહા, 'લીજિયે, આપ ઇસે જમા કરા કે મુઝે શીઘ્ર હી રસીદ દિલાને કી કૃપા કરેં. મુઝે જાને મેં દેર હો રહી હૈ.'

બાદશાહ તો બિઠૂ કે મનોહારી મુખમંડલ કો દેખ

---

+ જોહાર માયબાપ જોહાર, મી દામાજીચા સેંકવલા મહાર.
( મરાઠી પદ )

કર ચકિત ઔર મુગ્ધ હો ગયા. બાદશાહ પર જાદૂ-સા હો ગયા! ઉસકે નેત્ર ઉસ ચમાર સેવક કી રૂપ-સુધા કા અનવરત પાન કરને મેં લગ ગયે. ઉસકી ઇચ્છા થી કિ ખિઠૂ યહીં ખડા રહ કર ઇન પ્યાસી આંખોં કો ઇસ અનુપમ ઔર અલભ્ય લાભ કો લૂટ લેને કા અવસર દેતા રહે. ખિઠૂ ને જલદી કરને કા તકાજા જારી રકખા, પર બાદશાહ કો ઉસે અપને સામને સે દૂર કરને કી ભાવના સે બડા દુઃખ અનુભવ હોતા થા. આખિર ઉસને છાતી કડી કર કે કહા-' અચ્છા, પ્યારે ખિઠૂ! યે રૂપયે વહાં જમા કરા કે યહાં મુઝસે મિલતે જાના!' ખિઠૂ અબ ખજાને મેં પહુંચા. વહાં ઉસકે રૂપ કા જાદૂ ખજાનચી પર ચઢ બૈઠા. વહ નેત્રોં સે ઉસે દેખતા જાતા થા ઔર હાથોં સે રૂપયે ગિનતા જાતા થા! જ્યોં હી થૈલી ખાલી કર કે રૂપયે ખજાને મેં ડાલતા ત્યોં હી વહ થૈલી ઉપર તક ભર જાતી. અબ તો ખજાનચી આશ્ચર્યસિંધુ મેં બુરી તરહ ગોતે ખાને લગા. એક ઓર આશ્ચર્યપૂર્ણ લીલા ઔર દૂસરી ઓર રૂપ કા જાદૂ! બેચારા હૈરાન હો ગયા. ઉસને બડી કઠિનાઇ સે જાદૂગર ખિઠૂ સે પિંડ છુડાયા. અંત મેં દ્રવ્ય-પ્રાપ્તિ કી રસીદ લે કર વહ સેવકોં કા સેવક ખિઠૂ ચમાર, દર્શન કે લિયે અધીર બાદશાહ કે સન્મુખ ઉપસ્થિત હુઆ. ઉસકે પહુંચતે હી બાદશાહ ને પૂછા-' ખિઠૂ! કયા તુમકો રસીદ મિલ ગયી?' ખિઠૂ ને કહા-'હાં, મા-બાપ સરકાર! મિલ ગયી. અબ મુઝે આજ્ઞા દીજિયે, મૈં અપને ઘરકા રાસ્તા લૂં. બડી દેર હો ગયી. મેરે માલિક ચિન્તા કરતે હોંગે.' બાદશાહ ને રસીદ પર અપની સહી કર કે રાજ્ય કી મુહર લગવા કરે રસીદ ખિઠૂ કો દી ઔર દિવાન સે કહ કર બડે સન્માનપૂર્વક દામાજી કો લાને કે લિયે સરદાર દૌડાયે. પરંતુ ખિઠૂ કો ચલે જાને કી આજ્ઞા દેને કી શક્તિ બાદશાહ મેં નહીં થી. વહ તો ચાહતા થા કિ દિન-રાત ઇસી ચમાર કી ચરણ-સેવા મેં અપને આપકો બેચ

ડાલૂં. પર વહ લીલાધારી નટ તુરંત વહાં સે ચલતા બના !

× × × ×

ઇધર શ્રી દામાજી પંઢરપુર સે બહુત આગે ચલે આયે થે. એક દિન પ્રાતઃકાલ વે સ્નાનાદિ સે નિવૃત્ત હો કર એકાન્ત સ્થાન મેં પૂજા-પાઠ કરને કો બૈઠે. પાઠ કે લિયે અપની એકમાત્ર સંપત્તિ શ્રીમદ્ભગવદ્ગીતા કો હાથ મેં ઉઠાયા. ઉસકે પન્નોં કો ઇધર ઉધર કરને પર ઉન્હેં એક ચમકદાર સુંદર કાગજ મિલા. ઉત્સુકતાપૂર્વક ઉસે ખોલ કર પઢને લગે. ઉસમેં સુવર્ણાક્ષરોં મેં લિખા થાઃ 'અપને ભંડાર કે અન્ન-સંબધી રૂપયે ચુકતી ભર પાયે.' ઉસ પર સ્વયં બાદશાહ કે હાથ કી સહી દેખ કર ભક્ત કે આશ્ચર્ય કી કોઈ સીમા ન રહી. ઇતને અધિક રૂપયે કિસને કૈસે દે દિયે-ઇસ બાત કા રહસ્ય ઉનકી સમઝ મેં ન આ સકા ! આખિર પૂજા કરને કી ઉત્કંઠા ને ઉન્હેં ઇસ રહસ્ય કો સમઝને કે લિયે અવસર હી ન દિયા. જ્યોં હી પત્ર કો સમેટ કર પૂજા કે લિયે તૈયાર હુએ ત્યોં હી બાદશાહ કે ભેજે હુએ દૂત પત્ર લે કર સરદાર કે પાસ આ પહુંચે. દામાજી કી બંધનમુક્તિ કા સંવાદ પઢતે હી સેનાપતિ ને ઉનકી સારી બેડિયાં તોડ ડાલીં ઔર સ્વયં ઉનકે ચરણોં મેં મસ્તક ટિકા કર પ્રેમ ઔર શ્રદ્ધાપૂર્વક બારબાર પ્રણામ કરને લગા. ઉન્હેં રાજસી વસ્ત્ર પહના કર સેનાપતિ સિપાહિયોં કે સાથ નગર કી ઓર ચલ પડા.

× × × ×

ઉધર બિઠૂ ચમાર કે ચલે જાને કે બાદ બાદશાહ બેચૈન હો ગયા—ઉસકા ખાના-પીના સબ છૂટ ગયા. વહ ઉસ ચમાર કે વિયોગ મેં અધીર હો કર પાગલ-સા બન ગયા. 'બિઠૂ ! બિઠૂ !!' કી પુકાર સે રાજદરબાર મેં બડા કૌતૂહલ છા ગયા. બાદશાહ ને અપને મન-હર બિઠૂ કો ઢુંઢ લાને કી આજ્ઞા દી. પર બિઠૂ કા મિલાપ

ઈતના સુલભ કહાં ? વહ તો કભી કા કહીં ચલતા બના થા ! ફિર ભી રાજાજ્ઞા પા કર ઉસકી ખોજ કે લિયે ઘુડસવાર નિકલ પડે. 'ઉસકા પતા નહીં લગતા હૈ' –યહ સુન કર સ્વયં વહ બાદશાહ ભી 'બિઠ્ઠૂ કહાં હૈ ? બિઠ્ઠૂ કહાં હૈ ?' કી પુકાર મચાતા હુઆ રાજધાની સે બાહર નિકલ ગયા. લોગોં કે આશ્ચર્ય આદિ કી કુછ ભી પરવા ન કર જબ વહ થોડી દૂર ગયા તો સામને સે શ્રી દામાજી આતે હુએ દીખાઈ પડે. ઉનકો દેખતે હી વહ તુરન્ત દૌડ કર વહાં જા પહુંચા. પ્રેમપૂર્વક ઉનકો ગલે સે લગા કર કહને લગા–"દામાજી ! બતલા દો ! ઇસ પાપી કો બતલા દો, બિઠ્ઠૂ કહાં ગયા ? મુઝે એક બાર ઉસકે સુંદર મુખડે કો મનભર નિહાર લેને દો ! બસ, દામાજી ! દેર ન કરો. મેરે પ્રાણ નિકલ રહે હૈં.' દામાજી-ને વિસ્મિત હો કર પૂછા–'હુજૂર ! કૈસા બિઠ્ઠૂ ? મેરા ઉસસે ક્યા સંબંધ ? મેરી ઉસસે ક્યા જાન–પહચાન ?'

'વહી આપકા સેવક ચમાર ! ઉસીકે હાથ તો આપને ભંડાર કે રૂપયે જમા કરવાયે થે ! વહ કમ્બલ ઔર લકુટીધારી સેવક આપ હી કા તો થા ! ક્યા જાન–બૂઝ કર આપ અનજાન બનતે હૈં ? ક્યા ઇસ અધમ કો અપની કૃપા સે કૃતાર્થ ન કરેંગે ?'

અબ તો દામાજી સબ રહસ્ય સમઝ ગયે. ઉનકે નેત્ર જલ–પ્રપાત બન ગયે–ઉનકા શરીર પુલકિત હો ઉઠા, વાણી ગદ્‌ગદ્ હો ગયી. ઇસી પ્રેમ–વિભોર અવસ્થા મેં વે જોર સે ગા ઉઠે:

"હર ! હર ! વિઠ્ઠલ જગદુદ્ધાર, જાહલા મહાર મજસાઠીં. ધ્રુવ૦
ધન્ય એદરીચા બાદશાય, ત્યાચા કેલા મી અન્યાય;
ધાન્ય લુટાણ્યાચા ઉપાય, પુર્ણ અપાય મજસાઠીં. ૧
ષડ્ગુણૈશ્વર્ય શ્રી ભગવાન, સાહુનિ દેવપણાચા અભિમાન;
પાખીં ઘાલુનિ તુટકી વહાણ, નેસલા જીર્ણ લંગોટી. ૨
માથાં બાંધુનિ ચિંધ્યાભાર, કાલી કામ્બલી ખાદ્યાવર;
મુખાનેં મ્હણુત અસે જોહાર, કાલા દોર નિજ કણ્ઠી. ૩

ઐસેં કાં કેલેં દેવા, માઝયા સુકૃતાચા ઠેવા;
મહાર ઝાલાસિ રે માધવા, લાઉનિ વણવા મજસાઠીં. ૪
જ્યાચેં ધાન્ય લુટિલેં જાણ, તો તરિ ઘેતાં માઝા પ્રાણ;
દામા મ્હણે ગુણનિધાન.................જગ જેઠી. ૫

અર્થાત્ શિવ શિવ! જગત કા ઉદ્ધાર કરનેવાલે ભગવાન વિઠ્ઠલ કો આજ મેરે લિયે ચમાર બનના પડા! બેદરી કે બાદશાહ કો ધન્ય હૈ. મૈંને તો ઉસકે સાથ અન્યાય કિયા થા. ધાન લૂટવા કર મૈંને અપને લિયે પૂર્ણ હાનિકર કાર્ય હી કિયા થા, પરંતુ મેરે લિયે ષડ્-ઐશ્વર્ય-સંપન્ન ભગવાન્ ને અપને ઈશ્વરત્વ કો ભુલા કર કૈસા વેશ બનાયા! આપને પૈરોં મેં ફટી જૂતિયાં પહની, કમર મેં જીર્ણ લંગોટી ધારણ કી, સિર પર ચિથડોં કી પગડી પહની, કંધે પર કાલી કમ્બલ ડાલી, ગલે મેં કાલા ડોરા પહના ઔર મુખ સે જોહાર જોહાર પુકારતે હુએ વહાં પહુંચે. ભગવન્! મેરે નાથ! આપને યહ કયા કિયા! આપ તો મેરે સારે સુકૃતોં કે પરમ ફલ હો. હા માધવ! આપને ઈસ નીચ કે લિયે ચમાર કા બાના સ્વીકાર કિયા. મૈં તો ઈસી આગ સે જલ રહા હૂં. નાથ! મૈંને જિસકા અન્ન લૂટવાયા થા, વહ મેરે પ્રાણ લેને કે સિવા ઔર કયા કરતા? ફિર હે ગુણોં કે આગાર જગદીશ્વર! આપને ઈતના કષ્ટ કયોં ઉઠાયા?"

ઈતના કહ કર દામાજી મતવાલે સે હો 'પાંડુરંગ પાંડુરંગ' પુકારને લગે.

દયામય ભગવાન્ ને બાદશાહ ઔર દામાજી દોનોં કો પુનઃ દર્શન દે કૃતાર્થ કિયા! ધન્ય પ્રભો આપ કી ભક્તવત્સલતા!

("કલ્યાણ" ના એક અંકમાંથી)



# ३१-भक्त रामाजी

( લેખક:-બાબા શ્રી. રાઘવદાસજી )

ભગવાન કે ભક્ત સંસાર કી અનેક પહેલિયોં કો હલ કરને કે લિયે હી જગત મેં આતે હૈં. વહ હોતે હૈં સંદેશવાહક ઔર હોતે હૈં સચ્ચે વિશ્વસેવક. ઉનમેં ન તો કોઈ સ્વાર્થ હોતા હૈ ઔર ન સેવાભાવ સે કિયે જાનેવાલે કામ કે લિયે અભિમાન હી. વહ તો સંપૂર્ણ સંસાર કે પૂજારી હોતે હૈં.

સર્વવ્યાપી ભગવાન્ કે ઇસ મૂર્તિમાન સ્વરૂપ સંસાર કી, ઇસ દૃશ્ય જગત કી સર્વવિધ પૂજા કરને મેં હી ઉન્હેં આનંદ આતા હૈ. અપને ભગવાન કે સામને ભક્ત કો અભિમાન કૈસા ! અભિમાન તો અપનેસે છોટે કમ ગુણ-વાલે લોગોં કે સામને હોતા હૈ. સર્વવ્યાપી ભગવાન કે ભક્તોં કી દૃષ્ટિ મેં તો સંપૂર્ણ જગત ભગવત્સ્વરૂપ હૈ, સંસાર કે પ્રત્યેક અણુ મેં ઉન્હેં ઉસી વિભૂતિ, ઉસી તેજ, ઉસી વાત્સલ્ય ઔર ઉસી આહ્લાદિની શક્તિ કા સંચાર દિખાયી પડતા હૈ. પ્રભુ કે સન્મુખ ગર્દન ઉઠાનેકી કૌન કહે, ભક્ત કી આંખેં ભી પ્રભુ કે સન્મુખ નહીં ઉઠતીં, વહ પૃથ્વી પર પૈર રખને મેં ભી સકુચાતા હૈ; ક્યોંકિ વહ અનુભવ કરતા હૈ કિ, કણ કણ મેં વ્યાપ્ત મેરે સર્વસ્વ ભગવાન કો મેરી કિસી ક્રિયા સે કષ્ટ ન પહુંચ જાય. ઉસકી યહ ધારણા ઉસે કેવલ નમ્ર હી નહીં બનાતી, પર અપને-કો સર્વથા ભુલા દેને કે લિયે વિવશ કરતી હૈ. વહ સબ

કુછ ભૂલ જાતા હૈ, પર અપને પ્રભુ કો કભી નહીં ભૂલતા. ઇસીમેં કિસી અદૃશ્ય પ્રેરણાવશ યદિ ઉસકે હાથોં સે સાધન મેં કોઇ ભૂલ હો જાતી હૈ તો, ઉસ પર વહ ઇતના પશ્ચાત્તાપ કરતા હૈ, જિતના કિ ખૂન કા અપરાધી ખૂન ઉતરને પર !

ભગવદ્ભક્તોં કી ઇસ નમ્રતા—ઇસ મિટને કી લાલસા કા દૃશ્ય સંસાર મેં કભી કભી દૃષ્ટિગોચર હુઆ કરતા હૈ. ઇસ લિયે હી આજ હમ મનુષ્યગણ કુછ સભ્ય બને હુએ હૈં, અપનેમેં ઉંચા દેખને કા વિચાર ભી કરતે હૈં. અન્યથા કેવલ તમ-રજોગુણ કા હી સામ્રાજ્ય સર્વત્ર દિખાયી દેતા !

બિહાર પ્રાન્ત મેં એક ઐસે હી મહાભગવદ્ભક્ત કુછ દિનોં પૂર્વ હો ચુકે હૈં. આપકા નામ થા શ્રી રામાજી !

રામાજી કે પૂર્વજીવન કે સંબંધ મેં મુઝે વિશેષ જાનકારી નહીં હૈ, પર જબ જબ મુઝે ઉનકે દર્શન કરને કા સૌભાગ્ય મિલા, તબ હી મૈંને ઉનકા બડા ઉજ્જ્વલ ચરિત્ર દેખા. ઉસીકા વર્ણન ઉપર્યુક્ત પંક્તિયાં મેં કિયા હૈ.

શ્રી રામાજી નમ્રતા કી મૂર્તિ થે. શ્રી ગોસ્વામી તુલસીદાસજીકૃત રામચરિત કે અદ્ભુત જ્ઞાતા ઔર અન્ય વિષયોં કે બડે વિદ્વાન હોને પર ભી ઉન્હેં અભિમાન કહીં છૂ તક નહીં ગયા થા. જિસ સમય વહ કિસી સભા મેં જાતે, તબ લોગ ઉન્હેં ઉપર બૈઠને કે લિયે બડા આગ્રહ કરતે થે; પર શ્રી રામાજી વહાં એક કોને મેં ઐસે ચુપકે સે બૈઠે રહતે થે, જૈસે કોઇ સેવક અપને સ્વામી કે સન્મુખ અત્યંત નમ્રતા સે બૈઠા કરતા હૈ. પર જબ યહ નમ્રતા કી મૂર્તિ ભક્ત હાથ મે થાલી લે કર ભગવાન્ કી આરતી કરને કે લિયે ઉઠતે થે ઔર જબ બડે ભક્તિભાવ સે વિનય સુના કર અપને કુશલ નૃત્યાભિનય કે સાથ પ્રેમ મેં ઝૂમતે હુએ ભગવાન કી આરતી ઉતારતે થે, તબ શ્રોતાસમાજ કે હૃદયોં મેં ભક્તિ કા સમુદ્ર ઉમડ આતા

... કૌન ઐસા પુરુષ હોગા જો શ્રી રામાજી કા યહ સ્વરૂપ દેખ કર ભગવદ્ભક્તિ મેં લીન ન હુઆ હો ? શ્રીરામાયણ કી કથા ઔર શ્રી રામનામ–સંકીર્તન કરતે કરતે તો ઇન્હોંને અનેક નાસ્તિકોં કે હૃદય મેં ભી ઈશ્વર કે પ્રતિ શ્રદ્ધા ઉત્પન્ન કરવા દી થી. ઇસ કલા મેં વે અપને ઢંગ કે એક હી પુરુષ થે.

ઉનકા શ્રીરામાયણ–પ્રેમ અવર્ણનીય થા. હમ લોગ સાધારણતયા શ્રી રામચંદ્રજી કી મૂર્તિ કી પૂજા કિયા કરતે હૈં; પર ભગવદ્ભક્ત રામાજી કો યહ બાત નહીં જંચી. ઉન્હોંને મન મેં સોચા કિ સર્વવ્યાપી ઈશ્વર કે નાતે અવશ્ય હી મૂર્તિ મેં ભી ભગવાન હૈં હી, પર શ્રીભગવાન કા જૈસા વાસ્તવિક સ્વરૂપ શ્રી રામાયણ–ગ્રંથ મેં હૈ, વૈસા અન્યત્ર નહીં, ઈસ લિયે શ્રી રામાયણ કી હી પૂજા ક્યોં ન કી જાય !—ઉસીકો મૂર્તિ માન કર સર્વતોભાવેન શરણ ક્યોં ન લી જાય ? ભક્તોં કી ભાવના અનોખી હુઆ કરતી હૈ. શ્રી રામાજી ભી અપની ઈસ અદ્ભુત શ્રદ્ધા કે અનુસાર શ્રી રામાયણજી કો હી પોષાક ઔર મુકુટ પહના કર ઉસીકી પૂજા કિયા કરતે. ઉનકે લિયે શ્રીરામાયણ હી ભગવાન શ્રીરામ, સીતા ઔર લક્ષ્મણ કા સ્વરૂપ થા. વહ ઉસી સ્વરૂપ કે સામને કથા કહતે, ગાતે, નાચતે ઔર ઉસીમેં પ્રેમ લૂટતે થે.

શ્રી રામાજી મેં એક ઔર ભી વિશેષતા થી. વહ કેવલ ભગવાન કે મંગલમય સ્વરૂપ કી ઉપાસના કિયા કરતે. શ્રી રામાજી કે ભગવાન સદૈવ પીલે કપડે પહન કર જનકપુર કે દુલ્હા બને રહતે થે. ઉનકો ઇસસે આગે બઢના બડા કષ્ટદાયક થા. ઉનકા શ્રીરામાયણ કા પાઠ ભી યહીં તક હુઆ કરતા. ઇતના હી નહીં પર ઉનકી યહ મંગલરૂપ કી તન્મયતા ઇતની અધિક બઢ ગયી થી કિ જબ કભી વહ રાસ્તે ચલતે કિસી પીત–વસ્ત્રધારી દુલ્હા કો દેખ લેતે તો તત્કાલ ઉસીકે સાથ હો લેતે ઔર ઉસે

ઠીક ભગવાન કે સદશ સમઝ કર ઉસકી હર તરહ કી સેવા મેં લગ જાતે. ઉનકે શ્રીરામનામ-સંકીર્તન-યજ્ઞ મેં સભી કે પીછે કપડે રહતે. અન્ય કિસીકો વહાં સ્થાન નહીં મિલતા. ઉનકી ભાવના થી કિ દૂસરે રૂપ સે કહીં હમારે મંગલમય ભગવત્-સ્વરૂપ કા અપમાન ન હો જાય.

શ્રીરામાજી ! ધન્ય હૈ આપકો ઔર આપકી ભાવુકતા કો ! વર્તમાન અમંગલપૂર્ણ ભારત મેં આપકે સમાન શુદ્ધ મંગલ કે ઉપાસક આપ હી થે !

શ્રીરામાજી કે ઇસ આચરણ કા ઇતના પ્રભાવ થા કિ બિહાર કે પ્રસિદ્ધ નેતા શ્રીરાજેન્દ્ર બાબુ, બિહાર સ્ટેટ કૌન્સિલ કે સદસ્ય શ્રી મહેન્દ્ર બાબૂ પ્રભૃતિ અનેક સુશિક્ષિત પુરુષ આપકે અનન્ય ભક્ત હૈં. શ્રીરામાજી કી ઇસ તપસ્યા કે કારણ બિહાર કે પચાસોં ગ્રામોં મેં શ્રીરામનામ-સંકીર્તન સમાજ સ્થાપિત હો ચુકે હૈં, જહાં પ્રતિદિન શ્રીરામાયણ કી કથા ઔર સતચર્ચા હોતી હૈ. ગ્રામસુધાર ઔર ગ્રામ-સંગઠન કી દૃષ્ટિ સે ઇસકા કિતના મહત્ત્વ હૈ, ઇસકો પ્રત્યેક વિચારવાન પુરુષ અનુભવ કર સકતે હૈં. મૈં તો કહતા હૂં કિ, બિહાર મેં આજ અન્ય પ્રાન્તોં કી અપેક્ષા જો કુછ અચ્છા ગ્રામ-સંગઠન હૈ, ઉસમેં શ્રી રામાજી ઔર ઉનકે સંકીર્તન સમાજ કા ભી પૂરા હાથ હૈ.

શ્રીરામાજી ખદ્દર કે બડે પ્રેમી થે. ઉનકે મંગલમય ભગવાન કે સબ કપડે સર્વદા ખદ્દર કે હી રહતે થે; ઇસસે ભી બિહાર કે ખદ્દર-પ્રચાર મેં કુછ વિશેષ સહાયતા મિલી. અભી થોડે દિન હુએ નમ્રતા કે સ્વરૂપ ઇસ મંગલમય ભગવાન કે ભક્ત ને અસાર સંસાર કો છોડ કર ભગવત્સ્વરૂપ મેં શરણ લી હૈ.

શ્રી મહેન્દ્ર બાબુ આદિ કે સન્મુખ શ્રીરામાજી કે સ્મારક મેં શ્રીરામાયણપ્રચારસમિતિ કી સ્થાપના કરને કી યોજના ઉપસ્થિત કી થી. ઉસકો ઇન સબ સજ્જનોં ને સહર્ષ સ્વીકાર કિયા. આશા હૈ શ્રીરામાયણપ્રેમી સજ્જન શ્રીરામાયણ કે પ્રસાર મેં સમિતિ કી સહાયતા કરેંગે, જિસસે ભક્ત શ્રીરામાજી કે મંગલમય ભગવાન કે સ્વરૂપ કા દર્શન હમ સભીકો શીઘ્ર હી હો.×

[ "કલ્યાણ" માસિકના એક અંકમાથી ]



× ભકત રામાજી કા વિશેષ પરિચય લિખને કે લિયે મૈને બિહાર કે પ્રસિદ્ધ નેતા શ્રીરાજેન્દ્ર બાબુ સે નિવેદન કિયા થા, પર અનેક કાર્યો મે સંલગ્ન રહને તથા કુછ અસ્વસ્થ હોને કે કારણ વે નહી લિખ સકે. ફીર ભી આશા હૈ કિ વહ શીઘ્ર હી ઇસિ કાર્ય કા સંપાદન કરેંગે. ઉનકે હાથ સે લિખા હુઆ શ્રીરામાજી કા ચરિત બહુંતો કે લિયે પથ-પ્રદર્શક હોગા.



# ૩૨–દેવાત પંડિત

[ લેખક–મર્હુમ ખુમાણશ્રી નાગભાઇ લાખાભાઈ પાડેરસીંગા ]

## સાચો સેવક

ઢોલ વાગે છે, મંગળ ગીતો ગવાય છે, આહેર–આહેરાણી–વરઘોડિયાં ચૉરીમાં ફેરા ફરે છે. ચૉમેર આનંદની રેલ ચાલી રહી છે. ત્યાં એક જણે આવી વરરાજાના કાનમાં કંઇક વાત કહી. વરરાજાએ તુરંત ચોથો ફેરો ફરવાનું બંધ કર્યું. વરમાળ વહુના કંઠમાં નાંખી ચાલવા તૈયારી કરી. આહેરાણી એકદમ ચમકી; તેણે આહેર સામે જોયું; લાજમાંથી કહ્યું કે "પ્રાણાધાર! ઉભા રહો; કયાં જાવું છે? શું કામ છે? મને સર્વ વાત જણાવો. હું આહેરસ્ત્રી છું, આપને પતિ તરીકે દેવતા સમક્ષ સ્વીકાર્યા પછી આપના સર્વ સુખદુઃખની હું ભાગીદાર થઇ ચુકી છું; તો પછી મને કહ્યા સિવાય આમ પાગલની માફક આપ કયાં પધારો છો?"

પત્નીની વાત સાંભળતાં આહેરે કહ્યું કે–" મને બિલકુલ રોકીશ નહિ. મારા ગુરુજીને માથે સંકટ આવ્યું છે; મારે ત્યાં જવું છે, મરવા જવું છે."

"મને મૂકીને મરવા જવાતું હશે કે? આહેર! ઉભા રહો! હું તમારી સાથે આવું છું. તમે મરશો તો મરીશ અને જીવશો તો જીવીશ; બાકી પતિ-વિના જીવવું નથી. જ્યાં પ્રાણ ત્યાં પિંજર!" આહેરાણીએ બેધડક રીતે કહ્યું.

ને તેનાં સગાંવહાલાંઓએ અનેક રીતે સમજાવ્યો, પણ તે એકનો બે નજ થયો. ગુરુજીના પ્રેમ આગળ સંસારની સર્વ લાલચો તુચ્છ કરી એ તો ચાલી નીકળવા તૈયાર થયો. આહેરાણીને અનેક જનોએ સમજાવી; પણ એણે તો કહ્યું કે—" આહેર ત્યાંજ હું." છેવટે સર્વ નિરાશ થયાં. આહેર અને આહેરાણી દેવાત ભગત તરફ ચાલી નીકળ્યાં.

ભાગ્ય, કર્મફળ અને નિર્માણ, એ ત્રણેની શક્તિ અલૌકિક છે. કાલે શું થશે ? અરે થોડી વાર પછી શું થશે, એ જાણનાર આ જગતમાં કોણ છે ? જ્યાં આનંદ હતો ત્યાંજ દિલગીરી થઈ; ત્યારે જ્યાં દિલગીરી હશે ત્યાં આનંદ થાય તો નવાઈની વાત કઈ !

આવેલ માણસને ભોમિયા તરીકે સાથે રાખી જેટલી ઉતાવળથી ચાલી શકાય તેટલી ઉતાવળથી આહેર ચાલવા લાગ્યો. પાછળ પાછળ નવપરિણિતા આહેરાણી ચાલવા લાગી. પુરુષના જેટલી શક્તિ તેનામાં ન હતી તોપણ પોતાના ખરા ધર્મને જાણનાર એ આહેરપુત્રી પોતાના શરીરના સુખદુઃખની લવલેશ પરવા કર્યા સિવાય પોતાના પ્રાણાધારની પાછળ ચાલવા લાગી.

પીઠી ચોળેલું શરીર, માર્ગની રજથી રંગાણું, સુકોમળ પગો કંટક અને કાંકરામાં વિંધાણા. પીળું પાનેતર વનને જાળે જાળે ભરાઈ ફાટી ગયું, શરીરમાં ચાલવા જેટલું ચેતન ન રહ્યું, તોપણ હદપાર આત્મસંયમ કરી સ્ત્રીજાતિના પરમધર્મને જાણનારી પતિવ્રતા પતિદેવ પાછળ ચાલવાજ લાગી. પતિદેવને ન હતી પત્નીની દરકાર કે ન હતી પોતાનાં અન્ય આસજનની દરકાર ! તેનું લક્ષ તો ગુરુજીના વિઘ્ન તરફ હતું. આ સ્થિતિમાં તે પત્નીની સંભાળ કઇ રીતે લઈ શકે ? તેના મનમાં તો એજ વિચાર રમતા હતા કે હું ક્યારે ગુરુજીને મળું અને ક્યારે તેમનું સંકટ દૂર કરૂં ! ગુરુજી પ્રત્યેની અટળ ભક્તિ અત્યારે તેના દિલમાં ઉભરાઇ જતી હતીઃ " હું જીવતો છું ત્યાં

સુધી મારા ગુરુજીનું સંકટ દૂર કરવા હું પ્રયત્ન ન કરૂં તો પછી મારૂં આ જીવન શા કામનું ?"

'બસ, તેના મનમાં આવા પ્રકારના વિચારો રમી રહ્યા હતા. ત્વરિત ગતિથી ચાલતાં, અત્યંત શ્રમિત થતાં, થોડી વાર વિશ્રાંતિ લેતાં, વળી પુનઃ ચાલતાં–એ રીતે ભોમિયા સાથે આહેર યુગલ ચાલતું હતું. માર્ગમાં આહેરે ભોમિયાને કહ્યું કે "દેવાત બાપુને ઘણાક સેવકો છે. તે બધા હાજર થશે તો તેનું ગમે તેવું સંકટ અમે બધા પળમાં દૂર કરી નાખીશું."

"એ આહેર ! તારા જેવી તરબોળ ભક્તિ કરનાર તો કોઈક વિરલાજ હોય છે. ઘણાક સેવકોમાં હું ફર્યો છું. જ્યાં જાઉં છું ત્યાં એ જ ઉત્તર મળે છે કે ભાઈ ! પાંચ પૈસાનું કામ હોય તો કરીએ; બાકી અગ્નિના ધખારામાં અમારાથી કોઈ રીતે જઇ શકાય તેમ નથી. દેવાત બાપુને રામ રામ કહેજો. ઓ ભક્તરાજ આહેર ! આ કાંઈ જેવું તેવું કામ નથી, ખરી કસોટી છે. હીરા હોય તેજ નીકળે; બાકી તો પાણુકાજ કહેવાય !" પેલા ભોમિયાએ કહ્યું.

આહેરે હવે સર્વ વાત જાણવા ઇચ્છા કરી. ભોમિયાને પૂછ્યું—"ભાઈ ! માંડવામાં મારા કાનમાં તમે ફક્ત એટલુંજ કહ્યું કે 'આહેર ! તારા ગુરુજી દેવાત ભગતને માથે સંકટ આવ્યું છે, અને તુને તેડાવ્યો છે. માટે તારે આવવું હોય તો આવ. જલદી મારી સાથે ચાલ.' પણ મારા ગુરુના માથે શું સંકટ આવ્યું છે ? મારૂ ત્યાં શું કામ છે ? એ જાણવા મારી તીવ્ર ઇચ્છા છે; પણ માંડવામાં એ બધું નહિ પૂછતાં હવે અહીંજ હું તમને પૂછી જોઉં છું."

ભોમિયો—"આહેર ! દેવાત ભગતે દેવલ માતાને આળ ઓઢાડયાં; દેવલ જોગમાય ચાલ્યાં ગયાં. હવે એક ઠેકાણે એના વાવડ-સમાચાર છે; પણ ત્યાં જવામાં આડે અગ્નિના અંગારા છે; તેમાંથી પસાર થઇ જવાનું છે. આ

કામ માટે ભક્તરાજે બધાય શિષ્યોને બોલાવ્યા; પણ કોઇ હા કહેતું નથી. કોઈના કાગળ આવે છે, કોઇ કંઠી પાછી મોકલે છે. આ રીતે દિવસો જાય છે. તમારી રાહ જોવાતી હતી; તે તમો તો આવો છો."

"ભાઈ! આ શરીર દેવાત બાપુનું છે. તેને મરજી પડે તે પ્રમાણે તેનો તે ઉપયોગ કરે; ભાવે તો અમારાં બન્નેના ચામડાનાં મોજાં કરે; ભાવે તો અમને બન્નેને સૂવાડી અમારી છાતી પર પગ મૂકી ચાલે; તેના ધ્યાનમાં આવે તે પ્રમાણે ગોઠવણ કરે. ટુંકમાં, એને અમારી જરૂર હોય ત્યાં અમારાં બન્નેનાં માથાં તૈયાર છે; પછી શું?" આટલું કહી આહેરે આહેરાણી તરફ જોઇ પુનઃ કહ્યું કે "કેમ! તારી શું મરજી છે?" વાત સાંભળીને આહિરાણી બોલીઃ

"જીવનાધાર! તમને જીવન અર્પાઇ ચૂક્યું તે પછી મારી મરજી શું હોય? આપ કહો ત્યાં હું હાજર છું. તમારા ગુરુજીનું કાર્ય સાધવામાં હું થોડીઘણી ઉપયોગી થઇશ. તો મારા મનમાં હું મારાં અહોભાગ્ય માનીશ."

"શાહબાશ, આહેરાણી! તને ધન્ય છે! ઈશ્વરે તારા જેવું રમણીરત્ન મને આપ્યું તે બદલ તે પ્રભુનો હું ઋણી છું, તેને માટે હું મગરૂર છું."

"પ્રાણેશ! હવે મિથ્યા વાત જવા દો, મારી પ્રશંસા ન કરો. વાસ્તવિક રીતે હું જે કાંઇ કરૂં છું તે કરવાની મારી ફરજ છે અને એ ફરજ હું અદા કરૂં છું એમાં પ્રશંસા શી?" આહેરાણીએ કહ્યું.

### શિષ્યની પરીક્ષા

સંધ્યાનો રમણીય સમય છે. સર્વત્ર આનંદનું સામ્રાજ્ય પ્રસરી રહ્યું છે. મંદ મંદ ગતિથી પવનનાં લેરખાં આવે છે–જાણે કે દિવસનાં શ્રમિત થયેલ મનુષ્યોને કુદરત વાયુ ઢોળતી હોયની! દેવાત ભક્ત ઢીલે લમણે શિષ્યની રાહ જોતા બેઠા છે. ઘડીક તેમના મનને એમ

થાય છે કે, આહીરભક્ત આવશે કે કેમ ? વળી ઘડીક એમ થાય છે કે ના, ના, મોતની બીકથી ડરી જનાર માનવી ઘણું ભાગે તો આવશે નહિ. આવા પ્રકારની દ્વિવિધ આશા અને નિરાશાથી દેવાયત ભક્ત બેઠા છે ત્યાં તો સામેથી આહેર આવ્યો અને ભક્તરાજને નમન કર્યું. તેની પરિણીતા પત્ની આવી, દેવાત ભક્તને પગે પડી; ભક્તે શુભાશિષ આપી. થોડી વાર બાદ આહેરે કહ્યું કે:

"બાપુ ! હું ચોરીમાં બેઠો હતો ત્યાં સમાચાર મળ્યા કે, બાપુને માથે સંકટ આવ્યું છે; એટલે તુરંત ફેરા ફરવાનું કામ પડતું મૂકીને હું ચાલી નીકળ્યો. મારી પત્ની-મારી સાથે આવવા તૈયાર થઈ. મેં ના કહી તોપણ તેણે ન માન્યું. મારી સાથે તે પણ આવી. જુઓ, આ રહી !" આટલું કહી આહેર મૌન રહ્યો.

દેવાયત ભક્તે આહેરની વાત સાંભળી ત્યાં તો એનું દિલ આનંદમાં આવી ગયું. વસુંધરામાં હીરાની ખોટ નથી, એમ તેને પાકી ખાત્રી થઈ; સાથે સાથે એમ પણ થયું કે, સેવક તો ઠીક, પણ તેની સાથે આવનાર આ અબળા કેવી ? દેવી ! ધન્ય છે તને !

થોડી વાર મૌન રહ્યા બાદ દેવાયત ભક્તે આહેર સામે પ્રસન્નવદને જોયું. તેની પ્રશંસા કરતાં કહ્યું કેઃ-

" આહેર ! મારા મનમાં તો એમજ હતું કે, મારા શિષ્યો મોતના ડરથી ડરી જનાર—ડરપોક—બાયલા છે. ઘણાક તો ખરેખર બાયલાજ નીકળ્યા; પણ ખરો સાચો સેવક તો તું એકજ નીકળ્યો. ભાઈ ! વિશ્વભરની આ વસુંધરામાં સ્વાર્થને અળગો કરી પરહિતમાં પ્રાણ અર્પનાર કોઈક તારા જેવા વિરલાજ હોય છે. આહેર ! મારે તારા માથાનુંજ કામ છે, એમ કહું તો કાંઈ ખોટું નથી. મારી ગૃહદેવી દેવલ ચાલી ગઈ છે, જો કે ચાલી જવાનું ખરું કારણ તો મારી પોતાનીજ ભૂલ છે. ખેર ! હવે તેને પાછી બોલાવવા મારી ઇચ્છા છે. પેરંભના બેટમાં જ એ બેઠી છે.. ચોમેર અગ્નિ દેખાય છે. એ અગ્નિમાંથી પસાર

થઇ મારે તેની પાસે જવાનું છે. એટલા ખાતર મેં તને બોલાવ્યો છે. ”

“ બાપુ ! અમારે એકેયને એક પળ પણ ખોટી થાવું નથી. સત્વર અમારી સાથે ચાલો. અમે એક પછી એક અગ્નિમાં સૂતા જઈશું અને તમો અમારા અંગ પર પગ મૂકી આગળ ને આગળ ચાલતા જજો.” આટલું કહી આહેર મૌન રહ્યો.

દેવાત ભક્તે સવારે જવા નક્કી કર્યું. આહેરે ન માન્યું એટલે છેવટે એ ને એ પળે જ ત્રણ જણ ચાલી નીકળ્યાં. ટાપુ નજીક આવ્યાં. ઘોર અંધકાર સર્વત્ર પ્રસરી રહ્યો હતો. આકાશમાં તારલા ચળકાટ મારતા હતા. સહેજ પવન ફુંકાતાં પૃથ્વી પર છવાઇ રહેલ અગ્નિના અંગારા લાલચોળ જેવા દેખાતા હતા. ભક્તરાજે એ અંગારા તરફ નજર કરી આંગળી દર્શાવતાં આહેરને કહ્યું કેઃ

“ સેવક ! જો, આ અંગારા છે. આની ઉપર તારે સૂવાનુ છે અને હું તારા પર પગ મૂકું ત્યાં તારી આ પરણેતર આહેરાણીએ તુરતજ બીજો પગ ઝીલવા માટે સૂઈ જવાનું છે.”

દેખાતા અંગારા આહેરને મન સુગંધી પુષ્પોની શય્યા જેવા લાગ્યા. તેણે તે પર શયન કરવાનું પસંદ કર્યું. પણ પત્ની તરફ જોતાં કહ્યું કે–“ પ્રાણેશ્વરી ! આપણાં ધન્યભાગ્ય કે ઈશ્વરે આપણને રૂનાં ગાદલાંને બદલે સુંદર *પુષ્પોની શય્યામાં સૂવાનું સોંપ્યું. આ બદલ ઈશ્વરનો* ઉપકાર માની લે અને પુષ્પના ઢગલામાં જ આપણે શયન કરીએ છીએ એમ માની આ અંગારા પર શયન કરવા તૈયાર થઈ જા.”

દેવાત ભક્તને દયા વછૂટીઃ “અરેરે ! આવી કોમળાંગી સુવતીને મારા એક સ્વાર્થ ખાતર હું કેવા ધગધગતા અંગારામાં સૂવાની ફરજ પાડું છું. તેનું કોમળ શરીર હાથ અડતાં જ છાપ પડે તેવું છે તો પછી આ અગ્નિના તણખા અડકતાં તેને કેટલી પીડા થશે ? શિવ ! શિવ ! !

શિવ ! ! ઈશ્વર ! તેં મને આ કાર્યમાં ક્યાં નીગ્યો ? ”

ભક્તરાજની આંખોમાંથી દડ દડ આંસુ ખરી પડયાં. અત્યંત દયામણી નજરે તેણે આહેર તરફ જોયું અને કહ્યું કે: “ ભાઈ ! બસ કર. તારે સૂવું હોય તો તું ખુશીથી સૂઇ જા; પણ આ બિચારી આહેરાણીને આ ભયંકર અગ્નિના તણખામાં સૂવરાવવાનું રહેવા દે ! ”

“ ગુરુજી ! ભક્તિ ખાંડાની ધાર છે ! એમ જો તમે માનતા હો અને મારા પતિની ખરી પરીક્ષા કરવા માગતા હો તો હવે ના પાડશો નહિ. મારો પતિ જે કંઈ કરે તે કરવા દો....” આટલું કહી તેણે આહેર સામે જોયું અને કહ્યું કે:

“ પ્રાણેશ ! હવે વખત કાં લગાડો ! ચાલો, પ્રથમ હું આ પુષ્પશય્યામાં પડું છું; પછીથી તમો પડજો. ”

આટલું કહી આહેરાણી ટપ દઈને અગ્નિના તણખાની ફૂલવાડીમાં સૂઈ ગઇ–જાણે કે અત્યંત શ્રમિત થયેલ રાજરાણી પલંગ પર બિછાવેલ પુષ્પશય્યામાં પડી ! ભક્તરાજે વજ્રથી પણ કઠણ હૃદય કરી તેના પર પગ મૂક્યો ત્યાં તો આહેર, આહેરાણીથી થોડેક આગળ તણખામાં સૂતો. ભક્તરાજે તેના ઉપર બીજો પગ મૂક્યો. બસ, આ રીતે સેતુ બાંધી એક પછી એકને સૂવાડતાં તેના પર પગ મૂકતા મૂકતા ભક્તરાજ આગળ વધવા લાગ્યા. ઈશ્વરે આહેરના સત્યની કિંમત આંકી તેમને સત ચડાવ્યું. વીજળીના વેગથી આહેર આહેરાણી આગળ આગળ સૂવા લાગ્યાં. ભક્તરાજ તેના પર પગ મૂકી ચાલવા લાગ્યા. થોડી વાર થઇ ત્યાં તો સામે દેવી દેવલ હસતે વદને બેઠાં હતાં ત્યાં ભક્તરાજ પહોંચી ગયા અને આહેર–આહેરાણી ઉભાં થઇ દેવલના ચરણમાં ઢળી પડયાં.

દેવાત ભક્તરાજ દેવલને નમ્યા. પોતાના અપરાધની માફી માગી અને સાથે આવવા કહ્યું. દેવલે કબૂલ કર્યું. આજથી પતિપત્નીનો સંબંધ પૂર્ણ થયો. ભક્તરાજે દેવલને જોગમાયાના નામથી બોલાવી.

દેવલને લઈને આવ્યા બાદ ભક્તરાજને સૌરાષ્ટ્ર ભૂમિનાં મીઠાબોલાં માનવી પ્રત્યે કાંઈક ક્રોધ ઉપજ્યો. તેણે દેવલને કહ્યું કેઃ–

"જોગમાયા ! સોરઠ ધરાનાં માનવી જીભનાં બહુ મીઠાં, પણ અંતરનાં કૂડાં છે. મારા ઘણાક શિષ્યો હતા તેમાંથી ફક્ત એક આ આહેરજ સાચો નીકળ્યો. માટે ચાલો, અહીં નથી રહેવું." આ પ્રમાણે કહી દેવલને સાથે લઈ ભક્તરાજ કચ્છ તરફ ગયા અને મોડસર ગામમાં રહ્યા.

દેવાયત પંડિતે સોભાજીને ગુરુ તરીકે માન્યા હશે એમ તેમનાં કેટલાંક "સોભાનો ચેલો દેવાયત પંડિત બોલ્યા" એ ભજનો ઉપરથી જણાય છે. કોઈક ભજનના અંતમાં દેવલચરણે, એવું પણ બોલાય છે. ખરી રીતે જોતાં સોરઠના ખરા સંતોએ સ્ત્રીને માતાસ્વરૂપે દીઠા પછીજ પ્રભુનાં દર્શન કર્યાં હશે.

### ભજન આગમનું

પેલા પેલા પવન ફરૂકશે નદીએ નહિ વહે નીર,
ઓતર થકી રે સાયબો આવશે ભેળા હનમંત વીર.
દેવાઇત પંડિત દાં'ડા દાખવે,
સુણ દેવળ રે નાર, આપણા ગુરુવે સતરે ભાખીયાં.
જુઠડાં નહી રે લગાર, લખ્યાંરે ભાખ્યા એ દિન આવશે !
પોરો આવ્યો રે સંતો ! પાપનો, ધરતી માગે છે ભોગ,
કેટલાક ખડ્ગે કપાઈ જાશે કેટલાક મરી જાશે રોગ—દેવાઇત૦
પોથી અને પુસ્તક ખોટાં પડશે ખોટાં કાજીનાં કુરાન,
અસલ જાદી રે ચુડો પેરશે એવાં કળજગનાં એંધાણ—દેવાઇત૦
જતી સતિ ને સાબરમતિ ત્યાં હોશે રણસંગ્રામ,
કાયમ -કાળીંગાને મારશે નકળંક ધરશે નામ—દેવાઇત૦
ધરતી માથે હેમર હાલશે સુના નગર મોઝાર,
લખમી લૂંટાશે લોકું તણી નહિ એની બુમને વાર—દેવાઇત૦
કાંકરીયે તળાવ તંબુ તાણશે સો સો ગામુંની સીમ;
પછમ દિશાથી સાયબો આવશે ભેળા અરજન ને ભીમ—દેવાઇત૦
કળજુગ ઉઠાવી સતયુગ થાપશે એમ બોલ્યા દેવાઇત પીર—દેવાઇત૦



# ૧–हजरत मुहम्मद (सल)

(લેખકઃ—શ્રી. મંગળસ્વરૂપ શર્મા)

કોઈ પણ રાષ્ટ્રની ઉન્નતિ માટે તે રાષ્ટ્રમાંના બધા સંપ્રદાયોની એકતા રાજનૈતિક હિતની દૃષ્ટિએ જેટલી જરૂરી છે તેટલીજ નૈતિક અને ધાર્મિક મર્યાદાઓના ઐક્યની પણ કોમ કોમની ઉન્નતિ માટે આવશ્યક છે. જ્યાંસુધી અનેકતામાં એકતાનો આભાસ સમસ્ત જાતિના હૃદયદર્પણમાં સ્પષ્ટ રીતે પ્રગટ ન થવા લાગે ત્યાંસુધી તે કોમ સંગઠિત અને સભ્ય થઈ છે એમ કહી શકાય નહિ. હિંદમાં જો કે અનેક જાતિઓ રહે છે પરંતુ તેમાં મુસલમાનો તેમની ઐતિહાસિક સંસ્કૃતિ અને સામાજિક વિશેષતાઓને લીધે તદ્દન જુદાજ છે. એક વિશેષતા બીજી પણ છે અને તેનો ઉલ્લેખ કરતાં દુઃખ થાય છે કે, આ જાતિએ આજે સાતસો વરસ અગાઉથી આ જીતેલી જમીનનો દાણોપાણી ખાઇ-પીને પણ પોતાનાં માણસો દ્વારા તેનાં દુઃખદર્દો તરફ દિલસોજી દેખાડવાનું કદી નથી શીખ્યા—તેની દરકાર પણ કરી નથી. આ જાતિની આ ઉપેક્ષાએ તેમના સહવર્ગ હિંદુઓમાં પણ શંકા ઉત્પન્ન કરી અને એનું પરિણામ એ આવ્યું કે, જે જાતિઓએ એકત્ર થઇ વિશાળ રાષ્ટ્રનું નિર્માણ કરવાનું હતું તે ભિન્ન ભિન્ન થઈ ગઈ. બીજાઓને તક મળી અને તેમણે આ પ્રસંગનો પૂરેપુરો લાભ ઉઠાવ્યો. પરિણામે કોમનો બધો વૈભવ નાશ પામી ગયો અને તેની જાહોજલાલી જતી રહી એટલે અત્યારના સમયે ધર્માચાર્યોનું કર્તવ્ય છે કે, તેઓ સમાનતાનો સન્માર્ગ બતા-

વતા રહે; પરંતુ ઉભય જાતિઓના ધર્માચાર્યોએ કદી તેમની તરફ ધ્યાન ન આપ્યું. આથી ઉલટું તેઓ પરસ્પરના ભેદભાવથી, સંકુચિત વિચારોથી હંમેશાં ભરપૂર રહેતા, જો કે સમય સમય પર કેટલાક સંતો, ઓલીઆઓ અને પીરોએ પોતાની મનોહર વાણીમાં બન્ને જાતિઓના એકેશ્વરવાદ, એકધાર્મિકતા અને માનવતાનો ઉપદેશ આપ્યો, પરંતુ તે સાધુઓનો સંબંધ હમેશાં સમાજ સાથે નહિ હોવાથી તેમના સદુપદેશ–દરરોજ ઉપયોગમાં આવતા પુરોહિતોના ઉપદેશ આગળ સફળ થયા નહિ.

આધુનિક કાળમાં પુરાતન કાળ કરતાં અનેક દોષો છે, પરંતુ આ યુગની ધાર્મિક સહિષ્ણુતાને કબૂલ કરવી-જ પડશે. પાશ્ચાત્ય સભ્યતાની આજ લગભગ બધા દેશોમાં બોલબાલા છે. આપણો દેશ પણ તેના મોહક રંગમાં પોતાના ફાટ્યાતૂટ્યા વસને ધીમે ધીમે રંગતો જણાય છે. આ પાશ્ચાત્ય સભ્યતા વર્તમાન માનવજાતિ માટે એક શાપરૂપ જ દુઃખદાયી થઇ રહી છે; પરંતુ તેની વર્તમાન ધાર્મિક અને સામાજિક સહિષ્ણુતાને માનવી જ પડે છે. પશ્ચિમના દેશો તેલ, રૂ અને કોલસા માટે ભલે એકબીજાનાં ગળાં કાપતા રહે, પરંતુ ધાર્મિક વિગ્રહનું નામનિશાન પણ તેમાં નહિ જણાય; તેથી ઉલટું પૂર્વની સભ્યતાના દેશો પાર્થિવ સ્વાર્થોનો પોતપોતાના હિત માટે કોઇ કોઇ વખત ઉપયોગ કરી લે; પરંતુ એ જાતિઓ ધાર્મિક અસહિષ્ણુતાના અવતારરૂપ જ છે. હિંદમાં હંમેશના થઈ પડેલા હિંદુમુસલમાનના કોમી ઝગડાઓ અને થોડા વખત અગાઉ પેલેસ્ટાઇનમાં થએલા અરબ–યહૂદી ઝગડા અત્યંત ક્ષોભ ઉત્પન્ન કરે તેવી ઘટનાઓ છે.

એશિયાનું જાગરણ અને ભારતનું ઉત્થાન જ્યાંસુધી આ દેશની જાતીય એકતા સ્થાપિત થઇ નથી ત્યાં સુધી બધું હવાઇ કિલ્લા બાંધવા જેવું છે. હવે એ વખત આવી લાગ્યો છે કે આ જાતિઓનો ઉદ્ધાર કરનાર નેતાઓ પહેલાં

તેમની અંદર અંદર એક ધાર્મિક અનુભૂતિ અને સામુહિક સહિષ્ણુતાના બીજનું આરોપણ કરશે ત્યારેજ રાજનૈતિક સફળતા પ્રાપ્ત થઇ શકશે. વાસ્તવમાં આપણે કદી એક-બીજાના ધર્મતત્ત્વને સમજવાની ચેષ્ટા જ કરી નથી; બલ્કે, એકબીજા તરફ તિરસ્કારથી જ જોતા આવ્યા છીએ. આપણે તો એમ ઇચ્છવું જોઇએ કે, આપણે એકબીજાના ધાર્મિક નેતાઓ, પેગંબરો, અવતારો અને તેમના ઉપ-દેશોનો અભ્યાસ કરીએ, તેમનું મનન કરીએ અને તેમને એક દિલના ત્રાજવા પર સમદૃષ્ટિથી તોળીએ. સંસારમાં કોઇ પણ સંપ્રદાય અગર પંથ ઘૃણાસ્પદ નથી. જંગલી જાતિઓને પણ આપણે તેમના વિશ્વાસ મુજબ આચરણ કરતાં જોઇએ છીએ, તેથી આપણે તેમને અસભ્ય ન કહી શકીએ; કેમકે તેમનામાં મનુષ્યજાતિના સામુહિક દૈનિક ઉન્નતિનાં અનેક સુલક્ષણ અને ગુણ આપણા કરતાં વધારે જણાય છે. મોટા ભાગના હિંદુઓએ ઇસ્લામને તુચ્છ પંથ ગણ્યો છે પરંતુ ખરી વાત એમ નથી. હિંદના મુઠ્ઠી-ભર મૂર્ખ અને અજ્ઞાન મુસલમાનો તરફથી હેરાનગતિ ભોગવ્યાથી આપણે આજ તે મહાન સભ્યતા અને તેમના આચાર્યને ( પેગંબરને ) તુચ્છ નથી કહી શકતા. આજે આ ધર્મના અનુયાયીઓનો આ પૃથ્વી પર ચોથો ભાગ છે. ઇસ્લામ ધર્મની એ સંસ્કૃતિ અને તેના સ્થાપકની કેટલીક વિશેષતાઓ છે અને એજ દેખાડવાનો આ લેખનો હેતુ છે.

## હજરત મુહમ્મદ (સલ)

ઇસ્લામના પ્રવર્તક મુહમ્મદ સાહેબનો જન્મ અરબી માહેના રબી-ઉલ-અવલની ૧૨મી તારીખે-ઈ. સ. ૫૭૧ ના ૨૨ એપ્રિલ સવારના ૯-૨૫ મિનિટે મક્કામાં અરબના સત્તાવાદી જાતિ કુરેશમાં થયો હતો. તેમના પિતા અબ-દુલ્લા તેમના જન્મ અગાઉ કેટલાક વખતથી મરણ પામ્યા હતા. જ્યારે તે ભાગ્યેજ ૬ વરસના થયા હશે એવામાં તેમની માતાનો પણ દેહાન્ત થયો. બાળક મુહમ્મદ અનાથ

થઇ ગયા, સંસારના ભાવી શિક્ષકને સાક્ષર અને શિક્ષિત બનાવવાની ચિંતા કરવાવાળું કોઇ રહ્યું ન હતું એટલે મુહમ્મદ એમ ને એમજ રહી મોટા થયા. તે નાનપણથીજ ઘણા સરળ હતા. તેમનામાં કદી ચંચળતા, ચાલાકી અથવા ચારિત્રહીનતા આવીજ નહિ. તેમના સ્વભાવના સંબંધમાં તેમના કાકા અબૂ તાલિબનું કહેવું છે કે તેમણે મુહમ્મદને કદી જૂઠું બોલતાં, બીજાને દુઃખ આપતાં, ઉચ્છૃંખલપણે વર્તતાં અને બીજા છોકરાઓ સાથે વ્યર્થ ભટકતાં જોયા નથી. તે અતિશય શરમાળ હતા. નાનપણુ-થી તેઓ ઘણા કષ્ટસહિષ્ણુ અને પરિશ્રમી હતા. જ્યારે તેઓ કિશોર વયના હતા ત્યારે કાબાનો જીર્ણોદ્ધાર થઇ રહ્યો હતો, તેમાં તેમણે ઘણી સહાયતા કરી. તેમણે પોતાના ખભા ઉપર ઘણા પથ્થરો ઉપાડ્યા. એક દિવસે તેમના કાકા અબ્બાસે તેમને ઉઘાડા ખભા પર પથ્થર ઉપાડતા જોઇને તેમણે તેમને કપડું આપ્યુ, જેથી તે ખભા પર રાખી પથ્થર ઉપાડે. તેમણે તે પ્રમાણે કર્યું અને પથ્થર ઉપાડવા લાગ્યા. પથ્થર ઉપાડતાં ઉપાડતાં મૂર્છા આવી ગઇ, થોડાક વખત પછીથી તેમને ભાન આવ્યું અને ફરીથી પથ્થર ઉપાડવા લાગ્યા.

## સાંસારિક જીવન

૨૫ વરસની અવસ્થામાં તેમણે બીબી ખદીજા નામની ચાળીસ વરસની એક વિધવા સાથે લગ્ન કર્યું. તે પછીથી તેમણે એક પછી બીજું એમ ઉમ્મદા બીબી, બીબી સફિયા અને બીબી આયશા સાથે લગ્ન કર્યાં; પરંતુ તેમાં બીબી આયશા સિવાયની બન્ને પ્રૌઢ વિધવાઓ જ હતી. મુહમ્મદ સાહેબ એક વિશ્વાસુ ઈશ્વરભક્ત હતા, ભક્તિમાંજ તેમનું જીવન વ્યતીત થયુ હતું અથવા દરરોજનો ઘણો વખત તેમાંજ વ્યતીત થતો હતો. તે રાતદિવસ થઇને આઠ વખત નમાજ પઢતા, રાત્રે ખુદાની બંદગી ઉભા ઉભા કરતા, કદી કદી તેમના પગ આ કારણથી સૂજી જતા.

તેમનો બાકીનો વખત સમાજસેવામાં જતો. ઘરનાં નાનામાં નાનાં કામ જેવાં કે—ઢોરને ઘાસ નાખવું, બકરીઓને દોહવી, કપડાં ધોવાં અને તેમને સાંધવાં, જોડા સાંધવા, કચરો કાઢવો વગેરે પોતાના જ હાથે કરતા. જરૂર કરતાં તે ઘણું જ ઓછું બોલતા, પરંતુ જે કંઈ બોલતા તે સારગર્ભિત, સ્પષ્ટ, પરિમિત અને હૃદયગ્રાહી હતું. એક અક્ષર પણ તે મોંમાંથી ફોગટ કાઢતા નહિ. શ્રોતાઓનાં હૃદય ઉપર તેની ઘણી અસર થતી. પોતાના છેક નાના કામ માટે પણ બીજાને ધન્યવાદ આપ્યા વગર રહેતા નહિ. એક જિજ્ઞાસુએ પૂછ્યુ—"હજરત! મનુષ્ય માટે સૌથી નુકસાનકારક વસ્તુ શું છે?" તેમણે પોતાની જીભ પકડીને કહ્યું—"સવારમાં જ્યારે મનુષ્ય ઉઠે છે ત્યારે તેના બધા અવયવો જીભને પ્રાર્થના કરે છે કે જુઓ, આખો દિવસ સંયમથી વર્તજો, નહિ તો અમને મુશ્કેલીમાં નાખશો."

## સામાજિક વ્યવહાર

મુહમ્મદ સાહેબને ગરીબ ગુરબાં સાથે હળવા મળવામાં, તેમને પ્રસન્ન કરવામાં, બાળકોને ખવડાવવામાં અને તેમની સાથે રમવામાં ઘણો આનંદ આવતો હતો. તેમના બન્ને ભાણેજો—હસન અને હુસેન—જે ધાર્મિક શહીદ થવાને લીધે ઇસ્લામના ખાસ અંશ ગણવામાં આવે છે—તે હંમેશાં તેમની પાસે જ રહેતા—તેમના ખભા પર જ દેખાતા. તેઓ તેમના દાદાને ખીજવવા માટે કદી કદી તેમની દાઢી પણ ખેંચતા. મુહમ્મદ સાહેબ બાળકોને રમુજી વાતો સંભળાવતા એટલે હજરત ઘણી વાર બાળકોથી વિંટળાએલા સાદડી પર સૂતેલા દેખાતા, તે પોતે તેમની રમતોમાં ભાગ લેતા, હજરત રસ્તે જતાં બાળકોને લાલા, બૈયા વગેરે કહીને રોકતા અને તેમનામાં તેમની માફક ભળી જતા.

તેમનું હૃદય બાળકો તરફ કેટલુ કોમળ હતું તે નીચેની વાત પરથી સમજાય છે. એક વખત એક લુહારનો

છોકરો માંદો પડચો. તે મરવાની અણી પર હતો તે વખતે હજરતને ખબર મળી. તે પોતે દોડતા તેની ઝુંપડીએ પહોંચ્યા અને કેટલાક કલાક સુધી તેમણે તે બાળકની ચાકરી કરી અને અંતે તે બાળક હજરતના ખોળામાં જ મરણ પામ્યો. તેઓ હરકોઇના મુશ્કેલીના વખતે હાજર રહેતા. તેઓ એટલા નમ્ર હતા કે પાંચ દશ માણસો બેઠા હોય તે વખતે પગ પસારીને કદી બેસતા નહિ અને હંમેશા પલાંઠી વાળીનેજ બેસતા. ગમે તેટલી થોડી વસ્તુ હોય તોપણ બધાને વહેંચીને પોતે લેતા, ગમે તેટલી સામાન્ય સ્થિતિનો માણસ હોય તોપણ તેનું આમંત્રણ સ્વીકારવામાં હજરત કદી વિરોધ કરતા નહિ અને પોતે પણ અતિથિઓનો સત્કાર કરનાર સર્વશ્રેષ્ઠ પુરુષ હતા. યહુદીઓ અને ખ્રિસ્તીઓ સાથે તેમને સારો મેળ હતો. નોકરોના કામમાં મદદ કરવાનો તેમને ઘણો શોખ હતો. ઘરની અને પાડોશીઓની જરૂરિયાતની વસ્તુઓ જાતે ખરીદી પોતે ઉપાડીને લઇ આવતા. એક દિવસ તેઓ એક માણસ સાથે જંગલમાં થઇને નીકળ્યા, ત્યાં તેમણે બે દાતણની સોટીઓ કાપી. તેમણે પોતાના માટે વાંકી સોટી રાખી અને સીધી તે માણસને આપી. હજરતનું આ વિશાળ હૃદય જોઇને તે માણસને સંકોચ થયો. હજરતે કહ્યું—"મારા સાથી તરફ મારે મારૂ કર્તવ્ય બજાવવું એ મારો ધર્મ છે; નહિ તો હું કયામતના દિવસે તેનો શું જવાબ આપુ ? તમે મારી સાથે આવવાની કૃપા કરી છે. મારો ધર્મ છે કે, હું તમને અસંતુષ્ટ કરૂં." એક માણસ રોજ મસ્જિદમાં કચરો કાઢતો હતો, તે બિમાર થયો. હજરત રોજ તેની સંભાળ રાખતા. એક રાત્રે તે મરણ પામ્યો અને સવારમાં તેની લાશને દાટવામાં આવી. જ્યારે હજરતને આ વાતની ખબર પડી ત્યારે તે માણસના મરણના સમાચાર તેમને ન પહોંચાડવા બદલ તેમના સાથીદારો સાથે ગુસ્સે થયા. તેમની કબર પાસે જઇ તેના આત્માની શાન્તિ માટે નમાજ પઢયા. અનાસ-ઇબ્ન-મલિક નામના

તેમના એક નોકરનું કહેવું છે કે, તે દશ વરસ સુધી હજરતની સેવામાં હતો; પરંતુ તેમણે તેને એક હુંકારો પણ કર્યો ન હતો.

## ગૃહસ્થજીવન

મુહમ્મદ સાહેબ પર એક ગૃહસ્થ તરીકેની ઘણી જોખમદારીઓ હતી. જો કે તેમનું જીવન ઘણું સાદુ અને ગરીબાઇવાળું હતું તોપણ પોતાની ચારે પત્નીઓની જરૂરી માગણીઓને તેઓ પૂરી કરતા હતા. તેમનો વ્યવહાર ન્યાય અને સમભાવપૂર્વક ચાલતો હતો. તેઓ કહેતા કે, જે પોતાના કુટુંબની તરફ ઉચ્ચભાવથી વર્તે છે તેજ ઉચ્ચ વ્યક્તિ છે. એક દિવસ તેમની બીબી ઉમ્મેહબીબી પોતાના નાના ભાઈ મુઆવીઆને ખવડાવી રહી હતી. હજરતે પૂછયું: "તમને મુઆવીઆ બહુ વહાલો છે?" બીબી સાહેબના 'હા' કહેવા સાથેજ હજરતે પણ તેજ શબ્દોને ફરીથી ઉચાર્યા:–"મને પણ તે બહુ પ્રિય છે." સ્ત્રીજાતિ તરફ હજરતને ઘણું માન હતું. તેમની બીબી સફિયાને ઊંટ પર બેસાડતી વખતે હજરત ઘુંટણ પર બેસતા અને તેમના ઘુંટણો પર પગ મૂકી તે ઊંટ પર બેસતા. એક દિવસ ઊંટ એકદમ ઉભું થઇ ગયું અને હજરત તથા બીબી સફિયા બન્ને જમીન પર પડી ગયાં. અબૂ તલહા આ જોઇ હજરતને ઉઠાડવાને દોડયો. તેમણે તરતજ કહ્યું– "પહેલાં સફિયાને સંભાળો. એક દિવસ બીબીઓમાં પરસ્પર તકરાર થઈ. હજરત તેજ વખતે ઘરમાં દાખલ થયા અને કંઈ પણ બોલ્યા વગર એક ખૂણામાં શાંત બેસી ગયા. તકરારમાં બીબી આયશા ન્યાયપક્ષ પર હતાં. તેઓ શાંત હતાં, પરંતુ અન્ય બાનુઓએ જ્યારે તકરારને ખૂબ વધારી મૂકી ત્યારે બીબી આયશાએ પણ ઉત્તર આપવા માંડયા. જ્યારે તકરાર શાંત થઈ ગઇ ત્યારે હજરત આયશાના મકાન પર ગયા અને કહ્યું—"આયશા! જ્યાંસુધી તમે શાંત ઉભાં હતાં ત્યાં સુધી તમારા તરફથી

ખુદાનો ફિરસ્તો જવાબ આપતો હતો; પરંતુ જેવાં તમે જાતે બોલવા લાગ્યાં ત્યારે તે તમને છોડી ચાલ્યો ગયો.” તેમની ઉપદેશ કરવાની પ્રથા આવી હતી. ઘણાજ મીઠાશભરેલા શબ્દોમાં તે પોતાનો ઉપદેશ આપતા.

પેગમ્બર મુહમ્મદ (સલ)ક્રમાનુસાર પોતાની બીબીઓ પાસે જતા. તેમાં તેઓ ઘણી નિયમિતતાનું પાલન કરતા. જ્યારે બહાર મુસાફરીએ જતા અથવા માંદા પડી જતા ત્યારે પણ તેઓ આ ક્રમને ચાલુ રાખતા. તેમના જીવનના છેલ્લા દિવસોમાં જ્યારે તે બહુ બિમાર રહેતા હતા અને જે વખતે તેમને એકજ જગ્યાએ રહેવાની ફરજ પડી હતી ત્યારે તેમણે નછૂટકે પોતાનો આ નિયમ તોડયો હતો. ઇસ્લામમાં આ કારણથી ચાર સ્ત્રીઓ કરવા સુધીની છૂટ છે, પરંતુ પતિએ હજરતની માફક સમદર્શી અને સમાન વ્યવહારવાળા થવું જોઇએ. આ ઉપરથી આપણને સમજાય છે કે, તેઓને સ્ત્રીઓ તરફ કેટલું માન હતું. બીબી ખદીજાની સાથે તેમણે પોતાના વૈવાહિક જીવનનો મોટો ભાગ–પચીસ વરસ–વીતાવ્યો હતો. તેમના અવસાન પછીથી કદી કદી ખદીજાનો ઉલ્લેખ કરતાં તેમનું ગળું ભરાઇ આવતું અને આંખો આંસુથી ભરાઇ જતી. એક વખત ખદીજાની બહેન તેમને મળવા આવી. તેમણે તેમનો બહુ આદરસત્કાર કર્યો. ખદીજા માટે તેમના હૃદયમાં ઘણું ઉચ્ચ સ્થાન હતું.

તેમનો તેમની પુત્રી ફાતિમા પર ઘણો સ્નેહ હતો. તેમના પુત્રો તો હર વખત મુહમ્મદ સાહેબના ખભા પર રહેતા. એક વખત તેમની ભાણેજ મરવાની તૈયારીમાં હતી. હજરતે તેને ખોળામાં લઇ લીધી અને તેમની આંખોમાં આંસુ ભરાઇ આવ્યાં. હજરતને આ પ્રમાણે મોહવશ થએલા જોઇને તેમના સાથી સઆદને કહ્યું–“ હે ખુદાના પેગમ્બર ! આપની આ સ્થિતિ કેમ ? ” હજરતે જવાબ આપ્યો–“જે કોમળતા પ્રભુએ પોતાના સેવકોમાં ઉત્પન્ન

કરી છે તે આ કોમળતા છે. જે દયાળુ છે તેના પર અલ્લાતઆલા પણ દયા દેખાડે છે."

## મુહમ્મદ સાહેબની દૃઢતા

હજરત મુહમ્મદ (સલ) બહુજ સરળ હતા. સાદાઇ અને સ્વચ્છતાથી તેમણે પોતાની શારીરિક શક્તિને આખર સુધી કાયમ ટકાવી રાખી હતી. અંતિમ વખત સુધી તેમના શરીરની કાંતિ કાયમ રહી હતી. તેઓ ૬૩ વરસ સુધી જીવ્યા, પરંતુ કાનની નજીકના વાળ છોડીને તેમનો એક વાળ પણ સફેદ થયો ન હતો. તેઓ કદી પણ વ્યર્થવાદની પાછળ પડતા ન હતા. તેમના શત્રુ તેમને કવિ, ચમત્કારી પુરુષ, જાદુગર અને પાગલ વગેરે કહ્યા કરતા હતા; પરંતુ તેમના નૈતિક આચાર સંબંધી આજ સુધી કોઇએ કંઈ પણ કહ્યું નથી. તેમના કાકા અબૂજાલિબ હજરતના નિર્મળ આચરણની સાક્ષી પૂરે છે. કુરૈશ જાતિના સરદારોએ તેમને મૂર્તિપૂજાનો વિરોધ ન કરવા બદલ જર, જન, જમીન, કામિની અને કંચનનું પ્રલોભન દેખાડ્યુ; પરંતુ તે પોતાના સિદ્ધાંતથી તલભર પણ ન ડગ્યા.

## હજરતની સાદાઈ

મુહમ્મદ સાહેબના આહારવિહાર તેમની સાધુવૃત્તિના સૂચક છે. તે જવની રોટી ખાતા. તેઓના ઘરમાં સૂપડું સરખું પણ ન હતું. દાણા હાથથી મસળી ફૂંકથી સાફ કરાવવામાં આવતા. કદી કદી તો કેટલાક દિવસ સુધી ચૂલો પણ સળગાવવામાં આવતો ન હતો. આખું કુટુંબ ખજૂર ખાઇને તથા પાણી પીનેજ રહેતું. બીબી આયશાએ કહ્યુ છે કે જ્યારે તેઓ મદીનામાં રહેતા હતા ત્યારે તેમના ઘરમાં કોઈ કોઈ વખત ત્રણ દિવસ સુધીનો ખોરાક એકઠો થતો નહિ. હજરતના સાથીઓ તેમને ઘણી વખત ભૂખ્યાજ જોતા. ભોજનમાં મુહમ્મદ સાહેબ કદી ભૂલ કાઢતા ન હતા. જે કંઇ આવી મળતું તેને માથે ચઢાવી પ્રેમપૂર્વક ગ્રહણ કરતા. આવીજ રીતે તેમના પોશાકમા પણ કંઈ

નવીન જેવું ન હતું અને તે પણ સીધો સાદો અને જરૂરીજ હતો. તેમણેજ કહ્યું છે કે, પવિત્રતાજ મનુષ્યનો સર્વોત્તમ પોશાક છે. વાળવાળી ચામડાની નાની સરખી ચટાઈજ તેમની પથારી હતી. કોઈ કોઇ વખત કોથળાનેજ બેવડો કરી પાથરતા. ઘરની સ્થિતિ આ પ્રમાણે હતી. માટીની દિવાલો પર ખજૂરીનાં પાંદડાંનું છાજ હતું. એક વખત તેઓ ઉમર હજરતને ત્યાં જઈ પહોંચ્યા. તેમણે જોયુ તો મુહમ્મદ સાહેબ એક ભાંગ્યા તૂટયા ખાટલા પર પડયા છે, ખાટલાની તૂટેલી દોરી તેમના શરીરને ચોંટી રહી છે, એક ખૂણામાં થોડાક જવ પડેલા છે અને એક ખીલા પર મશક લટકાવી છે. "રસૂલે-ખૂદા"ના ઘરનો આજ સરસામાન હતો. આવી ગરીબ સ્થિતિ જોઈ ઉમરની આંખોમાથી આંસુ નીકળી પડયાં. હજરતે જણાવ્યું: "ઉમર! શું તમને આ જીવનથી સંતોષ નથી? સાસારિક જીવન તો ખુશરૂ અને કૈસરના માટે છે. આપણે તો આધ્યાત્મિક જીવન ગાળવું જોઇએ."

## ઉદારતા

હજરતની સુપુત્રી બીબી ફાતમા ઘરમાં દળતી અને કૂવેથી પાણી ભરી લાવતી. આથી એક દિવસ અકળાઇ તે પોતાના પિતાની પાસે મસ્જિદમા ગઈ અને તેમને કહ્યું– "અબ્બાજાન! ઘરમાં એક ચાકરડી રાખવામાં આવે તો સારૂં." અને રસુલિલ્લાહે જવાબ આપ્યો–"પ્યારી બેટી! બદ્રની અનાથ ભૂખ્યાં મરણ પામે છે, વળી મસ્જિદમાં પણ કેટલાંક ઘરબાર વગરનાં કુટુંબ રહે છે. મને તે લોકોના જીવનનિર્વાહનાં સાધનો એકઠાં કરવાનો વખત કયાં છે!" એક દિવસ એક ભિખારી આવ્યો; તેમણે તેને ઘેર મોકલ્યો પરંતુ તેને આપવાને ઘરમાં કંઇ પણ ન હતું. એક દિવસ એક મુસલમાન મદદ માગવા માટે આવ્યો. 'નબી'ના કહેવાથી બીબી આયશાએ એક ટોપલો ભરીને આટો આપ્યો. તે વખતે ઘરમાં ફક્ત એટ-

લોજ આટો હતો. તે દિવસે આખા કુટુંબને ઉપવાસી રહેવું પડ્યું. એક વખત બીબી આયશાએ એક જોડી ચુડીઓ પહેરી. હજરતે કહ્યું: "આયશા! મુહમ્મદની બીબીને આ ચુડીઓ શોભા આપનાર નથી." તરતજ તેમણે ચુડીઓ ઉતારી નાખી અને આપી દીધી. એક દિવસે તેમણે તેમની પુત્રીને સોનાનાં સાંકળાં પહેરેલી જોઇ. હજરતને આ સાંસારિક બાબત પસંદ ન આવી. સાંકળાં વેચી નાખવામાં આવ્યાં અને તેની કિંમત વડે એક ગુલામનો છુટકારો કરાવવામાં આવ્યો.

મક્કાથી મદીના હિજરત કરી ગયા પછી નવ વરસ બાદ હજરતના કુટુંબને જરાક સગવડતા થઇ. તેઓ કંઇક સુખથી રહેવા લાગ્યા, પરંતુ મુહમ્મદ સાહેબને આ ન ગમ્યું. તેઓ બધા સાથે અસહકાર કરી બહાર જતા રહ્યા. તે વખતે તેમની આગળ કુરાનનું આ વાક્ય ઉતરી આવ્યું—"હે પેગમ્બર! તું તારી સ્ત્રીને જણાવ કે 'જો તમે સંસારનાં જીવન અને તેનાં ઘરેણાંગાંઠાંને ચાહતાં હો તો હું તેનો બંદોબસ્ત કરૂં—અથવા જો તમે અલ્લાહ અને તેના રસૂલ તથા તેના ઘરને ચાહતાં હો તો દૃઢ રહો. ખુદા તમને પવિત્ર આત્માઓની માફક બહુ કિંમતી ભેટ આપશે." જ્યારે આ વાક્ય બીબીઓને સંભળાવવામાં આવ્યું ત્યારે તેમણે પાછલી બાબત–ઈશ્વરીય જીવનને પસંદ કર્યું.

મુહમ્મદ સાહેબ ઘણા ઉદાર હતા. તેટલા માટેજ તેમણે ઇસ્લામના દરેક મુસલમાનને પોતાની આવકનો ૪૦મો ભાગ દાનપુણ્ય–જકાતમાં આપવાની વ્યવસ્થા કરી છે. તેમનું પોતાનું બધું તો પ્રભુને અર્પણજ હતું. તેમણે કોઇના સવાલને ઉથાપ્યો નથી. તેમણે આ ઢંઢેરો પીટાવ્યો હતો કે, જો કોઇ મુસલમાન દેવાદાર મરી જાય તો તેનું દેવું મુહમ્મદ સાહેબ ચૂકવશે. તેઓ જેટલા ઉદાર હતા તેટલાજ સંતોષી પણ હતા. તેમની પાસે જે કંઈ આવતું તેને તેઓ મસ્જિદમાં જમા કરાવી દેતા અને ખોબેખોબા ભરીને

વહેંચી નાખતા. તેને વધુ વખત સુધી જમા પણ રાખતા ન હતા. આ તેમને એક બોજારૂપજ જણાતું. એક વખત ફિદકથી ચાર ઉંટ ભરી અનાજ આવ્યું. તે કોઇ કારણથી સાંજ સુધી પડી રહ્યું. હજરતે કહ્યું—"જ્યાં સુધી આને વહેંચી નાખવામાં ન આવે ત્યાંસુધી હું ઘેર નહિ જાઉં." આખી રાત મસ્જિદમાં ગાળી અને એકે એક દાણો ઠેકાણે પાડયા પછીથીજ તે જગ્યાએથી તેઓ ખસ્યા. એક રોજ અસ્ર (સાંજના ચાર)ની નમાજ પછીથી હજરત પોતાના મકાને ચાલ્યા ગયા. લોકોને આ અસાધારણ વાત પર આશ્ચર્ય થયું, પરંતુ તેઓ જલદી ઘરથી પાછા ફર્યા અને કહ્યું—"આ લ્યો, થોડાક રૂપિયા પૈસા ઘરમાં પડયા હતા. આને લોકોમાં વહેંચી દો. સાંજ પહેલાં આ કામ થઈ જવું જોઇએ. તેમના અંતિમ સમયની એક એવી ઘટના વિશેષ મહત્ત્વવાળી છે. મૃત્યુશય્યા પર તેઓ પડયા હતા તે વખતે ઓચિંતુ તેમને યાદ આવ્યું કે, સોનાની કેટલીક લગડીઓ પડી છે? તેમણે કહ્યું–"એને દાન-પુણ્યમાં આપી દેજો કેમકે મુહમ્મદ માટે એ ઉચિત નથી કે તે ઘરમાં સોનું રાખી પોતે ખુદા પાસે જાય." એક વખત એક ભિખારી કંઈક માગવા આવ્યો. મુહમ્મદ સાહેબે કહ્યું—"ભાઇ! મારી પાસે તો કાંઇ નથી; પણ તું મારા નામથી કોઈની પાસેથી પૈસા લઇ શકે છે."

## વ્યવહારકુશળતા

મુહમ્મદ સાહેબ સાધારણ વ્યવહારમાં પણ ઘણા સાચા હતા. ઉમર એક યહૂદી મહાજનનો કરજદાર હતો. યહૂદી પોતાની મુદત પુરી થતાં ત્રણ દિવસ અગાઉ પૈસા માગવા આવ્યો. તે વાતમાં ને વાતમાં પોતાની જાત ઉપર ઉતરી ગયો. તેની આ અસભ્યતા માટે ઉમરને ઘણો ક્રોધ ચઢયો, પરંતુ હજરતે ઉમરને દૂર કરી કહ્યું—"શું કરે છે? મને શા માટે ન કહ્યું? હું તારા પૈસા આપી દેત. તેને કહો કે જરા સભ્યતાથી વાત કરે." તેમણે તેનું

દેવું પતાવી દીધું; એટલુજ નહિ પણ ઉમરે ક્રોધ કર્યો તે બદલ દંડરૂપ યહૂદીને દોઢ મણ અનાજ વધારે અપાવ્યું. એક બીજો દાખલો પણ આના કરતાં વધારે મહત્ત્વવાળો છે. કુરૈશના સરદારો જ્યારે હજરતના પ્રાણ લેવા ઇચ્છતા હતા, અને જ્યારે તેમના કાવતરાનો કંઇ પણ પત્તો લાગતો ન હતો—તે એટલે સુધી કે તે લોકોએ ઓચિંતો તેમના ઘરને ઘેરો ઘાલ્યો ત્યારે મુહમ્મદ સાહેબ અબૂબક સિદ્દીકને ઘેર ગયા. તેમનો હેતુ કોઇ નાસી છૂટવાની વ્યવસ્થા કરવાનો હતો. અબૂ બક્રે બે સાંઢણીઓ હાજર કરી અને હજરતને સ્વાર થવા કહ્યું. આ પ્રસંગ ઘણો કટોકટીનો હતો, છતા પણ મુહમ્મદ સાહેબે જ્યાં સુધી ઉંટની કિંમત નક્કી કરવામાં ન આવી ત્યાં સુધી રકાબમાં પગ પણ મૂક્યો નહિ.

તેમની સરળતાની પણ પુષ્કળ વાતો છે. હજરત એક વખતે કોઇના લગ્નમાં ગયા હતા. એક જગ્યાએ નાની નાની છોકરીઓ ગીતો ગાતી હતી. હજરતને જોઇ તે ઐતિહાસિક અને ધાર્મિક ગીતોને છોડી તેમની પ્રશંસાનાં ગીતો ગાવા લાગી. મુહમ્મદ સાહેબે તરતજ કહ્યું—"નહિ, નહિ. તેજ ગીતો ગાઓ." આ મુજબની બીજી પણ એક દંતકથા છે. એક દિવસ એક માણસ તેમના દેખતાં પડી ગયો અને ગભરાવા લાગ્યો. હજરતે કહ્યું—" ભાઇ! મારાથી કેમ આટલો ડરે છે? હું તો એક ગરીબ બાઇનોજ છોકરો છું, જેને ખાવાને કેવળ સૂકું માંસજ મળતું હતું."

## સામ્યવાદી મુહમ્મદ

હજરત મુહમ્મદ સામ્યવાદના પ્રચારક હતા. બરૈરા તેમની ચાકરડી હતી. તેને અને તેના ધણી વચ્ચે ખટપટ ચાલતી હતી. હજરતે તેને સમજાવી કે, તું તારા ધણી સાથે યોગ્ય રીતે વ્યવહાર કર. આ ઉપરથી બરૈરાએ કહ્યું— " શું હજરત મને એવો હુકમ કરે છે?" તેમણે તરતજ કહ્યું—"નહિ, હું તો ફક્ત તને સલાહ (સૂચના) આપું છું." બરૈરા બોલી:—"હું તેને ચાહતી નથી." તેમણે શાંતિ

પકડી. ફાતિમા નામની એક બીજી સ્ત્રીએ ચોરી કરી. હજરતનો એક મિત્ર ઉસામા તેમની ભલામણ લઈને આવ્યો. મુહમ્મદ સાહેબે કહ્યું:–"ઉસામા! તું શું કહે છે? પરંતુ જો, મુહમ્મદની પુત્રી ફાતિમા પણ ચોરી કરે તો તે પણ સજાથી ન બચી શકે."

મુહમ્મદ સાહેબ અંધશ્રદ્ધાના વિરોધી હતા. તેમનો પુત્ર ઇબ્રાહીમ મરણ પામ્યો ત્યારે સૂર્યગ્રહણ હતું. લોકો કહેવા લાગ્યા કે, હજરતના દુઃખમાં સૂર્ય પણ શોકાતુર બની ગયો છે. જ્યારે હજરતે આ જાણ્યું ત્યારે તેમણે કહ્યું:–"કોઇ જીવે અગર મરણ પામે તેમાં સૂર્ય અથવા ચંદ્રને શું?" તે ઘણા જીવદયાવાળા હતા. આંધળા પર હંમેશાં દયા રાખતા. કોઇના મુડદાને જતું જોતા તો તરતજ તેની સાથે જતા. તેમણે કદી એકલા ખાણું લીધું નથી. વારંવાર જમતી વખતે કોઇ ને કોઇને બોલાવી લેતા. સ્પષ્ટવક્તાનો ગુણ તેમનામાં વિશેષ હતો. તેઓ સ્પષ્ટ બોલતા અને સ્પષ્ટ સાંભળતા. તેમણે તેમની પત્નીઓને પણ કહી દીધું હતું કે, જો તેઓ તેમનામાં કંઇ પણ દોષ જુએ તો તેજ વખતે તે જણાવી દેવો. ઉમરનો દીકરો અબદુલ્લા મુહમ્મદ સાહેબના મુખમાંથી જે કંઇ ઉચ્ચારાતું તે લખી લેતો. "હદીસ" આ પ્રમાણે તૈયાર થઇ હતી. કોઇએ આ ઉપરથી ટીકા કરી કે "ખુદાના રસૂલ છે તો આદમીજ; તે વખતે વખતે જુદી જુદી વાણી બોલે છે." પરંતુ હજરતે કહ્યું–"અબ્દુલ્લા! તમે લખતા જાઓ; કેમકે મારી વાણી હંમેશાં સત્ય છે." અહીંઆં તેમનો કંઇક અહંભાવ જણાય છે, પરંતુ આ રીત સંસારના અન્ય મતપ્રવર્તકોમાં પણ જણાય છે. "હદીસ" માં તેમના સંબંધમાં તેમના ભક્ત સહકારીઓની અનેક સ્મૃતિઓ અને સૂચનાઓનો સંગ્રહ છે. દાખલા તરીકે એક સજ્જન કહે છે કે, મુહમ્મદ સાહેબની પાસે હલીફ નામનો એક ઘોડો હતો, જે બગીચામાં ચર્યા કરતો. બીજો માણસ કહે છે કે, તેમના જોડામાં બે પટા હતા.

ત્રીજાનું કહેવું છે કે, હજરત હાથ વાળીને સૂતા. 'હદીસ'-માં કેટલીક વાતો તદ્દન નકામી લખવામાં આવી છે એ ખરૂં છે, પરંતુ તે છતાં તેનાથી મુહમ્મદ સાહેબના જીવનનું મૂર્તિમંત ચિત્ર આપણી સામે ખડું થાય છે, એ નિઃશંક છે.

## ઈસ્લામનું મહત્ત્વ

આ તો મુસ્લીમ મતના પ્રવર્તક મુહમ્મદ સાહેબનું વ્યક્તિગત જીવન છે, પરંતુ જેમ "महाजनो येन गतः स पन्थाः"–તેમ ઇસ્લામ પર તેમના ઉપદેશોની ઉંડી છાપ તો પડી છે અને તેમના જીવનનો પણ ભારે પ્રભાવ પડયો છે. ઈસ્લામ ધર્મના વિચારકોનો મત છે કે, એક પંથપ્રવર્તક તરીકે મુહમ્મદ સાહેબની જીવનઘટનાઓ અને તેમના ચરિત્રનો જેવો સ્પષ્ટ અને વિસ્તૃત ઇતિહાસ મળે છે તેવો કોઇ બીજા મતપ્રવર્તકનો મળતો નથી. આજ કારણથી ઇસ્લામને ફક્ત ૧૩૦૦ વરસના અલ્પ સમયમાંજ આવી વ્યાપક સફળતા મળી. તેમના જીવનની એકેએક ઘટનાએ લોકોને ઉન્નત બનાવ્યા. મુસલમાન વિચારકોનું કહેવું છે કે, હિંદુઓના ઋષિગણુ, યહૂદીમતના સંસ્થાપક હજરત મુસા, પારસી પન્થના પ્રવર્તક જરથોસ્ત અને ખ્રિસ્તી મતના પ્રચારક ઇસુ ખ્રિસ્ત–એમના કોઇના સંબંધમાં પણ આટલી માહિતી મળતી નથી. કેટલાએ યુરોપિયનોએ ઇસુ ખ્રિસ્તનું જીવનચરિત્ર લખવાને ધાર્યું, પરંતુ અંતમાં તે આટલુંજ કહીને રહી ગયા કે, પ્રભુ ઇસુ ખ્રિસ્ત તો જાતે એક કોયડો છે, તેમનું જીવનચરિત્ર લખવું એ સંભવિત અને સહજ કામ નથી.

ઈસ્લામમાં કેટલીક ઘણીજ હૃદયગ્રાહી અને આકર્ષક ખાસિયતો છે. ઇસ્લામી ભ્રાતૃભાવ, વ્યક્તિના અધિકારની માન્યતા અને રાજનીતિમાં ધર્મનીતિની અનુકૂળતા —આ સૌથી મહત્ત્વની વિશેષતાઓ છે. ઇસ્લામના ભાઇચારાની પરિભાષા ઘણી સુંદર છે. કોઇ ગમે તે ફિરકાનો,

રંગનો અથવા દેશનો ભલેને હોય, તોપણ ઇસ્લામના ઝંડા નીચે આવતાંજ તેમની સંજ્ઞા બદલાઇ જાય છે. યુરોપના ચાર જુદા જુદા દેશના વતનીઓને પૂછોઃ "આપ કોણ છો ?" કોઇ કહેશે અંગ્રેજ, કોઇ જર્મન, કોઇ ફ્રેન્ચ અને કોઇ બેલજિયન; પરંતુ રૂમ, ઇરાન, હિંદ, આફ્રિકા, મિસર, ચીન વગેરેના કોઇ પણ મુસલમાનને આજ સવાલ પૂછો તો તમને એકજ જવાબ મળશેઃ "મુસલમાન." આનો અર્થ એ થતો નથી કે આ બધા 'દીન'ના નામ પર જે પ્રમાણે એકઠા થઇ શકે છે તેટલા દેશના નામથી થઇ શકતા નથી.

અને આ 'દીની' જુસ્સામાં દેશભક્તિનો રંગ પણ એટલોજ ગહન હોય તો પછી ઇસ્લામનું તો કહેવુંજ શું ? પાછલા ઇતિહાસમાં ઇસ્લામે જે વિજય મેળવ્યો છે તે ફક્ત ઇસ્લામી જુસ્સાને લીધેજ. અલબત્ત, ઇસ્લામમાં રંગભેદ વગેરેને લઇને ઘરમાં ઘણાજ ઓછા ઝગડા થયા છે. યુરોપ હંમેશાં આ આપત્તિઓનો અખાડોજ બની રહ્યા હતો, અને આજ તો યુરોપિયનોનો રંગભેદ માનવતાની સીમાથી ઘણેજ દૂર જતો રહ્યો છે; પરંતુ ઇસ્લામ ધર્મના સમૂહમાં રંગભેદનું નામનિશાન પણ નથી. યુરોપમાં તેનું વર્તમાન કાળના જેવું ખરાબ રૂપ કદી જોવામાં આવ્યું નથી. તેને યુરોપના વર્તમાન મહાન વિચારક અને સમાજવાદી જ્યોર્જ બર્નાર્ડ શોના શબ્દોમાંજ સાંભળો–"જે દેશમાં ગોરા લોકો કાળી ભૂરી અને પીળી જાતિઓના સંસર્ગમાં આવ્યા છે ત્યાં તેમણે તે જાતિઓ પર પ્રાધાન્ય મેળવ્યું છે, અને તેમની ગાઢી કમાઇને કબજે કરી લીધી છે. રંગની વિશેષતા આગળ ધર્મને બાજુ પર મૂકી દેવામાં આવેછે; પરંતુ ઇસ્લામમાં રંગ અને જાતિનો કોઇ ભેદભાવ નથી; બધા દીની ભાઇ છે—બધા એકજ છે."

ઇસ્લામમાં વ્યક્તિગત ચરિત્ર પર વિશેષ ભાર

મૂકવામાં આવ્યો છે. 'ધર્મ રાજનીતિથી જુદો ન હોવાને લીધે ઇસ્લામના પ્રવર્તકનો આ વિચાર ઘણોજ મહત્ત્વનો છે કે, વ્યક્તિનો બનેલ આ સમાજ અને સમાજની સમષ્ટિથી બનેલો આ દેશનો પાયો જો ધાર્મિકતાના સીમેન્ટ વડે સુદૃઢ બનાવવામાં આવે તો વિશાળ જાતિરૂપી મકાનને નુકસાન પહોંચવાની બીક રહેતી નથી. આ ભાવનાને એસ. એચ. લીડર નામનો એક લેખક આ પ્રમાણે વ્યક્ત કરે છે—"વ્યક્તિઓના સમૂહનું નામજ રાષ્ટ્ર છે. જ્યારે દેશના પ્રત્યેક મનુષ્યની ઉન્નતિ થાય છે ત્યારેજ આખા દેશની સર્વોચ્ચ ઉન્નતિ સંભવી શકે છે. આધ્યાત્મિક ઉન્નતિ વગર આપણે કોઇ પણ પ્રકારની પાર્થિવ ઉન્નતિ કરી શકતા નથી. પ્રતિક્રિયા તો બન્નેમાં સંભવે છે. બન્નેમાં ચઢતીપડતી ચાલતી રહે છે. કદી એકની ચઢતી જણાય છે તો બીજી વખત બીજીનીજ; પરંતુ દેશની સંપૂર્ણ ઉન્નતિનું આદિમૂળ તો આધ્યાત્મિક ઉન્નતિજ છે—તે તેનો મેરુદંડ છે, જે પ્રમાણે આપણે કોઇ પણ દેશના વિકાસ અને તેની સભ્યતાને જાણી શકીએ છીએ." આપણા દેશની રાજનીતિમાં આજકાલ એવા નેતાઓને પ્રાધાન્ય મળ્યુ છે કે જે ભારતનો એકદમજ ઉદ્ધાર કરવાની ધૂનમાં અહીંની રાજનીતિમાંથી ધર્મને દૂધમાં પડેલ માખીની માફક બહાર કાઢી દૂર ફેંકી દેવા ઇચ્છે છે. તેઓ પાશ્ચાત્ય સામ્રાજ્યવાદના ઘોર શત્રુ છે, છતાં પણ તે આદર્શોને તેઓ અપનાવતા જાય છે. આનું વિકાસ પામેલ રૂપ આજના માનવસમાજ માટે એક પાપરૂપજ છે. પૂર્વના દેશોની આ એક વિશેષતા છે કે, તેઓ ધર્મ અને રાજનીતિ બન્નેને જુદી જુદી વસ્તુઓ માનતા નથી. જોકે ભૌતિક નહિ તોપણ તેમની આધ્યાત્મિક મહત્તાનુ સૌથી જબરજસ્ત કારણ આજ વિશેષતા છે. જો હિંદ પોતાની આ યુગ યુગાન્તરની પ્રાચીનતાને છોડી પાર્થિવ ઉન્નતિ મેળવે અને આ પ્રમાણે ભલે તે અમુક સમય સુધી લાભ મેળવી લે, તોપણ વિશ્વપ્રેમ

અને મનુષ્ય મનુષ્યના ભાઇચારાના પૂર્વીય સિદ્ધાંતથી તો દૂરજ રહેશે."

## ઇસ્લામના ઉપદેશો

ઇસ્લામના ઉપદેશોના સંબંધમાં વર્તમાન કાળમાં આપણા દેશમાં ઘણો ભ્રમ ફેલાઇ રહ્યો છે, અને તે સકારણ છે. વર્તમાન પરિસ્થિતિમાં ભારતવાસી (ખાસ કરી હિંદુ)ઓને આ પ્રમાણે વિચારવાનું અને તે પ્રમાણે પોતાનો વિશ્વાસ બતાવવાનું આ દૃઢ સાધન છે, પરંતુ ઇસ્લામ એક પંથ તરીકે બીજા કોઇ પણ પંથ જેટલોજ સાચો, તેટલોજ પવિત્ર અને મહાન આદર્શવાળો છે. મુહમ્મદ સાહેબ એક જગ્યાએ ફરમાવે છે કે "મોમિન હો, યહૂદી હો, ખ્રિસ્તી હો અથવા અરબી હો—જે ઇશ્વિર અને કયામતમાં વિશ્વાસ રાખે છે અને જે સત્કર્મપૂર્વક જીવન ગુજારે છે તેમને તેમના કર્માનુસાર ફળ મળશે, તેઓ ભય અને શોકથી પર છે." ઇસ્લામ ધર્મ કર્મ-પ્રધાન પંથ છે, એમ પણ નથી. "વિશ્વાસ રાખનારાઓ-ને માફી આપવામાં આવશે" પરંતુ "જે જેવું કર્મ કરશે તેવું ફળ ભોગવશે." મનસા, વાચા, કર્મણા—આ ત્રણ પ્રકારની કર્મગતિ તેમની પાછળ લાગેલી છે.

ઇસ્લામનો આ ભાઈચારો ફક્ત સાથે ખાણું લેવામાં અથવા સહવિવાહ સુધીજ પરિમિત થતો નથી. વ્યક્તિને સમાજમાં પૂરેપુરી સ્વતંત્રતા છે અને દૂરના રાજ-શાસનમા પણ તેની સલાહ લેવાય છે. ઇસ્લામમાં એક વ્યક્તિ અને રાજતંત્ર માટે બે જુદા જુદા માર્ગ નથી. મુસલમાનો તેમના સમાજમાં વ્યક્તિ માટે એક પ્રકારનું આચરણ અને રાજસત્તાવાદીઓ માટે બીજું આચરણ—આ સિદ્ધાંતની હંમેશાં વિરુદ્ધજ રહ્યા છે. કોઇ પણ ખલીફા, સુલતાન, બાદશાહ અથવા અમીર વ્યક્તિ તરીકે સમાજમાં મોટો નથી. શહેનશાહ અને ફકીર એક હાર-માં સાથે ઉભા રહી નમાજ પઢી શકે છે, અને ન્યાયા-

ધીશની સમક્ષ પણ આ બન્નેને સરખા ગણવામાં આવે છે. એક રસ્તે જનાર મુસલમાન પણ એક સુલતાનની વ્યક્તિગત અનીતિ માટે તેને ન્યાયાલયમાં ખડો કરી શકે છે. આજ ઇસ્લામની રાજનીતિનું સ્વરૂપ છે—આજ તેની પ્રજાસત્તાક વિશેષતા છે. ધાર્મિક ભાઇચારાનું આ રૂપ વધારે આગળ જાય છે. ઇસ્લામના ઇતિહાસમાં કેટલાક ક્ષમતાસંપન્ન ગુલામો બાદશાહ્પદને પણ મેળવી ચૂકયા છે. બચ્ચા સક્કાનુ ઉદાહરણ આજે તદ્દન તાજું છે.

રાજનીતિમાં ધર્મનો અંશ હોવાને લીધે તેનો ઘણો સુંદર પ્રભાવ ઇસ્લામની શાસનનીતિ પર પડયો હતો. રાજયતંત્રમાં તદ્દન સામ્યવાદ હતો. જયોર્જ બર્નાર્ડ શોનું કથન છે કે "સામ્યવાદના જે મિદ્ધાંતો છે તે પાશ્ચાત્ય લોકો હજુ સુધી સમજી પણ શકયા નથી. તે સિદ્ધાંતોનો આજથી તેરસો વરસ પહેલાં ઇસ્લામ ધર્મમાં વ્યવહાર થતો હતો. જમીન રાજસંપત્તિ જ ગણાતી હતી, અને તે લોકોને થોડો વેરો (કર) ભરવાથી મળતી હતી. ઇસ્લામે વાસ્તવમાં ફક્ત મોટે ભાગે મનુષ્યોની સુખસમૃદ્ધિ પરજ નહિ, બલ્કે સાર્વજનિક સુખશાન્તિના સિદ્ધાંતો પર અમલ ચલાવ્યો હતો."

મિ. શો મહાશય ધર્મનું સ્પષ્ટીકરણ આ રીતે કરે છેઃ— "કોઇ પણ મત અથવા પંથનો સૌથી આવશ્યક વ્યવહાર એ છે કે, તે માનવજાતિને ઉત્તમ અને પરિપૂર્ણ જીવન વહન કરવામાં સહાયક સિદ્ધ થાય."

જયાં સુધી તેનો પોતાના મંડળની સાથે સંબંધ છે તેટલે સુધી ઇસ્લામે અનુકરણીય ઉદારતા દેખાડી છે. બૃહત્ માનવજાતિનો નહિ તોપણ મુસ્લિમ સંસારનો આ અવશ્ય હેતુ રહ્યો છે. મુસલમાને મુસલમાનને કદી કચડી નાખવાની અગર ચૂસી લેવાની કોશીશ કરી નથી. ઇસ્લામની એક મોટી વિશેષતા આ પણ છે કે, તે અન્ય પંથોના ગુણોને પોતાના કરી લે છે. આ બાબતમાં તેની

પાચનશક્તિ (ગ્રહણશક્તિ) ઘણી તીવ્ર છે. એક લેખક કહે છે કે "ઇસ્લામમાં કોઇ પણ ફિલસૂફી અથવા વિજ્ઞાનના ગુણોને આત્મભૂત કરી લેવાનો મહાન ઉદ્દેશ છે. × × × તેણે બીજાના ધર્મો અને નીતિશાસ્ત્રનાં તત્ત્વને પોતાનામાં મેળવી લઇ પોતાનાં બનાવી લીધાં છે. શરૂઆતમાં ઇસ્લામને યૂનાનના તાબામાં રહેવું પડ્યું, પરંતુ તેમણે યૂનાની સભ્યતાને પોતાનું અંગ બનાવી લીધું. આ પ્રમાણે જ્યારે ઇસ્લામને હિંદુધર્મ સાથે મુકાબલો કરવો પડ્યો ત્યારે તેણે હિંદુ ધર્મમાંથી વેદાંતને ગ્રહણ કરી લીધું. સાચું તો એ છે કે, સંસારમાં કોઈ પણ મુખ્ય વિચાર-પ્રણાલિકા–"ધાર્મિક અથવા બીજી કોઈ પણ એવી નથી કે જેમાંથી ઇસ્લામે કંઇ ને કંઇ લીધું ન હોય." છતાં પણ તેણે પોતાની મૌલિક પવિત્રતાને કાયમ રાખી છે. ઇસ્લામની આ એવી વિશેષતા છે, કે જે બીજા ધર્મોમાં જણાતી નથી. ભગવાન બુદ્ધના પછી હજરત મુહમ્મદના પંથને આટલી સફળતા મળી તેનું આજ કારણ જણાય છે. જે. પારકિન્સન નામના એક લેખકનું કહેવું છે કે— "ભગવાન બુદ્ધને છોડીને જેમણે ધાર્મિક લક્ષ્યથી પણ બહુજ ઉંચા સિદ્ધાંતોનો પ્રચાર કર્યો, જેમના સિદ્ધાંતોએ સાર્વજનિક આત્મશાન્તિની ધજાને ફરકાવી, તેમનું આ આદર્શ વાકય હતું કે "ધર્મમાં હિંસાનું કોઇ પણ સ્થાન ન હોવું જોઈએ." "બાકી બધા મતપંથોના ઇતિહાસમાં ઇસ્લામના આચરણ અને વિસ્તારે એક નવું પાનું જોડયું છે."

આ મોટી વિશેષતાઓ ઉપરાંત નાની મોટી પણ ઘણી ઉત્તમ વિશેષતાઓ ઇસ્લામમાં છે. વ્યાજ–વટાવ ઇસ્લામમાં હરામ છે. આથી કોઇ વસ્તુનો વ્યાપારી તે વસ્તુને પોતાની બાપદાદાની બનાવી શકતો નથી; ખાસ કરી ખાદ્ય પદાર્થોના સંબંધમાં આ નિયમ ખૂબ લાગુ પડે છે. આ પ્રમાણે સામાન્ય માણસોનું રક્તશોષણ ઇસ્લામમાં અસંભવિત છે. લાખો માણસોને

નાગા ભૂખ્યા રાખી મુઠ્ઠીભર પૂંજીપતિઓને મોજશોખ ભોગવવાને ધાર્મિક કાનૂન દ્વારા અટકાયત કરવામાં આવી હતી. આજનો સંસાર જે પાપથી બળી જળી રહ્યો છે તેની અસર મુસલમાની રાજ્યોમાં સહેજ પણ જણાતી ન હતી—પૂંજીવાદનો ક્યાંય પત્તો લાગતો ન હતો. રાજ્યકોષમાં મહોરો અને અશરફીઓને ઢગલાબંધ જમા કરવામાં આવતી ન હતી. મહામના જી. બી. શોના શબ્દોમાં—"વર્તમાન યુગના શાપરૂપ પૂંજીવાદને ઇસ્લામમાં અસંભવિત બનાવવામાં આવ્યો હતો."—આ સામ્યવાદની ગર્જના ઝુંપડીઓથી માંડી રાજમહેલો સુધી ગાજી રહી હતી. ખલીફા ઉમર પોતાના રાજ્યના ખજાનામાં જરૂર કરતાં વધારે એક પાઇ પણ રાખતા ન હતા. વધારાની રકમ દર શુક્રવારના રોજ સામાન્ય માણસોમાં તેમની જરૂરિયાત પ્રમાણે વહેંચી આપવામાં આવતી હતી.

મુસલમાનોમાં બેકારી ન ફેલાય એટલા માટે શ્રમજીવનને મહત્ત્વ આપવામાં આવ્યું હતું. મુહમ્મદ સાહેબ પોતે ઘણા પરિશ્રમી હતા. તેમના આ ઉપદેશની અસર એ થઇ કે, મધ્ય એશિયાનાં રાજ્યોના કેટલાક ખલીફા એવા થયા, કે જેઓ પોતાનું ગુજરાન પોતાના હાથથી કમાતા અને શાહી ખજાનામાંથી એક કોડી પણ તેમને માટે હરામ હતી. હિંદમાં પણ નાસિરુદ્દીન પુસ્તકો લખીને પોતાનું ગુજરાન ચલાવતો હતો. તેમના સંબંધમાં એક દંતકથા છે. તેમની બેગમ જાતે રસોઈ કરતી. તેમના પતિની એટલી આવક ન હતી કે એક ચાકર પણ રાખી શકે. એક દિવસ બેગમનો હાથ રસોઇ કરતાં દાઝી ગયો. નાસિરુદ્દીન જ્યારે જમવા આવ્યા, ત્યારે બેગમને હાથ પર પાટો બાંધવાનું કારણ પૂછ્યું. બેગમે પોતાના દુઃખનું વર્ણન કરતાં એ પણ કહી દીધું કે "જહાંપનાહ! બબર્ચી ખાતામાં એક નોકર રાખવામાં આવે તો સારૂં." આટલું કહેતાની સાથે બાદશાહે કહ્યું—"રાજ્યની આવક આપણા રસોડા માટે નથી. તે અલ્લાહની અનામત રકમ

છે. મારા પોતાના માટે તેને ખર્ચવાનો મને શો હક છે? ઔરંગઝેબ જેવો દ્વેષી સમ્રાટ પણ ઇસ્લામનો એવો પાકો અનુયાયી હતો કે પોતાના ખજાનામાંથી પોતાના ગુજરાન માટે કંઈ પણ ન લેતાં ટોપીઓ બનાવી પોતાની રોજી મેળવતો હતો.

હજરત મુહમ્મદે જુગાર અને શરાબની બહુજ નિંદા કરી છે. આના મુકાબલામાં પાશ્ચાત્ય સમાજમાં ફેલાએલા અનેક પ્રકારના જુગારને પારકિન્સન "વર્તમાન કાળના ખ્રિસ્તી સામ્રાજ્યનો એક અભિશાપ" કહે છે. આમાં સંદેહજ શું છે? હિંદનાં ઘણાં મોટાં મોટાં શહેરોનાં હોટલો, પીઠાંઓ, નૃત્યશાળાઓ, કલબ, થિયેટર, કાફે રેસ્ટોરાં અને કાર્નિવલ વગેરે પશ્ચિમના આ "પુરસ્કાર"ના મુખ્ય અડ્ડાઓ (સ્થાનો) છે; પરંતુ કાર્નિવલો અને ફેન્સી ફેરો તો જુગારખાનાંજ હોય છે.

યુરોપિયન, એંગ્લો ઈંડિયન, સ્વચ્છંદી હિંદીઓ—આ સભ્ય જુગારમાં પાણીની માફક પૈસા ખર્ચે છે. આ સભ્ય જુગારીઓને પોલીસ શામાટે પકડતી નથી? શું સરકાર પણ જુગારનાં આવાં ખુલ્લાં સ્થળો ઉઘાડવાને રજા આપે છે!

ઇસ્લામમાં દારૂ હરામ છે. સંસારના સઘળા ધર્મોએ આ પાપની નિંદા કરી છે. ખ્રિસ્તી સામ્રાજ્યે પણ એને નિંદાપાત્ર ગણ્યું છે, પરંતુ આજકાલ પાશ્ચાત્ય દેશોમાં દારૂનો ઉપયોગ પાણીની માફક થઇ રહ્યો છે. અમેરિકા પણ હવે તો તોબા તોબા પોકારી ગયું છે. દારૂની કેવી વિનાશકારી અસર યુરોપના સમાજ પર થઇ છે તેનું પારકિન્સન ઘણા દુઃખની સાથે બ્યાન કરે છે: "પશ્ચિમની આ અતિશય નુકસાનકારક અને નાશ કરનારી ટેવે સમાજમાં એવાં દૂષણો ઉત્પન્ન કર્યાં છે કે જે આજે પેઢી દર પેઢી યુરોપનાં સ્ત્રીપુરુષોને પતિત અને વ્યભિચારી બનાવી રહ્યાં છે."

આ ઇસ્લામ અને તેના પ્રવર્તક મુહમ્મદ સાહેબના ઉપદેશો અને તેમના જીવનનાં ૬૩ વરસોમાંથી છેલ્લાં

૪૦ વરસની મહેનતનું પરિણામ. મુહમ્મદ સાહેબે આ સંસારમાં ૬૩ વરસ-એટલે ૨૨૩૩૦ દિવસ અને ૬ કલાક જીવતા રહી ઇ. સ. ૬૩૨ ના જૂનની ૮ મી તારીખે મદીનામાં સ્વર્ગવાસી થયા. તેઓ શરૂઆતથીજ પેગમ્બર ન હતા. કહેવાય છે કે સને ૬૧૦ ની ૧૨ મી ફેબ્રુઆરીના દિવસે તેમને આ મહાન પદ મળ્યું. "હદીસ" તેમના જીવનની કેટલીએ ઘટનાઓથી ભરપૂર છે.

સંસારના ઇતિહાસનું નિર્માણ અને વિનાશ, કલમ અને તલવાર-આ બે સાધનો વડેજ થતું આવ્યું છે; પરંતુ જાતે નિરક્ષર હોવા છતાં પણ હજરત મુહમ્મદ સાહેબે કલમની બાબતમાં પણ અદ્વિતીય સફળતા મેળવી છે. ઇસ્લામ પોતાના મધ્યકાળમાં સંપૂર્ણ અને વર્તમાન યુગમાં જગતનો મુખ્ય ધર્મ રહ્યો છે, એ એમના ઉપદેશોનોજ પ્રભાવ હતો.

### ઇસ્લામની તલવાર

ખ્રિસ્તી ઇતિહાસકારોએ પોતાના દૂષિત દૃષ્ટિબિંદુના લીધે ઇસ્લામની તલવારને ખૂબ રંગ ચઢાવ્યો છે. જે ઇસ્લામની તલવાર મુહમ્મદ સાહેબના વખતમાં ચમકી નીકળી હતી તે ઘણીજ તેજદાર હતી, એ નિઃસંદેહ છે. આ તલવારના બળથી ઇસ્લામ એશિયાના મધ્યભાગથી યુરોપમાં સ્પેન અને ફ્રાન્સ સુધી ફેલાઈ ગયો હતો. ઇસ્લામની તાત્કાલિક સમૃદ્ધિ વધારવાના સંબંધમાં જે. પારકિન્સન કહે છે કે *"જ્યાં એક બાજુ કોમના દરેક આગ*-કની ઇસ્લામને વ્યાપક બનાવવાની પરંપરાગત ભાવના, સિપાઇઓના જેવું ડહાપણ અને ફતેહની હોંશથી આગળ વધારતા તેને પશ્ચિમમાં ફ્રાન્સના પરનિજ પ્રાંત સુધી અને પૂર્વમાં સિંધુ અને આકસસ નદીઓ સુધી ફેલાવ્યો હતો, ત્યારે બીજી બાજુ ઇસ્લામની વ્યવસ્થાશક્તિ અને તેના સામ્યવાદી તત્ત્વે 'સેરેસેનિક' સભ્યતાનું નિર્માણ કરવા છતાં પણ તેની અલિપ્ત સમાનતાને કાયમ રાખી હતી. આ ગુણોના લીધે આ સભ્યતા તે વખતનાં

પ્રાચીન સામ્રાજ્યોનો મુગટમણિ બની ગઇ. આ સેરેસેનિક સામ્રાજ્યના વખતમાં તેમની ચારે બાજુઓનાં શહેરોને પણ શ્રેષ્ઠતા મળી. ગ્રાનાડા તે વખતે પશ્ચિમના દેશોમાં "બેગમ શહેર" ના નામથી જાણીતું હતું. આ પ્રમાણે બગદાદ "પૂર્વનું ગૌરવ" "દમાસ્ક રેગેસ્તાનપેતી" અને કરતુવા "દુનિયાનું મોટું ડહાપણ" ના નામથી પ્રખ્યાત હતા.

હવે દુનિયામાં ઇસ્લામની એવી પ્રસિદ્ધિ થઇ ગઇ કે તેની સભ્યતા સેરેસેનિક સભ્યતાનું પર્યાયવાચક શબ્દ બની ગઇ. ઇસ્લામનો પ્રાદુર્ભાવ થયો તે અગાઉ ઘણાં વરસથી બૌદ્ધ સભ્યતા હિંદ બહાર હિમાલયને ઓળંગી અને અરબી સમુદ્રને ઓળંગી પૂર્વના દેશો–એશિયાના મધ્યભાગ સુધી પહોંચી ગઇ હતી; પરંતુ ઇસ્લામની ચડતી કલા આગળ ઇતિહાસકારોને તેનો પ્રકાશ પણ મંદ જણાયો. આપણે આ તો જરૂર માનવું પડશે કે, ઇસ્લામની તલવાર સર્વથી નિર્મળ કદી પણ રહી નથી. આનો પુરાવો આપણને હિંદમાં તૈમૂર અને ઔરંગઝેબનાં કાર્યોથી સ્પષ્ટપણે મળી આવે છે; પરંતુ સાથે સાથે નિષ્પક્ષપણે એ પણ કબૂલ કરવું જોઇએ કે, ઇસ્લામની તલવાર કોઇ ચોર–લૂંટારા અને "હલાકૂ" ની તલવાર ન હતી. તે એક સામ્રાજ્યવાદી બહાદૂર સિપાઇની તલવાર હતી. તે એક હાથમાં કુરાન અને બીજામાં તલવાર લઇ એક પછી એક વિજય મેળવતો આગળ વધતો જતો હતો. અત્યારે પણ વર્તમાન યુગમાં સામ્રાજ્યવાદ એક અત્યંત નિકૃષ્ટ કોટિની સભ્યતા માનવામાં આવે છે, પરંતુ જે યુગમાં ઇસ્લામનો જન્મ થયો, ઉછર્યો અને ફૂલ્યો ફાલ્યો–સાર્વજનિક ભ્રાતૃભાવ અને વિશ્વબંધુત્વની પરિભાષા એક સંકુચિત સીમા સુધીજ પ્રસરી શકી, એટલે કે ફક્ત મુસલમાનજ તેમાં સમાઇ શકતા હતા; સંકુચિત ધાર્મિક ત્યારે 'દીની' દૃષ્ટિ તેના મૂળમાં કામ કરી રહી હતી. એક વાત બીજી પણ છે. તે વખતે જે જે સ્થળોમાં ઇસ્લામી સભ્યતા પ્રસરી હતી તે સ્થળોમાં કોઇ એવી

વિશેષ પ્રભાવવાળી સભ્યતા ન હતી, કે જે ઇસ્લામ કરતાં વધારે ચમત્કારવાળી, વ્યાપક અને વ્યવહારૂ હોય અને સામાન્ય જનતાને પોતાના તરફ આકર્ષી શકે.

## ઇસ્લામ અને આધુનિક યુગ

પરંતુ આજે ધર્મના સંકુચિત સ્પષ્ટીકરણને તિલાંજલિ આપવામાં આવી છે. આજનો માનવસમાજ એક વિશાળ કુટુંબના અનેક સભ્યોની માફક એક સ્વરના અને મધુરતાના વાતાવરણમાં રહેવા ઇચ્છે છે. ઇસ્લામ ગમે તેટલો જનતંત્ર (ડેમોક્રસી) પર સ્થાપિત થયો હોય પરંતુ જ્યાં સુધી તે બીજા ધર્મો તરફ સહિષ્ણુતા નહિ દેખાડી શકે ત્યાં સુધી વર્તમાન કાળની મનોવૃત્તિઓને અનુકૂળ થવામાં તેને સહેજ પણ સગવડતા નહિ મળી શકે. ઈસ્લામની પ્રશંસામાં, તેના ભાઈચારા અને ઈસ્લામી વિશ્વબંધુત્વની પ્રશંસામાં અનેક વિધર્મી વિચારકો–જ્યોર્જ બર્નાર્ડ શૉ વગેરે–એ અનુકૂળ વિચાર પ્રગટ કર્યા છે, તેઓ બધા ખ્રિસ્તી સામ્રાજ્યના વર્તમાન વિનાશકારી પરિણામથી ઘણા જ કંટાળી ગયા હોય એમ જણાય છે. તેઓ એટલે સુધી કહી રહ્યા છે કે, હાલના ખ્રિસ્તી સામ્રાજ્યને બાજુ પર રાખી યુરોપને કુરાનના કલમા પઢવા પડશે. આપણે નથી કહી શકતા કે, તેમનું આ કથન કેટલે અંશે યથાર્થ છે, પરંતુ જ્યાં સુધી ઇસ્લામની જન્મભૂમિ એશિયાનો ઉત્કર્ષ, અહીંની પદદલિત જાતિઓનું ઉત્થાન અને ભારતના પુનર્નિર્માણના પ્રશ્નો એકબીજા જોડે સંબંધ રાખે છે ત્યાંસુધી ઇસ્લામના નામથી પ્રચલિત રિવાજો–ધાર્મિક કટ્ટરતા, રૂઢિવાદ અને હાર્દિક સંકુચિતપણાને છોડવાં જ પડશે. ખાસ કરી હિંદના સંબંધમાં તો આ શરત સોળ આના સત્ય છે. મુસલમાન નેતાઓને આપણે જણાવીશું કે, તેઓ મહેરબાની કરી એવા જ પ્રચારકોને અપનાવે, જે ઇસ્લામના માથા પરથી આ કલંકને દૂર કરે, જેથી સંસારમાં બે મહાન કોમોની જે મશ્કરી થઇ રહી છે તે બંધ થાય. ભારત ધર્મપ્રધાન

દેશ છે. ધર્મ વગર તે એક ક્ષણ પણ જીવવાને પસંદ નહિ કરે–હિંદુ પણ પસંદ નહિ કરે અને મુસલમાન પણ નહિ કરે. પરંતુ આ ધર્મનું સ્વરૂપ હવે અતિશય વ્યાપક હોવું જોઇએ. મજહબ અને મિલ્લત–ધર્મ અને સંપ્રદાય–ની પરિભાષા આજ અમર્યાદ થઇ ગઇ છે. ઇસ્લામજ 'મજહબ' (ધર્મ) અને બાકીના બધા કુફ્ર (અધર્મ) તથા મુસલમાનજ દીની ભાઇ અને બાકીના બધા 'મુરતિબ' (વિધર્મી)–આ ભેદભાવ કેવળ ભારતમાં જ નહિં, પરંતુ આજની દુનિયામાં પણ ચાલી નહિ શકે. આજનો જમાનો તો સંપ્રદાયવાદનો કટ્ટર શત્રુ છે. આજનો મનુષ્ય ધાર્મિક રહેવા ઈચ્છે છે, પણ ધર્માન્ધ નહિ. વિશ્વહિત જ તેમનો ધર્મ છે અને મનુષ્યમાત્ર તેમનો સંપ્રદાય છે. આ વિશાળ હૃદય અને "वसुधैव कुटुम्बकम्"ની ભાવના આજના યુગની જ શોધ નથી. પરંતુ આજથી સૈકાઓ પૂર્વે ઇસ્લામના અનેક ઓલિયાઓ, ફકીરો અને સાધુસંતોએ ઘણા સુમધુર સ્વરે તલવારની સાથે સાથે ઇસ્લામનો દૂર દેશોમાં પ્રચાર કર્યો છે. એક બાજુ તલવારવાળા પોતાની તામસપ્રધાન રાજસત્તાનો આશ્રય લઇ રહ્યા હતા ત્યારે બીજી તરફ માનવહિતની પ્રેરણાથી પ્રેરાઈ ધર્મના ફીરસ્તાઓ–ફકીરો મધ્ય એશિયાનાં ખજૂરીનાં ઝાડોના સમૂહને છોડી દૂર દૂર સુધી અલખ જગાવતા, એકેશ્વરવાદ અને પ્રેમનાં ગીત ગાતા ગાતા ઇસ્લામનો પ્રચાર કરી રહ્યા હતા; પરંતુ તેમનો ઇસ્લામ આજના ઇસ્લામની માફક સીમાબદ્ધ અને સંકુચિત ન હતો. અનેક મુસલમાન કવિઓએ પણ સમય સમય પર ધાર્મિક સંકુચિતપણાની નિંદા કરી છે. મિર્જા અસદુલ્લાખાં 'ગાલિબ'નો એક શેર છે–

હમ મવાહિદ હૈ, હમારા કેશ હૈ તર્કે-રમૂસ;
મિલ્લતેં જબ મિટ ગઈ, અજજા એ–ઈમાં હો ગઈ.

અર્થાત્ અમે એકેશ્વરવાદી છીએ, અમારો ધર્મ તર્કની પરિપાટી છે. જ્યારે સંપ્રદાય નાશ પામશે ત્યારે તે ધર્મના અંગરૂપ બની જશે.

ખરેખર, જ્યાં સુધી આપણે આ સંપ્રદાયરૂપી દુઃખપૂર્ણ ઘડાને આ ભારતભૂમિમાં ફોડી નહિ નાખીએ ત્યાં સુધી સંસારની આ બે ખાસ કોમો આજ અને આજ પછી પણ સદીઓ સુધી દુર્દશામાંથી છૂટી શકશે નહિ.

## હિન્દુ અને મુસલમાન

હિંદુઓએ પણ હવે આ વાત સમજી લેવી પડશે કે, હિંદમાં મુસલમાનો તો રહેવાના અને આપણે તેમને મ્લેચ્છ વગેરે કહીને તિરસ્કાર કરતા રહીએ એ નહિ નભવાનું. અમે જણાવી ગયા છીએ કે, ઇસ્લામ એક સંસ્કૃતિ તરીકે બીજા કોઈ પણ ધર્મ જેટલોજ મહાન્ અને ઉચ્ચ ધર્મ છે. આજના મોટા ભાગના મુસલમાનો હિંદમાં જે સ્થિતિ ભોગવે છે તેનો દોષ ઇસ્લામનો નથી–તેમને એવા બનાવવાનું કેટલુંક પાપ આપણા માથા પર પણ છે.

હા, એક વાત આ પણ છે કે, મનુષ્યજાતિએ કદી પણ કોઇ ધર્માચાર્યના ઉપદેશોને વ્યવહારમાં નથી મૂકયા–તેણે તેનો અભ્યાસ પણ નથી કર્યો. આનાથી ઉલટું, ધર્મના બહાને તેણે સદા બહારની રૂઢિઓને પકડી રાખી અને તેનુંજ અનુસરણ કર્યું. આ વાતને બધા વિદ્વાનો કબૂલ રાખશે કે, આજના મુસલમાનમાં અને ઇતિહાસના મુસલમાનમાં ભારે અંતર છે. ઇસ્લામમાં વ્યાજ વટાવ હરામ છે. આથી સમાજમાં બેકારી વધી ન જાય એટલા માટે ઇસ્લામના મહાન પ્રવર્તકે એની વ્યવસ્થા કરી હતી; પરંતુ આજના હિંદી મુસલમાનો ફક્ત હિંદુઓને વિસ્મિત કરવા માટે 'સૂદમન્દ' કૉન્ફરન્સ ભરી એવું નક્કી કરે છે કે, વ્યાજ લેવું એ પાપ નથી. હિંદમાં આજે હજારો કાબુલી આ પાપની રોટી ખાઇ રહ્યા છે. આજના મુસલમાન ધર્માન્ધ, ક્રૂર અને હઠધર્મી છે–જેવી રીતે આજના હિંદુ ધર્મના નામે પાખંડી, પતિત, અહિંસાના નામે પ્રાણમાં મોહ રાખનારા કાપુરુષ, 'ઉદારચરિત'ના નામે સંકુચિત હૃદયવાળા, મૂર્ખ અને અસાર સંસારમાં ક્ષુદ્ર પ્રાણીઓની માફક મગ્ન રહેનાર એક પ્રાણી છે. અસ્તુ.

આજના યુગમાં બન્નેએ એકસાથે રહેવા માટે સંસ્કૃતિનું સંશોધન કરવું પડશે, સામાજિક રૂઢિઓને દફનાવી દેવી પડશે, પોતપોતાના ધર્મના વાસ્તવિક તત્ત્વને ઓળખવું પડશે અને બન્નેએ એક પાડોશી, હિતૈષી અને મિત્ર તરીકે એવી અનુકૂળતા સ્થાપિત કરવી પડશે, કે જે મુક્તિ આપનાર થાય. અને આ પ્રમાણે બનશે ત્યારેજ આપણે સંકુચિત ભેદભાવને ભસ્મ કરી નાખીશું. ગણ્યા ગાંઠ્યા ગુંડાઓનાં કાળાં કૃત્યોથી આપણે એક વિશાળ સભ્યતાને દૂર નહિ કરી શકીએ. અંગ્રેજોના સામ્રાજ્યવાદ અને નિકૃષ્ટ સ્વાર્થવાદથી હેરાન થઇ મહાન ઇસુ ખ્રિસ્તના ઉપદેશોને સારા અથવા ખોટા કહેવા યોગ્ય નથી. તીક્ષ્ણ કાંટાઓના કારણથી ગુલાબનું સૌંદર્ય નષ્ટ થઇ જતું નથી.

એકતા સ્થાપવા માટે એકને બીજાની નજીક જવુંજ પડશે. દૂર બેસી પોતાનો સ્વાર્થ સાધવાથી કાર્ય સુધરવાને બદલે વધારે ને વધારે બગડતું જશે. આજના હિંદુ વિદગ્ધ થઇ બેઠા છે પરંતુ સાથે સાથે એ પણ સત્ય છે કે, તેમની વર્તમાન દુર્દશાનું કારણ તે પોતેજ છે. અત્યારે તે ગોળની માફક ઢીલો એટલા કારણથી થઈ ગયો છે કે ચારે બાજુથી કીડીઓ તેને વળગે છે. શું તે આ પ્રમાણેનો બની પોતાના ધર્મથી પતિત નથી થઇ રહ્યો ? મુસલમાનોને મેણાં વગેરે મારવાથી કદાપિ ભલું નહિ થાય. તેમના પર અત્યાચારો ઘણા થયા છે એ સાચી વાત છે, પરંતુ તેમણે આ વખતે અખિલ રાષ્ટ્રના હિત માટે તે ભૂલી જઇ એવી સુસંસ્કૃત સમાજની સૃષ્ટિ રચવી પડશે કે જે વર્તમાન યુગની બરાબર અનુકૂળ હોય, જેમાં ધાર્મિકતાનો જરા પણ નાશ થયો ન હોય અને તેમાં ધર્માન્ધતાને જરા પણ સ્થાન મળ્યું ન હોય. આપણે આટલું ઇચ્છીએ કે, આપણે ઇસ્લામનું અધ્યયન કરીએ, ( આપણે આપણાં બાળકોને શાળામાં બાઇબલ ભણવા દઇએ છીએ) તેમની વિશેષતાઓને સમજીએ અને તેમની પ્રશંસા કરીએ. હું તો આ નિઃસંકોચ કહેવાને તૈયાર છું કે, હિંદુ ચાહે તો આજના

પતિત મુસલમાન પાસેથી પણ કેટલીક વાત શીખી શકે. ઇસ્લામની કેટલીક વાતો ગ્રહણ કરવા જેવી છે. આ જીવનનું ચિહ્‌ન છે, કોઇ બુરાઇની વાત નથી. આપણે કોઇને પણ આપણામાં મેળવી શકીએ, એવો આપણો ઉદ્દેશ હોવો જોઇએ. જે અંગ્રેજો સાથે આપણે હંમેશાં રહેવાનું નથી, તેમના અનેક દોષોને જ્યારે આપણે ખુશીથી ગળા નીચે ઉતારી દઇએ છીએ, ત્યારે જે સંપ્રદાય સાથે આપણે હમેશાનો સંબંધ છે તેમની વિશેષતાઓ તરફ પણ નજર ન કરવી એ અત્યંત બુદ્ધિહીનતાની નિશાની છે.

## દેશનેતાઓને એક અરજ

આપને સ્વરાજ્યની બેહદ ચિંતા છે, એ ઠીક છે; પરંતુ આટલું તો સ્પષ્ટ છે કે જ્યાં સુધી બન્ને જાતિઓમાં યોગ્ય એકતા નહિ થાય, ત્યાંસુધી રાષ્ટ્રીય એકતા કાયમની નહિ થાય; અને આ યોગ્ય એકતાની સ્થાપના માટે પૂરતો સમય અને શક્તિ જોઇએ. આપનું કર્તવ્ય છે કે, સ્વરાજ્યની સ્થાપનાની સાથે સાથે આ બે સભ્યતાની અનુકૂળતાનો પણ કંઇક વિચાર કરવામાં આવે. ગયા વર્ષે ઑગસ્ટની ૧૮ મી તારીખે પયગમ્બર મુહમ્મદ સાહેબનો જન્મદિવસ હતો. હિંદમાં ઘણા સ્થળે મુસલમાનોએ વિવિધ રીતે તે ઉજવ્યો. કોઇ કોઈ ઠેકાણે હિંદુઓએ પણ તેમાં પૂર્ણ સહકાર કર્યો. આ સારૂ છે. આમ આવા પ્રસંગોપર બન્ને જાતિના સજ્જનો એકઠા થયા કરે તો આ દિશામાં ઘણું થઇ શકે. આપણા નેતાઓ આવાં સાર્વજનિક સંમેલનો વખતોવખત ગોઠવવાની આવશ્યકતા પર ધ્યાન આપે અને એ તરફ પણ કેટલોક વખત આપે એમ આપણે ઇચ્છીએ; કેમકે ભારતને ક્ષણિક નહિ પરંતુ સ્થાયી ઐક્યની જરૂર છે અને તે અમારા નમ્ર મત પ્રમાણે સંસ્કૃતિની અનુકૂળતાની સ્થાપના વિના નહિ થઇ શકે.

(જૂન ૧૯૩૦ ના "વિશાલ ભારત" માથી
અનુવાદક શ્રી. સોમનાથ દામોદર ઉપાધ્યાય)



# ૨–हज़रत फातिमा

## ચરખો કાંતી ગરીબોનું ભલું કરનાર અબળા

(લેખકઃ–નાઝિમ અન્સારી. તંત્રીઃ–સરફરાઝ, લખનૌ)

(૧)

શીરાઝનો મહાન કવિ હાફિઝ કહે છેઃ–

તાજે શાહી ત–લ–બી, ગૌહરે ઝાતી બિનુમાય,
ગરચે 'અઝ ગૌહરે– જમશીદો ફરીદૂં બાશી !

અર્થાત્ જો તું રાજવંશી મુકુટની અભિલાષા ધરાવે છે, તો, તારા પોતાનો કંઈ ગુણ (હુન્નર) દેખાડ; ભલે પછી તું જમશીદ અને ફરીદુન (ઇરાનના નામાંકિત બાદશાહો) ના વંશમાંનો હોય.

"સઘળા ઇમાનવાળાઓ એકબીજાના ભાઇ છે" નો સિદ્ધાંત પોતાના અનુયાયીઓ સામે મૂકી, ઇસ્લામે સમાજવાદનો જે દાખલો બેસાડયો છે, તે ખાનદાની ગર્વને બિલકુલ સ્થાન આપતો નથી. ઇસ્લામને જગત સમક્ષ રજૂ કરનાર મહાન વ્યક્તિએ આ ચેતવણી આપી, પોતાના સઘળા અનુયાયીઓ અને કુટુંબીઓનો ગર્વ તોડી પાડયો કે, જો મારી પુત્રી ફાતીમા (સ. અ.) પણ કોઇ એવું કાર્ય કરશે, જે શિક્ષાને પાત્ર ઠરશે, તો હું તેને પણ ક્ષમા કરીશ નહિ. એક તરફ આ ન્યાય જુઓ અને બીજી તરફ આ પ્રેમ જુઓ.

તેઓ નામદારે વારંવાર ફરમાવ્યું કે, ફાતિમા

(અ. સ.) મારા કલેજાનો કટકો છે. જે એને ક્રોધવશ કરશે, તે મને ક્રોધાધીન કરશે; અને જે મને ક્રોધાધીન કરશે તે એ અલ્લાહને નારાજ કરશે અને જે અલ્લાહને નારાજ કરશે, તેનુ સ્થાન નરકમાં છે! આ તો કેવળ હ૦ પયગમ્બર (સ. અ. વ.) નુ એકજ કથન રજુ કરવામાં આવ્યું છે. જો હદીસનાં પુસ્તકોનાં પાનાંઓ ફેરવવામાં આવે, તો એવાં સેંકડો કથનો હજરત ફાતિમાના સંબંધમાં તે નામદારનાં મળશે.

પણ શું આપણે હ૦ ફાતિમાને એટલાજ માટે માન આપીએ છીએ કે તેઓ ઈસ્લામનો સંદેશો લાવનાર હ૦ પૈગમ્બરનાં સૌથી વહાલાં પુત્રી હતાં? અથવા તો આપણે ફાતિમા (સ. અ.) ને એજ માટે માનવંત ગણીએ છીએ કે તેમના માનવંત ભરથાર–હ. અલી (અ. સ.) ના ઈસ્લામ ઉપર અગણિત ઉપકારો છે? કિંવા શું આપણે હ૦ ફાતિમાને એજ માટે માન આપીએ છીએ કે, તેઓ હ૦ ઇમામ હસન (અ. સ.) અને ઇમામ હુસેન (અ. સ.) નાં માતુશ્રી છે, જેઓએ પોતાના પ્રાણ ઈશ્વરને આનંદ સહિત અર્પણ કર્યા? છેવટે શું તેમને એટલાજ માટે માનપાત્ર ગણીએ છીએ કે જ્યારે અલ્લાહે ખ્રિસ્તીઓ સામે જઇ એકબીજા ઉપર શાપ નાખવાનો હુકમ કર્યો હતો–હ૦ પયગમ્બર (સ. અ. વ.) પોતાના જમાઇ, તેમના પૌત્રો અને પોતાનાં આ વહાલાં પુત્રીને સાથે લઇ બહાર પડ્યા હતા? આ સઘળી વાતો એક મુસલમાનની દૃષ્ટિએ જોતાં હ૦ ફાતિમાના માનમાં ગમે તેટલો વધારો કરનાર ભલે હોય, પરંતુ એક પરજ્ઞાતિના, એક પરકોમના અને એક પરધર્મવાળા સામે તેમની હકીકતજ શું છે? તે કહેશે અને કહી શકશે કે, તમારા હજરત પયગમ્બર જો પોતાની પુત્રી ઉપર હેત રાખતા હતા, તો શું તેથી એમ ઠરે છે કે, તેઓ જગત ઉપર ઉપકાર કરતા હતા? અથવા તેઓ દુનિયાના એક સૌથી શૂરવીર પુરુષનાં જો અર્ધાંગ-

ના હતાં તો, તેમાં બીજાઓને શું લાગે વળગે ? તેઓ એમ પણ કહી શકે છે કે, અમે આ વાત સ્વીકારીએ છીએ કે, હજરત ઇમામ હુસેને ખચિતજ કરબલામાં જે કર્તવ્ય કરી બતાવ્યુ છે, તે પ્રલયકાળ પર્યંત ભુલાય એવું નથી, પરંતુ તે ઉપરથી એમ નથી ઠરતું કે, અમે પુત્રનાં કાર્યોમાં માતાને પણ ભાગીદાર બનાવીએ !

પરંતુ જો આપણે ઇતિહાસના આધારે આ પૂરવાર કરવાને સામર્થ્યવાન થવા ઇચ્છીએ તો હજરત ફાતિમાનું સ્વચ્છ પવિત્ર અને પાક વૃત્તાંત દુનિયાની સઘળી અબળાઓ માટે મનન કરવા યોગ્ય છે, એટલે અમે તેમનાંજ ભલા કાર્યોના દાખલાઓ અહીં આપીશું.

હ૦ ફાતિમા (અ. સ.) નો જન્મ બીબી હ૦ ખદીજાના પેટે થયો હતો, જેઓ હઝરત પયગમ્બરનાં સૌથી પહેલાં પરણેતર અને એક ઘણાજ શ્રીમંત બાનુ હતાં. હ૦ ફાતિમા પોતાનાં માતાપિતાનાં સૌથી નાનાં પુત્રી હોવાના કારણે કુદરતી રીતે તેઓની ઉપર તેઓ સૌથી વધારે હેત રાખતાં હતાં. પરંતુ બીજી છોકરીઓની માફક તેઓ રમતિયાળ ન હતાં તેમજ હમેશાં એકાંત જીવન પસાર કરતાં હતાં. નાનપણથી તેઓને સાદાઇ કેટલી પ્રસન્ન હતી તેનો પૂરાવો આ ઐતિહાસિક બનાવ ઉપરથી મળશે, કે એક સમયે તેમનાં માતુશ્રી કોઇના લગ્નમાં મહેમાન તરીકે જવાનાં હતાં. હ૦ ફાતિમા કરતાં મોટાં તેમનાં બે બહેનો બીજા હતાં. હ૦ ખદીજા એટલે હ૦ ફાતિમાનાં માતુશ્રીએ પોતાની આ ત્રણે પુત્રીઓને માટે નવાં વસ્ત્ર ખાસ લગ્નમાં જવા માટે તૈયાર કરાવ્યાં અને તેમની પાસે પૈસાની કંઈ અછત ન હોવાને કારણે તેઓએ પોતાની આ ત્રણે પુત્રીઓને માટે કેટલાંક નવાં ઘરેણાં પણ મગાવ્યાં ! જ્યારે લગ્નમાં જવાનો વખત આવ્યો એટલે હ૦ ફાતિમાએ નવાં વસ્ત્ર તો પહેરી લીધાં, પણ ઘરેણાંઓને હાથ પણ અડકાડયો નહિ ! આ સમયે તેમની વય બહુ

બહુ તો આઠેક વરસની હતી !!

શું આ માટે પણ મારે દલીલો લાવવી પડશે? પુરાવાઓ શોધવા પડશે અથવા દાખલાઓ રજૂ કરવા પડશે? બચ્ચાંઓને અને ખાસ કરીને નાની વયની બાળકીઓને પહેરવા ઓઢવા અને ખાસ કરીને ઘરેણાંનો કેટલો શોખ હોય છે! શું આઠ વરસની આ બાળાનું કર્તવ્ય સઘળી મુસલમાન બાળકીઓ માટેજ નહિ, પરંતુ જગતની સર્વ અબળાઓ માટે મનન કરવા યોગ્ય નથી? વિચાર કરો કે, શું એક સાત આઠ વરસની બાળાનુ આ કાર્ય પ્રશંસાપાત્ર નથી કે, પ્રભુએ આપેલું સઘળું પાસે હોય, તેનાં વડીલ બહેનો પહેરી ઓઢીને લગ્નમાં જવા તૈયાર થાય, અને આ બાળા કેવળ નવાં વસ્ત્રજ ઉપર સંતોષ પકડે! શું આ ઉપરથી આ વાત પૂરવાર થતી નથી કે, આ બાળા કુદરતી રીતેજ એવા ગુણ ધરાવતી હતી, કે જે બીજી બાળાઓ અને કન્યાઓમાં જવલ્લેજ જોવામાં આવે છે? શું ફાતિમાએ આપણી કુમારિકાઓને આ કાર્યસાધક બોધ આપ્યો નથી કે, ખરૂં સૌંદર્ય સારા ગુણોમાં સમાએલું છે અને નહિ કે સારાં વસ્ત્રો અને કિંમતી ઘરેણાંઓમાં! શું પયગમ્બર (સ. અ. વ.) નાં પુત્રીનો આ દાખલો કેવળ મુસ્લિમ કન્યાઓ અને અબળાઓ માટેજ ગ્રહણ કરવા યોગ્ય છે અને પરધર્મ અથવા પરજ્ઞાતિની માતાઓ અને અબળાઓ માટે નહિ? શું આ આખા જગતને માટે એક બોધરૂપ નથી? કદાચ કોઈ એનો જવાબ નકારમાં આપવાનેજ તૈયાર થશે, કે જેના ખભા ઉપર ડોકું અને ડોકા ઉપર માથું અને માથામાં ભેજું હશે નહિ! વળી સામાન્ય માન્યતા છે અને તે ચોક્કસ હદ સુધી ખોટી પણ નથી કે, લાડ–પ્યારમાં ઉછરેલ બચ્ચાંઓ ઉદ્ધત, જિદ્દી અને હઠીલાં થઇ જાય છે તથા માતાપિતાને તેમજ બીજાઓને ગણકારતાં નથી. ફાતિમા (સ. અ.) કરતાં તો લાડમાં કઈ બાળા વધતી હશે? આખી અરબ કોમમાં એક સૌથી શ્રીમંત માતા અને પયગમ્બરનાં પુત્રી! અને પયગમ્બર

(સ. અ. વ.) તેમના સંબંધમાં આવો ઉંચો અભિપ્રાય ધરાવતા હતા, તેનો એક પુરાવો ઉપર આપેલ એક દાખલા ઉપરથી મળી આવશે.

ખરૂં છે કેઃ—

ઈન સઆઅત બઝોર બાજુ નીસ્ત, તાન બખ્શદ ખોદાએબખ્શીન્દહ !

આ ભાગ્યશાળીપણું કેવળ પ્રભુનીજ એક ભેટ સમજવી. તે બીજાના બળે મેળવી શકાય નહિ.

માતુશ્રી હ૦ ખદીજાના સ્વર્ગવાસ થતાંજ હ૦ ફાતિમા એકલાં પડી ગયાં; કેમકે તેમનાં બન્ને બહેનોનાં આ સમયે લગ્ન થઇ ગયાં હતાં. ઘરસંસારનો સઘળો બોજો તેમનીજ ઉપર આવી પડયો. હ. પયગમ્બર (સ. અ.) હ૦ ખદીજાના મરણથી ઘણાંજ શોકાતુર રહેવા લાગ્યાં. તેજ વર્ષે કાળચક્ર એક બીજી આફત લાવ્યું અને તેમના સૌથી મોટા મહાશય તેમના કાકા અને તેમના ભાવિ જમાઇ હજરત અલી (વ. અ. સ.) ના પિતા પણ સ્વર્ગવાસી થઈ ગયા હતા. મક્કાનિવાસીઓ એટલે વિરુદ્ધ માન્યતા ધરાવનારાઓના અત્યાચારો હવે અસહ્ય થઇ ગયા હતા. દુશ્મનોની ગણત્રીઓ થઇ શકતી ન હતી. ત્યારે મિત્રો આંગળાંના ટેરવાઓ ઉપર ગણાય તેટલાએ હતા નહિ. આવી પરિસ્થિતિમાં તેમનાં બેટી હમેશાં તેમને સાથ આપતાં અને પિતાની દરેક સેવા કરતાં. એક સમયે બનાવ એવો બન્યો કે હજરત પયગમ્બર ભક્તિ કરતા હતા. જ્યારે તે નામદાર સેજદામાં ગયા (ભોંય પર માથું મૂકી નમ્યા) તો કોઇએ એક ઊંટની હોજરી તેમની ગરદન પર લાવીને મૂકી દીધી, જેના ભારથી તે નામદાર માથુંએ ઉંચકીએ શકયા નહિ અને ઘણી વેદના થઇ. ત્યાં કોણ એવું હતું જે તેમની મદદે દોડી આવે ? આખરે જ્યારે હ૦ ફાતિમાને ખબર પડી તો તેઓ દોડી આવ્યાં અને ઉંટની હોજરી પોતાના પિતાની ગરદન પરથી ઉઠાવી લઇ દૂર કરી !

એવોજ એક બનાવ મદીના ખાતે ઓહદના યુદ્ધ-સમયે બન્યો હતો. આ લડાઇ મુસલમાનો માટે ઘણીજ ભયંકર અને નાશકારક પૂરવાર થઈ હતી. કેમકે, ઇસ્લામના લડવૈયાઓએ શિસ્તનો ભંગ કર્યો હતો, જેના અંગે તેમની શરમાવનારી હાર થઇ ! આ લડાઇનું વર્ણન પવિત્ર પુસ્તક કુરાનમાં પણ આપવામાં આવ્યું છે અને રણ-સંગ્રામ છોડી નાસી જનારાઓને માફ કરવામાં આવ્યા છે. બનાવ એવો બન્યો હતો કે લડાઇની અગાઉથીજ પયગંબરે (અ૦ સ૦) પોતાની નાની સેનાના પચાસ સિપાઇઓને પર્વતની એક બાજુ ઉભા રહેવાનો હુકમ આપીને એવી તાકીદ કરી હતી કે, આપણો વિજય થાય કે પરાજય થાય, પરંતુ કોઇ પણ સંજોગો વચ્ચે તમારે આ સ્થળેથી આગળ વધવું કે પાછળ હઠવું નહિ. લડાઈના આરંભમાં મુસલમાનોનો જય થતો દેખાયો, એટલે આરબો નાસ-ભાગમાં પડયા અને ઇસ્લામના લશ્કરે તેમની પૂંઠ પકડી. હવે જેઓને પર્વતના એક કિનારા પર ઉભા રાખવામાં આવ્યા હતા તેઓ એમ સમજ્યા કે, આપણો સંપૂર્ણ વિજય થઈ ગયો એટલે ચાલો હવે લૂંટફાટ કરીએ. આ વિચાર આવતાંજ તેઓએ પોતાની જગાઓ છોડી દીધી અને લૂંટફાટ કરવા લાગ્યા અને એ રીતે તેમણે પોતાના સરદાર-ના હુકમનો ખુલ્લો અનાદર કર્યો; પણ આ હુકમ નહિ પાળવાની શિક્ષા તેમને તરતજ મળી ગઇ. શત્રુ-સેનાનો એક સરદાર ખાલિદ ઇબ્ને વલીદ આ લોકોના હઠવાની વારજ જોતો પાછળ ઉભો હતો. આ લોકોને જગ્યા છોડતા જોઇ, તે પોતાના સાથીઓ સાથે એમની ઉપર તૂટી પડયો. આ હુમલો એટલો તો ઓચિંતો અને અણધાર્યો હતો કે, મુસલમાનોનાઃ હોસકોસ ઉડી ગયા અને શું કરવું તેની તેમને સમજ પડી નહિ. ખાલિદ અને તેની ફોજે વીણી વીણીને એક એકને વધ કર્યો. જેઓ નાસી ગયા અથવા નાસી શકયા, તેજ બચવા પામ્યા. હ૦ પયગંબર-ની સાથે જે લોકો હતા, તેમને જયારે આ બાબતની

ખબર પડી, ત્યારે તેઓ ઘણાજ દિલગીર થયા. પરંતુ તેઓએ પોતાના માનવંત સરદારનો છેવટ સુધી સાથ છોડયો નહિ. સારાંશ કે, છેવટ સુધી હ૦ પયગંબરની સાથે લડવાવાળાઓમાં કેવળ સાત કે આઠ બહાદુરો રહી ગયા, બાકીના માર્યા ગયા અથવા નાસી ગયા, કિંવા પર્વતની ટોચે ચઢી ગયા ! ! ભોગજોગે સામેવાળાઓનો સેનાપતિ બીજે વર્ષે લડવાનું કહી રણુસંગ્રામ છોડી ચાલી ગયો, નહિતર ઈસ્લામની સમાપ્તિ આવી ગઇ હોત. આ લડાઈમાં મુસલમાનોના મહાન લડવૈયા હઝરત હમઝા (પયગંબર સલ૦) ના કાકાનો પણ વધ થયો હતો.

આ લડાઈમાં હ૦ પયગંબર પણ ઘણીજ સખત રીતે ઘાયલ થયા હતા. માત્ર ગણત્રીનાજ ગોઠીઆઓ આ સંકટના સમયે તેમની પાસે હતા. હઝરતના જમાઈ અને પિત્રાઈએ આ યુદ્ધમાં અસાધારણ વીરતા અને દૃઢતા દેખાડી અને એક પળવારને માટે પણ તેમને છોડીને તેઓ અળગા થયા નહિ. મદીના શહેરથી સંગ્રામક્ષેત્ર ચારેક માઇલને છેટે હતું. જ્યારે દૂરથી આ યુદ્ધ નિહાળનારાઓએ અથવા નાસી આવેલાઓએ આ માઠા સમાચાર ફાતિમા(અ. સ.)ને પહોંચાડયા, ત્યારે તે પોતાના માનવંત પિતાની આવી હાલત સાંભળી તરત ઘેરથી નીકળી પડયાં અને રણુસગ્રામમાં જઈ પહોંચ્યાં. આ સમયે હઝરત અલી પોતાની ઢાલમાં પાણી ભરી હ૦ પયગંબરના ઘા ધોઇ રહ્યા હતા. હ૦ ફાતિમાએ પોતાના પિતાને જીવતા જોઇ પ્રભુનો આભાર માન્યો અને તેઓ પણ તેમની દેખરેખ કરવા લાગ્યાં. તેઓએ લૂગડું બાળી ઘા ઉપર મૂકયું જેથી લોહી વહેતું બંધ પડયું. પછી તો, નાઠેલાઓ પણ આવીને એકઠા થવા લાગ્યા. ઉપર હું એક વાત લખવાની ભૂલી ગયો અને તે એ કે, નાસભાગનું એક કારણ આ પણ હતું કે, રણુસંગ્રામમાં એવી અફવા ઉડી ગઇ હતી કે, હ૦ પયગંબર (સ. અ. વ.) નો વધ થયો.

શું હઝરત ફાતિમાએ બેસાડેલો આ કાર્યસાધક દાખલો મુસલમાન અબળાઓનેજ માટે નહિ પરન્તુ જગતની સ્ત્રીઓ માટે મનન કરવા યોગ્ય નથી ? શું આ કોમળ જાતિની બહાદુરી અને નીડરતા તથા નિર્ભયતાનો એના કરતાં સરસ પુરાવો મળી શકે છે ? વિચાર કરો કે તે એક હારેલા યુદ્ધના માઠા સમાચાર હતા. તે સમયે રણસંગ્રામમાં જવામાં અને એકલાં જવામાં એક અબળા માટે અનેક પ્રકારનાં જોખમ હતાં. જીવના જોખમની વાત જો આપણે એક બાજુએ મૂકીએ તો પણ પકડાઇ જઇ શત્રુઓના હાથમા જવાનો ભય કંઈ ઓછો હતો ! એવી હાલતમાં કઇ અબળા રણસંગ્રામમાં જવાનો વિચાર પણ કરી શકે ? પણ પયગંબર(સલ.)નાં માનવંત બેટી હ૦ ફાતિમાએ કોઇ પણ વાતની દરકાર કરી નહિ અને તે કરી દેખાડયું, જે માત્ર ઇસ્લામી વીરાંગનાઓ માટેજ નહિ પણ આખી દુનિયાની અબળાઓ માટે ધડારૂપ છે.

એજ વરસે હ૦ ફાતિમાનાં લગ્ન હ૦ પયગંબરના પિત્રાઇ હ૦ અલી સાથે થયાં. હ૦ પયગંબરનો આ એવો વખત હતો કે હ૦ ફાતીમાનાં માતુશ્રી હ૦ ખદીજાનું જે કાંઇ તેમની પાસે હતું તે મક્કામાંજ ધર્મપ્રચારના કાર્ય માટે ખર્ચાઈ ચૂકયુ હતું. આ વખતે હઝરત અલીની હ૦ ફાતિમાના હાથની માંગણીનો હ૦ પયગંબરે સ્વીકાર કર્યો હતો અને લગ્નની વાત નકકી થઇ ગઇ હતી.

" તમારી પાસે આ પ્રસગે ખર્ચવા માટે શું છે ?" હજરત પયગંબરે હ૦ અલીને પૂછયુ.

" નામદાર ! " હ૦ અલીએ ઉત્તર આપ્યો "મારી પાસે દ્રવ્ય જેવું કંઈ નથી."

" તો પછી શું છે ? " હ૦ પયગમ્બરે પૂછયુ.

"એક ઘોડો છે, એક તલવાર અને એક બખ્તર !" અલીએ જવાબ આપ્યો.

"વારૂ," હઝરત પયગમ્બર (સલ૦) "ઘોડા અને તલવાર તો લડાઇ માટે રહેવા દો અને બખ્તરને વેચી નાખો." હ૦ પયગમ્બર (સલ૦)ની આજ્ઞા માથે ચઢાવી અલીએ બખ્તર વેચી નાખ્યું, જે ચારસો દરહમ એટલે સો રૂપિયામાં વેચાયું. તે હ૦ અલીએ લાવીને હઝરતને આપી દીધા. અને સ્ત્રીધન તરીકે હ૦ પયગમ્બરે પોતાની આ સૌથી વહાલી પુત્રીને શું આપ્યું તે પણ જાણવા જોગ થઇ પડશે.

(ક) એક ઘંટી, (ખ) એક ચાદર, (ગ) એક ગોદડી, (ઘ) બે તકિયા જેમાં રૂ અથવા કપડાંનાં ચીંથરાં નહિ પણ ખજૂરનાં પાતરાં ભરેલાં હતાં અને (ચ) પાણી ભરવાનું એક વાસણ. બસ!

લગ્ન અને એવા બીજા પ્રસંગોએ ઘર ફૂંકી તમાશો જોનારા મુસલમાન ભાઇઓને પૂછવાની હું પરવાનગી લઇશ કે, શું આંખો ઉઘાડી તમે તમારા પયગમ્બર (સલ૦)ની વહાલી પુત્રીના લગ્નનું ઉપલું વર્ણન વાંચ્યું? હું તમને પૂછવા માગું છું કે, તે નામદાર જો ચાહત તો માંગી તાગીને લગ્નની ધામધૂમ શું ન કરી શકત? શું તે નામદાર જો ઇચ્છત તો, તેમના અનુયાયીઓમાંથી તેમને કરજ આપનારાઓ કંઈ થોડા હતા? અને આ ભલી બેટીએ પોતાના પિતાને કંઇ પણ ફરિયાદ કરી કે, આ કેવી જાતનાં લગ્ન કરવામાં આવે છે?

પણ શું આ લગ્ન કેવળ મુસલમાનોનેજ માટે ધડારૂપ છે? શું આખી દુનિયાનાં માતા-પિતાઓ એના ઉપરથી ધડો લઇ શકતાં નથી? શું આ કરતાં બીજાં વધારે સાદાં લગ્ન જગતના કોઇ પણ દેશના ઇતિહાસમાંથી બતાવી શકશો? શું આ કહેવામાં સહેજે અતિશયોક્તિભર્યું છે કે અમારા પયગમ્બર (સલ૦)ની પુત્રીનું સાદું જીવન કેવળ મુસ્લિમ અબળાઓ માટેજ મનન કરવા યોગ્ય છે? એ પ્રમાણે કહેવું તે તો ખચિતજ ન્યાયથી

વેગળુંજ લેખાશે.

લગ્ન પછી એકજ વરસમાં હ૦ ફાતિમા એક પુત્રનાં માતા થયાં, એટલે હી૦ સ૦ ૩ માં હઝરત ઈમામ હસન જન્મ્યા એજ સમયે તેમને એક "ફિઝઆ" નામની દાસી તેમના પિતા તરફથી ઘરના કામકાજ માટે મળી. હવે આપણે જોઈએ કે, આ દાસી સાથે હ૦ ફાતિમા (સ. અ.) કેવી વર્તણુંક ચલાવતાં હતાં? સઘળા ઇતિહાસકર્તાઓ એકમત છે કે, હ૦ ફાતિમાએ ઘરનાં કામોની સરખી વહેંચણી કરી હતી. એટલે એક દિવસ તેઓ પોતે રાંધતાં હતાં અને બીજા દિવસે દાસી રાંધવાનું કામ કરતી હતી; એક દિવસ તેઓ પોતે ચક્કી પીસતાં હતાં અને બીજા દિવસે ફિઝઆને એ કામ કરવું પડતું.

હ૦ પયગમ્બરનાં આ વહાલાં બેટીને ઘરના કામકાજ ઉપરાંત પોતાનું ઘર ચલાવવા માટે બહારની મજૂરી પણ કરવી પડતી હતી. ઘણું કરીને તો તેઓ ચરખો ચલાવતાં હતાં. તેમના ભરથાર એટલે હ૦ અલી ઉન લઈ આવતા હતા, જે હ૦ ફાતિમા અને તેમનાં દાસી ફિઝઆ વારાફરતી કાંતતાં હતાં અને તેની જે આવક થતી હતી તેનાથીજ ઘર ચાલતું હતું. એમાંથીજ ગરીબો, ભૂખ્યાઓ અને નિરાધારોને દાન અપાતું હતું, જેના વર્ણનથી ઇસ્લામી ઇતિહાસનાં પાનાં ભરપૂર છે.

ઘરમાં તો આવી સ્થિતિ હતી; હવે બહારની વાત સાંભળો. હ૦ ફાતિમાના ભરથાર હ૦ અલી મોટે ભાગે તો લડાઈમાંજ રોકાએલા રહેતા હતા. લડાઈથી છૂટા થઈને જ્યારે તેઓ ઘેર આવતા હતા, ત્યારે મહેનત મજુરી કરી, તેઓ પોતાનું ઘર ચલાવતા હતા! તમે જાણો છો કે, તે મહેનત મજૂરી કેવા પ્રકારની હતી? વાંચોઃ— તેઓ લોકોનો બોજો ઉંચકતા હતા—પાણી ભરતા હતા! ખેડુતોનાં ખેતરોમાં પાણી સીંપતા હતા! લોકોનું પરચુરણ કામ કરી આપતા હતા. વળી આ કામોથી પરવારી

રહીને તેઓ પોતાના ઘરનું બીજું કામ પણ કરતા હતા. દાખલા તરીકે બચ્ચાંઓને રમાડતા હતા, પાણી ભરી લાવતા હતા અને જરૂર પડતી હતી તો, હ૦ પયગમ્બરના જોડા પણ ટાંકતા હતા !'

ઈસ્લામના નામ ઉપર મરી ફીટનારાઓ ! કહો, અને ઇન્સાફથી કહો કે આ સાદાં જીવનચરિત્રો ઉપરથી તમે કાંઇ ધડો લેશો કે નહિ ? હું ખાત્રીપૂર્વક કહું છું કે, તમે જો તેવુંજ સાદું જીવન પસાર કરો, જે તમારા આ વડીલોએ પસાર કર્યું છે તો તમારી દુનિયા તો શું પણ દીન પણ સુધરી જાય ! અને હવે આ લેખના દરેક વાંચનારને ભલે તે જ્ઞાતિ અને ધર્મ સાથે સંબંધ કેમ ધરાવતો ન હોય પરંતુ એક સાદો સવાલ આ ઉપરથી પૂછવા માગું છું કે, શું આ પવિત્ર વ્યક્તિઓએ કેવળ પોતાના અનુયાયીઓ એટલે મુસલમાનો માટેજ તેમના પાક અને પવિત્ર જીવનના આ કાર્યસાધક દાખલાઓ બેસાડયા છે ? શું જગત માટે તેમના જીવનમાંથી કાંઇ પણ શીખવાનું અને વિચાર કરવાનું મળતું નથી ?

હઝરત ફાતિમા (સ. અ.) તેમના લગ્ન પછી કેવળ નવ વરસજ સંસારસુખ ભોગવવા પામ્યાં. આ મુદતમાં તેમને ત્યાં ત્રણ પુત્રો અને ત્રણ ચાર પુત્રીઓ થઇ. તેમના બે પુત્રો હસન (અ૦ સ૦) અને હુસેન (અ૦ સ૦) એ જે નામના મેળવી તે પ્રલયકાળ સુધી જળવાઇ રહેશે. મુખ્ય કરીને તેમના નાના પુત્ર હ૦ ઈમામ હુસેન 'હીરો ઓફ કરબલા'ના યાદગાર બલિદાન માટે ઇસ્લામીઓ તો શું પણ સઘળી કોમોને માન્ય છે. હઝરત ફાતિમા પોતાના પિતાના સ્વર્ગવાસથી એટલાં તો શોકાધીન થયાં, કે તેઓ છ મહિનાની અંદરજ આ નાશકારક જગત છોડી ગયાં.

( તા. ૧૩-૧૦-૧૯૩૫ ના સાપ્તાહિક "મુંબઇ સમાચાર"માંથી )



# ३–कविवर उमर

( લેખકઃ—શ્રીયુત મહેશપ્રસાદ )

અરબ મેં બહુત લોગ બડે શૂરવીર હુએ હૈં, કિન્તુ જિન લોગોં ને વિશેષ રૂપ સે કીર્તિ પ્રાપ્ત કી હૈ ઉનમેં સે એક ઉમર નામક વહ વ્યક્તિ હૈ જો માદીકરબ કે પુત્ર થે. ઇસી કારણ યે ઉમર બિન માદીકરબ કે નામ સે હી અધિક પ્રસિદ્ધ હૈ. યે તલવાર કે ધની હોને કે સિવા ઘોડે કે એક અચ્છે સવાર ભી થે. પહલે યે અપના જીવન લૂટ–માર પર વ્યતીત કરતે થે. બહુધા બછડે માર કર ખાયા કરતે થે. ભોજન પશ્ચાત્ એક મશકભર મદિરા પી જાયા કરતે થે. ઇસ પ્રકાર ખાને–પીને કે કારણ ઇનકા નામ ' અબૂસૈર ' અર્થાત્ ' બૈલકા બાપ ' પડ ગયા થા.

ઇન્હોંને સ્વયં હજરત મુહમ્મદ સાહબ કે હાથોં મુસલમાન–ધર્મ કી દીક્ષા ગ્રહણ કી થી; કિન્તુ હજરત મુહમ્મદ સાહબ કી મૃત્યુ કે પશ્ચાત્ જો લોગ મુસલમાની ધર્મ–કર્મ સે વિમુખ હો ગયે થે ઉનમેંસે એક યે ભી થે. ઐસે લોગોં કો ઠીક કરને કે લિયે પહલે ખલીફા હજરત અબૂબકર સાહબ ને એક સેના ભેજી. યે લોગ પરાસ્ત હુએ. ઉમર કે કન્ધે પર તલવાર કા એક ઘાવ લગા, ઉસ પર ભી વે ભાગ નિકલે. ફિર મુસલમાનોં કી શક્તિ જબ બહુત હી પ્રબલ દેખી તબ પટ મુસલમાન હો ગયે. ઇતને પર ભી કૈદ કર કે ખલીફા કે પાસ ભેજે ગયે. ખલીફા ને ઇન્હેં બહુત બુરા–ભલા કહા. ઉસને લજ્જિત હો કર ક્ષમા ચાહી. ખલીફા ને ક્ષમા પ્રદાન કી

ઔર ફિર મુક્ત હોને કે પશ્ચાત્ સારી આયુપર્યંત મુસલમાન હી બને રહે ઔર ઐસે ઐસે કાર્ય કિયે કિ ઉનસે ઇસ્લામ કો બહુત લાભ હુઆ ઔર ઇનકી કીર્તિ ભી સદૈવ કે લિયે અમીટ હો ગઈ.

મુસલમાનોં કે દૂસરે ખલીફા હજરત ઉમર સાહબ (૬૩૪-૬૪૫) કે કાલ મેં ઇરાનિયોં કે સાથ બહુત સે યુદ્ધ હુએ થે. એક 'યુદ્ધ કાદસિયા' કે નામ સે પ્રસિદ્ધ હૈ. ઇસમેં ઉમર ને બડી વીરતા દિખલાઇ થી. એક ઐતિહાસક કહતા હૈ કિ એક અવસર પર ઉમર બર્છિયોં કે ઘાવોં સે ઘોર રૂપ સે આહત હો ગયે થે, તો ભી તલવાર મિયાન મેં ન કી ઔર પૈદલ હી બરાબર વાર પર વાર કરતે હી જાતે થે. ઇસી બીચ મેં એક ઇરાની સવાર આપકે સમ્મુખ આયા ઔર બડી વીરતા સે વાર કિયા. આપને મુડ કર ઉસકે ઘોડે કી પૂંછ પકડ લી. ઇરાની ને બહુતેરા જોર લગાયા, ઉસ પર ભી ઘોડા જગહ સે ન ટલ સકા. લાચાર હો કર સવાર ઉતર કર ભાગા. આપ ઝટ ઉસકે ઘોડે પર જા ડટે ઔર ફિર થોડી દેર કે લિયે રણક્ષેત્ર સે બાહર આ ગયે.

કુછ દેર તક બાહર દમ લેને કે બાદ આપ ફિર બઢે, ઉત્સાહ મે શત્રુઓં કી સેના મેં ઘુસ ગયે. ઘોડે પર સવાર હો કર ઐસા આક્રમણ કિયા કિ દુશ્મનોં કે છક્કે છૂટ ગયે. ઇરાનિયોં ને ઇનકે આક્રમણોં સે મજબૂર હો કર હાથી આગે કિયા ઔર ઉસકે દાયેં-બાયેં પૈદલ સૈનિક રક્ખે. ઐસા દેખ કર ઉમર ને ઘોડા છોડ દિયા, પૈદલ હી આગે બઢે, ઔર અપને સાથિયોં કો સંબોધન કર કે કહા—

મૈં સામને કે હાથી પર આક્રમણ કરતા હૂં. તુમ મેરે પીછે રહના; નહીં તો યદિ ઉમર બિન માદીકરબ મારા ગયા તો ફિર પૈદા ન હોગા.

યહ કહ કર ઇન્હોંને તલવાર હાથ મેં લિયે હુએ હાથી પર વાર કિયા. ઇરાનિયોં કે પૈદલ સૈનિક મુસલમાનોં પર ટૂટ પડે. બડા ધમાસાન યુદ્ધ હુઆ. અંત મેં ઈરાનિયોં કી બડી હાનિ હુઇ. ઉક્ત યુદ્ધ સે હી સંબંધ રખનેવાલી તથા અન્ય અવસરોં કી ભી ઔર બહુતસી ઘટનાયેં ઐસી હૈં જિનસે ઉમર કી શૂરતા કા પૂરા પરિચય મિલ જાતા હૈ.

## કાયર સે ભેંટ

મુસલમાનોં કે દૂસરે ખલીફા હજરત ઉમર સાહબ કે જમાને કી બાત હૈ કિ દરબાર મેં અનેક પ્રતિષ્ઠિત લોગ બૈઠે થે. પરસ્પર બાતેં હો રહી થીં. ઇતને મેં ખલીફા સાહબ ને ઉમર બિન માદીકરબ સે કહા કિ આપકે અનુભવ બહુતસી બાતોં મેં બહુત બઢે-ચઢે હૈં. બતલાઓ, અપને જીવન મેં સબસે અધિક કાયર, સબસે અધિક મક્કાર યા સબસે અધિક શૂરવીર કિસકો પાયા?

ઉમર બિન માદીકરબ કહને લગે:—મુઝે બહુતસે લોગોં સે મિલને-જુલને કા અવસર પડા હૈ; કિન્તુ કઇ ઘટનાયેં ઐસી હૈં જો સબસે પહલે મેરે સન્મુખ આ જાતી હૈં. પહલે જબ મેરા જીવન લૂટ-માર પર વ્યતીત હોતા થા, મેરે બલ તથા શક્તિ કી ઇતની અધિક ધૂમ થી કિ લોગ મેરા નામ સુન કર હિંમત હાર બૈઠતે થે. યહી કારણ થા કિ મૈં અપની લૂટ-માર મેં બહુત જ્યાદા સફલ હોતા થા; એક દિન મૈં ઈસી ઉદ્દેશ સે નિકલા થા, કિસીકો લૂટને કે ફેર મેં થા; ઉતને મેં દેખા કિ એક સ્થાન પર ઘોડા ખડા હૈ ઔર ઉસીકે બરાબર નેજા ગડા હૈ. નેજે કે સમીપ હી એક પુરુષ ભૂમિ પર બૈઠા હૈ. મૈં તુરંત ઝપટ કર ઉસ પુરુષ કે નિકટ પહૂઁચા ઔર કહા—"સંભલ જા, તેરા ઘાતક આ પહુંચા." વહ પૂછને લગા—"અચ્છા, બતાઓ કિ તુમ કૌન હો?" મૈંને ઉત્તર દિયા—"ઉમર બિન માદીકરબ જુબૈદી"—ઇતના સુનતા

થા કિ વહ પુરુષ પૃથ્વી પર અચેત હો કર ગિર પડા. દેખા તો ઉસકા જીવ શરીર કો ત્યાગ ચુકા થા. ઈસકી અપેક્ષા ઔર કૌનસા વ્યક્તિ અધિક કાયર હો સકતા હૈ ?

## મક્કાર સે ભેંટ

ઉમર ને કહા—"અબ મક્કાર કી બાત સુનિયે. એક બાર મૈં લૂટ-માર કે નિમિત્ત જા રહા થા. એક સ્થાન પર દેખા કિ નેજા ગડા હૈ. ઘોડા બંધા હૈ, ઔર એક વ્યક્તિ થોડી દૂર પર લઘુશંકા કર રહા હૈ. મૈંને તુરન્ત ઘોડે કો એડ લગાઇ ઔર ઉસકે સમીપ જા પહુંચા. ફિર ડપટ કર કહા—"સંભલ જા! તેરા ઘાતક આ પહુંચા." ઉસ અજનબી ને મેરા કુછ ખયાલ હી ન કિયા ઔર કહા—"ક્યા સચમુચ તુમ મુઝસે લડોગે ?" મૈંને કહા—(અજનબી સે) "અબ યહ સમઝ લે કિ યહ તલવાર તેરા કામ તમામ કિયા ચાહતી હૈ."

વહ બોલા—"અચ્છા ! તુમ્હારા નામ ક્યા હૈ ?"

મૈંને કહા—"ઉમર બિન માદીકરબ—ઉમર બિન માદીકરબ જુબૈદી."

વહ બોલા—"અહા ? તુમ હો ! યહ તો ભલમનસાહત નહીં હૈ."

મૈંને પૂછા—"ક્યોં ?"

વહ બોલા—"મૈં પૈદલ હૂં, તુમ ઘોડે પર સવાર હો. યદિ તુમ વીરતા કે સાથ લડના ચાહતે હો તો શપથ ખાઓ ઔર વચન દો કિ જબ તક મૈં ઘોડે પર સવાર ન હો જાઉં તુમ મુઝસે નહીં લડોગે."

યહ સુન કર મૈંને શપથ ખાઇ ઔર દૃઢતા કે સાથ પ્રતિજ્ઞા કી કિ જબ તક તુમ સવાર ન હો જાઓગે મૈં તુમ પર કદાપિ ન વાર કરૂંગા.

ઇસ પ્રકાર મુઝે વચનબદ્ધ કર વહ અજનબી ઘોડે

કે નિકટ આયા ઔર સર્વથા નિશ્ચિંત હો કર બૈઠ ગયા. યહ દેખ કર મૈંને કહા કિ યહ ક્યા ? અજનબી ને ઉત્તર દિયા કિ ન ઘોડે પર સવાર હૂંગા, ન લડાઈ કી નૌબત બજેગી. યદિ તુમ અપની પ્રતિજ્ઞા ભંગ કરોગે તો ઉસકે જિમ્મેવાર તુમ હો. યહ સુન કર મૈંને વિવશ હો કર ઉસકો છોડ દિયા. અપની રાહ લી. મેરા વિશ્વાસ હૈ કિ ઉસસે બઢ કર મક્કાર વ ચાલબાજ મુઝે અપને જીવન મેં મુઝે અન્ય કોઈ નહીં મિલા.

## એક વીરાંગના કા શૌર્ય

ઔર વીર, સો વહ મુઝે મિલા એક સ્ત્રી કે રૂપ મેં. લૂટ-માંર કે વિચાર સે મૈં એક જંગલ મેં ઘૂમ રહા થા. ચલતે ચલતે ઉસ સ્થાન પર પહુંચ ગયા, જહાં બહુધા લૂટ-ખસોટ કિયા કરતા થા; પરંતુ જબ વહાં કોઈ ન મિલા તબ થોડી દેર કે બાદ અપના ઘોડા દાયેં બાયેં દૌડાયા. ઇતને મેં દેખા કિ એક સુંદર નવયુવક ઘોડે પર સવાર મેરી ઓર આ રહા હૈ. પાસ પહુંચ કર ઉસને સલામ કિયા. મૈંને સલામ કા જવાબ દિયા ઔર ફિર પૂછા—"તુમ કૌન હો ?"

નવયુવક—'હારિસ બિન સાદ.'

મૈંને કહા—"હોશિયાર! તેરા ઘાતક આ પહુંચા."

નવયુવક—"અભાગે ! તૂ કૌન હૈ ?"

મૈંને કહા—"ઉમર બિન માદીકરબ જુબૈદી."

નવયુવક—"તૂ બડા નીચ ઔર તુચ્છ હૈ ! ઈશ્વર કી સૌગન્દ, મૈં તુઝે છોડ દેતા હૂં. ભલા તુઝ અધમ પર ક્યા નેજા ઉઠાઉં !"

નવયુવક કી ઐસી બાતેં સુન કર મૈં બડા લજ્જિત હુઆ, મેરે દુઃખ કી સીમા ન રહી. તો ભી કહા—

"ઇન બાતોં કો રહને દે ઔર સંભલ જા; ક્યોંકિ

તેરા ઘાતક મૈં હી હૂં. મૈં શપથ ખા કર કહતા હૂં કિ હમમેંસે એક હી ઇસ ક્ષેત્ર સે જીવિત બચ કર જા સકતા હૈ."

નવયુવક—"મૈં ફિર કહતા હૂં કિ અપની જાન લે કર જા. મૈં ઉસ ઘરાને કા હૂં જિસકે કિસી વ્યક્તિ પર કભી કોઇ વિજયી નહીં હુઆ."

મૈંને કહા—"મૈં ભી ઐસા હી હૂં."

નવયુવક—"અચ્છા બતલાઓ! તુમ્હેં ક્યા સ્વીકાર હૈ? પહલે મૈં વાર કરૂં યા તુમ વાર કરોગે?"

મૈંને કહા—"મૈં હી પહલે વાર કરતા હૂં. સંભલો!"

યહ કહ કર મૈંને ઉસ પર નેજે સે વાર કિયા. મુઝકો વિશ્વાસ થા કિ નેજા અવશ્ય ઉસ નવયુવક કા કામ તમામ કર દેગા; કિન્તુ મુઝકો બડા અચંભા હુઆ કિ ઉસ નવયુવક ને વાર કો બડી સફાઇ સે બચા લીયા ઔર ફિર તુરન્ત હી અપને નેજે સે વાર કિયા. મેરે સિર કો હલકે હાથ સે કોંચ દિયા ઔર કહા—"ઉમર! યહ પહલા વાર હૈ. યદિ મૈં તુઝ ઐસે તુચ્છ વ્યક્તિ કો કતલ કરના અપની બેઇજ્જતી ન સમઝતા તો નિઃસંદેહ મૈં તુઝે મૃત્યુ કે ઘાટ ઉતાર દેતા."

ઉસ નવયુવક કી બાતોં કી ચોટ સે મુઝકો અત્યંત દુઃખ હુઆ. અબ જીવન-મરણ કા પ્રશ્ન ઉપસ્થિત હો ગયા. ઝુંઝેલા કર મૈંને કહા—ખુદા કી કસમ! યહ ન હોગા કિ દોનોં જીવિત જાયં. હમમેંસે કેવલ એક હી જીવિત બચેગા. યહ સુન કર નવયુવક ને ફિર પૂછા—અબ ક્યા સ્વીકાર હૈ? પહલે મૈં વાર કરૂં યા તુમ કરોગે? ફિર વહી પહલે જૈસા ઉત્તર દે કર મૈંને ઝટ વાર કિયા. મુઝકો વિશ્વાસ થા કિ નવયુવક પર ઇસ વાર નેજા કામ કર જાયગા; કિન્તુ ઉસ નવયુવક ને ફિર અપને આપકો બચા કર ઝટ મેરે સિર કો ભાલે સે કોચતે હુએ કહા—"યહ દૂસરા અવસર હૈ." યહ હાલ દેખ કર મુઝકો

બહુત હી ખેદ હુઆ; કિન્તુ ફિર તીસરી બાર વાર કરને કો ઉદ્યત હુઆ. ઇસ બાર મેરે ભાલે કે વાર કો ખાલી દેતે સમય વહ નવયુવક પૃથ્વી પર આ પડા. મૈંને સમઝા કિ અબ વહ મેરે કાબૂ મેં આ જાયગા; કિન્તુ વહ ઝટપટ ફિર ઘોડે પર જા ડટા ઔર ફિર નેજે સે મેરે સિર કો કોંચતે હુએ જોર સે કહા-"યહ તીસરા અવસર હૈ. મૈં તુઝે નીચ સમઝ કર છોડ દેતા હૂં."

મૈંને કહા—તૂ મુઝે મત છોડ. માર ડાલ તા કિ અરબ કે સવારોં કો મેરે પતન કા પતા ન લગે.

નવયુવક—હે ઉમર ! કસૂર તીન હી બાર માફ કિયે જાતે હૈં. યદિ ચૌથી બાર વિજયી હુઆ તો નિસ્સંદેહ તુઝે જીવિત ન છોડૂંગા.

યહ સુન કર મુઝકો બડા ભય હુઆ. અબ મુકાબિલે કા સાહસ ન રહા. નિરાશ હો કર મૈંને કહાઃ—આપસે કુછ કહના હૈ.

નવયુવક—ક્યા હૈ ?

મૈંને કહા—મૈં આપકે સાથ રહના ચાહતા હૂં.

નવયુવક—તુમ મેરે સાથ રહને કે યોગ્ય નહીં.

અબ મેરે દુઃખ કી કોઈ સીમા ન રહી. બડા દુઃખ હુઆ, કિન્તુ મેરે હઠ કરને સે ઉસ નવયુવક ને કહા—

"ક્યા તુમ્હેં પતા હૈ કિ મૈં કહાં જા રહા હૂં ?"

મૈંને કહા—"ખુદા કી કસમ, મુઝે કુછ ભી પતા નહીં."

નવયુવક—"મૈં મૃત્યુ કો અપની આંખોં કે સન્મુખ દેખ રહા હૂં ઔર ઉસીકે મુખ મેં જા રહા હૂં."

મૈંને—"અચ્છા ! મૈં ભી મૃત્યુ કે મુખ મેં ચલૂંગા."

નવયુવક—"તબ ચલો."

અબ હમ દોનોં ઉસ સ્થાન સે ચલે. સારા દિન બીત ગયા. થોડી રાત બીતને પર હમ એક સમુદાય કે નિકટ પહુંચે. વહાં ઉસ નવયુવક ને કહા—હે ઉમર! મેરી મૃત્યુ ઇસી સમુદાય મેં હૈ. અબ દો સૂરતેં હૈં. ચાહે તુમ મેરા ઘોડા થામો ઔર મૈં ઇસ સમુદાય મેં જા કર અપની ઇચ્છા પૂર્ણ કર આઊં; અથવા મૈં તુમ્હારા ઘોડા થામતા હૂં, તુમ મેરા કાર્ય કર આઓ. ઉમર ને ઉત્તર દિયા કિ આપ હી જાઇએ. મૈં બિલકુલ અપરિચિત હૂં. યહ સુન કર ઉસને અપને ઘોડે કી લગામ મુઝકો પકડા દી ઔર ઉસ સમુદાય કે એક ખેમેં કી ઓર ગયા. ફિર વહાં સે એક રૂપવતી કો અપને સાથ લાયા. ઉસે એક ઊંટની પર સવાર કિયા ઔર ફિર ઉમર સે કહા—

"હે ઉમર! અબ તુમ ઊંટની કી નકેલ પકડ કર ચલો ઔર મૈં તુમ્હારા રક્ષક બનૂં; અથવા તુમ રક્ષક હો કર ચલો ઔર મૈં નકેલ પકડૂં."

મૈંને કહા—"મૈં ઊંટની કો લે કર ચલૂંગા, આપ મેરી રક્ષા કરતે ચલેં."

ઉસ નવયુવક ને ઊંટની કી નકેલ મેરે હાથ મેં દી. હમ વહાં સે ચલ પડે. ચલતે ચલતે જબ સબેરા હુઆ, નવયુવક ને મુઝસે કહા કિ મુડ કર દેખો તો કોઇ આ તો નહીં રહા હૈ? ઇસ પર મૈંને ફિર કર દેખા તો પતા ચલા કિ કઈ લોગ ઊંટોં પર સવાર લપકે ચલે આ રહે હૈં. યહ દેખ કર મૈંને કહા કિ કુછ લોગ ઊંટોં પર સવાર હો કર આ રહે હૈં. નવયુવક ને અબ જલદી જલદી ચલને કે લિયે કહા, કિન્તુ સાથ હી પૂછા કિ દેખો તો કિતને હૈં? મૈંને દેખ કર કહા કિ ચાર-પાંચ હૈં.

નવયુવક ને કહા—'અચ્છા બઢે ચલો' ઔર સ્વયં ઠહર કર ઊંટોં કે પૈરોં કી આહટ લેને લગા. જબ દેખા કિ વે લોગ નિકટ આ ગયે હૈં તબ મુઝસે કહા—ઉમર!

તુમ રાસ્તા છોડ્ દો. દાઈં ઔર જા કર રુકો ઔર ઘોડે ઔર ઊંટ કા મુંહ રાસ્તા કી ઓર રક્ખો. મૈંને વૈસા હી કિયા, ઔર વહ નવયુવક બાઈં ઔર ઠહર ગયા. ઇતને મેં હી વે લોગ ભી આ પહુંચે. કુલ તીન થે. એક બૂઢા, વહ લડકી કા પિતા થા ઔર બાકી દો નવયુવક થે વે લડકી કે ભાઈ. બૂઢે ને ઉસ નવયુવક સે કહા કિ મેરી લડકી મેરે હવાલે કરો. ઉસ નવયુવક ને ઉત્તર દિયા–ઐસા તો નહીં હોગા, ક્યોંકિ મૈં લડકી કો વાપસ દેને કે લિયે નહીં લે આયા હૂં. બૂઢે ને યહ ઉત્તર પા કર અપને એક પુત્ર કી ઔર સંકેત કિયા કિ તુમ ઇસકા મુકાબિલા કરો. વહ લડકા અપના નેજા લે કર તૈયાર હો ગયા, કિન્તુ ઉસ નવયુવક ને ઉસ પર ઐસા વાર કિયા કિ ઉસકા નેજા ઉસકી પીઠ તોડ કર નિકલ ગયા. ઇસકે પશ્ચાત્ દૂસરા પુત્ર ભી મુકાબિલે મેં આયા; કિન્તુ ઉસકા ભી કામ એક હી વાર મેં તમામ હો ગયા. અબ અંત મેં બૂઢે ને કહા કિ ભલાઇ ઇસીમેં હૈ કિ લડકી મુઝે વાપસ દે દો. ઉસ નવયુવક ને ફિર યહી કહા કિ યહ બાત સંભવ નહીં હૈ. મૈં લડકી કો વાપસ દેને કે લિયે નહીં લાયા હૂં.

ઉસ નવયુવક કા ઐસા ઉત્તર પા કર બૂઢે ને કહા–

"અચ્છા, તુમને દોનોં લડકોં કો તો માર લિયા હૈ. અબ મૈં એક બૂઢા કમજોર રહ ગયા હૂં. યદિ મુઝસે ભી મુકાબિલા કરના હૈ તો હમ દોનોં ઘોડે સે ઉતર પડેં ઔર પરસ્પર યહ ઠાન લેં કિ હમ દોનોં એક વાર કરેં. જિસકા વાર પૂરા ન પડે ઔર એક હી વાર મેં દૂસરે કા કામ તમામ ન કર દે તો ઉસકા ખૂન ઉસકે શત્રુ કે લિયે માફ રહે. યદિ તેરી તલવાર મેરા કામ તમામ ન કરે તો મૈં તુઝે માર ડાલૂં ઔર યદિ મેરી એક તલવાર તેરા કામ તમામ ન કર સકે તો તૂ મુઝે નિઃસંદેહ માર ડાલ."

વહ નવયુવક ઐસા સુનતે હી ઝટ ઘોડે સે ઉતર પડા. ઉસને કહા–"મુઝે યહ શર્ત મંજૂર હૈ. આપ વાર બચાઇએ." યહ કહ કર નવયુવક ને તલવાર ઉંચી કી ઔર ઇસ વિચાર મેં હુઆ કિ અપને વૃદ્ધ શત્રુ કે દો ટુકડે કર ડાલે. ઇતનેમેં ઉસ વૃદ્ધ ને અપના નેજા નવયુવક કે પેટ મેં મારા કિન્તુ ઇધર નવયુવક કે પેટ મેં નેજે કે વાર કા હોના હી થા કિ ઉસી દમ વૃદ્ધ કે સિર પર નવયુવક કી તલવાર પડી. દોનોં એકદમ ગિર પડે ઔર થોડી હી દેર મેં દોનોં કા પ્રાણાન્ત હો ગયા. ઇસ દશ્ય કા મુઝ પર ગહરા પ્રભાવ પડા.

મૈં ઔર ઉક્ત યુવતી હી અબ જીવિત બચે થે. સમીપ મેં અન્ય કોઇ ન થા. મૈંને સારા સામાન ઉટોં પર લાદા ઔર ઉસ યુવતી કે ઉંટ કી નકેલ પકડ કર વહાંસે ચલ પડા. પરંતુ મેરે ઐસે કરને પર ઉસ યુવતી ને પૂછા–" મુઝે કહાં લે ચલે ? મૈં તુમ્હારે લિયે નહીં હૂં ઔર ન તુમ મેરે યોગ્ય હો." મૈંને ઉત્તર દિયા–"ઇસ સમય ચુપ રહો. બાતોં કા અવસર નહીં હૈ." યુવતી ને કહા–"નહીં, ઐસા નહીં હો સકતા. યદિ મેરે પતિ બનના ચાહતે હો તો એક નેજા ઔર એક તલવાર મેરે હાથ મેં દો. યદિ તુમ મુઝ પર કાબૂ પા જાઓ તો મૈં તુમ્હારી હૂં, નહીં તો મૈં તુમકો માર ડાલૂંગી." મૈંને ઉસકે કુટુંબિયોં કી વીરતા અપને આંખોં સે દેખી થી. મુઝ પર ઉનકી વીરતા કા ગહરા પ્રભાવ પડા થા. ઇસ કારણ મુઝ ઐસે વીર કા ભી સાહસ ન હુઆ કિ ઉસ યુવતી કે હાથ મેં શસ્ત્ર દે. ઇસ લિયે ટાલ–મટોલ કર કે કહા–"અચ્છા, અબ ઇસ સમય ચલી ચલો." યુવતી ને કહા–"ઐસા કદાપિ નહીં હો સકતા." ઇતના કહને કે પશ્ચાત્ હી વહ ઝટ ઊંટ પર સે પૃથ્વી પર કૂદ પડી ઔર લપક કર મેરા નેજા પકડ લિયા. મુઝે અપને આપકો સંભાલને કા કાફી અવસર ભી ન મિલા, ઔર વહ યુવતી ઝટ નેજા લે કર પીછે હટી ઔર બોલી—"સંભલ ! " ઐસે અવસર પર મૈં

કુતીં સે તલવાર ન નિકાલ લેતા તો મેરા કામ હી તમામ હો જાતા.–મેરા પહલે યહ વિચાર ન થા કિ મૈં ઉસ પર આક્રમણ કરૂં, કિંતુ જબ મૈંને દેખા કિ વહ મુઝે માર હી ડાલના ચાહતી હૈ ઔર ઉસકા નેજા કઇ બાર મુઝ પર અસર ભી કર ચુકા હૈ તબ મૈંને બડી ચતુરાઈ કે સાથ ઉસકા મુકાબિલા કિયા–યહાં તક કિ વહ બહુત ઘાયલ હો કર ગિર પડી ઔર થોડી દેર કે બાદ મર ગઇ. મૈં ઉસ વીરાંગના કી સૂરત કદાપિ નહીં ભૂલ સકતા. ઉસકા સુંદર મુખ ખૂન સે લથ–પથ દેખ કર મેરા કલેજા ફટને લગા થા. અપને વિચાર સે મૈંને અપને જીવન મેં આજ તક ઉસ કુંવારી વીરાંગના સે બઢ કર શૂરવીર કિસી અન્ય કો નહીં પાયા.

## કવિતા મેં જોર

ઉમર કેવલ તલવાર કે હી ધની ન થે, બલ્કિ ઉચ્ચ કોટિ કે એક કવિ ભી થે. 'દિવાન હમાસઃ' અરબી કવિતાઓં કા એક અપૂર્વ સંગ્રહ હૈ. ઉસમેં ઉમર કી કઈ કવિતાયેં હૈં. વે ઇસ વીર કે કવિત્વ કો ભલી ભાંતિ દર્શાતી હૈ. ઉન્હીંમેંસે એક કા ભાવાર્થ યહાં દિયા જાતા હૈઃ–

સ્મરણ રહે કિ મનુષ્ય કી શોભા વસ્ત્ર સે નહીં હુઆ કરતી. ચાહે ઉસકો યમન–દેશ કી ધારીદાર બઢિયા ચાદર હી કયોં ન ઓઢા દી જાય.

નિઃસન્દેહ કુલ ઔર ગુણ સે મનુષ્ય કી શોભા હોતી હૈ, ઔર ઇન્હીંસે મનુષ્ય શ્રેષ્ઠ હોતા હૈ.

કાલ કી આપદાઓં કે લિયે મૈંને લંબી–ચૌડી જિરહ બના રકખી હૈ ઔર બહુત ભાગનેવાલા ઘોડા તૈયાર કર રકખા હૈ.

મેરે પાસ એક અચ્છા ઘોડા હૈ, ઔર સાથ હી ઉસકે એક ઐસી તેજ તલવાર હૈ જો ખોદ ઔર ઘની બુની હુઈ જિરહ કો સીધી ચીર ડાલતી હૈ.

નિઃસંદેહ મુઝે વહ દિન માલૂમ હો ગયા, જિસ દિન કાબ ઔર નહદ ઘરાનેવાલો મે મૈં લડુંગા.

વે લોગ ઐસે હૈં કિ જબ અસ્ત્ર–શસ્ત્ર ધારણ કરતે હૈં, ઔર લડાઇવાલે કુરતે કે ઉપર જિરહ પહિનતે હૈં તબ ચીતોં કે સમાન પ્રતીત હોતે હૈં.

પ્રત્યેક મનુષ્ય લડાઇ કે દિન વહીં લે જાયા કરતા હૈ જો કિ ઉસને તૈયાર કર રક્ખા હૈ.

મેરે હોતે હુએ અન્ય મરે હુએ બહાદુરોં કી કુછ પરવા નહીં કી જાતી, ઔર મૈં અકેલા હી શત્રુઓં કે લિયે પર્યાપ્ત સમઝા જાતા હૂં.

જિસ પ્રકાર વીર કે જીવન કે નિમિત્ત રણક્ષેત્ર હી એક શોભાયમાન સ્થાન હૈ ઉસી પ્રકાર મૃત્યુ કે લિયે ભી રણક્ષેત્ર સે બઢ કર ઔર કોઇ સ્થાન નહી.

ઐસે હી કવિવર વીર ઉમર સન્ ૬૪૩ ઇ૦ મેં યરમૂક કે ઘોર યુદ્ધ મેં કામ આયે.

[હિંદી માસિક "સરસ્વતી" ના એક અંકમાથી]





# ४–उमर खय्याम

(લેખકઃ–શ્રી. મણિભાઇ જુલાભાઇ પટેલ, બી. એ.)

ઇરાની તત્ત્વજ્ઞાન અને સાહિત્યના અમર કલાકાર ‘હાફીઝ’ શાદી અને ફરીદુન અત્તારના કાવ્યજીવનમાં પ્રેમોર્મિઓની અજબ મસ્તી પ્રેરનાર, સાહિત્યની સોહામણી નૂતનતાથી ફીટઝરેલ્ડ જેવા યુરોપીય જનોને આકર્ષનાર, ઇસ્લામી કવિઓના તરવરતા સ્થૂલ વિલાસપ્રિય પ્રણયથી ભિન્નતર પુરુષને પ્રકૃતિનો, આત્માને પરમાત્માનો સાક્ષીભૂત સૂક્ષ્મ પ્રણય પ્રચારનાર, સુરા અને સાકી, માશુક અને બુલબુલના નામથી ઇશ્વરરૂપી ઇશ્કની ઘેલછા ગાઢી કરનાર, સૂફી તત્ત્વજ્ઞાની ઉમર ખય્યામનો જન્મ અગીઆરમી સદીના ઉત્તરભાગમાં અને બારમી સદીના પૂર્વભાગમાં થયો હોય એમ લાગે છે. તેમનુ મરણ ઇ. સ. ૧૦૯૦ અને ૧૧૨૬ ની મધ્યમાં થયાનુ એ. એચ. મીલર અનુમાન કરે છે. આ સમય જોતાં ઉમર એવા સમયે થઇ ગયો છે કે જે સમયે અંગ્રેજી ભાષાના કાવ્યજીવનનો જન્મ પણ નહોતો થયો. અંગ્રેજી ભાષાના કાવ્યજીવનનો જન્મ જ્યૉફ્રે ચૉસરથી થયો ગણાય, જ્યૉફ્રે ચૉસર ઇ. સ. ૧૩૪૦ થી ૧૪૦૦ માં થઇ ગયો છે. આ સમય જોતાં ઉમર જ્યૉફ્રેથી લગભગ ત્રણસો વર્ષ પૂર્વગામી કહેવાય. તે સમયે ગુજરાતી ભાષાના કાવ્યજીવનનો પણ જન્મ નહોતો. તે સમય અપભ્રંશ ભાષાનો મધ્યસમય કહી શકાય. જૂની ગુજરાતી ભાષાના ગ્રંથો પણ પંદરમા ને સોળમા સૈકામાં મળી આવે છે. આ સમય જોતા ભાલણ, ભીમ અને

પદ્મનાભના કરતાં ઉમર લગભગ ચારસો વર્ષના પૂર્વગામી કહેવાય. અસ્તુ. હવે ઉમરની રૂબાઇયાતો તરફ જરા દૃષ્ટિ કરીએ.

ઈશ્વરરૂપી ઈશ્કની અજબ મસ્તીથી ભરપૂર તેમની રૂબાઇયાતોનો વાસ સુંદરતાનાં સરોવરોમાં જ છે. તે વાંચતાં ઈશ્વરરૂપી ઈશ્કનો નશો ચઢે છે અને મન મસ્તીમાં મસ્ત બને છે. તે તેમની આઠમી, તેરમી અને પંચાવનમી રૂબાઇયાતોમાં કહે છે કે "ધર્મની કે બીજા જગતની મારે પરવા નથી, મને ફક્ત સુરાની જ (ઈશ્વરરૂપી પ્રેમની જ) પરવા છે; કારણ કે સુરાના (ઈશ્વરરૂપી પ્રેમના) ઘુંટડાથી આ અને પરલોક બન્ને મળે છે." માટે મારા પિપાસી ઓષ્ઠને આજે સુરા (ઈશ્વરરૂપી પ્રેમ) આપો, સુરા (ઈશ્વરરૂપી પ્રેમ) આપો અને મારા ફિક્કા ગાલોમાં ગુલાબની સુરખી ભરી દો. સુરાથી (ઈશ્વરરૂપી પ્રેમથી) જો મારા ઓષ્ઠ દિવસ ને રાત્રિ ભીંજાયેલા રહે, તો મારે વિશ્વમાં કે જગતમાં બીજા કોઇની પરવા નથી, બીજા કોઇની ઇચ્છા નથી.

ઉમરની સુરાની (ઈશ્વરરૂપી પ્રેમની) ઘેલછા, ગૌતમની નિર્વાણની ઘેલછા અને મિરાંની વ્રજલાલની ઘેલછાનુ ભાન કરાવે છે.

"પ્રેમની, પ્રેમની, પ્રેમની રે,
મને લાગી કટારી પ્રેમની રે;"
"ઘેલી થઇ રે, હુ તો ઘેલી થઇ,
વ્હાલા વ્રજલાલ વાસે હું તો ઘેલી થઇ."

અથવા તો

"મેરે તો ગિરધર ગોપાલ, દૂસરા ન કોઇ."

પ્રીતમદાસ પણ એવુંજ કવે છે–

"તનની પીડા ટળી મોહન મળતા,
મહારસ વ્યાપ્યો વેલા વળી, મોહન મળતા."

બ્રહ્માનંદ પણ એજ સૂર કાઢે છે કે—

"રે લગની તો હરિવરથી લાગી, મેં તનધનની આશા ત્યાગી રે."

દયારામ પણ ગોપીભાવે ભાખે છે કે–

"પ્રીતડીની રીત અતિ અટપટી, ઓધવજી છે પ્રીતડી ની રીત."

આંગ્લ કવિના (સ્વીનબર્નના) સ્વતંત્રતા વિષેના વિચાર પણ એજ રાહને અનુસરે છે. સ્વતંત્રતા સ્વીનબર્નનો આત્મા છે, પરમાત્મા છે.

ઉમરના રોમેરોમમાં જે બ્રહ્મરસ પ્રસરી રહ્યો છે તે તેમની "રૂબાઇયાતો"ના અભ્યાસીને જાણ થાય તેમ છે. ગિરધર ગોપાલની અદ્વૈતભાવની ભક્તિમાં જેવી મીરાંની તદ્રૂપતા ઝળકે છે, તેવીજ અદ્વૈતભાવની ભક્તિમાં ઉમરની માશુક કે બુલબુલ પ્રત્યેની અત્યંત ગંભીર બ્રહ્મતત્ત્વમાં લીન થયેલી તાદાત્મ્યતા દીપી નીકળે છે. ફેર માત્ર એટલોજ છે કે, મીરાં ગિરધર ગોપાલને "સખા" ભાવે ભજે છે અને ઉમર પરમાત્માને "સખી" ભાવે પૂજે છે. બન્નેય કામ, ક્રોધ, લોભ, મોહ, મદ અને મત્સર, જગતની સ્થૂલ વાસના અને વિકારોથી પર છે. બન્નેને શારીરિક ઉપભોગની અભિલાષા કે વાંચ્છના નથી, પરંતુ આત્મિક તૃપ્તિની વાંચ્છના છે–ઘેલછા છે. તેમની ઘેલછાને જો મસ્તીનું નામ આપીએ તો તે મસ્તી 'ઈશ્કે હકીકી' કે આધ્યાત્મિક પ્રેમની છે; અને 'ઈશ્કે મીજાઝી' કે ઐહિક પ્રેમની નથી. આવી અજબ મસ્તીમાં આવી અલૌકિક સ્નેહ સ્થિતિમાં–

द्वासुपर्णा सयुजा सखाया समानं वृक्षं परिषस्वजाते ।

એ ઉપનિષદ્ વાકયાનુસાર બે સુપંખાળાં આત્મસખાઓનાં સખ્ય ને સંલગ્નતા છે અને તેથી તે સાયુજ્યને 'આત્મલગ્ન' કહીએ તો તે અયોગ્ય નથી.

ઉમરની ઓગણસાઠમી અને એકસઠથી રૂબાઇયાતો તેમના "ઇશ્કે હકીકી" કે આધ્યાત્મિક પ્રેમની સાક્ષી

પૂરે છે. તે કહે છે કે "હે પ્રિયે! (હે પરમાત્મન્!) તારા બિમ્બાધરોને ચુંબવાનો કઇ શરતે અધિકાર છે તે કહે." સમય વીતાવવો નકામો છે, કારણ કે પદમાં સુંદર ધરા છે, ઉપર વાદળાંવાળું નભ છે. આ સમયે પરસ્પરને પ્રીતિથી મુગ્ધ કરવામાં તારા અને મારા જીવનનું સાર્થક્ય છે. આત્માના પરમાત્માની સાથે તદ્રૂપ થવાના તરવરાટ સિવાય અહીં બીજું શું જોવામાં આવે છે? જ્યાં 'ઇશ્કે મિજાઝી' કે ઐહિક પ્રેમનું નામનિશાન ન હોય, જ્યાં કામ, ક્રોધ, લોભ, મોહ, મદ અને મત્સર, વાસના કે વિકારનું અસ્તિત્વ પણ ન હોય ત્યાં 'ઇશ્કે હકીકી' કે આધ્યાત્મિક પ્રેમરસ સિવાય અન્ય શું ઝરે? તેમની સિત્તેર, એકસોને એકતાલીસ, બસોને એકત્રીસ અને બસો ને આડત્રીસમી રૂબાઇયાતોએ તો 'ઇશ્કે હકીકી' કે આધ્યાત્મિક પ્રેમની હદ જ વાળી નાખી છે. તેઓ કહે છે કે "હે માશુક! હે બુલબુલ! (હે પરમાત્મન્! હે ચિદ્‌ઘન!) જગતમાં પ્રાણથી અધિક વહાલું કોઇ નથી, પરંતુ હું તને પ્રતિજ્ઞાપૂર્વક કહું છું કે, તું મને પ્રાણથી પણ અધિક વહાલી છે. તારૂં ગૌરવયુક્ત વપુ જોઇ, તારા ચંદ્રના જેવાં સમુજ્જ્વળ અને અનુપમ પીનસ્તન જોઇ લોકો તારી પાછળ ઘેલા અને ગાંડા બને છે. તારા હૃદયરાજની અંદર કોઇ ભાગ્યશાળી મનુષ્યને કદી આસન મળે તો તે તારા વપુનો હક્કદાર બને; પછી તેને અન્ય લક્ષ્મીની શી જરૂર? અંતમાં તે કહે છે કે "હજારો તીર્થનું પુણ્ય અને હજારો આલમનાં ઐશ્વર્ય, કદી પણ પ્રેમીના (બ્રહ્મપ્રેમીના) અમૂલા દાન(બ્રહ્મપ્રાપ્તિ)ની કયારેય પણ કિંમત દઇ શકતાં નથી."

ક્યાંથી દઇ શકાય? એજ 'ઇશ્કે હકીકી' કે આધ્યાત્મિક પ્રેમથી પ્રેરાયલી મીરાંના ગિરધર ગોપાલની ભક્તિના અમૂલા દાનની કિંમત થઈ શકે તોજ ઉમરના માશુક કે બુલબુલ પ્રત્યેની ભક્તિના અમૂલા દાનની કિંમત થઇ શકે. અન્ય વિપર્યાયે આધ્યામિત્ક પ્રેમની મસ્તીનાં દષ્ટાંત

લયલા અને મજનૂ, શિરીન અને ફરહાદ તથા સત્યવાન્ અને સાવિત્રીના જીવનમાંથી શું નથી મળી આવતાં? શું તેમને ઐહિક પ્રેમની ઉપેક્ષાઓ હતી? જો તેમ હોય તો એક યા બીજાના મૃત્યુથી ઐહિક પ્રેમનો નાશ થાય છે, એક યા બીજાના મૃત્યુથી તેના શરીરનો નાશ થાય છે; પછી શરીરની સાથે રહેલો શારીરિક પ્રેમ ટકે જ ક્યાંથી? વસ્તુસ્થિતિ એમ છે કે, તેઓ શારીરિક પ્રેમથી આકર્ષાયાં નથી, પરંતુ આધ્યાત્મિક પ્રેમથી અન્યોઅન્ય સાથે સંકળાયેલાં છે, તેના અંગેજ એકના અંગેથી બીજાનું મૃત્યુ થાય છે, અથવા તો એકના મૃત્યુથી તેને સજીવ કરવા પ્રયાસો થાય છે. આવાં આધ્યાત્મિક પ્રેમીઓને મૃત્યુનાં બંધનો પણ શું કરી શકે? તેમનો પ્રેમ મૃત્યુનાં બંધનોથી મુક્ત થઇ કોઇ અવર દુનિયામાં ભવોભવનો સાથી થવા ચાલી નીકળ્યો છે. 'ઇશ્કે હકીકી' કે આધ્યાત્મિક પ્રેમનો મિજાજજ એવો અજબ હોય છે. તેવાજ આધ્યાત્મિક પ્રેમના મિજાજથી પ્રેરાઇને સાવિત્રીની માફક ઉમર પણ વિધિનાં વિધાનને તોડી નાખવાનો પ્રયાસ કરતો, ભાવિના ભાર્ગવ નિયમોને પણ ફેરવી નાખવાનો આગ્રહ અજમાવતો લખે છે કે 'હે પ્રિયે! (હે વિભુ! હે ચિત્સ્વરૂપ! હે સર્વશક્તિમાનના સર્વેશ પરમાત્મન્!) જો તું અને હું બન્ને સાથે મળીને વિધાતાના સામું કાવતું કરીએ તો આપણે તેની ભૂલો પકડી શકીએ, જગતના મૂળમાંથી ઉખેડીને ટુકડે ટુકડા કરી શકીએ અને હૃદયની ઇચ્છા મુજબ આપણે ફરીથી નવું જગત રચી શકીએ. અહીં પ્રશ્ન એ ઉપસ્થિત થાય છે કે જેને ઈશ્વર સાધ્ય હોય તેનાથી શું નથી થઇ શકતું?

હૃદયમાં ઉંડા ઉતરીને બુદ્ધિ–ચક્ષુથી જોતાં આપણને ઉમરનું કહેવું યથાર્થ લાગે છે. કેટલાક આંગ્લ કવિજનો પણ તેમનાં કાવ્યોમાં આવા જ આધ્યાત્મિક પ્રેમનો ઉલ્લેખ કરે છે. તેમણે પણ તેમની 'પ્રેમમૂર્તિ'ને 'પ્રભુની મૂર્તિ' કલ્પીને જ કાવ્યો લખ્યાં છે અને એવા

પ્રભુપ્રેમમાં મસ્ત બન્યા સિવાય પ્રેમનું યથેચ્છિત ગાઢું સ્વરૂપ આપી શકાયજ નહિ, એ નિર્વિવાદ છે.

દુનિયાથી દાઝેલા અને જમાનાથી જખ્મી થયેલા કોઈ આશાહીન યુવકની માફક અને જગતની જંજાળથી પર એવા કોઇ ત્યાગમૂર્તિ ભગવાન શંકર કે બુદ્ધની માફક, ઉમર ખય્યામે પણ જગત અને જગતના જનોની સાથે સમીપ સંબંધમાં આવવાની પોતાની રૂબાઇયાતોમાં સાફ ના પાડી છે. જગત દયાહીન છે, નિષ્ઠુર છે, કૃતઘ્ની છે, ઉપકારનો બદલો અપકારથી અને સારાનો બદલો નરસાથીજ વાળે છે, એવો એમને ચોક્કસ અનુભવ છે. તેથીજ તેઓ ઉપદેશે છે કેઃ—

"હે બંધુ ! આ ઝેરી જગતની અંદર વિરલ મિત્રો મળવા અતિ દુર્લભ છે. જગતના લોક ઉપલક જ મૈત્રી રાખે છે. હૃદયના ઉંડાણના ભાવથી તને ચાહનાર કોઇ-કજ હોય છે. એથી ઉલટું તું જેને દિલજાન મિત્ર ગણી બેઠો છે, તેનાથી તારે ચેતવું ઘટે છે. બુદ્ધિચક્ષુથી જોતાં, આત્માની આંખથી આલેખતાં, તને માલૂમ પડશે કે તેજ તારો ખરેખર વૈરી છે."

આગળ ચાલતાં તે કહે છે કે "હે સુભગ વીર ! આ જમાનો ફીતુરી છે, હળાહળ ઝેરથી ભરેલો છે, તેને બેધારી તલવાર છે; માટે તારે સાવચેતીથી—સાવધાનીથી રહેવું ઘટે છે, ગાફિલ કે ભોળા રહેવું યોગ્ય નથી. કદાચ તે તને ઉપર ઉપરનો પ્રેમ દેખાડે, વહાલ દેખાડે, ભાવ બતાવે અને તને મિઠાઇ આપે તો પણ તે તું ખાતો ના; કારણ કે તેમાં હળાહળ ઝેર ભેળવેલું છે."

આપણાં પ્રાકૃત ભજનોમાં પણ એવા જ સૂર છે—

"વારૂ મારા વીરા રે, ન કરીએ સંગ નીચનો હો જી,
આકડીઆના દૂધ રે લાગે અતિ ઉજળાં હો જી,
જેને પીધે તરત મૃત્યુ થાય—
વારૂ મારા વીરા રે, ન કરીએ સંગ નીચનો હો જી."

અને—

" માયા તણી શોભા જોઇને, ન પામો મોહ " વગેરે

જગત સ્વાર્થસાધુઓથી ભરપૂર છે. અનુભવની આંખે જોવાય તો આ બાબતનું રહસ્ય વધારે સ્પષ્ટ થાય.

સૂફી ધર્મના સિદ્ધાંતોમાં જુદો મત દર્શાવતા હોવા છતાં, ઉમર નિરીશ્વરવાદી હતા એમ માનતાં મન આંચકો ખાય છે. ઇશ્વિરના અસ્તિત્વની સંપૂર્ણ ખાત્રી થવાથી જ તેઓ ઉદ્ગાર કાઢે છે કેઃ–

" હે દયાસાગર ! કૃપાનિધે ! પરવરદિગાર ! દીન જનો પર અતિ બોજો-ભાર લાધવો તને યોગ્ય નથી. ભૂલેલા લોકને તારા હાથથી શિક્ષા કરવી ઘટતી નથી. બાષ્પરૂદ્ધ કંઠથી, અશ્રુભીનાં નયનથી હું તને પ્રાર્થું છું કે, મારી સર્વ આંતરગૂઢ વ્યથા તું દૂર કર ! દૂર કર ! "

આગળ ચાલતાં તે સ્તવે છે કેઃ–" હે પ્રભુ ! મારા પ્રાણ ને શક્તિ એ તારૂં દાન છે, મારાં કાય, મન અને આત્મા, એ સર્વ તારૂં ધન છે; આ મારો દેહ પણ તારો જ છે. આખા જગતમાં જ્યાં બધે તારૂંજ તારૂં છે, જ્યાં त्वमेव सर्वं मम देवदेव છે ત્યાં મારૂં શું હોય ? "

જો ઇશ્વરની અગાધ શક્તિનુ વિસ્મરણ ઉમરને થયુ હોય તો તેમનાથી આમ બોલાય જ નહિ, આમ લખાય જ નહિ. કારણ કે આંગ્લકવિ વર્ડ્ઝવર્થની માફક હૃદયને ખરુ લાગે તે જ લખવું એ જ એમનો મત હતો.

ઇશ્વરની મહાન શક્તિનો પુરાવો પૂરતાં તે આલેખે છે કે " અમર સાકી જ્યારે ભરેલા પાત્રમાં સુધા રેડે છે, ત્યારે તારા મારા જેવા કરોડો બુદ્દબુદ ઉદ્દભવીને પ્રવાહો દશ્ય થાય છે ને ઘડીમાં અદશ્ય થઈ જાય છે અને સાકીનુ પાત્ર ભરેલુ ને ભરેલુ રહે છે. " મહાન પ્રભુ સિવાય જગતમાં કાંઇ નથી, અને કાંઇ પણ કાર્ય તેની ઇચ્છા સિવાય બનતું નથી, એ ઉમરે સ્પષ્ટ જણા

છે. આવા ભક્તિભાવથી પ્રેરાઇને જ તેઓ કહે છે કે " હે મનુષ્ય ! આ જગતમાં જો કાંઈ તારાથી સારૂં કર્તવ્ય થાય તો તે તારી યુક્તિ કે બુદ્ધિથી થયું એમ માનીશ નહિ. અને કદાચ બૂરૂં કામ થયુ હોય તોપણ તારા વાંકથી, ગુન્હાથી કે અપરાધથી થયુ છે એમ ગણીશ નહિ; કારણ કે જગતનું શુભાશુભ–સારૂં નરસું તારી યુક્તિ કે બુદ્ધિથી કદી પણ થતું નથી. જગતનું શુભાશુભ કરવાની શક્તિ જગતકર્તા સિવાય અન્ય કોઇની નથી; માટે જ તું તારી જીંદગી એને અર્પણ કરીને મગ્ન માંહી મગ્ન રહે."

ઉમરનો આ ઇશ્વિરવાદ ઉપનિષદ્‌ના બ્રહ્મવાદ અને ભગવદ્‌ગીતાના કર્મબ્રહ્માર્પણવાદને બંધબેસતો છે. તેમાંઃ–

**सर्वधर्मान्परित्यज्य मामेकं शरणं व्रज ।**

**अहं त्वा सर्वपापेभ्यो मोक्षयिष्यामि मा शुचः ॥**

નો ગંભીર ભાવ દૃષ્ટિગોચર થાય છે. ઉમરના તત્ત્વજ્ઞાનનો મૂળ સૂર એ છે કે, મૃત્યુની પેલી પાર અંધકાર સિવાય કાંઇ જ નથી. આ વિકટ અને દુર્જ્ઞેય પ્રશ્નનું નિરાકરણ ન કરી શકવાથી વર્તમાન જ ફક્ત સત્ય છે, એમ આંગ્લ કવિ સ્વીનબર્નની માફક તે પકડી રહેલ છે. તે જન્મ–જન્માંતર અને પરકાલને માનતા ન હોવાથી જ હિંદુ ધર્મથી જુદા પડે છે, અન્યથા નહિ.

હવે ફક્ત એક જ બાબત કહેવાની બાકી રહે છે અને તે તેમના મૃત્યુની. ઉમર ખય્યામનું મૃત્યુ ઘણી જ શાંતિથી થયું હતું. શારીરિક વ્યથા ભોગવ્યા સિવાય એ મહાન નરનો આત્મા આ લોકને ત્યજી ગયો હતો. રાત્રે ઇશાની નમાઝ પઢયા પછી સીજદો કરતાં કરતાં પ્રાર્થના કરવા માંડી કે " હે ખુદા ! હે પરવરદિગાર ! તારૂં જ્ઞાન સંપાદન કરવામાં મારાથી જેટલું થઈ શકે તેટલું મેં કર્યું છે, છતાં તેમાં મારો કંઇ દોષ થયો હોય તો મને માફી બક્ષજે." આ પ્રાર્થનાના શબ્દો જીભ ઉપર હતા તેજ વખતે ઉમર ખય્યામનો આત્મા આ સ્થૂલ દેહને તજી

ગયો; તે આ નશ્વર શરીરથી વિખૂટો થઈ ગયો. આપણા ગુજરાતના સમર્થ સાક્ષર નવલરામનું મૃત્યુ પણ એવી જ ઉંચી કોટિનું હતું. નવલરામ પણ મરણકાળે બોલી ઉઠયા હતા કે "સચ્ચિદાનંદ ! દીનબંધુ ! દીનાનાથ ! તું જાણે છે કે મેં મારા જન્મપર્યંત કંઇ પણ એવું કાર્ય કર્યું નથી કે હું તારી કૃપાને પાત્ર ન થાઉં.... માટે ઓ પ્રભુ ! આ મારો હાથ પકડ !" એમ બોલી અંતરમાં પ્રાર્થના કરતાં કરતાં બોલી ઉઠયા કે "આનંદ ! આનંદ ! આથી તે વળી બીજો કયો આનંદ ?" વળી પાછું સ્તવન કરવા માંડયું. એ સ્તવનમાં ને સ્તવનમાં જમણો હાથ ઉંચો થયો અને પાછો પડયો, તેની સાથે ત્રણ આંચકા આવ્યા, અને દેહના બંધ છોડી છૂટનાર અદૃશ્ય થઇ ગયો.* આવા ધર્મપરાયણ નરવીરોનાં મરણ બીજાઓને એવાજ પ્રકારના મરણની અભિલાષા કરાવે એવાં સુંદર હતાં. ગુલાબનાં સુંદર ફૂલ જન્મ્યાં, ખીલ્યાં અને કાળે કરી કરમાઈ ગયાં, પરંતુ તેમની મધુરી સુગંધ પાછળ મૂકતાં ગયાં.

(તા. ૨૩–૧૦–૧૯૩૨ના "ગુજરાતી" ના દીપોત્સવી અંકમાંથી)



* રા. નવલરામના મૃત્યુનો કરુણાજનક અને ભાવનાભર્યો હેવાલ આપણા ગુજરાતના સમર્થ સાક્ષર રા. ગોવર્ધનરામે નવલ-ગ્રંથાવલીની પ્રસ્તાવનામાં આપ્યો છે.



# ५–अपूर्व आत्मत्यागी बाबर

(લેખકઃ-શ્રી. ધનશંકર હીરાશંકર ત્રિપાઠી)

ઇ૦ સ૦ ૧૫૩૦ની સાલમાં દિલ્હીના રાજમહેલમાં ભારે ગભરાટ ફેલાઇ રહ્યો હતો. માણસો બહાવરાં બહાવરાં અહીંથી તહીં ભટકવા લાગ્યાં. કોઇ કોઇને સીધો જવાબ દે નહિ; કોઇ કોઇની સાથે વાત કરતાં કરતાં આડાં અવળાં ગાભરાં વેણ બોલે અને આમ તેમ કાંઇ ને કાંઇ ચીજ લેવા દોડાદોડી કરી મૂકે.

એ બધું શું હતું ? શા કારણથી આ મૂંઝવણ દેખાતી હતી ? દિલ્હીના મોગલ શહેનશાહ બાબરનો ભલો શાહજાદો હુમાયૂ એકદમ બિમાર થઈ ગયો હતો. શાહી હકીમ આવી લાગ્યા હતા, પરંતુ શાહજાદાનું દર્દ જોઇને તેઓ સર્વે ભારે ગંભીર મુખમુદ્રા ધારણ કરી રહ્યા હતા. બીજા હકીમોની ખોજ થતી હતી. શાહજાદો બિમારીમાં લવારી કરતાં કાંઈ માગે તો તે લેવા માટે નોકરોની દોડાદોડી થઇ રહી હતી અને તેથી શાહી મહેલમાં ગભરાટ વધી પડયો હતો. એ ગભરાટમાં વધારે તરખાટ તો માણસોનાં કુળાં દિલથી ભર્યો હતો. સૌ કોઇને એમ ભાસતું હતું કે "મરતાને પણ મેર ન કહે" એવો શાંત, દાન્ત, દાનો અને દિલસોઝ શાહજાદો શું હવે આ દુનિયા છોડી જશે ? સૌ કોઈનાં દિલ ક્રૂર કાળના ભયંકર ભણકારા સાંભળી ધ્રૂજી ઉઠતાં હતાં અને સૌ કોઇ મુંઝાઇને રડું રડું થઇ રહેલા ચહેરાઓ સાથે ફરતાં, વાત કરતાં કયાં જવું, શું લેવું, શું બોલવું વગેરે ચૂકી જતાં હતાં.

દિલ્હીના શાહી મહેલની મખમલથી મઢેલી દિવાલો અને સોનારૂપાનાં વિરામાસનોથી માંડીને કંગાલ મુફલિસો-નાં તૂટયાં ફુટયાં ગંદાં ગોબડાં ઝૂંપડાંઓ સુધી શાહજાદો હુમાયૂ સૌનો પ્યારો હતો. શું ઇસાઈ કે શું યહૂદી, શું ઈસ્લામી કે શું હિંદુ, શું ચમાર કે શું ભંગી, શું વણકર કે શું કારખાનાદાર—હરેક વર્ગમાં અને હરેક ધર્મપંથમાં શાહજાદા હુમાયૂને માટે એક પણ ખરાબ વેણ કાઢનાર કોઇ પણ આસામી—રે એક પણ બચ્ચુંયે મળી આવે નહિ; કેમકે સૌનો એ દિલાવર દોસ્ત હતો; સૌનો એ ભલો આશના હતો; સૌને માટે પોતાનાથી બની શકતી ભલાઇ કરવામાં પછાત ન પડે એવી પ્રકૃતિનો હતો.

પરિણામે જ્યારે હુમાયૂની માંદગીની વાત શાહી દિવાલો ભેદીને બહાર પડી ત્યારે ચોગરદમ દિલગીરીનો સન્નાટો છવાઇ રહ્યોઃ "હાય ! એ નેકદિલ નરમણિને-આઝારએ કાં સતાવ્યો ?" આવો પ્રશ્ન હરકોઇ પૂછી રહ્યું.

બાદશાહ બાબરે એ વખતે દૂર દરાજથી પણ કોઇ ઉસ્તાદ હકીમો હોય તો તેઓને બોલાવી મંગાવવા હુકમ આપી દીધો અને એ મુજબ, શાહી હકીમની સલાહથી જુદે જુદે સ્થળે શાહી સ્વારો દોડાવવામાં આવ્યા.

બિમારીની ગતિ અજબ છે. તેને માટે કહેવાય છે કે, તે આવે હાથીના વેગે અને જાય કીડીના વેગે. બિમા-રીના હાથીના વેગમાં આદમી ચગદાઇ જવાની દહેશત રહે છે. બિમારીના હાથીના વેગમાં આદમી ખૂબ ઘાયલ થઇ જવાની બીક રહે છે અને એમાંથી કુદરતની કૃપા હોય તો બચી જવાની પણ આશા રહે છે. પણ ભાવિના ગર્ભમાં નહિ પેસી શકેલો માનવી, ઈશ્વરેચ્છા શું હશે, એ નહિ જાણી શકનારો આદમ, આફતનો એક અંજામ તો જરૂર સમજે છે અને તે એ કે, એ પોતે અને એનું કુટુંબ કમનસીબના અંધારા ઓળામાં સપડાયું છે.

બાદશાહ બાબરે આથી પોતાના શાહી કુટુંબની

હવે કમનસીબી કલ્પી લીધી, ને શાહજાદો આખી સલ્તનતનો પ્યારો છે, તે શું એના પિદરને પ્યારો ન હોય ! આહ ! એ તો એની આંખોનું નૂર છે, એના દિલની ઉમેદોનો કિલ્લો છે, એના હાથ અને પગ છે. બાદશાહને બીજા બે બેટાઓ કરતાં હુમાયૂ પર અપ્રતિમ હેત હતું. એણે આથી કંઇ કંઇ બાધા–આખડીઓ રાખી. ઇશ્વર જો હુમાયૂને માંદગીમાંથી ઉગારે, તો ઇશ્વરને આમ રાજી કરું ને તેમ રાજી કરું, એવી ખૂબ માનતાઓ માની મસ્જીદોમાં બંદગીઓ કરાવી; કુરાને શરીફનું વાચન સતત ચાલુ રખાવ્યું; હિંદુ મંદિરોમાં ઘટતી હિંદુ વિધિઓથી મૃત્યુને દૂર રાખવાના જાપ અને યજ્ઞહોમ કરાવ્યા; યહૂદીઓ અને ઇસાઇઓનાં દેવળોમાં પણ પ્રાર્થનાઓ કરાવી.

રાત અને દિનના અખંડ ઉજાગરા, બાહોશ હકીમોની સારવાર અને આંખના પલકારામાંજ એક ચીજ માંગતાં રજૂ કરનાર અમલદારોની ખડેપગે હાજરી હોવા છતાં, હુમાયૂના બિછાનાના ઓરડામાં જાણે એવી ભયંકરતા છવાઇ ગઇ હતી કે જેવી કબ્રસ્તાનમાં ઘોર અંધારી રાત્રિએ માલૂમ પડે છે. “ઓ ચાલ્યો !....પલકમાં ઉડી જશે !....” એમ દરેકે દરેક ક્ષણ ત્યાં ચિંતામાં વીતતી હતી. હકીમો વારંવાર પોતાનાં ‘માથાં એકઠાં’ કરતા; બાબર અવારનવાર પૂછપરછ કરતો; પણ એક નહિ–અનેક કાબેલ ઇન્સાનો પણ કુદરતની આગળ થાકી જાય છે એનો જબરો અનુભવ સૌને થતો હતો. હકીમો શાહજાદાના શરીરની ઠંડાઈ દૂર કરવા દવા આપતા, તો તે ગરમ થઇ જતું; ગરમી દૂર કરવા દવા દેતા, તો તે ઠંડું બની જતું; દસ્ત કરાવવાની ઔષધિ દેતા, તો ખૂબ દસ્ત થતા અને તેના શરીરમાંથી તાકાદ ચાલી જતી માલૂમ પડતી; જો દસ્ત બંધ કરાવતા તો પેટનો આફરો ચઢી જઇ ભારે તલસાટ થતો અને ઓહ ! એ તલસાટ જોવો, એ તો જાલીમ દૈત્યને પણ આંસુ લાવે એવો હતો. બાદશાહ એ દેખાવ જોઇ શકતો નહિ અને

ગમીનો માર્યો તે બીજા ઓરડામાં જતો રહેતો.' હકીમો ભારે કાબેલીઅતથી કામ કરતા હતા. વળી તેઓ મામલો કાબુમાં લેતા અને ક્ષણભર બાદશાહને ખુશાલી ઉપજાવતા. એમ છતાંયે વળી પાછી તબિયતમાં પડેલી તડ વધારે મોટી ફાટતી અને શાહજાદાને કંઈક ઓર પ્રકારની પીડા થઇ આવતી.

એ રીતે એક મહિનાની મુદત પસાર થઇ ગઇ. હકીમોને બાદશાહે ધમકાવ્યા. શું તમારૂં હકીમું નક્કામું છે? મારી સારી દૌલત તમારી દવાઓ માટે ન્યોછાવર કરવા હું તૈયાર છું; તોપણ તમે મારા પ્યારા શાહજાદાને સાજો કરી શકો તેમ નથી?"

"નામદાર સુલતાન," એક બાહોશ અને ઘરડા હકીમે કહ્યું: "ઇન્સાન હંમેશાં કુદરત આગળ લાચાર છે. ઈન્સાનની ચાહના મુજબ જો થઇ શકતું હોય તો, અમે અમારો પોતાનો જાન આપીને પણ શાહજાદાને સાજા કરી દઇએ. અમે બેમૂલી દવાઓ અજમાવી જોઇ છે. આપનો કિંમતી ખજાનો પહાડી વનસ્પતિઓ શોધવા માટે પણ, અમે કામમાં લઇ જોયો છે અને તે મંગાવી અજમાવી જોઈ છે પણ ખરી. તેમ છતાં, અમને શાહજાદાની બિમારી એવી હંફાવી રહી છે કે, કોઇજ દવા લાગતી નથી. અમો લાચાર છીએ. હવે તો ખુદ ખુદાતાલાની મહેરબાની સિવાય નામદાર શાહજાદાને કોઇ બચાવી શકશે નહિ."

રહ્યો છે! હજી પણ હું તને શું આપું કે જેથી મારા વહાલા દીકરાનો જાન બચે?"

હકીમોએ બાદશાહને ખૂબ આશ્વાસન દીધું. ઈશ્વરમાં વિશ્વાસ રાખવા જણાવ્યું અને પીર ઓલીઆઓ તથા મોલવીઓને બોલાવવા સૂચના કરી. ઈશ્વરને પ્રસન્ન કરવાના હરેક માર્ગ બાદશાહે લીધા હોવા છતાં પણ જો હજીયે કાંઇ બાકી રહ્યા હશે યા તો શાહજાદાને કોઇનો વળગાડ હશે તો તેનો રસ્તો એ લોકો બતાવશે એવી સૂચના હકીમોએ કરી.

બાદશાહે પોતાની સલ્તનતમાં વસતા તમામ ધર્મિષ્ઠ લોકોના વડાઓને બોલાવ્યા; મંત્રતંત્રસાધકોને તેડાવ્યા; અમલદારવર્ગને પણ હાજર રાખ્યો અને દરબારમાં તેઓને સવાલ કર્યો: "કઇ રીતે હું ખુદાને હવે રાજી કરૂં કે જેથી મારો પ્યારો બેટો સાજો થાય?" બાદશાહે પોતે જે જે રીતે ઈશ્વરને રાજી કરવાના ઈલાજો લીધા હતા, તે બધા વર્ણવી બતાવ્યા.

સૌએ વિચાર ચલાવવા માંડયો. દરેક ધાર્મિક માર્ગ લેવાઈ ચૂકયો હતો, એવો તેમણે નિર્ણય આપ્યો. એવામાં એક અવધૂતે કહ્યું: 'આદમ જો પોતાની કિંમતીમાં કિંમતી ચીજ ખુદાને ચરણે ધરવા તૈયાર થાય–ખુદાના નામ પર તે ખેરાત કરી દે, તો જરૂર એની મુરાદ બર આવે."

વઝીરે આ ઉપરથી સૂચના કરી કે:–"નામદાર! આપણા ખજાનામાં આગ્રામાં દોઢ લાખ રૂપિયાનો કિંમતીમાં કિંમતી હીરો છે—"

"હા, નામદાર! તે હીરો અલ્લાહના નામથી ખેરાત કરી દો." એક વૃદ્ધ અમીરે વચ્ચે ટાપશી પૂરી.

દોઢ લાખ રૂપિયાની ચીજ એ શું કિંમતીમાં કિંમતી ચીજ છે?" બાબરે કહ્યું: "કરોડોની બેશુમાર કિંમતી ચીજો પેદા કરી શકનાર આદમીના જીવની કિંમત શું

ફક્ત દોઢ લાખ રૂપરડીમાં સમાઇ ગઇ? છટ્!"

દરબાર છક્ક થઇ ગયો. બાદશાહ ગંભીરતાથી વિચાર કરી રહ્યો કે "એવી તે કઇ ચીજ આ દુનિયામાં વધુમાં વધુ કિંમતી છે કે, એક જાન બચાવવા માટે અલ્લાહના નામ પર કૂલ કરી શકાય?"

દરબારીઓને બાદશાહનાં વેણ પરથી એટલું તો ચોક્કસ લાગ્યું કે, જો આ સારી સલ્તનત પણ ઈશ્વરને નામે દઇ દેવી પડે તો બાદશાહ તે આપવા માટે આંચકો ખાય તેવો નથી; પણ સલ્તનત ખુદાને નામે આપી દેવાય તો પછી એમાંની એક પણ કોડી સલ્તનતના નોકરોથી ઉપયોગમાં લઇ શકાય નહિ–બધુંયે ધર્માદા કરી દેવું પડે! એટલે કે, સલ્તનત ખુદાને નામે આપી દેવાય એ અવ્યવહારૂ વાત છે; ઘણાક શાણાઓના દિલમાં આ મુદ્દો એક સાથે રજૂ થયો એટલે તેઓએ તે સંબંધી માંહેમાંહે વિચાર ચલાવી જોયો અને આખરે એમ ઠરાવ્યું કે, નામદાર બાદશાહ આગળ એ સંબંધી કાંઇજ ઇશારો થયો જોઇએ નહિ. તે નામદાર તો જરૂર, સલ્તનત પાક મુરાદથી ખેરાત કરી દેવા તૈયાર થાય એવા સ્વભાવના છે.

ત્યારે શું ન્યોછાવર થવું જોઇએ? અણજોની દોલત એક જાન બચાવવા આગળ તુચ્છ છે એટલે દોલતને તેની સરખામણીમાં મૂકવી જોઇએ નહિ. એક ફિલ્સૂફે કહ્યું: "જાનની સામે તો જાન કૂલ થાય, અને એજ બરાબર કિંમત છે!"

"હા, એ અચ્છી તરકીબ બતાવી" વઝીરે કહ્યું અને તેણે બાદશાહ આગળ અરજ ગુજારી. મહાન્ શહેનશાહ! જો આપ રજા આપો તો, આ શહેરમાંથી કે પછી દૂર દેશાવરથી કોઇ બત્રીસ લક્ષણો આદમી શોધી કાઢીને નામવર શાહજાદાનો જાન બચાવવા ખાતર તેનો વધ કરીએ. એક જાન બચાવવા માટે ખુદાતાલાને બીજો જાન આપીએ તોજ, કિંમતીમાં કિંમતી વસ્તુ તેને ચરણે ધરી એમ ગણાય.

"શું એ મુદ્દો બરાબર છે ?" ધાર્મિક વડાઓને બાદશાહે પૂછયું.

"હા પરવરદિગાર ! એ નુસ્ખો અજમાવવા જોગ છે." તેઓમાંના એકે કહ્યું અને બીજાઓએ તેને ટેકો આપ્યો.

આખો દરબાર હવે આતુરતાથી રાહ જોઇ રહ્યો કે, બાદશાહ એકાદ બત્રીસલક્ષણાને શોધી લાવવાનો હુકમ કયારે આપે છે !

એક ટાંકણી પડે અને સંભળાય એવી શાન્તિ દરબારમાં છવાઇ ગઇ હતી. જાનને બદલે જાન એવો એકજ કિંમતીમાં કિંમતી ઉપાય હવે બાકી રહ્યો છે એવી સૌ કોઈની ખાત્રી થઇ ગઈ હતી. એ વેળા બાદશાહ ગંભીરતાથી પોતાના સિંહાસનેથી ઉભો થયો. તેણે છડીદારને હુકમ કર્યોઃ "દરબાર બરખાસ્ત કરો."

સૌ કોઇ આ હુકમ સાંભળીને તાજુબ થયા. બાદશાહે કોઈ બત્રીસલક્ષણાનો જાન કુરબાન કરવાનો હુકમ કેમ આપ્યો નહિ, એ માટે તેઓ માંહોમાંહે સવાલો કરવા લાગ્યા. કોઇએ બાદશાહને ખૂબ નરમ દિલનો કહ્યો; કોઇએ ડરપોક કહ્યો; કોઇએ આફતમાં સાચો માર્ગ નહિ લઇ શકનાર કહ્યો—એમ જેને જેમ ફાવ્યું તેમ એના વિષે ખાનગી મત ઉચ્ચારી દરબાર વીખરાયો.

એજ તારીખની સાંજે હુમાયૂના બિછાના આગળ ખુબ ધૂપ અને દીવાઓ કરવામાં આવ્યા. એના ઓરડામાં આશરે બસો આદમીઓ બેઠેલા હતા, જેમાં ખાસ શાહી પસંદગીથી બોલાવવામાં આવેલા ધર્મગુરુઓ, પીર-ઓલીઆઓ, મોલ્વીઓ, અમલદારો, અમીરો અને હકીમો હતા. રૈયતના કંગાલ વર્ગમાંથી પણ કેટલાકને એ વખતે શાહે બોલાવીને ત્યાં બેસાડયા હતા. એક બાજુ ઓઝલમાં શાહી જનાનો અને અમીરઉમરાવોનો જનાનો હતો.

બાદશાહે શા માટે અત્યારે બધાને બોલાવ્યા છે, એ ખુદ બાદશાહ સિવાય, એક પણ જીવના જાણુવામાં

નહોતું. કોઇ અદ્દભુત બાબત બનવાની આશા સૌ કોઇએ રાખી હતી અને બેશક ત્યાં એવુંજ બન્યુ. શાહજાદો જડવત્ પથારીમાં પડેલો હતો—જો કે એના દેહપિંજરમાંથી એનું પ્રાણ પંખેરૂ ઉડી ગયું ન હતું. એક બાહોશ હકીમ શાહજાદાની નાડી હાથમાં લઇને બેસી રહ્યો હતો.

એ વેળા ત્યાંની ચૂપકીદી તોડતાં બાદશાહે ઉંચા હાથ કરી "અલ્લાહો અકબર"ના નામનો પોકાર કર્યો અને પછી કહ્યું: "દુનિયાનાં ઇન્સાનોને અને દુન્યવી દરેક ચીજને પેદા કરનાર ઓ માલેક! દુનિયાની કોઈ પણ ચીજ પર તારી એકલાનીજ હકુમત છે; તારો એકલાનોજ કુલ હક્ક દાવો છે. તું ચાહે તો જલ ત્યાં સ્થલ અને સ્થલ ત્યાં જળ કરી દે છે; મીમનાં પૂતળાંમાં તું જીવ મૂકીને તેની પાસે અદ્દભુત કામો કરાવી શકે છે અથવા તો જંગી પહેલવાનને એક પલકમાં મિટ્ટીમાં મિલાવી દે છે. એવા તું સૌના નસીબને ઘડનાર સર્વ-શક્તિમાન પિતાને ચરણે જાનને બદલે જાન મૂકવાનો મારી સલ્તનતના સૌ શાણાઓએ અભિપ્રાય રજૂ કર્યો છે. મને દુનિયામાં એક પ્યારો મારો શાહજાદો છે અને બીજો પ્યારો મારો પોતાનો જાન છે. મારા એક પ્યારા શાહજાદાના જાનને ખાતર, ઓ માલેક મહેરબાં! હું મારો બીજો પ્યારો જાન તારી ખિદમતમાં મૂકું છું—મારા દીકરાને ખાતર મારો જીવ, ઓ અલ્લાહ! હું કુરબાન કરૂં છું; તારા નામ પર હું અર્પણ કરૂં છું; તારા નામ પર! મારી અરજ સાંભળજે; મારો જીવ લઇ લેજે અને મારા બેટાને મારી તમામ તાકાદ અને ચેતનશક્તિ આપી-ને સાજો તાજો બનાવી દેજે!"

બાદશાહની આ પવિત્ર વાણી સાંભળી ચોગરદમ સૌએ ભારે તાજુબીથી મોઢામાં આંગળાં ઘાલ્યાં! બાદ-શાહે હુમાયૂની પથારીની આસપાસ ત્રણ વખત પ્રદક્ષિણા કરી હરેક વખત તે બોલતો રહ્યો: "ઓ પાક પરવર-દિગાર! કુરબાન છે મારી જાન તારા નામ પર, મારા

બેટાને ખાતર !" અને ઓહ તાજુબી ! જેમ જેમ હરેક વખત ફેરો ફરવામાં આવતો રહ્યો, તેમ તેમ શાહજાદો બિછાનામાં જરાક જરાક હાલવા લાગ્યો અને ત્રીજો ફેરો પૂરો થયા બાદ, જ્યાં બાદશાહ, શાહજાદાના બિછાના આગળ મસ્તક નમાવી બેઠો ત્યાં તો ખુદાઈ ચમત્કાર માલૂમ પડયો હોય તેમ, શાહજાદાએ આંખો ખોલી અને ક્ષીણ અવાજે પુકાર કર્યો: "પિદર ! પા....ણી !"

ચારે બાજુએ બેઠેલાંઓનાં દિલમાં ખુશાલી વ્યાપી ગઈ. બધાંઓનાં મોં હસતાં બની ગયાં. બાદશાહે ઉત્સાહભર્યા દિલથી સોનાના કટોરામાં પાણી લઇ ખુદ પોતાના હાથથી શાહજાદાને પાણી પાયુ અને બે ઘૂંટડા પી, શાહજાદાએ સ્મિતભરી નજરે બાદશાહ તરફ જોયુ. પુત્રના શરીરમાં આંખો મારફત પોતાનુ નૂર જતું હોય એમ જણાયું.

"ફત્તેહ ! ફત્તેહ ! ખુદાતાલાએ મારો અવાજ સાંભળ્યો ! બસ. હવે મને ખાત્રી થઇ કે, મારો બેટો જીવશે !" બાબર ખુશાલીથી પોકારી ઉઠયોઃ "ખુદા, ઓ પ્યારા ખુદા ! તારો આભાર !"

બાદશાહે પુત્રના કપાળમાં ચૂમી કરી. પુત્રનું મસ્તક સૂંઘ્યુ. બાદશાહ બાબરના આ અદ્‌ભુત આત્મત્યાગ વિષે મનમાં ને મનમાં હેરતભરેલી રીતે વિચાર ચલાવતા ઘણાખરાઓ ત્યાંથી ચાલ્યા ગયા અને જરૂરી માણસોજ ત્યાં બેસી રહ્યા.

મંદિરોમાં જે વેળા આરતી થતી હતી અને મસ્જિદોમાં જે વેળા બંદગી થતી હતી તે વેળા બાદશાહ બાબરના માથામાં દર્દ પેદા થયું અને શાહજાદો હુમાયૂ વધારે હોંશિયાર થતો ગયો.

એ ઇતિહાસપ્રસિદ્ધ વાત છે કે, એજ સાલમાં બાબર જીન્નતનશીન થયો અને હુમાયૂ તદ્દન સાજોતાજો થઇ ગાદીનશીન થયો.

(તા. ૨૩-૧૦-૩૨ના "બે ઘડી મોજ" ના દિવાળી અંકમાંથી)



# ૬–શાહ જલાલ–ઉદ્દીન વસાલી

(અનુવાદકઃ–શ્રી. છગનલાલ હરિલાલ પંડ્યા)

(૧)

જે વ્યક્તિ જીવતાંજ પરમાત્માને મળી જાય છે તેને ફારસીમાં "વસાલી" કહે છે. એની વ્યાખ્યા કવિ બલિરામજીએ અત્યંત સરળ તથા સરસ ભાષામાં આ પ્રમાણે આપેલી છેઃ—

ડેરા ડાલ દીજે ઉઠિ રાહ લીજે, જિસ રાહમેં પિયુકુ પાઇયેજી!
"હમ–તુમ"સેં ન્યારે હો રહિયે, નિત્ય હૅરિયે, એલિયે, ગાઇયેજી!
મુએ મુક્ત મીતકી આહ કૈસી, જો પૈ જીવતે પિયુ ન પાઇયેજી!
ભલી અંત સમય જહં જાવના હૈ, તહં જીવતે ક્યોં નહીં જાઇયેજી!

ખુરાસાનના શાહ જલાલઉદ્દીન વસાલી "શૃંગાર-નિષ્ઠા"ના ભક્ત હતા, શ્રી રામચંદ્રજીના ઉપાસક હતા અને તેમની અલૌકિક મધુર છબી પર મોહિત પણ હતા. એમનો વિશ્વાસ હતો કે શ્રી રામચંદ્રજી અત્યંત સુંદર, સ્વરૂપવાન અને સુકુમાર છે. એમની ભક્તિ કરવાથી તથા એમનું નામ જપવાથી નિશ્ચય મુક્તિ મળીજ જાય છે. કવિ ખુસ્તરે ઉર્દૂ રામાયણમાં કહ્યું છે કેઃ—

કરે વરદે જબા જો કોઈ યહ નામ, ગુલસ્તાને જહામેં પાય આરામ.
ન જાતે હર વશર ઇસ 'નામ'સે હૈ, કિ આખિર કામ 'સીતારામ'સે હૈ.
ઇબાદત કા નહીં હૈ આજકલ કામ, ફક્ત કાફી હૈ 'સીતારામ'કા નામ.

મહાત્મા "વસાલી" ભ્રમણ કરતા કરતા પંજાબ પ્રાંતમાં મુલતાન નગરમાં આવી પહોંચ્યા. એ નગરમાં

પંડિત ટેકચંદજી કથાવાચક રહેતા હતા. તેઓ મહાવિદ્વાન તથા સુયોગ્ય વક્તા હતા. તેઓ પ્રતિદિન સંધ્યાસમયે સમંદ માઈના ચબુતરા પર રામાયણની કથા વાંચતા હતા. એમનો સ્વર અત્યંત કોમળ તથા મધુર હતો. શ્રોતાઓને એઓ ખૂબ રીઝવતા હતા. પદ–પદાર્થોની વ્યાખ્યા સુંદર, સરળ તથા સરસ શબ્દોમાં કરતા હતા તેથી સ્ત્રીઓ અને નાનાં બાળક પણ સહેલાઈથી કથા સમજી શકતાં હતાં. જે રસનું એઓ વર્ણન કરતા તેનું તો જાણે ચિત્રજ આબેહુબ ખડું કરતા. આ બધી સામગ્રીઓથી એમની કથા ખૂબ જામતી હતી. દૂર દૂરથી લોક આવતા અને હજારોની ઠઠમાં જામી જઈ કથા સાંભળતા.

(૨)

રાજા જનકની ફુલવારીનો પ્રસંગ હતો. મિથિલાવાસી શ્રી રામચંદ્રજીની અદ્ભુત છબી પર એઓ મુગ્ધ બન્યા હતા. એ અલૌકિક છબીનું વર્ણન પંડિતજીએ એવી છટાથી કર્યું કે શ્રોતાગણ તે સાંભળીને ગદ્ગદ્ બની ગયા અને એમના મુખમાંથી આપોઆપ નીકળી ગયું કેઃ—

કિસીકી આંખમેં જાદૂ, તેરી જબાનમેં હૈ.

કેટલીક રાત ગયા પછી કથા સમાપ્ત થઇ. શ્રોતાગણ આરતી લઇને પોતપોતાને ઘેર જવા લાગ્યા. પંડિતજીએ પોતાનું પુસ્તક બાંધવા માંડયુ. એવામાં શાહ સાહિબે તેમની પાસે આવીને કહ્યુંઃ—

"પંડિતજી! આપની પદ–પદાર્થની વ્યાખ્યા સાંભળી હું અત્યંત પ્રસન્ન થયો છું. કૃપા કરી એટલું બતાવશો કે, એ કયું બહુ–અર્થ–ગૌરવાન્વિત પુસ્તક છે અને એમાં યુસફના સમાન કઇ સુંદર વ્યક્તિના સૌન્દર્ય તથા લાવણ્યનું વર્ણન કરેલું છે?"

"શાહ સાહેબ!" પંડિતજી બોલ્યા "હિમાલયથી કેટલેક દૂર એક વિશાળ નગર વસેલું છે. તેનું નામ અ-

યોધ્યા છે. તે સુબા અવધની રાજધાની છે. ત્યાં મહારાજા દશરથ રાજ્ય કરતા હતા. તેઓ મહાપ્રતાપી અને ધર્માત્મા હતા. પ્રભુ રામચંદ્રજી એમનાજ સુપુત્ર હતા. તેઓ અત્યંત સુંદર, શૂરવીર તથા બુદ્ધિમાન હતા—

ગુણ-સાગર નાગર વર-વીરા, સુંદર શ્યામલ ગૌર શરીરા.

"એમની કથાનું આ રામાયણ છે. તેમાં એમનીજ મંગલમય લીલાનું વર્ણન કરેલું છે. આપને એમની કથા સરસ તો લાગી ને ?"

"પંડિતજી !" શાહ સાહેબે ઉત્તર દીધો "હું કેટલાએ દિવસથી રોજ આવીને કથા સાંભળું છું ને મને બહુ આનંદ થાય છે. હું તો શાહજાદા-અવધનો આશિક બની ગયો છું. દીન તથા દુનિયાથી મોં ફેરવીને એના કદમમાં મુકામ કરૂં છું."

"શાહ સાહેબ ! આપ કથાના મહાન પ્રેમી છો. કૃપા કરીને દરરોજ આવ્યા કરજો. હું આપને મારી પાસેજ બેસાડીશ." પંડિતજીએ કહ્યું.

"હા, હા; હું તો રોજ સૌથી પહેલો આવું છું ને સૌથી છેલ્લો જાઉં છું; પણ મને કોઇ અહીં બેસવા દેતું નથી, તેથી ઉભે ઉભે સાંભળી લઉં છું. લ્યો, આજે તો જાઉં છું. વળી કાલે પાછો આવીશ." એમ કહી તેઓ ત્યાંથી વિદાય થયા.

(૩)

શાહ સાહેબની આ પ્રેમવાર્તાની ચર્ચા મુસલમાનોને પહોંચી ગઇ. તેઓ અત્યંત ક્રોધિત બન્યા. તેમણે સલાહ કરીને મૌલવી અબ્દુલ્લાના મકાન પર સભા ભરી; બધા મુસલમાન ભેગા થયા હતા. શાહ સાહેબને પણ પકડાવી મંગાવ્યા હતા. મૌલવી સાહેબે ઈસ્લામ ધર્મની વ્યાખ્યા વગેરે સારી રીતે સમજાવ્યું. સૌ ધ્યાન દઈને

સાંભળતા હતા. માત્ર શાહ સાહેબ એક છેડે બેઠા હતા. એમણે જરા પણ ધ્યાન આપ્યુંજ નહિ. એઓ તો પ્રેમના ઉમંગમાં ગાઈ રહ્યા હતા કેઃ—

"કાફિરે ઇશ્કમ મુસલમાની મરા દરકાર નેસ્ત !"

તેઓનો આશય એમ કહેવાનો હતો કે હું તો પ્રેમપંથનો પથિક છું. મારે મુસલમાનીની જરૂરતજ શી છે ? છેવટે એઓ બોલ્યા કેઃ–

હસરત મેરી યહ હૈ, મેરા અરમાન હૈ યહી;
આ જાય તું નજર તો તુઝે દેખતા રહું.

એમ બોલતા એઓ તો ચુપકીદીથી ઉઠીને કથામાં ચાલ્યા ગયા.

સભાનું કામ પૂરૂં થતાં શાહ સાહેબને બધા શોધવા લાગ્યા; પણ એ કયાંથી મળે ? લોકો એમને શોધતા શોધતા કથામાં આવી પહોંચ્યા. ત્યાં એ પંડિતજીની પાસે બેસીને બહુ પ્રેમપૂર્વક કથા સાંભળી રહ્યા હતા. એમનાં નેત્રોમાંથી અશ્રુપાત થતો હતો. તનમનની શુદ્ધ રહી ન હતી. એમની આ દશા જોઇને મુસલમાનોને સંદેહ થયો કે, આ પંડિતજીએજ ભૂરકી નાખીને શાહ સાહેબને મુસલમાનમાંથી કાફિર બનાવી દીધો છે, તેથી બધા લોક એમના ઉપર ચીઢાઈ ગયા અને મૌલવી સાહેબે ધમકાવીને કહ્યું કેઃ–

"પંડિતજી ! અત્યાર સુધી થયું તે તો થયું, પણ કાલથી કથા વાંચવી બંધ કરો. તમારી પોથી–પત્ર અહીંથી ઉઠાવી લઈ જાઓ........"

પંડિતજી બિચારા સીધા સાદા સ્વભાવના હતા અને મૌલવી સાહેબને સારી રીતે ઓળખતા હતા. તેમણે કહ્યુંઃ–

"ઠીક સાહેબ ! કાલથી અહીં કથા નહિ વાંચું તેની આપ ખાત્રી રાખજો."

(૪)

બીજે દિવસે કથા બંધ થઇ. બાળકાણ્ડ સમાપ્ત થઈ ચૂક્યો હતો. પંડિતજીએ પ્રાતઃકાળમાં હવન કરીને બીજા શહેરનો માર્ગ લીધો. રસ્તામાં એમને શાહ સાહેબ મળ્યા. તેમણે ઓળખીને પૂછ્યુંઃ

"કેમ, ક્યાં ચાલ્યા પંડિતજી ? એ દિલદારનો જરા પત્તો તો બતાવતા જાઓ !"

પંડિતજીએ અશ્રુપૂર્ણ નયનોથી કહ્યું:-

"શાહ સાહેબ ! અત્યારે તો જીવ બચાવવા ભાગી નીકળું છું. રોકાઈ જાઉં તો પકડાઇ જવાનો ભય રહે છે. હવે તો વરનામાં આપને પ્યારા પ્રભુનું ચરિત્ર અવશ્ય સંભળાવીશ."

શાહ સાહેબ સિદ્ધ ફકીર હતા. તેઓ બોલ્યાઃ- "પંડિતજી ! ડરતા નહિ. લ્યો, તમને આ છડી આપું છું. એને પૃથ્વી પર પછાડવાથી એનું સ્વરૂપ એવું બની જશે કે સૌ લોક ડરના માર્યા ભાગી જશે, અને ધૂળમાં રાખશો એટલે પાછું એનું અસલી સ્વરૂપ બની જશે. એને હાથમાં રાખીને ફરજો. તમે તો મને મારા દિલદારની કથા સંભળાવો છો. તમને ડર કોનો હોય ?"

મહા જાલ જંજાલ ભયંકર ભવમેં જો ન ફસેરે,
મહા મૂઢ બે મતલબ ઝક ઝક કરતે સાઝ સબેરે.

"લ્યો, જરા ફરી સમજાવો તો ખરા કે શાહજાદા-અવધ કેવા સુંદર છે ?"

બિચારા પંડિતજી કરે પણ શું ? પોથી લઇને બેસી ગયા. રઘુનાથજીની અપાર શોભાનું વર્ણન કરવા લાગ્યા. જનકપુરની સ્ત્રીઓ કેવી મોહિત થઈ ગઈ હતી, ધનુષ-યજ્ઞસમયે દેશદેશના રાજા-મહારાજાઓ એમની અતુલિત છબી પર કેવા ફિદા થઇ ગયા હતા, એ બધી વાતનું

સવિસ્તર વર્ણન પંડિતજીને મોંએથી સાંભળીને શાહ સાહેબ મસ્ત બની ગયા. એમને એવી ઇચ્છા થઈ કે મારી સિદ્ધિઓ વડે, મારે મારા પ્યારાની કથા સંભળાવનારની કંઇ સેવા કરવી. તેથી એઓ બોલી ઉઠ્યાઃ—

"વાહ પંડિતજી ! વાહ વાહ ! ખૂબ સુનાયા ! અચ્છા માંગો; ક્યા માંગતે હો ?"

પંડિતજી બહુ વિચારમાં પડી ગયા. પછી એમણે ત્રણ ચીજ માગીઃ—

(૧) હું પુત્રહીન છું તો મને એક પુત્ર થાય.

(૨) મારૂ મૃત્યુ અનાયાસે થાય, અને

(૩) શ્રી રામજીના ચરણોમાં પ્રીતિ રહે."

"લ્યો. બે વરદાન તો હમણાંજ આપુ છું." શાહ સાહેબ બોલ્યા "ત્રીજું જ્યારે ફરી મળશો અને દિલદારની વાતો સંભળાવશો ત્યારે આપીશ."

પંડિતજીને આ સાંભળી જરા પસ્તાવો થયો. તેમણે વિચાર્યું: "પહેલું એજ માગ્યું હોત તો કેવું સારૂં થાત ?" પછી એઓએ પૂછ્યું "ફરી આપનાં દર્શન મને ક્યાં થશે ?"

"યારના મુકામ પર. એઓજ તમને ખેંચીને મારી પાસે લાવશે. લ્યો, હમણાં તો સિધાવો."

પંડિતજી વિદાય થયા. શાહ સાહેબ અહીંતહીં ઘૂમતા ઘૂમતા નીચેનું મસ્તાન ગીત ગાતા ગાતા યારના મુકામ તરફ ચાલ્યાઃ—

દિલદાર યાર પ્યારે, ગલિયો મેં મેરી આ જા;
આંખેં તરસ રહી હૈ, સુરત મુઝે દિખા જા.

(૫)

પાંચમે મહિને શાહ સાહેબ અવધ ધામમાં પહોંચ્યા અને બાબરની મસ્જિદમાં ઉતર્યા. આટલા દિવસની

પ્રબળ ઉત્કંઠા પછી ઇષ્ટ ધામમાં પહોંચવાથી એમને અસીમ આનંદ થયો. તેમાં મગ્ન થઈને એઓ પ્યારા શ્રી રામચંદ્રજીની આરાધનામાં બેસી ગયા. એટલામાં કોઈ સજ્જને આવીને પૂછ્યું કે "શાહ સાહેબ! એકલા કેમ બેઠા છો?"

મહાત્મા વસાલીનુ ધ્યાન આ સાંભળી ભગ્ન થઈ ગયું; પણ વિરહવેદનાને રોકી ક્રોધ શાન્ત કરીને એઓ બોલ્યાઃ-

"ભાઈ! અત્યાર સુધી તો એકલો ન હતો. મારા દિલદારની સાથે ખૂબ મઝા ઉડાવી રહ્યો હતો. તમે આવ્યા તેથીજ મને એમનો વિયોગ થયો ને હું એકલો પડયો."

પેલા ભાઈ આ સાંભળી શરમાઈ ગયા, અને હાથ જોડી ક્ષમા માગી પ્રણામ કરીને ચાલતા થયા.

(૬)

મહાત્મા વસાલીએ ઇષ્ટધામની પરિક્રમા કરવાનો વિચાર કર્યો. આવી રીતે અયોધ્યાની ગલીઓમાં ફરવાથી એમને કેટલો આનંદ થયો હશે તે તો એમના સિવાય કોણ જાણી શકે? પરંતુ મુશ્કેલી એ આવી કે તેમને મંદિરોમાં કોઈ પ્રવેશ કરવા દેતું નહિ. એમના મનમાં પ્રિયતમના દીદારની લાલસા અને આમ પૂજારીઓનો ધુતકાર, આ બને પ્રતિદ્વંદ્વી સ્થિતિના સંઘર્ષણમાં વિરહી મહાત્માના હૃદયમાં દર્શનલાભની જ્વાળા વિશેષ જોરથી ભભૂકી ઉઠી.

એમને બહુ દુઃખ થયું; પણ નિયમ એવો છે કે જે જેને યાદ કરે તે તેને યાદ કરેજ.

> તુલસી કમલન જલ બસે, રવિશશિ બસે અકાશ,
> જો જાકે મનમેં બસે, સો તાહીકે પાસ.

અંતે જ્યારે એમની બેચેની બહુ વધી પડી ત્યારે આકાશવાણી થઈ કેઃ-

"હે વસાલી! જલદી આવો, તમને મળવાને હું તલપી રહી છું"

(૭)

આ સાંભળી એમનું શરીર પુલકિત થઇ ગયું.

આનંદથી એમનાં નેત્રોમાંથી અશ્રુ વહેવા લાગ્યાં. એઓ ચાલતા ચાલતા શ્રીસરયૂ નદીને કિનારે પહોંચ્યા. ત્યાંનું વિમળ વારિ જોઇ એઓ પ્રેમપરિપૂર્ણ બની ગયા. જલ–સ્થલની એમને શુદ્ધિ ન રહી. ગોદડી ઓઢેલી હતી તે સાથેજ એઓ નદીમાં કૂદી પડયા.

ઘાટ પર લોકો સ્નાન–ધ્યાન કરતા હતા તેઓને આ જોઈ બહુ આશ્ચર્ય થયું. બધા સમજ્યા કે એ આદમી ડૂબીજ ગયો. કેટલાક ઝટપટ કૂદી એમને ઉગારવાને અંદર પડયા. સ્વર્ગદ્વાર ઘાટ, લક્ષ્મણ ઘાટ વગેરે સર્વ ઘાટો પર ફરી વળ્યા; પણ એમનો અહીં પત્તોજ ન લાગ્યો. મહિનો હતો અષાઢનો. સરયૂ મહાવેગથી વહી રહી હતી. બધા નિરાશ થઇને બેસી રહ્યા. અંતે એક પ્રહર બાદ મહાત્મા ગુપ્તાર ઘાટ પર નીકળ્યા. એમનું આખુંય શરીર ભીનું થઇ ગયું હતું, પરંતુ ગોદડી સૂકી હતી !

શાહ સાહેબ કિનારે ઉભા ઉભા આમતેમ જોવા લાગ્યા અને એ સમયના સુંદર દશ્યનું વર્ણન મનમાંજ કરવા લાગ્યા.

મહાત્માજી કેટલાક દિવસ સ્વર્ગદ્વાર તથા મણિ–પર્વત પર રહ્યા, પછી પ્રમોદવન તરફ આવ્યા ને આવીને ત્યાંજ રહેવા લાગ્યા.

(૮)

પંડિત ટેકચંદજી શાહ સાહેબને ખોળતા ખોળતા અયોધ્યામાં આવી પહોંચ્યા; પણ ત્યાં તેઓ મળ્યા નહિ. પછી એમણે એવો વિચાર કર્યો કે રામાયણની કથા વાંચવા માંડું એટલે જયાં હશે ત્યાંથી આવ્યા વિના નહિ રહે. કથામાં હજારો મનુષ્યો એકઠાં થવા લાગ્યાં. એક દિવસ કથા સમાપ્ત થઇ, પૂજા પૂરી થઈ; પણ પંડિતજીને ચિન્તા

થઇ કે હજી શાહ સાહેબ કેમ દેખાયાં નહિ ?

ત્યાં તો એઓ પોતે આવી પહોંચ્યા. વ્યાસાસનને અડકાય નહિ માટે એમણે દૂરથી પાંચ દાણા જવનાં પુસ્તક પર ફેંક્યા. દાણા ચમકદાર હતા. તેથી પાસે બેઠેલાઓએ વીણીને તે પંડિતજીને આપ્યા. ખરેખર હતા સોનાના! એ જોઇ લોકો ચકિત બની ગયા. પંડિતજીએ આસન ઉપરથી ઉતરી અભિવંદન કર્યું. પોતે શા કારણથી આવ્યા છે તે જણાવવા કહ્યું. શાહ સાહેબે કહ્યું:—

"અહીંથી પરવારીને પ્રમોદવનમાં વેરના વૃક્ષની નીચે આવજો." આટલું કહી એઓ ચાલ્યા ગયા. પંડિતજી પોથી બાંધીને બધાની રજા લઇ પ્રમોદવન તરફ ચાલ્યા. કેટલાક એમની જોડે આવવા માગતા હતા, પણ તેમને એમણે કહ્યું કે "ભાઇઓ! તમને શાહ સાહેબનાં દર્શન એમ નહિ થાય." તેથી તેઓ રોકાઈ ગયા; પણ એક જણ છાનોમાનો પાછળ આવ્યો. પંડિતજી પેલા વૃક્ષ પાસે પહોંચ્યા ને ત્યાં જોવા લાગ્યા, પણ કોઈ દેખાયું નહિ. તેમ છતાં પોતે વાટ જોતા બેઠા; પણ પેલો બીજો માણસ અધીરો બનીને ત્યાંથી ચાલ્યો ગયો કે તરત તે ઝાડ તળેથી મહાત્માએ બહાર આવીને દર્શન દીધું.

પંડિતજીએ પ્રણામ કરીને કહ્યું કે:—

"શાહ સાહેબ! આપની કૃપાથી પુત્રરત્ન તો મળ્યું; હવે મારું ત્રીજું ઇચ્છિત વરદાન આપશો?"

"હા." શાહ સાહેબે કહ્યું:—"કથામાં જે કંઈ મળ્યું છે તેનું દાન કરીને રાત્રે જ આ સ્થાને આવજો; પણ કોઇને સાથે લાવશો નહિ."

(૯)

પંડિતજીએ જે કંઇ મળ્યું હતું તે સઘળાનું દાન કરી દીધું. સાંજ પડી ત્યાં તો પોતે ભિખારીનો વેષ લઇ મહાત્માના આશ્રમે પહોંચી ગયા, અને વિનંતિ કરી કે:—

"આપનો સેવક હાજર છે."

મહાત્માજી આ સમયે નેત્ર બંધ કરીને ભગવાન શ્રીરામચંદ્રજીની અનુપમ રૂપરાશિના ધ્યાનમાં અનંત આનંદ લૂંટી રહ્યા હતા. આંખો બંધજ રાખીને એઓ બોલ્યા:-"આવી પહોંચ્યા ?"

ટેકચંદજીએ હા પાડી. મહાત્મા કહે-"બલીરામ હો જા." પંડિતજીને કોણ જાણે શું સૂઝ્યુ કે તેઓ પણ મસ્ત બનતા ગયા ને ત્યાંથી ખસ્યા નહિ. ત્યારથી એમનુ નામ બલિરામ પડયુ. એઓ ફારસી આરબીના મહા-વિદ્વાન બની ગયા. એમનુ દિવાને-બલિરામનું પુસ્તક હજી પણ આદરપૂર્વક વંચાય છે.

બન્ને અલગ સ્થાને રહેતા. રાત્રે કોઇ કોઇ વાર મળતા અને બન્ને "દિવાના" ભેગા બેસીને ખૂબ આનંદ કરતા.

[ હિંદી માસિક "કલ્યાણ"માંથી "સંદેશ"ના
એક ખાસ અંકમા છપાયેલુ. ]





# ૭–नामचीन सूफी ख्वाजा अत्तार

( લેખકઃ–શ્રી. રૂસ્તમ પેસ્તનજી ભાજીવાળા )

ઇરાન સરઝમીન પર સેંકડો સૂફીઓ, શાયરો અને ફિલ્સૂફોએ જન્મ લઈ એ ભૂમિને પવિત્ર કીધી છે. ફિરદોષી, શેખ સાદી, ખ્વાજા હાફિઝ અને ઓમર ખય્યામના નામથી ભાગ્યે જ કોઇ સાહિત્યસેવક અજાણ હશે. ફિરદોષી વીરરસ કાવ્યના પિતા તરીકે, શેખ સાદી નીતિશાસ્ત્રના ઉપદેશક તરીકે, ખ્વાજા હાફિઝ શૃંગારરસની રાગણીઓના રચનાર તરીકે અને ઓમર ખય્યામ એક છૂટા વિચારના ફિલ્સૂફ કવિ તરીકે, આજે પૂર્વ અને પશ્ચિમના સુધરેલા દેશોમાં વિખ્યાતી પામ્યા છે.

એ ઉપરાંત ઇરાનમાં બીજા એવા ઘણા શાયરો થઈ ગયા છે કે જેઓ સૂફી હતા અને એકમાર્ગી હોઇને ખુદાપસંદ જીંદગી ગુજારતા હતા. તેમનાં સઘળાં લખાણો આલંકારિક છે. તેમનાં લખાણોમાં જો કે "શરાબ," "દોસ્ત," "આશક," "માશુક," "ઇશ્ક," "મહોબ્બત," વગેરે વગેરે શબ્દો વપરાયા છે, છતાં તેમની ભાષાનો અર્થ જેટલો બહારથી જણાય છે તેટલો જ નથી હોતો; પરંતુ તેમાં કંઇક બાબતોનો મર્મ છૂપેલો હોય છે, અને તેમની નેમ ઇનસાનને આ દુનિયાની બદીઓથી બચાવી ખુદાઇ રાહ પર ચલાવવાની હોય છે.

એવા કવિઓમાં સિનાઇ, ફરીદ-ઉદ્-દિન અત્તાર, જલાલ-ઉદ્-દિન રૂમી અને મૌલાના જામીનાં નામ આગળ આવે છે. સિનાઇની "હદિકાત-ઉલ-હકિકત"

ફરીદ-ઉદ્-દિન અત્તારની "મન્તિક-ઉત-તેર," રૂમીની "મસનેવી" અને જામીની "ગઝલો" આલંકારિક લખાણો છે. એ સઘળામાં મૌલાના જલાલ-ઉદ્-દિન રૂમીની "મસનેવી" ફારસી સાહિત્યમાં બહુ ઉંચું સ્થાન ધરાવે છે.

× × ×

સૂફીઓ રાતદિવસ ખુદાના વિચારમાં એવા તો તલ્લીન થઇ રહેતા કે હર વખતે, હર ચીજમાં તેઓને ખુદાની હસ્તિનું ભાન થતું. દાખલા તરીકે ફરીદ-ઉદ્-દિન અત્તાર પોતાની "મન્તિક-ઉત્-તેર" એક સૂફીને દરિયા પાસે ઉભેલો ચીતરે છે. દરિયો જોઈ તેને એમજ લાગે છે કે તે દરિયો પોતાની "માશુક" અથવા "દોસ્ત" યાને ખુદાની જુદાઈનો ગમ કરે છે, અને તેથી તે ઉછાળા મારે છે; વગેરે વગેરે નીચે આપેલી કવિતા પરથી વધારે સ્પષ્ટ સમજાશે.

"દોદેવર મદી બેદરિયા શુદ ફરૂદ ગોફ્‌ત, અયે દરિયા ચેરા દારી કબૂદ?
જામઐ માતમ ચેરા પૂશીદેઇ? નિસ્ત હિચ અતીશ, ચેરા 'જૂશીદેઈ'?
દાદ દરિયા આન નેકુદિલરા જવાબ-કઝ ફેરાકે દુસ્ત દારમ ઇઝતરાબ;
ચું ઝિના મર્દી નઇમ મન મર્દે ઊ જામે નિલી કર્દેઅમ અઝ દર્દે ઊ."

યાને દરિયાને પૂછવા એક પીર મર્દ ગયોઃ

"ઓ દરિયા તું રગે બ્લુ કેમ થયો ?
"માહેતમનો શાલો કા સજ્યો છે આમ ?
"નથી કંઇ અતિશ-ન ઉકળે શું કામ ?"
તે નેકદિલ આદમીને મળ્યો જવાબ કે
"દોસ્તની જુદાઇમા જીવ છે બેતાબ.
"નથી લાયક દોસ્તની મહોબતનો હું,
"તો સજી શાલો કાલો ને માહે-તમ કરૂં!"

એજ "મન્તિક-ઉત-તેર"માંના નીચલા બીજા એક કિસ્સા ઉપરથી વાંચનાર સમજી શકશે કે સૂફીઓ ખુદાની મહોબતને ખાતર સઘળી દુન્યવી ચીજોનો ત્યાગ કરતા હતા, બલ્કે તેમ કરવું જરૂરનું હતું.

નીકળ્યો એક પીર મર્દ બની બેસબર, ખુદાવંદની શોધમા કરવા સફર.
થાકીને રસ્તામા સૂઈ તે ગયો, તો નિંદમા તેની ખ્વાબ એમ થયો.
ફિરસ્તો એક આવ્યોને કીધો સવાલ ક્યા લઇને ચાલ્યો આ મતા ને માલ?
"ખુદાની શોધમા હું કરૂં છ સફર." "હા, નેક મર્દ બહુ સારૂં, મગર.
"નહિ ગાંસડાં કે પોટલાની કશી જરૂર, જો ઇચ્છે તું જોવાને ખુદાનું નૂર."
ઝપકીને ઉઠ્યો, સૌ દીધું તજી, નીકળ્યો અંગ પર એક પટ્ટ સજી.
ફરી રાત થાતા સુઇ તે ગયો ફરી તેની નિંદમા તેજ સ્વપ્નો થયોઃ
"ક્યાં ચાલ્યા, ઓ પીરમર્દ આ પટ્ટુ સજી? ખુદા ખાયદ એને થી દીઓ તજી."
ફરી ઝપકી ઉઠ્યો લઇ ખુદાનું નામ, આગળ તે વધ્યો દિગંબર તમામ.
ફરી થયો રજની તણો અંધકાર, પડ્યો તે નિંદમા ફરી એક વાર.
ફિરસ્તો તેજ આવ્યો ને આપ્યો પેગામઃ "ઓ નેક મર્દ, તુ ભડકે શું કામ?
નથી રહ્યું બાકી કંઇ તારી કને, તો ખુદા ખુદ આવીને મળશે તને."

એ પ્રમાણે સઘળા દુન્યવી એશઆરામનો ત્યાગ કરી હમેશાં ખુદાના વિચારમાં મશગુલ રહેવાથી સૂફીઓ એવા બુલંદ દરજ્જે પહોંચતા કે તેમને તેમની હસ્તિનું પણ ભાન રહેતું નહિ, અને બેખુદીના આવેશમાં ઘણો વખત એમ કહેતા કે ખુદા તો અમે પોતે છીએ. મૌલાના જલાલ-ઉદ્-દિન રૂમીએ પોતાની "મસનેવી"માં અબુ શઝીદ (બેયાઝીદ) બિસ્તામી નામના એક સૂફીનું નીચે પ્રમાણે વર્ણન કર્યું છેઃ

બેઆઝીદે બેખુદ બની એક વાર, સાગીર્દો પાસે એમ કીધો એકરાર.
"ખુદા છું હું પોતે, મુજ બંદગી કરો, ખુદા છે મુજ દિલમા મુજેથી ડરો.
બેફામી જ્યાર થઇ ગઇ પસાર, ને શાંતિમા બેઠા તો બીજી સહવાર.
આવ્યા સૌ સાગીર્દો ન્હાવાને દાદ, ગઇ રાતના સુખુનની આપીને યાદ.
બેયાઝીદે સાગીર્દને સમજાવ્યું આમ, જે કંઇ હું બોલ્યો છું ગલત તમામ.
કહું જો ફરીથી એવા ઉદ્‌ગાર, કરજો મને ખંજરથી વિંધીને ઠાર.
પાછો બેયાઝીદ બેખુદ થઇ ગયો, બેફામીના રોશમા પુકારી રહ્યોઃ
"અહીં, તહીં, લોક ખુદાને ઢુંઢતા હશે, પણ ખુદા તો મુજના બદનમા વસે."
સુણીને ફરીથી આવો એકરાર, સાગીર્દો સઘળા બન્યા બેકરાર.
ખંજરો પોતાના હાથમા ધરી, શેખને મારવાની શેખાઇ કરી.
પણ એવો તે શેખનો હતો પ્રતાપ, કે શરીરપર તેના નહિ પડ્યો એક કાંપ
ખંજર ઉછળી ઉંધા ને પાછા ગયા, ને સાગીર્દોજ વિંધાઇને જખ્મી થયા.

એટલા ઉપરથી વાંચનાર જોઇ શકશે કે તે વખતના સૂફીઓ કેવા પાક અને પહરેજગાર આદમીઓ હતા, અને કેવે બુલંદ તબક્કે પહોંચ્યા હતા. સૂફી કવિઓમાં ખ્વાજા ફરીદ-ઉદ્-દિન અત્તાર અને મૌલાના જલાલ-ઉદ્-દિન રૂમીની કોઇ બરોબરી કરી શકે એમ નથી. ફારસી અને અરબી સાહિત્યના ફ્રેન્ચ અભ્યાસી બૅરન કારા-ડ-વો પોતાના પુસ્તક "ઇસ્લામના ફિલ્સૂફો" માં એ કવિઓ વિષે લખતાં કહે છે કે—

× × × ×

" અત્તાર અને જલાલ-ઉદ્-દિન રૂમી, ભેદી કાવ્યમંદિરના બે થાંભલા છે, બલ્કે બે શિખર છે. "

અફસોસની વાત છે કે ગુજરાતી ભાષામાં હજીસુધી એ કવિઓને લગતાં કંઈ પુસ્તકો પ્રગટ થયાં નથી. ગુર્જર પ્રજા તેમના વિષે લગભગ અજાણ છે એમ કહીએ તો ચાલે, અને તેથી આજે આ સ્થળે ગુજરાતી વાચકો માટે સુપ્રસિદ્ધ સૌદાગર, શાયર, સૂફી અને તબીબ ખ્વાજા મહમુદ ફરીદ-ઉદ્-દિન અત્તારની ટુંક ઓળખાણ કરાવીશું.

ખ્વાજા અત્તારનો જન્મ હી. સ. ૫૧૩ એટલે ઈ.સ. ૧૧૧૯ ની આખરીમાં નિશાપુરના એક નાના ગામડામાં થયો હતો. તેનો બાપ ઇબ્રાહીમ-બિન-ઇશાક, અત્તારીનો યાને અત્તર બનાવવા તથા વેચવાનો ધંધો કરતો હતો. ' તે કુત્બ-ઉદ્-દિન હૈદરી નામના એક મશહુર ધર્મગુરુનો ચેલો હતો, અને ખ્વાંજા અત્તાર બચપણથીજ એ ધર્મગુરુના સમાગમમાં આવ્યો હતો, જેથી તે ધર્મજ્ઞાનમાં બહુ પ્રવીણ બન્યો હતો અને લોકો તેને "ખ્વાજા" ના ઈલ્કાબથી બોલાવતા હતા. ખ્વાજા અત્તાર સ્વભાવે દયાળુ હતો અને સૂફીઓના સમાગમમાં આવ્યાથી ઘણું નીતિમાન જીવન ગાળતો હતો.

પોતાના બાપના મરણ બાદ ખ્વાજા અત્તારે તેનો

ધંધો એટલો બધો વધારી દીધો કે તેનું કારખાનું આખા નિશાપુરમાં સર્વથી સરસ ગણાવા લાગ્યું અને શહેરમાં જે કંઇ બીજી નાની નાની દુકાન અથવા કારખાનાં હતાં તે પણ તેણે પોતાને હાથ કરી લીધાં હતાં. એ રીતે તે તેના વખતમાં અત્તરનો શાહ સોદાગર ગણાવા લાગ્યો.

એક દિવસે તે પોતાની દુકાન પર બેઠો હતો એવામાં ત્યાં કોઇ ફકીર ચાલી આવ્યો અને દુકાન પાસે ઉભો રહી તેમાં ગોઠવેલો સઘળો સુંદર સરસામાન બારીકીથી જોતો અને કંઈ ઉંડો વિચાર કરતો હોય તેમ, એક પણ બોલ બોલ્યા વગર, ઘણો વખત સુધી ચુપચૂપ ઉભો રહ્યો.

આખરે ખ્વાજા અત્તારને કંટાળીને કહેવું પડયું કે "શા માટે તમારો વખત બરબાદ કરો છો? અહીંથી દૂર કેમ ચાલ્યા જતા નથી?"

"મારા ચાલ્યા જવાની તું એટલી બધી ફિકર ન કર." પેલા ફકીરે કહ્યું અને ઉમેર્યું કે "તું તારી ફિકર કર, ભાઇ! તું તારી ફિકર કર. મારૂં અહીંથી ચાલ્યા જવું એ શું મોટી વાત છે? લે, હું આ ચાલ્યો." અને પોતાની ભીખ માગવાની તુમડી પર માથું મૂકી ત્યાંજ જમીન પર સૂઇ ગયો.

થોડીક વારે ખ્વાજા અત્તારે ઉઠીને જોયું તો તે ફકીરનો જીવ નીકળી ગયો હતો!

સઘળાં તવારીખી પુસ્તકોમાં નોંધાયુ છે કે આ બનાવથી ખ્વાજા અત્તારના દિલ પર એવી અસર થઇ કે તેણે પોતાની દુકાન, વેપાર, ધંધો બધું હરરાજ કરી નાખ્યુ, અને "સૂફી" થઇ જઇ, એકાંતવાસમાં ખુદાની એબાદત કરવામાં અને કવિતા અને પુસ્તકો લખવામાં પોતાની બાકીની જીંદગી ગુજારી.

પરંતુ જાણીતા મુસ્લીમ વિદ્વાન મરહુમ શમ્સ ઉલ ઉલેમા મૌલાના શિબ્લી નમાની એ વાતનો સ્વીકાર કરતા

નથી, અને એવું પૂરવાર કરે છે કે એ બનાવ બન્યા પછી પણ ખ્વાજા અત્તારે પોતાનો ધંધો ચાલુ રાખ્યો હતો. અને "મુસીબતનામે" અને "ઇલ્લાહીનામે" બે કિંમતી ગ્રંથો તેણે પોતાની દુકાન અથવા દવાખાનામાં બેસી લખ્યા હતા.

ખ્વાજા અત્તારની "લીસાન-ઉલ-ગૈબ" નામની કિતાબ પરથી જણાય છે કે, તેણે અરબસ્તાન, તુર્કસ્તાન, હિંદુસ્થાન અને ચીન જેવા દૂર-દરાજ દેશોની મુલાકાત લીધી હતી, અને તેની કેટલીક કવિતા પરથી એમ પણ પૂરવાર થાય છે કે, તે માત્ર અત્તારી જ નહિ, પણ એક બાહોશ તબીબ પણ હતો, અને તેના દવાખાનામાં રોજના પાંચસો આદમી પોતાના દુઃખના ઇલાજ કરાવવા આવતા હતા.

જેમ જેમ તે ધીમે ધીમે વધુ અભ્યાસ કરતો ગયો, તેમ તેમ આ દુનિયાના કારોબારપરથી તેનું દિલ ઉઠતું ગયું અને છેવટે સૂફી થઇ એકાંતવાસ ધર્યો. દૌલતશાહ સમરકંદીની કિતાબ "તઝકરત-ઉસ-શૌરા" (કવિઓનાં જીવનચરિત્ર) પરથી જણાય છે કે મજદ-ઉદ્દ-દીન બગદાદી નામના એક સૂફી અને તબીબના હાથ નીચે તેણે "સૂફીઝમ"ની છેવટની તાલીમ લીધી હતી.

હી. સ. ૬૨૬ એટલે ઇ. સ. ૧૨૩૦ માં અંગ્રેજી ગણત્રી પ્રમાણે ૧૧૦ વરસની અને મુસ્લીમ ગણત્રી પ્રમાણે ૧૧૪ વરસની મોટી ઉંમરે ખ્વાજા અત્તાર કમોતે મારી ગયો હતો ! એ સમયે મોગલ બાદશાહ ચંગિઝખાને ખુરાસાન પર ચઢાઈ કરી જિત મેળવી હતી અને તેના મોગલ સિપાઇઓએ નિશાપુરમાં ત્રાસ વર્તાવ્યો હતો. તેણે લાખો માણસોની કતલ કરી હતી અને તેમની માલમત્તા લૂંટી લઈ, ઘરબાર સળગાવી મૂક્યાં હતાં. એ દયાહીણ સિપાહોના સપાટામાં ખ્વાજા અત્તાર પણ આવી ગયો અને તે લોક તેને કતલ કરવા લઈ જતા હતા એવામાં તેની

બુઝુર્ગી જોઈ બીજા એક મોગલને દયા આવી અને તેણે પેલા સિપાહીને કહ્યું કે, હું તમને એક હજાર રૂપિયા આપું છું અને તમો આ બુઢ્ઢાને મારે સ્વાધીન કરી દો.

હજાર રૂપિયાનું નામ સાંભળી સિપાહી લલચાયા, પણ ખ્વાજા અત્તારની ઇચ્છા એવી હતી કે મારી નાખે તો સારૂં. તેના જેવા પાક અને પહરેજગાર આદમીને મરવાનો શું ડર હોય ? તેથી તેણે પેલા સિપાહીને કહ્યું કે "ભાઈઓ! મને એટલી થોડી કિંમતમાં વેચી નાખશો નહિ, આ શહેરમાં મારો દરજ્જો બહુ મોટો છે; તમને જરૂર એથી પણ વધારે કિંમત આવશે. એક હજાર રૂપિય કોઈ ચીજ નથી."

તેનુ એવું બોલવું સાંભળી સિપાહી ભારી થયા અને સાટું કરતા અટકી જઇ આગળ ચાલ્યા. એક બીજો મોગલ, આવા ઘરડા માણસને કતલ કરવા લઇ જવાતો જોઇ બહુ દુઃખી થયો અને પેલા સિપાહીને કહ્યું કે "તમારી ખુશી હોય તો આ બુઢ્ઢાને મને સોંપી દો. હું એના બદલામાં તમને આ એક પોભડો ઘાસ આપું છું."

આ સુખુનો સાંભળી ખ્વાજા અત્તારે પેલા સિપાહીને કહ્યું કે જો મને વેચવાનો તમારે નક્કી વિચારજ હોય તો આ માણસ મારી વ્યાજબી કિંમત આપે છે; મારી ખરી કિંમત એનાથી પણ કંઇક ઓછી છે."

તેને એમ બોલતો સાંભળી પેલા સિપાહીને ઘણીજ ચીડ ચઢી કે હમણાં તો બોલ્યો કે મારી કિંમત એક હજાર રૂપિયાથી વધારે છે, અને હવે કહે છે કે મારી કિંમત એક ઘાસના પોભડાથી પણ ઓછી છે. એટલે ઝનૂનમાં આવી તરતજ તેમણે તલવાર વડે ખ્વાજા અત્તારનું ડોકું ઉડાડી નાખ્યું. એટલાજ માટે મેં આગળ કહ્યું કે તે કમોતે માર્યો ગયો હતો, જો કે તેની ઉંમર તો ઘણી મોટી હતી,

ખ્વાજા અત્તારના બોલવાનો કેવો ઉંડો અર્થ થતો

હતો, અને તેના શબ્દોમાં કેવી ફિલ્સૂફી ભરેલી હતી, તે આ તામસી, દયાહીણ સિપાહી ક્યાંથી સમજી શકે?

આ જગતમાં એક ઇન્સાનથી વધારે કિંમતી બીજી કોઇ ચીજ નથી; તેમ તેનાથી વધારે હલકી પણ કોઈ વસ્તુ હસ્તિ ધરાવતી નથી. જો કે આ વાત દેખીતી રીતે તો વિપરીત લાગે છે, છતાં તેમાં સત્ય છે, અને જે કોઇ કવિ અથવા ફિલ્સૂફે પોતાની હાલત અને હસ્તિ પર ઉંડો વિચાર કીધો છે, તેણે એ વાતનો સ્વીકાર કીધો છે.

× × × ×

× × × ×

જ્યારે પેલા મોગલ સિપાઇને ખબર પડી કે જે શખ્સનું ડોકું તેણે છટકાવી નાખ્યું હતું તે તો એક પાક પહરેજગાર આદમી હતો, ત્યારે તે પોતાના કરતુકનો પશ્ચાત્તાપ કરવા લાગ્યો, અને આખી જીંદગીભર ખ્વાજા અત્તારની કબરનો મુજાવર બની રહ્યો.

ખ્વાજા અત્તારના મરણ બાદ કેટલેક વર્ષે જ્યારે નિશાપુરના વડા કાઝીનો દીકરો ગુજરી ગયો ત્યારે કાઝીના દોસ્તોએ તેને ખ્વાજા અત્તારની કબર નજદીક દફન કરવાની સલાહ આપી; પણ કાઝીને એ વિચાર રુચ્યો નહિ કે તેના જેવા એક મોટા માણસના ફરઝંદને એક ફકીરની પાસે દાટવામાં આવે, અને તેથી પોતે બીજી વધારે ભપકાદાર જગ્યા પસંદ કરી ત્યાં તેને ભૂમિદાહ દીધો. પરંતુ તેજ રાત્રે કાઝીને એવું સ્વપ્નું આવ્યું તેમાં તેણે જોયું કે ખ્વાજા અત્તારની કબર આગળ ભભકદાર રોશની પ્રકાશી રહી હતી અને કબરની આસપાસ મોટા મોટા બુઝુર્ગ સૂફીઓ અને ધર્મગુરુઓ બેઠા હતા. તેમની વચમાંથી તેનો પોતાનો દીકરો બહાર આવ્યો અને સંવાલ કર્યો કે, આવા એક નેક આદમીની સોડે મને શામાટે દફન ન કર્યો? અને અરજ ગુજારી કે મારા શબને પેલી જગ્યાએથી ખસેડી ખ્વાજા અત્તારના પગ પાસે ભૂમિદાહ કરવું!

બીજીજ સવારે કાઝીએ પોતાનો બેટો જેમ સ્વપ્ના-માં ફરમાવી ગયો હતો તેમ કર્યું, અને ઘણો ખર્ચો કરી ખ્વાજા અત્તારની કબર પર એક દરગાહ બંધાવી આપી.

## ખ્વાજા અત્તારનાં લખાણો

ખ્વાજા અત્તાર એક જબરદસ્ત લેખક હતો. તેણે લગભગ સવાલાખ જેટલી કવિતાની શાએર લખી હતી અને પુષ્કળ ગ્રંથો રચ્યા હતા, જેમાં "મુસીબતનામે", "ઇલ્લાહીનામે" "અસ્રારનામે" "પન્દનામે", "લિસાન-ઉલ-ગૈબ" "તઝકીરત-ઉલ-ઔલયા"× અને મન્તીક-ઉત-તેર" વિશેષ જાણીતા છે.

જેમ બીજા ફારસી શાયરોનાં લખાણોએ પશ્ચિમના વિદ્વાનોને આકર્ષ્યા છે, તેજ પ્રમાણે ખ્વાજા અત્તારના બાબમાં પણ બન્યું છે, પરંતુ આ એક નોંધવા લાયક બીના છે કે, ખ્વાજા અત્તારનાં લખાણોની સૌથી વધારે કદર ફ્રેન્ચ અભ્યાસીઓએ કરી છે.

ખ્વાજા અત્તારને સર્વથી પ્રથમ જાહેરમાં લાવનાર સિલવેસ્ટ-ડ-સાસી નામનો ફ્રેંચ અભ્યાસી હતો, જેણે ઇ. સ. ૧૮૧૯ માં "પંદનામે"નું ફ્રેન્ચ ભાષાંતર પ્રગટ કર્યું હતું. પારીસની નેશનલ લાયબ્રેરીમાં અત્તારની "તઝકિરાત-ઉલ-ઔલયા"નો એક સુંદર હસ્તલેખ આજે પણ મોજુદ છે. ઇ. સ. ૧૮૮૯માં પાવો-ડ-કોરતાઇયે નામના ફ્રેન્ચમેને એ હસ્તલેખનો ફ્રેન્ચમાં તરજુમો કરી, હસ્ત-લેખના આબાદ ફોટા સાથે છપાવ્યો હતો. એજ હસ્ત-લેખને ઈ. સ. ૧૯૦૫ માં કેમ્બ્રીજ યુનિવર્સિટીવાળા પ્રો-ફેસર આર. એ. નિકલસને ટીકા-ટિપ્પણ સાથે પ્રગટ કર્યો હતો અને તેમાં તેમના શિષ્ય મિરઝા મહમદ અબ્દુલ વાહબ કઝવીનીએ એક ફિલસૂફીભર્યો દિબાચો લખ્યો હતો.

ખ્વાજા અત્તાર જે પુસ્તકથી આજે જગઆસ્કાર

× આ પુસ્તકનો ગુજરાતી અનુવાદ આ સંસ્થા તરફથી "મુસ્લીમ મહાત્માઓ" નામથી પ્રકટ થયો છે, અને તેનું મૂલ્ય રૂ. ૧।। છે.

થયો છે, તે તેનું "મન્તિક-ઉત-તેર" નામનું અલંકારિક કાવ્યનું પુસ્તક છે, જેમાં સઘળાં પક્ષીઓ એક સભા ભરી પોતાનો "રાજા" પસંદ કરે છે. એ સભામાં સઘળા વર્ણનાં પક્ષીઓ વાદવિવાદમાં ભાગ લે છે, અને છેવટે "હુદહુદ" નામના પક્ષીને પોતાનો "રાજા" બનાવે છે, અને એ રાજા પોતાની સાથે બીજા પક્ષીઓને લઈને ખુદાની શોધમાં નીકળે છે. કેટલાંક પક્ષીઓને જંગલમાં એશઆરામ છોડી તેની સાથે જવા ગમતું નથી અને દરેક પરંતુ પોતાનાં કારણો દર્શાવે છે. એ સઘળી વાતો આ જગતની મોહમાયાની જાળમાં ફસેલા ઈન્સાનોને લાગુ પડે છે. જે થોડાંક પક્ષીઓ સર્વ ચીજનો ત્યાગ કરી ખુદાની શોધમાં જાય છે, તેમને છેવટે ખુદા મળે છે.

આ સુંદર નહસિયતરૂપી અલંકાર તેની અસલ ફારસી ઝબાનમાં ગારસાં-ડ-ટાસે નામના ફ્રેન્ચ વિદ્વાને ઇ. સ. ૧૮૫૭માં પ્રસિદ્ધ કર્યો હતો અને તેણે ઈ. સ. ૧૮૬૩ માં એવા નામે એ પુસ્તકનો ફ્રેન્ચ અનુવાદ પ્રગટ કર્યો હતો.

એ પુસ્તકો પ્રસિદ્ધ થયાં તે અગાઉ કેટલાંક વરસ પહેલાં ઓમર ખય્યામના અંગ્રેજ અનુવાદક, કવિ એડવર્ડ ફિટઝજેરલ્ડ "મન્તિક-ઉત-તેર"નું અંગ્રેજી કવિતામાં ભાષાંતર કરવા માંડયો હતો; અને ઈ. સ. ૧૮૫૭માં એક સંક્ષિપ્ત તરજુમો તૈયાર કર્યો હતો, પણ કંઈક ન જણાયેલા કારણે તે છેક ઇ. સ. ૧૮૮૩ માં તેના મરણ બાદ પ્રગટ થયો હતો. અંગ્રેજી ઝબાનમાં "મન્તિક-ઉત-તેર"નું એક પણ સવિસ્તર ભાષાંતર ન હતું અને એ ખોટ પૂરવા ઇ. સ. ૧૯૦૫ માં મુંબઈના એક જાણીતા વિદ્વાન ગૃહસ્થ, શેઠ રૂસ્તમજી પેસ્તનજી મસાનીએ એ નામની એક ઉપયોગી કિતાબ પ્રગટ કરી હતી, જેમાં "મન્તિક-ઉત-તેર"ના સંક્ષિપ્ત તરજુમા ઉપરાંતની બાબત પર એક વિદ્વત્તાભર્યો નિબંધ આપ્યો છે.

[ "સાંજવર્તમાન"ના એક પતેતી અંકમાંથી ]



# ૮–નીતિપરાયણ ખાનુ મુસા

( લેખકઃ–કવિ શ્રી. કાનજી ગગુભાઇ )

(૧)

વાઘણિયાથી બગસરા જવાને રસ્તે પોરાજીના મેમણ કુળના ખાનદાન નબીરા નામે ખાનુ મુસા ચાલ્યા જાય છે. પાંત્રીસેક વર્ષની અવસ્થા, સાધારણ શ્રડી, મોઢે દાઢી અને નમ્ર ભરાવદાર ચહેરો, સાધારણ ફાટયાં તૂટયાં લૂગડાં પહેરેલાં—એ બધું જોતાંજ ગરીબીમાં ખાનદાની તરી આવતી હતી. પગરખાં ફાટી ગયેલાં એટલે ઠસરપસર અવાજ થતો જાય અને માર્ગ વટાવ્યે જાય.

થોડેક દૂર ગયા ત્યાં રસ્તામાં બરાબર ચીલાઓના મધ્યભાગમાં ચામડાનું આંકડીઓવાળું મોટું પાકીટ પડેલું જોયું. પાસે જઇ પાકીટ ઉંચકે છે ત્યાં તો એકાએક હાથને આંચકો લાગ્યો; કારણ કે ધાર્યા કરતાં પાકીટમાં વજન વધારે હતું, બાર નીસળ હતો. આ ભાઇ તો હાથમાં પાકીટ રાખી વિચારવા માંડયા કે કોઇ મુસાફર જતા હશે તેનું આ પાકીટ પડી ગયું છે. ભાર બહુ છે. લાવને જોઉં, અંદર શું છે? તેમ વિચાર કરી પાકીટને ખોલ્યુ તે વારે તો ચારે તરફ ઝળળ કરતો આભાસ પડી ગયો. હાર, કાંઠલી, દુગદુગી આદિ સુવર્ણ, હીરા તથા માણિક, પન્ના, પોખરાજ આદિથી મઢેલાં ઘરેણાં નજરે પડયાં. ઘડીભર કુબેરનું મન હલમલાવી દે તેવાં એ ઘરેણાં જોઇ ખાનુ મુસાને વિચાર થયો કે, આટલા દાગીનામાં તો જીંદગી

આખી નીકળી જાય; આ ઢસરડા કરવા મટે. પરંતુ તે વાં-રેજ હૃદયે પલટો ખાધો કે ' અરે શું વાત છે ? કોઇ પારકી ચીજ જડે તે પોતાની માની લઇ તેમાં નિર્વાહ કરવા ઇચ્છા રાખે તે તો એક પામર મનુષ્ય છે. શું હું આવી કિંમતી ચીજો જોઇ નીતિનો રસ્તો છોડવા માગું છું ?"

"યા પાક પરવરદીગાર ખુદા ! આવા નાપાક વિચાર-થી પણ મને બચાવી લે. મારે તો આમાંનું એક અંશ જેટલું પણ સુવરની મટ્ટી બરાબર છે."

કેવું પવિત્રતાને શિખરે પહોંચેલું એ હૃદય !

" કોઇ નસીબદારનો આ માલ છે, નહિતર આવાં ઘરેણાં બીજાને ત્યાં ન સંભવે. રસ્તામાં પસાર થતાં આ પાકીટ પડયું છે તે વાત નક્કી છે. હવે પાછો વાઘણિયા તરફ જાઉં. રસ્તે જો કોઇ માલીક મળી જાય તો ઠીક છે, નહિતર વાઘણિયા જઇ મુખીને આ માલ સુપ્રત કરૂં." આમ વિચાર કરી તેમણે વાઘણિયા તરફ પાકીટ લઇને ચાલવા માંડયું. રસ્તામાં કોઇ મળ્યું નહિ એટલે વાઘણિયા પહોંચીને મુખીને વાત કરી અને પાકીટ બતાવ્યું.

સોનાના એક સુંડો દાગીના ! ઘેર બેઠાં ગંગા આવે છે; જીંદગીભર ખાતાં ખૂટે નહિ, વળી ' ઓકડ મધ ને માખીઓ વિનાનું ' જોઇને તો મુખી સાહેબની દાઢજ ડળકી ગઇ. કાન પાસે મોઢું લઇ જઇ મુખીએ ખાતુ મુસાને કહ્યું કે "ભાઇ ! આપણે બન્નેનો અરધોઅરધ-એક મગ ને બે ફાડ." કહીને ડાબા હાથની તર્જનીના વચલા વેઢા ઉપર ઘડ દઇને જમણા હાથની તર્જની ધરીઃ 'ગયો સમય આવવાનો નથી. જન્મભરનું દારિદ્ર ટળી જશે.' ખાતુ મુસાએ જાણ્યું કે આ તો ભારે કરી. આ મીંદડી આગળ મેં વગર રખવાળનું દૂધ ક્યાં રજુ કર્યું ?

" ભાઇ ! જો એમાંથી કાંઇ પચાવી પાડવાની દાનત હોય તો હું વાઘણિયા સુધી પાછો શું કરવા આવું ! રસ્તા-

માં કોઇ માણુસ તો નહિ પરંતુ પંખી ખેચર પણુ મને મળ્યું નથી તો પછી પાકીટનો માલ હું જાતેજ ન પચાવી પાડું ? તમને સોંપવા શા માટે આવું ?"

મુખીએ કહ્યું કે "ભાઇ ! મફતનો બડાશ માર માં ને ! અંગવટો જોતાં ગરીબ માણુસ હો તેમ લાગે છે. તો મારૂં કહ્યું માન, જીંદગીભરનું દળદર ચૂરા થઇ જશે." એમ કહી મુખીએ માલ પચાવી પાડવા કાવાદાવા કરવા માંડયા. પરંતુ દ્દઢ માણુસને ચલિત કરવા સામાન્ય પામરની શું વિસાત છે ?

"ભાઇ ! અલબત્ત, ગરીબ છું, શ્રીમંત નથી; પરંતુ ખાનદાન કુળનો છું અને ગરીબાઇને ટાળવા ખાનદાની ઉપર પાણી ફેરવવા માગતો નથી. મારા તકદીરમાં હશે તો માલીક મને ગમે તે રસ્તે આપશે."

મુખીએ કહ્યું કે "ખુદાએજ આપ્યુ છે એમ માની લે ને !"

"ના, મુખી સાહેબ ! આમ રસ્તામાંથી જડેલું તે ખુદાએ આપ્યુ ન ગણાય. એ તો બીજાની માલીકીનું છે તે પચાવી પાડવું તેમાં નીતિ નથી. હજાર હાથવાળો ગમે તે રસ્તે આપશે. ભાઇ ! મારે તો આમાંનું જરા જેટલું પણુ સુવરની મીટ્ટી બરાબર છે."

વળી કહ્યું છે કે—

> મુસલમાન સુવર ધરે, હૈ હિંદવન કો ગાય;
> દોનુ રસ્તા છોડ કર, કાફ્ર હોય તે ખાય.

"અને તમે પણુ કુડી લાલચ રાખશો માં, મુખી સાહેબ !" એમ કહી પાકીટ લઇ ચાલી નીકળ્યા અને ગામને ઝાંપે આવી બેઠા.

"આ ઘરેણાં મોટી કિંમતનાં છે. કોઈ નસીબદાર યા તો રાજા-મહારાજાનાં હશે એ વાત નક્કી છે. બગસરા

તરફ જતા હશે અને વચ્ચે પાકીટ પડયું છે તે લેવા માટે ઘડી બે ઘડીમાં સ્વારો છૂટશે તે પણ ચોક્કસ છે. માટે સાંજ સુધી અહીં બેસું. જો કોઇ આવે તો સાબીતી કરી માલ તેને સોંપી દઉં; નહિતર ગામના મહાજનને ભેળા કરી માલ સોંપીને ચાલ્યો જઈશ; બીજું કાંઇ બને એમ નથી." તેમ મનમાં તરંગો કરે છે અને ઝાંપે બેઠા છે. ગામમાં પણ ચણપણ ચણપણ વાતની ખબર પડવાથી વીસ પચીસ માણસો પણ આસપાસ જમા થઇ ગયા છે અને જાત જાતના તર્કવિતર્કની વાતો થઇ રહી છે.

થોડી એક વાર થઇ તેટલામાં તો બગસરાને રસ્તેથી ઘોડેસ્વાર પૂરપાટેથી ઘોડું દોડાવતો આવે છે. ડાબલાની પ્રાછટ બોલતી આવે, ઘોડાની છાતી ગુંજતી આવે, ઘોડાની ડોક, સ્વાર અને પૂંછડાનો ઝંડો ત્રણેનો દેખાવ જાણે ત્રણ સ્વાર એક ઘોડા ઉપર બેઠા હોય તેવો ભાસ થતો આવે; ધૂળની ખેપટ ઉડતી આવે, આભને ઉંડળમાં લીધે આવે અને ઘોડાને દપટાવ્યે આવે. થોડી વારમાં તો સ્વાર તદ્દન નજીક આવી ગયો. સ્વારે ગામના ઝાંપામાં માણસોનું ટોળું જોઇ ઘોડાને થંભાવ્યો અને ઉભો રાખ્યો.

ચુડા રાણપુરના મોલેસલામ દરબારનાં રાણી સાહિબા ચુડા રાણપુરથી ભેંસાણ રાણપુર ગામે જતાં હતાં. સાથે સીગરામ તથા આઠ દશ સ્વારો હતા. એમ રસાલા સાથે જતાં વાઘણિયાથી પસાર થતાં રસ્તામાં ઘરેણાનું પાકીટ પાડેલું. તેઓ બગસરા મુકામે વિસામો લેવા રોકાણાં ત્યાં તપાસ કરે તો પાકીટ ન મળે.

એજ મિનિટે સ્વારને વહેતો કર્યો તો જોસભેર વાઘણીઆ સુધી પહોંચ્યો.

ગામના ઝાંપામાં ઉભેલાં માણસોને જોઇ સ્વાર તો ચિત્રામણમાં લખાણો હોય તેમ ઉભો રહી ટીકી ટીકીને સામેજ જોઇ રહ્યો—ભેળાં થયેલ માણસોમાંના એક જણે સ્વાર સામે જોઇ પૂછયું કે "ભાઇ ! કેમ બહુ ઉતાવળે

આવો છો ? ઘોડાને તથા તમોને પરસેવો રેબઝેબ ચાલ્યો જાય છે. વળી આમ હાંફળા ફાંફળા બની ગયા છો તેનુ શુ કારણ છે ?"

શ્વાસભેર હાંફતાં હાંફતાં સ્વારે કહ્યું કે "ભાઈ ! કાંઇ કહેવાની નહિ. કડિયુનાં ડોરણાં ત્રુટી ગયાં છે."

"કારણ ?" માણસોએ એકસામટા અવાજે કહ્યુ.

"ભાઇ ! વાત એમ છે કે અમારા દરબારનાં રાણી સાહિબા સાથે અમો રાણપુર જતા હતા. રસ્તામાં પચાસેક હજારના દાગીનાવાળું પાકીટ પાડ્યુ છે તેની તપાસ માટે નીકળ્યો છું. પાકીટ હાથ ન આવે તો અમારૂ તો ઉકલી ગયું. દરબારને મોઢું બતાવીએ તેમ રહ્યું નથી." બોલતાં બોલતાં સ્વાર ગળગળો થઈ ગયો.

આ સાંભળીને એકદમ ખાનુ મુસા ઉભા થયા અને પૂછયુ કે, પાકીટમાં શું શું દાગીના હતા ? સ્વારે ટપોટપ નામ કહેવા માંડ્યાં. તે સાંભળીને ખાનુ મુસાએ ઝડપ દઇને પાકીટને સ્વાર પાસે મૂકીને કહ્યુ કે "ભાઇ ! આ પાકીટ તો તમારૂ નહિં ને ?"

સ્વાર તો રંકને રત્ન પ્રાપ્ત થયુ હોય તેમ આનંદમાં ઉન્મત્ત બની જઈ બોલી ઉઠ્યોઃ "હેં ભાઇ ! એજ પાકીટ, તમોને ક્યાંથી હાથ લાગ્યુ ?"

"ભાઇ ! મને એ રસ્તામાંથી હાથ લાગ્યુ. હવે આ બધા માણસોની રજુઆતે ખોલો આ પાકીટ. લ્યો, તમે કહ્યા તે બધા દાગીના મેળવી લ્યો."

પાકીટ ખોલ્યુ. જુએ છે ત્યાં તો બધા દાગીના જેમના તેમ અકબંધ પડયા છે. પાકીટને જેમનું તેમ લઇ ખાનુ મુસા તથા સ્વાર તેમજ ગામના બે ચાર મોભાદાર માણસો બધા પહોંચ્યા બગસરા. રાણી સાહીબા વગેરે સ્વારની એકીટશે મે'ની પેઠે રાહ જોઇ રહ્યાં હતાં. ત્યાં

તો સ્વાર આવ્યો. પોરસથી છાતી ગજ ગજ ઉછળતી આવે; હર્ષ ક્યાંય સમાતો નથી; જાણે કે અત્યારે ઘરેણાં કામીનેજ આવતો ન હોય !

બધી વાત કરી, પાકીટ જેમનું તેમ રજૂ કર્યું. રાણી સાહેબાએ ખાનુ મુસાનો મહદ્ ઉપકાર માન્યો. અંદરથી એક હજારના દાગીના લઇ આપવા માંડયા. પરંતુ ખાનુ મુસાએ કહ્યું કે "મારે તો એમાંનું કાંઈ પણ મુવરની મટ્ટી બરાબર છે. તમારા ભાગ્યનાં હતાં ને પાછાં આવ્યાં છે; એમાં મારો કાંઇ ઉપકાર થયો નથી."

આમ કહી ખાનુ મુસા પોતાને રસ્તે પડયા અને રાણી સાહિબા વગેરેએ ખાનુ મુસાને દશ પંદર દિવસ પછી રાણપુર આવવા ઘણાજ સોગંદ આપ્યા અને તેઓ પણ રાણપુર તરફ રવાના થયાં.

(૨)

મુંબઇ નગરીની અલબેલી બજારમાં ગુજરી ભરાઇ છે. થાળી મેલો તો ફ્રોપટ ચાલી જાય તેવો હેકડાઠઠ માણસોનો મેળો જામ્યો છે. હરરાજી કરવાવાળો એક માણસ હાથમાં સોનાની કાનમાં પહેરવાની છેલકડી લઇ સવાત્રણ રૂપિયા એક વાર, સવાત્રણ રૂપિયા, એમ લલકાર કરી રહ્યો છે. ત્યાં પડખેથી એક કાઠિયાવાડી માણસ બોલ્યો કે ભાઇ ! આપણા સાડાત્રણ રૂપિયા.

સાડાત્રણ રૂપિયા એક વાર, બે વાર અને ત્રણ વાર કહી હરરાજી કરનારે માગણી કરનાર સામું જોઇ છેલકડી ફેંકી. માગણી કરનારના ખિસ્સામાં બરાબર ગણ્યા સાડાત્રણ રૂપિયા હતા તે ખિસ્સામાંથી કાઢી હરરાજી કરનારને આપ્યા, અને પોતે છેલકડી જોતો જોતો રસ્તે પડયો.

વાચક ! ઓળખે છે એ માગણી કરનાર ને ? એજ આપણા પૂર્વપરિચિત ધોરાજીના ખાનુ મુસા. ધંધા પાણીની મંદીને લીધે પૂરો નિર્વાહ ચાલતો ન હોવાથી ધોરાજી

છોડી મુંબઈ આવી જુજ પગારમાં નોકર રહ્યા છે. બજારમાં કાંઈ લેવા દેવા નીકળેલા તે હરરાજી થતી જોઇ ત્યાં ઉભા રહ્યા અને માગણી કરી તો છેલકડી રૂપિયા સાડાત્રણમાં આવી ગઇ. ખિસ્સો ખાલી થઇ ગયો.

ઘેર આવી છેલકડી પોતાના શેઠને બતાવી. શેઠે કહ્યું કે "માળા તારે વળી છેલકડી વિના શું ચાલતું નહોતું? નાહક સાડાત્રણ રૂપિયા ખોયા. આમાં બેઆની ભારેય સોનું નથી!"

"શેઠ! હરરાજીની વાત છે. મેં તો સહેજે માગણી કરી ત્યાં તો હરરાજી કરનારે ત્રણ વાર કરી આપી દીધી તે લઇ આવ્યો છું."

"પણ ભાઇ! નાહક એમ હરરાજીમાં માગણી કર્યા કરીશ તો આ તો મુંબઇ છે; બાવો બની જઇશ." આમ રકઝક ચાલે છે અને શેઠના હાથમાં છેલકડી ટીંગાય છે. ચપટીમાં ચારે તરફ ફેરવતા શેઠ છેલકડી જોઇ રહ્યા છે. સામો બેઠો બેઠો એક ઝવેરી આ બધું સાંભળે છે. તેની નજર છેલકડી તરફ ગઇ. ભાળતાંની વાર ઝવેરી બોલ્યોઃ "શેઠ! હવે જે થવાનું હતું તે થઇ ગયું; તેમાં હવે તમે ગમે તેટલો ઠપકો આપો તે વ્યર્થ છે; અને એમ હોય તો લાવો આપણા પાંચ રૂપિયા."

શેઠે છેલકડી સામે નજર કરી બારીક અવલોકન કર્યું ત્યાં તો નીચેના ભાગમાં ચકચકિત હીરો જડેલો દીઠો. વિચાર કર્યો કે ઝવેરીએ પાંચ રૂપિયા કર્યા તે નક્કી આ હીરાને લીધેજ હીરો કિંમતી છે એમાં ફેર નહિ. એટલે શેઠે તો વધારે પારખું કરવા કહ્યું કે ભાઈ! એ તો કહેવાય! કાંઇ પાંચ રૂપિયામાં આપી દેવાય? 'તો દસ રૂપિયા' ઝવેરીએ કહ્યું. શેઠે કહ્યું કે ના ભાઈ! એટલે પછી પંદર, વીસ, પચીસ એમ ચડતાં વાત સો બસોએ પહોંચી. શેઠે જાણ્યું કે નંગ કિંમતી છે. "ખાનું! તારાં ભાગ્ય ખુલી ગયાં." જવાબમાં આકાશ સામે જોઇ ખાનુ મુસાએ પ્રત્યુ-

સર વાળ્યો: "ખુદાની તથા આપની મહેરબાનીની."

ગાડી જોડાવી ખાનુ મુસાને સાથે લઈ શેઠ પોતાના ઓળખીતા ઝવેરીને ત્યાં ગયા. છેલકડી બતાવી. ઝવેરીએ જોઇને રૂપિયા દસ હજાર કિંમત કરી. શેઠે કહ્યું કે બરાબર કહો શેઠજી! તો પછી એની કિંમત ઘરધણી જે કહે તે સાચી. શેઠે કહ્યું કે ઘરધણી શું કહેશે! આપજ બરાબર વ્યાજબી કિંમત કહી દ્યો. એમ રકઝક કરે છે ત્યાં તો ઉતાવળા થઇ ખાનુ મુસા બોલી ગયા કે ભાઇ રૂપિયા સોળ હજાર આપો.

"સોળ હજારના કાકા!" ઝવેરીએ કહ્યું. શેઠે કહ્યું કે "એમ સોળ હજારમાં આપી દેવાય! ઇ તો ગાંડો છે. રૂપિયા વીસ હજાર આપો."

"શેઠ સાહેબ! આપ તો મારા મુરબ્બી છો, પરંતુ મેં જે સોળ હજાર રૂપિયા કહ્યા તે ઉપરાંત તો એક પાઇ પણ મારે હરામ, ન ખપે. જીભમાંથી પડી ગયું તે હવે લાખેય ન ગળાય." ઝવેરીએ તો સોળ હજાર રૂપિયાની સોનામહોરો ગણી દીધી તે લઇ શેઠ તથા ખાનુ મુસા ઘેર ગયા.

(૩)

હવે તો શેઠની પરવાનગી મેળવી ખાનુ મુસાએ મુંબઇમાં પોતાની સુવાંગ દુકાન કરી, જેમાં માલીકની કૃપાથી લાખો રૂપિયા કમાયા. દોમ દોમ સાહ્યબીના અધિપતિ બન્યા. નવે નિધિ અને અષ્ટ સિદ્ધિ આંગણે નાચી રહી, મુંબઇમાં અને દેશદેશાવરોમાં સારી ખ્યાતિ મેળવી અને નામચીન લાખોપતિમાં અગ્રગણ્ય બન્યા.

લોકોપયોગી કામમાં લાખો રૂપિયાના ફાળા આપી પ્રખ્યાતિમાં ઓર વધારો કર્યો. પાંચ પંદર વર્ષ પછી મુનીમો ઉપર દુકાનનો ભાર મેલી પોતે નિવૃત્તિ અર્થે પોરાજી જઇ રહેવા લાગ્યા અને ખુદાની બંદગીમાં જીવન વીતાવવા માંડ્યા.

(૪)

આજે તો ઠેર ઠેર મુંબઇમાં ગ્યાસલેટનો કાંટો બંધ છે. જ્યાં જઇને પૂછો કે ભાઈ! ગ્યાસલેટ આપો ત્યાં જવાબ મળે કે ભાઇ! આજે ગ્યાસલેટ નહિ મળે. કોઇએ પૂછયું કે "ભાઇ! આનુ કારણ શું? મુંબઇ જેવા શહેરમાં ગ્યાસલેટ ન મળે એ તો ગજબની વાત!"

"ભાઇ! આજે મેમણ કોમના અને સમસ્ત વેપારી આલમના શિરતાજ ખાનુ મુસા પોરાજીથી પધાર્યા છે. તેમના માનમાં વેપારી એસોસીએશને ગ્યાસલેટનો કાંટો બંધ રાખવા ઠરાવ્યું છે, જેથી આજે ગ્યાસલેટનો કાંટો બંધ છે."

અહા! શું કુદરતનો ખેલ!

એક સમયના માટે વાઘણિયાથી પગપાળે ફાટલ તૂટલ લૂગડે ગરીબી હાલતમાં બગસરા જતા. હવે તો આપણા પૂર્ણપરિચિત ખાનુ મુસા કે જેના સામું જોવા સરખી પણ કોઇને પડી નહોતી તે આજે એક કરોડોપતિ બન્યા, એટલું જ નહિ પરંતુ જેના માનમાં આજે મુંબઈ જેવા શહેરમાં ગ્યાસલેટનો કાંટો બંધ!

એ પણ નીતિના બદલામાં ખુદાની મહેરબાની નહિ તો બીજું શુ?

ખાનુ મુસાનાજ શબ્દો 'હજાર હાથવાળો આપવા ધારશે તો ગમે તે રસ્તે આપશે' શું ખોટા હતા? નહિ, એ તો એના પવિત્ર આત્માનો નાદ હતો. એ જુઠ્ઠો હોઇ જ ન શકે. આનુ નામ નીતિનો બદલો.

આ વાત બન્યાને બહુ બહુ તો પચાસ વર્ષો ઋતુ પસાર થઈ છે. ખાનુ મુસાના વંશજો પોરાજીમાં હયાત છે અને અત્યારે પણ લાખોપતિ છે એમ કહેવાય છે.

("શારદા" માસિકના એક અંકમાથી)





# ૧–इशु ख्रिस्त

( લેખક–શ્રી. વાલજી ગોવિંદજી દેસાઈ )

## પૂર્વરંગ

ફલસ્તીન દેશમાં ગલીલ પ્રાંતના નાસરત નામે નગરમાં આજથી આશરે બે હજાર વર્ષ પૂર્વે યુસુફ તથા મરિયમ નામે દંપતી રહેતાં હતા. એ સમયે ત્યાં રોમન લોકો રાજ્ય કરતા હતા, અને એમણે આખી પ્રજાનાં નામની ટીપ કરવાની આજ્ઞા કરી હતી. યુસુફ દાઉદ રાજાનો વંશજ હતો, એટલે નામ નોંધાવવા સારૂ બેય માણસ, યહૂદિયા પ્રાંતમાં દાઉદ રાજાનુ બેતલેહમ નામે નગર નાસરતથી દક્ષિણે ૪૦ ગાઉ દૂર હતું ત્યાં આવ્યા. મરિયમ ગર્ભવતી અને પૂરે દહાડે હતી. એને બેતલેહમમાં પહેલા ખોળાનો પુત્ર અવતર્યો. ધર્મશાળામાં જગ્યા નહોતી એટલે મરિયમે પુત્રને વસ્ત્રખડે ઢબુરીને પશુશાળાની ગમાણમાં સૂવરાવ્યો. આ બાળક તે ઇશુ ખ્રિસ્ત, અને હિંદુને જેમ કપિલવસ્તુ, અયોધ્યા ને મથુરા, તથા મુસલમાનને મક્કા, એમ ઇશુપ્રેમીને બેતલેહમ.

એ પ્રદેશમાં કેટલાક ઘેટાંના ગોવાળ રાતવેળાએ પોતાના વ્રજની વારાફરતી ચોકી કરતા હતા. ત્યાં એક દેવદૂત એમની આગળ આવીને ઉભો ને બોલ્યોઃ " હું તમને શુભ સમાચાર દેવા ને વધામણી ખાવા આવ્યો છું. આજ ભગવાને બેતલેહમમાં જગતના કલ્યાણ તથા ધર્મની સંસ્થાપના અર્થે અવતાર લીધો છે,"

ગોવાળોને કૌતુક થયું કે 'ચાલો આપણે બેતલેહેમ.' બેતલેહેમ આવીને એમણે ગવાદનીમાં સૂતેલા બાલગોપાલને જોયો, અને જ્યાં ગયા ત્યાં એના જન્મની અને પોતાના ઉગ્ર ભાગ્યની કથા કરતા ગયા.

સૂતકના ચાલીસ દિવસ પૂરા થયા એટલે બેતલેહેમથી ઉત્તરે ત્રણ ગાઉ દૂર રાજધાની યરુશલેમ છે ત્યાંના મંદિરમાં ઇશુને ભગવાનને પગે લગાડવા લઈ ગયા.

યરુશલેમમાં શિમિયોન નામે એક ધાર્મિક અને શ્રદ્ધાળુ નર હતો. એને વરદાન હતું કે ભગવદાવતારનાં દર્શન કર્યા વિના એ મરશે નહિ. શિમિયોન આ સમયે મંદિરમાં આવી ચડ્યો. એણે બાળક ઇશુને ખોળામાં લીધો અને કહ્યું: 'માણસજાતનું અજ્ઞાનતિમિર હરનાર ભાસ્કરને મેં જોયો, એટલે હવે નિરાંત કરીને દેહબંધનમાંથી છૂટીશ.'

મંદિરમાં હાન્ના નામની એક ભક્ત બાઈ હતી, જે સાત વર્ષ ઘરવાસ કરીને વિધવા થઇ હતી. હમણાં તે ૮૪ વર્ષની હતી ને દિવસરાત ઉપવાસ ને પ્રાર્થના કર્યા કરતી. એણે પણ એ દિવ્ય બાળકનાં દર્શન કરીને, જન્મ સફળ કર્યો. ઇશુને મંદિરમાં પગે લગાડીને દંપતી પોતાને ગામ બેતલેહેમ આવ્યાં.

બાળકનાં દર્શન કર્યાં તથા એની આગળ સુવર્ણ ને સુગંધ ધર્યાં, અને ફરી હેરોદને ન મળવાની એમને સ્વપ્નમાં ચેતવણી મળી એટલે એ બીજે માર્ગેથી સ્વદેશ સિધાવ્યા.

એ ગયા પછી દેવદૂતે યુસુફને સ્વપ્નમાં કહ્યું: 'ઉઠ, બાળક તથા તેની માને લઈને મિસરમાં નાસી જા, અને હું પાછા આવવા ન કહું ત્યાં લગી ત્યાંજ રહેજે. કેમ કે હેરોદ બાળકને મારવા મથશે' એટલે યુસુફ રાતોરાત જ સહકુટુંબ મિસર ગયો.

જ્ઞાની પાછા ન આવ્યાથી હેરોદે બે વર્ષનાં ને એનાથી નાનાં જેટલાં બાળક બેતલેહમમાં હતાં એ બધાંનો વધ કર્યો.

હેરોદ મરી ગયા પછી દેવદૂતે મિસરમાં યુસુફને કહ્યું: 'પાછો ઈસ્રાએલ જા, કેમ કે બાળકનો શત્રુ હવે મરી ગયો છે. એટલે યુસુફ મિસરથી નાસરત પાછો આવ્યો.

હવે વર્ષે વર્ષે યરુશલેમમાં નિસ્તાર પર્વનો મહોત્સવ થાય ત્યારે ઇશુનાં માતાપિતા ત્યાં જતાં. એક વખત ઇશુ બાર વર્ષનો હતો ત્યારે તે નિત્યનિયમ પ્રમાણે યરુશલેમં ગએલાં. ઉત્સવ પૂર્ણ થયા પછી પાછાં વળ્યાં ત્યારે બાળક ઈશુ યરુશલેમમાં વાંસે રહી ગયો, પણ માતા-પિતાને એનું ધ્યાન રહ્યું નહિ. એ તો એમ જાણતાં હતાં કે સંઘમાં હશે. એક દિવસનો પંથ કાપ્યા પછી એને ગોત્યો તો જડયો નહિ, એટલે પાછાં યરુશલેમ ગયાં. ત્રણ દિવસ શોધ કર્યા પછી તેમણે જોયુ તો તે મંદિરમાં સંતસમાજમાં બેઠો છે, એની કથા સાંભળે છે તથા પરિશ્રમ કરે છે અને જે કોઈ એની વાત સાંભળે છે તે એનું બુદ્ધિબળ જોઈને વિસ્મિત થાય છે. માએ કહ્યું: 'દીકરા ! તેં આ શું કર્યું ? તારા પિતા ને હું ચિંતાતુર થઈને તને ગોતતાં હતાં.' ઇશુએ કહ્યું: 'તમે મને શુ કામ ગોત્યો ? મારે ભગવાનને કામે લાગવું જોઇએ એ તમે નથી જાણતાં ?' પણ એની વાત માબાપને ગળે ન ઉતરી. પછી ઇશુ

માબાપ સાથે નાસરત આવ્યો ને એમની આજ્ઞામાં રહ્યો, તથા ઉત્તરોત્તર વધારે બળવાન, બુદ્ધિમાન ને ઈશ્વરના અનુગ્રહનું તથા લોકોની પ્રીતિનું પાત્ર બન્યો.

તેરમાથી ત્રીસમા વર્ષ લગી ઈશુ નાસરતમાં રહ્યો. આ ૧૮ વર્ષ એ સુતારકામ કરતો ને પોતાના કુટુંબનું ભરણપોષણ કરતો.

આ સમયે જૉન નામે એક પુરુષ શાસ્તારૂપે બહાર પડયો હતો. જૉનનો પિતા યરુશલેમના મોટા મંદિરમાં ધૂપ સમર્પક પૂજારી હતો, ને માબાપની વૃદ્ધાવસ્થામાં જૉનનો જન્મ થયો હતો. જૉન નાનો હતો ત્યાંજ આપણા ધ્રુવની પેઠે વનમાં તપ કરવા ગયો, ને ત્યાં પ્રાર્થના તથા સ્તુતિ દ્વારા પોતે ધારેલા કામને સારૂ એણે સાધના કરી. મદ્યપાન તો એણે કદાપિ કર્યુંજ નહોતું. સાંઢિયાના વાળનો ઝભ્ભો એ પહેરતો ને એના ઉપર ચામડાનો પટ્ટો બાંધતો. ટીડ તથા વનના મધનો એ આહાર કરતો. મૃતસમુદ્ર સરોવરની પશ્ચિમે અરણ્ય હતું ત્યાં એ વસતો. ત્રીસમે વર્ષે એ ધર્મોપદેશ કરવા નીકળ્યો. એની પ્રવચનશક્તિ એવી પ્રચંડ હતી કે યરુશલેમ આદિ સ્થળેથી લોકો ટોળે મળીને એનું વ્યાખ્યાન સાંભળવા આવતા હતા.

જૉન કહેતો કે ભગવાન અવતરવાના છે અને પોતાનું શાસન સ્થાપવાના છે. એટલે તમે તમારૂ હૈયુ પલટાવો. જૉનનો બોધ જેને લાગી 'જતો તે પોતાનાં પાપ એની આગળ પ્રકાશતાં, અને જૉન યરદન નદીના પાણીથી એની શુદ્ધિ કરતો.

ત્રીસમે વર્ષે ઇશુએ સુતારકામ તથા ઘરનો ત્યાગ કર્યો. હવે એને અનિકેત બનવું હતું, અથવા જેટલાં ઘર એટલાં પોતાનાં કરવાં હતાં. પ્રથમ તો એ જૉનને હાથે જળશુદ્ધિ લેવા યરદન નદી આગળ આવ્યો. જૉને કહ્યું:

'મારેજ તમારી આગળ શુદ્ધિ લેવી' જોઇએ એમ છે; ને તમે મારી આગળ આવ્યા ?'

ઇશુએ કહ્યું: 'હમણાં તો એમજ થવા દો; આપણ સર્વેએ પોતપોતાનો સ્વધર્મ પાળવો રહ્યો.'

શુદ્ધિ પછી તરતજ ઇશુ વનમાં ગયો, ને ત્યાં એણે ચાળીસ દિવસના ઉપવાસ કર્યા. ચાળીસમે દિવસે ઇશુને ભૂખ વર્તાઈ, એટલે સેતાન એની આગળ આવ્યો ને કહ્યું: 'જો તું અવતારી પુરુષ હો તો આ પથ્થરને આજ્ઞા કર કે રોટલો થઇ જાય.'

ઇશુએ કહ્યું: 'શાસ્ત્રમાં લખ્યું છે, મનુષ્ય કેવળ રોટલાથી નહિ પણ ભગવદ્વાક્યથી જીવે છે.'

પછી સેતાન ઇશુને પુણ્યનગર લઈ ગયો, ને મંદિરના શિખર ઉપર એને બેસાડીને કહ્યું: 'જો તું અવતારી પુરુષ હો તો અહીંથી પડતું મૂક; કેમકે તને તો દેવનાં રખોપાં છે. અને કદાચ તને ઠેસ લાગશે તો એ તને પોતાના હાથમાં ઝીલી લેશે.' ઇશુએ કહ્યું: 'વળી લખ્યું છે, ભગવાનનાં તારે પારખાં ન કરવાં.'

ફરીને સેતાન ઇશુને અતિ ઉચ્ચ પર્વત ઉપર લઈ ગયો. જગતનાં સર્વ સામ્રાજ્ય એને બતાવ્યાં ને કહ્યું: 'જો તું મારે પગે પડે ને મારી આરાધના કરે તો આ સર્વ વૈભવ તને આપું.'

ઇશુએ કહ્યું: 'હે સેતાન ! નીકળ અહીંથી, કારણ, લખ્યું છે કે તું ભગવાનનેજ ભજજે ને એનીજ સેવા કરજે.'

એટલે સેતાન ચાલતો થયો.

જૉને પોતાના શિષ્યમંડળમાંના એક અંદ્રિયાને ઈશુની ઓળખાણ કરાવી હતી. એ અંદ્રિયા ઇશુનો પહેલો શિષ્ય થયો. અંદ્રિયાએ પોતાના ભાઈ શિમોન પીતરને ઇશુ આગળ આણ્યો, એટલે પીતર ઇશુનો બીજો શિષ્ય

થયો. અંદ્રિયા ને પીતરનો ગામભાઇ બેતસૈદાવાસી ફિલિપ્, અને ફિલિપનો મિત્ર નથનેલ ઈશુના ત્રીજા ને ચોથા શિષ્ય હતા. અંદ્રિયા ને પીતર ગલીલના સરોવર ઉપર માછીમાર હતા. એ સરોવરમાં જાળ નાખતા હતા ત્યાં ઇશુએ કહ્યું: 'મારી પાછળ આવો. હું તમને માછલાંને ઠેકાણે માણસ ઝાલતાં શીખવું.' અને તરતજ જાળ છોડીને બેઉ ભાઇ ચાલી નીકળ્યા. જેમ્સ અને જૉન એ બે ભાઇ પણ માછી હતા ને એ પણ એમજ ચાલી નીકળ્યા હતા.

યરુશલેમમાં આ વર્ષે મહોત્સવ થયો. એ પ્રસંગે ઇશુ યરુશલેમ ગયો. યરુશલેમના મંદિર આગળ એક ચોક હતો. ત્યાં ભોગ આપવાનાં ઢોરની ગુજરી ભરાતી. આખો દિવસ ત્યાં ગોધા ભાંભરે, મેંઢા મેં મેં કરે અને સાટાં કરતા લોકોની રકઝકની રાડ પડે. કબૂતર પણ ત્યાંજ વેચાતાં અને નાણાવટી નાણાં લઇને બેસતા. ઇશુએ ઝીણી દોરીનો કોરડો કરીને ગોધા તથા ઘેટાંને ચોકમાંથી હાંકી કાઢ્યાં, નાણાવટીનાં નાણાં ઉડાડી મૂક્યાં ને એના પાટલા ઊંધા વાળ્યા. કબૂતર વેચનારને કહ્યું કે 'આ સર્વ અહીંથી લઇ જાઓ; મારા પિતાના પ્રાર્થનામંદિરને ચોરની ગુફા બનાવો મા.' આમ એણે મંદિરની શુદ્ધિ કરી.

મંદિરશુદ્ધિ પછી આઠ માસ ઇશુ યહૂદિયામાં રહ્યો અને અનેક માણસો એના શિષ્ય થયા. જૉને હેરોદ રાજાને એના અનાચાર સારૂ ઠમકો આપ્યો. એટલે હેરોદે જૉનને કારાગૃહમાં નાખ્યો ને અંતે એનો શિરચ્છેદ કર્યો. આ સાંભળીને ઇશુએ યહુદિયા છોડયું ને ગલીલ ગયો. માર્ગમાં એ શમરૂન પ્રાંતના શૂખર નગરમાં આવ્યો. શૂખરમાં યાકૂબનો કૂવો હતો. એને કાંઠે ઇશુ બેઠો ત્યાં એક સ્ત્રી પાણી ભરવા આવી. એની પાસે એણે પીવા પાણી માગ્યું. શમરૂની સ્ત્રીએ કહ્યું: 'તમે યહૂદી છો, ને મારી શમરૂનીની પાસેથી પાણી કેમ માગો છો? યહૂદી તો શમરૂની

સાથે વ્યવહાર રાખતા નથી.'

ઇશુએ કહ્યું: 'તારી પાસે પાણી માગનાર કોણ છે એ તું જાણતી હોત તો તું એની પાસેથી માગત, ને એ તને જીવનજલ આપત.'

બે દિવસ શુખરમાં રહીને ઇશુ ગલીલ આવ્યો, ને પછીનું દોઢ વર્ષ ત્યાં રહ્યો.

ઇશુ પોતાને ગામ નાસરત આવ્યો. એક દિવસે એ ત્યાંના મંદિરમાં ગયો હતો. ત્યાં એ શાસ્ત્ર વાંચવા ઊભો થયો. ગ્રંથ એણે અનાયાસે ઉઘાડયો ને નીચલું વાક્ય વાંચ્યું: 'ભગવાને મારે વિષે અવતાર લીધો છે; કારણ, એણે મને રાંકને શુભ આપવાનો આદેશ કર્યો છે. ભાંગેલ હૃદયને સાજાં કરવા, બંદીને છોડાવવા ને અંધને દેખતા કરવા એણે મને મોકલ્યો છે.'

શ્રોતૃવર્ગ આ સાંભળીને એના સામું જોઇ રહ્યો. ઈશુએ કહ્યું: 'આ શાસ્ત્રવચન મારે વિષે ફળ્યું છે.' નાસરતવાસીઓ કહે: 'આ તો યુસુફ સુતારનો દીકરો. ઇ જ, તે કઇ વાડીનો મૂળો?'

ઇશુની ધૃષ્ટતા એ લોકોને અસહ્ય થઇ પડી. તેઓ એને ઝાલીને ટેકરી ઉપરથી ફગાવી દેવાના હતા; પણ ઇશુ કફર્નાહુમ ચાલ્યો ગયો ને પછી મોટે ભાગે ત્યાંજ રહ્યો.

ઈશુના પહેલા છ શિષ્ય—અંદ્રિયા, પીતર, જેમ્સ, જૉન, ફિલિપ અને નથનેલ (અથવા બર્થલમય)—નો ઉલ્લેખ ઉપર થઇ ગયો. એ છ, કફર્નાહુમનો દાણી મૅથ્યુ, ટૉમસ, નાનો યાકૂબ (જેમ્સ), શિમોન, યાકૂબનો ભાઇ યહૂદા અને વિશ્વાસઘાતક યહૂદા ઇસ્કરીઓત, એમ બાર જણ ઇશુના પટ્ટશિષ્ય હતા. બીજા પણ સિત્તેર શિષ્ય હતા. એમાંથી બબ્બેને ઇશુ એક ઠેકાણે મોકલતો ને કહેતો કે 'પાક તો પુષ્કળ છે, પણ મૂલી થોડા છે; ક્ષેત્રપતિને પ્રાર્થના કરો કે લણણી કરવા મૂલી મોકલે.'

ઇશુએ પાણીમાંથી દ્રાક્ષાસવ બનાવ્યો, વાવાઝોડું શમાવ્યું, જળનું સ્થળ કરીને એના ઉપર ચાલ્યો, પાંચ રોટલા ને બે મચ્છીઓમાં પાંચ હજાર માણસને જમાડયાં, પતિયલને પિત્તમુક્ત કર્યો, આંધળાને દેખતા કર્યા; ભૂતોનો વળગાડ મટાડયો, વિવિધ રોગના રોગીને સાજા કર્યા અને મરેલાને સજીવન કર્યા, એમ કહે છે; પણ આની વિગતમાં આપણે નહિ ઊતરીએ. ઇશુના ચમત્કાર કરતાં એનો ઉપદેશ અનંતગણો મહત્ત્વનો છે.

## પશ્ચિમ દર્શન

યરુશલેમની પૂર્વે પોણો માઇલ દૂર જેતુનગિરિ છે, ને જેતુનગિરિથી આગળ ચાલતાં યરુશલેમથી આશરે બે માઇલને અંતરે બેથનિયા ગામ છે. એ ગામનાં પરિષહ (પૅશન્) પહેલાં છ દિવસે ઈશુ આવ્યો. મરિયમ ને માર્થાને ઘેર એ વાળુ કરતો હતો. માર્થા પીરસતી હતી અને ઇશુએ સજીવન કરેલો એનો ભાઇ લાસાર ઇશુ સાથે બાજોઠ ઉપર જમવા બેઠો હતો. ત્યાં મેરીએ સોંઘામૂલું જટામાંસીનું એક શેર સુગંધી તેલ લીધું, ઇશુને ચરણે તેનો લેપ કર્યો અને પોતાના માથાના વાળથી એના પગ લૂછયા. ઘર સૌરભથી બહેકી ઉઠયું, એટલે યહૂદા ઇસ્કર્યોત નામે શિષ્ય, જે ઇશુને શત્રુને હાથ સોંપવાનો હતો એણે કહ્યું: 'આ અત્તર ૩૦૦ રૂપિયામાં વેચીને રાંકને દીધું હોત તો?'

યહૂદા કાંઈ રાંકનો હિતચિંતક નહોતો, પણ ચોર હતો. એની આગળ કોથળી રહેતી એમાંથી એ પૈસા ઉપાડી જતો.

ઇશુએ કહ્યું: "એ તો એણે મારા દેહને આગોતરો જ છેલ્લો કરિયાવર કર્યો છે. રાંક તો તમારા ચિરસંઘાતી છે, એટલે જ્યારે ઇચ્છો ત્યારે એની સેવા તમે કરી શકો છો; પણ હું તમારો બે દિનનોજ અતિથિ છું. સકળ જગતમાં જ્યાં જ્યાં મારી કથા કહેવાશે ત્યાં ત્યાં આ

બાઇની સેવાનું લોકો સ્મરણ કરશે."

જેમ કોઇ રાજા રાજ્યાભિષેકને સારૂ રાજધાનીમાં આવે, એમ ઇશુ યરુશલેમ આવ્યો. રાજા હાથીએ ચઢીને આવે; ઈશુ અનારૂઢપૂર્વક ગર્દભશાવક ઉપર બેસીને આવ્યો. યહૂદિયામાં ભલભલાં ગધેડે ચડે છે, ગધેડે ચઢવામાં હીનપદ નથી માનતા; પણ હીનપદ હોય તોય ઇશુ ક્યાં ઉચ્ચ પદનો ભૂખ્યો હતો! એને તો શૂળીએ ચઢવું હતું; ક્યાં સિંહાસન ઉપર બેસવું હતું!

એના માર્ગમાં લોકોએ પોતાનાં વસ્ત્ર પાથર્યાં, ઝાડપાન વેર્યાં ને હાથમાં ખજૂરીની ડાળખી લઇને એનાં દર્શન કરવા નીકળી પડયા. 'ભગવાનને નામે જે આવે છે તે ઇસ્રાયેલના રાજા'નો જયઘોષ થયો. જેતુનગિરિ ઉપરથી યરુશલેમને જોઇને ઇશુને આંસુ આવ્યાં. જ્યાં પોતે કથા કરી હતી ને પરચા બતાવ્યા હતા ત્યાંના લોકોને હાથેજ એને મરવાનું હતું. અપરાધીની નગરી જે શિક્ષા ભોગવવાની હતી એનો વિચાર કરતાં એને રોવું આવ્યું. સાંજે ઇશુ બેથનિયા આવતો રહ્યો.

નિસ્તારપર્વ જે દિવસે પાળવાનું હતું તે ગુરુવાર આવ્યો. ઇશુ જાણતો હતો કે બીજે દિવસે એને મરવાનું છે. શિષ્યોને એના સમાગમનો આજ છેલ્લો દિવસ હતો.

ગુરુવારે સાંજે ગુરુશિષ્ય જમવા બેઠા. ત્યાં પોતામાં શ્રેષ્ઠ કોણ એનો શિષ્યોમાં વિવાદ થયો એટલે ઇશુએ એમને નમ્રતાનો પાઠ શીખવ્યો, અંગરખો ઉતારી નાખ્યો ને કેડે અંગૂછો બાંધ્યો, પછી કળશમાં પાણી લઇને શિષ્યોના પગ ધોયા ને કેડે બાંધેલા અંગૂછાથી તે લૂછયા ને કહ્યું: 'હું તમારો આચાર્ય ને પ્રભુ થઇને તમારા પગ ધોઉં છું; તમારે પણ એકબીજાના પગ ધોવા જોઇએ.'

વાળુ ચાલતું હતું ત્યાં ઇશુએ કોચવાઇને કહ્યું: 'તમારામાંથી એક મને શત્રુને હાથ સોંપશે' ઇશુ કોને ઉદ્દેશીને કહે છે, એમ તર્કવિતર્ક કરતા શિષ્યો એકબીજા

સામું જોઇ રહ્યા. એક પછી એક બધાએ પૂછ્યું: 'ભગવન્! એ હું તો નહિ ને?'

ઇશુના માનીતા શિષ્ય જૉને પૂછ્યું: 'ભગવન્! એ કોણ?'

ઇશુએ કહ્યું: 'જેને હું રોટલાનું બટકું બોળીને આપીશ તે' એણે બટકું બોળીને યહૂદા ઇસ્કિયોતને આપ્યું ને કહ્યું: 'તારે કરવાનું છે તે શીઘ્ર કર.'

યહૂદા કોષાધ્યક્ષ હતો, એટલે સૌએ જાણ્યું કે પર્વ સારૂ કાંઈ વસ્તુ વેચાતી લેવાની હશે કે રાંકને કંઈક આપવાનું હશે. યહૂદા તરત ચાલતો થયો. એણે આ પહેલાંજ યહૂદી ધર્મગુરુ સાથે ઠરાવ કર્યો હતો કે ધર્મગુરુએ એને ત્રીસ રૂપિયા આપવા ને એણે ઇશુને બતાવવો.

ઇશુએ કહ્યું: 'હું એવે સ્થળે હવે જઇશ, જ્યાં તમે મારી પાછળ નહિ આવી શકો.' પીતરે કહ્યું: 'કેમ ન આવી શકું? હું તો તમારે કારણે મારા પ્રાણ આપવા તૈયાર છું!'

ઇશુએ કહ્યું: 'પ્રાણ આપવા તૈયાર છો, એમ કે? કાલ સવારે કૂકડા નહિ બોલ્યા હોય ત્યાં તું મને ઓળખતોજ નથી એમ કહીને ત્રણ વાર તું છૂટવાનો છે.'

યરુશલેમથી પા ગાઉને અંતરે જેતુનગિરિની તળેટી આગળ ગેતશીમાની (તેલની ઘાણી નામે) વાડી છે ત્યાં ઇશુ શિષ્યોને લઇને વારંવાર જતો. નિસ્તારભોજન પતાવીને મોડી રાતે એ અગિયાર જણને લઇને ત્યાં ગયો. શિષ્યોને એક ઠેકાણે બેસાડીને પોતે એકાંતમાં પ્રાર્થના કરવા ગયો; પણ પીતર, જેઇમ્સ ને જૉનને ભેળા લઇ ગયો. એમને કહ્યું: 'મારા જીવને બહુ અસુખ થાય છે; તમે અહીં રહો ને મારી સાથે જાગરણ કરો.' થોડેક દૂર જઇને એ દંડવત્ પડયો ને રોતો રોતો પ્રાર્થના કરવા મંડયો: 'હે પિતા! જો બને તો આ પ્યાલો મને પા મા; તોપણ જેવી તારી ઇચ્છા, મારી નહિ.' પ્રાર્થના

કરીને ઇશુ પાછો આવ્યો ને જુએ છે તો શિષ્યો શોકના માર્યા ઊંઘી ગયા છે. એણે કહ્યું: 'તમે ઊંઘતા શું હશો? જાગો ને પ્રાર્થના કરો. આત્મા તત્પર છે, પણ દેહ દુબળો છે.' પછી તેણે બીજી વાર આઘા જઇને પ્રાર્થના કરી. પાછો આવ્યો તો શિષ્યો સૂતા હતા, એ જોઇને બોલ્યો: 'ઘડીક નિદ્રા કરી લ્યો ને વિસામો ખાઇ લ્યો. મારે શત્રુને હાથ જવાને હવે વાર નથી.'

ત્રીજી વાર ઇશુ પ્રાર્થના કરવા ગયો, ને પાછો આવ્યો ત્યાં બાર માંહ્યલો એક યહૂદા આવ્યો ને એની સાથે યહૂદી ધર્મગુરુ, મહાજન ને શાસ્ત્રીપુરાણીએ મોકલેલા તલવારો ને લાકડીઓનાં હથિયારોવાળા માણસોનું ટોળું મશાલ ને દીવા લઇને આવ્યું. યહૂદાએ શસ્ત્રધારી સાથે એવો સંકેત કર્યો હતો કે જેને હું ચુંબન કરૂં એને ઝાલી લેજો.

ઈશુએ શસ્ત્રધારી આગળ જઇને કહ્યું: 'તમે કોને ગોતો છો?' તેણે ઉત્તર વાળ્યો: 'નાસરતના ઈશુને.' ઇશુએ કહ્યું: 'એ હું જ.' આ સાંભળી શસ્ત્રધારી ઘડીક થંભી ગયા. થોડી વારે એમને સાન આવતાં ઈશુએ કહ્યું: 'તમે મને ગોતતા હો તો આ બીજાને જવા દો.' યહૂદા પાસે આવ્યો ને 'નમસ્તે ગુરુદેવ' કહીને એણે ઇશુને ચુંબન કર્યું. ઈશુએ કહ્યું: 'ચુંબન કરીને પકડાવે છે કે?'

ઈશુને પકડવા મંડયા એટલે પીતરે મહંતના નોકરનો જમણો કાન તલવારથી કાપી નાખ્યો; પણ ઇશુએ એને હાથ લગાડીને સાજો કરી દીધો અને પીતરને કહ્યું: 'તલવાર મ્યાન કર; કારણ કે જે તલવાર ધરશે તે તલવારથીજ મરશે.'

ઇશુને પકડીને સૌ મહંત કાયફાં આગળ લઇ ગયા. ત્યાં મહાજન ને શાસ્ત્રીમંડળ ભેળું થયું હતું.

કાયફાએ પૂછયું: 'તું ભગવાનનો પુત્ર છે?'

ઇશુએ કહ્યું: 'હા.'

કાયફાએ કહ્યું: 'જોયું, કેવી ભગવન્નિંદા કરે છે? હવે તમારો સર્વનો શો મત છે?'

બધા કહેઃ 'એનો વધ કરવો ઘટે છે.' એમ કહીને તેઓ ઈશુ ઉપર થુંકવા ને એને થપ્પડ ને ઘુસ્સા મારવા મંડયા.

સર્વ શિષ્યો નાઠા, પણ પીતર ને જૉન પલાયન કરતાં લાજ્યા; એટલે તેઓ ઈશુની પાછળ દૂર દૂર ચાલતા મહંતને ઘેર આવ્યા. ટાઢ બહુ હતી એટલે આંગણામાં તાપણી કરી હતી, ત્યાં મહંતના નોકરો ને સૈનિકો તાપતા હતા. પીતર તાપણી આગળ બેઠો.

પ્રથમ દ્વારગોપિકાએ તાપણીના પ્રકાશથી પીતર સામે નીરખીને જોયું ને કહ્યુંઃ 'તું આ માણસનો શિષ્ય નથી?' પીતરે કહ્યુંઃ 'હું એને ઓળખતો યે નથી!'

પીતર બ્હીન્યો ને ઊઠીને ડહેલા આગળ ગયો. ત્યાં બીજી દાસીએ એને જોયો ને કહ્યુંઃ 'આ માણસ ઇશુ ભેળો હતો.' એક માણસે કહ્યુંઃ 'તું અવશ્ય એ ટોળી માંહ્યલો છે; તારી ગલીલી બોલી જ તને છતો કરે છે.' પીતરે સમ ખાઇને કહ્યુંઃ 'હું એને ઓળખતો નથી.'

બે ઘડી પછી જે સેવકનો કાન પીતરે કાપ્યો હતો એના એક સગાએ પીતરને કહ્યુંઃ 'વાડીમાં એના ભેળો મેં તને નહોતો જોયો?' પીતર સમસગરા ખાવા મંડયો, ને બોલ્યોઃ 'ભાઇ! તું શું કહે છે તે હું સમજતો નથી.' આમ કહે છે ત્યાં કૂકડો બોલ્યો. ઇશુએ પીતર સામું કરુણા પ્રેમ ને શોકમય દૃષ્ટિએ જોયું. પીતરને લાજી મરવા જેવું થયું ને પોતાની કાયરતા ને દુષ્ટતા સારૂ પોતાને ફિટકાર દેવા પોકેપોક મૂકીને રોયો.

મહન્ત ને મહાજને બુધવારે સવારે ઇશુને બાંધીને રોમન દેશપતિ પંતિય પીલાતને સોંપ્યો ને કહ્યુંઃ "આ પુરુષ પોતાને ભગવાનનો પુત્ર કહેવરાવે છે, એટલે અમારા શાસ્ત્ર પ્રમાણે એનો વધ કરવો જોઇએ."

પીલાતે કહ્યુંઃ "તમે જાણો ને તમારૂં શાસ્ત્ર જાણે."

ઉપર થુંકયા ને હાથમાંની સોટી લઇને એને માથે મારી.

પીલાતને આશા હતી કે ઇશુને લોહીલોહાણ થએલો જોઇને લોકોને દયા આવશે; એટલે એણે એને હવે મેદની સમક્ષ ઉપસ્થિત કર્યો ને કહ્યું: 'જુઓ; આ પુરુષ.'

પણ લોકોએ કહ્યું: "એને શૂળીએ ચડાવો; શૂળીએ.'

પીલાતે પૂછયું "તમારા રાજાને શૂળીએ ચડાવું ?"

મહન્તે કહ્યું: "કૈસર વિના અમારે કોઇ રાજા નથી."

હવે પીલાત ઈશુને છોડે તો એની રાજનિષ્ઠામાં ખોપ દેખાય, એટલે ઇશુને શૂળીએ ચઢાવવાની આજ્ઞા કરી.

ઇશુને કાલ્વારી (ગલ્ગતા=ખોપરી) નામે એક નીચી ટેકરીએ લઈ ગયા. વધ્ય માણસ પોતે પોતાનો વધસ્તંભ ઉપાડીને લઇ જાય એવી પ્રથા હતી, પણ ઇશુથી સ્તંભનો ભાર ઊપડે એમ નહોતું. એટલે કુરેનીનો શિમોન નામે એક જણ ચાલ્યો જતો હતો એની પાસે સૈનિકોએ ઇશુનો સ્તંભ પરાણે ઊપડાવ્યો.

મોટું ટોળું પાછળ પાછળ ચાલતું હતું; એમાં કેટલીક સ્ત્રીઓ રોતી હતી, એટલે ઇશુએ કહ્યું: 'યરુશલેમની પુત્રીઓ, મારે સારુ રુઓ મા; તમારે પોતાને ને તમારી સંતતિને સારુ રુઓ.'

કાલ્વારી આવ્યા પછી સૈનિકોએ ઇશુનાં કપડાં ઉતાર્યાં. એને સ્તંભ ઉપર રાખ્યો, ને એના હાથપગમાં ખીલા મારીને સ્તંભ સાથે જડી દીધો: પછી સ્તંભ ઊંચો કર્યો ને ભોંયમાં ખાડો ખોદીને એમાં સ્તંભનો એક છેડો દૃઢ કરીને ખોડયો. ઇશુને બે પડખે બે ચોરને સ્તંભ સાથે સાથે એજ વેળાએ જડયા: ઇશુએ પોતાના ઘાતકને અર્થે પ્રાર્થના કરી ને કહ્યુ: "હે પિતા! એને ક્ષમા કર; કારણ પોતે શું કરે છે તે એ જાણતા નથી."

વધસ્તંભ ઉપર અપરાધીએ કરેલા અપરાધનો લેખ લખવાની રીત હતી; પણ ઇશુનો કાંઇ અપરાધ ન મળે એટલે એના સ્તંભ ઉપર 'યહૂદીરાજ નાસરતનો ઇશુ' એમ પીલાતે લખ્યું. યહૂદીને આ ન ગમ્યું, પણ પીલાતે

કહ્યું: 'મેં લખ્યું તે લખ્યું.' મહન્તો, શાસ્ત્રીઓ ને મહાજનો ઇશુની ઠેકડી કરતા સ્તંભને ફરતા ઊભા ને બોલ્યા: 'પોતાને બચાવી શકતો નથી, ને બીજાને બચાવવા નીકળ્યો હતો! સત્તા હોય તો ઊતરી પડે સ્તંભથી.'

બેય ચોર પ્રથમ તો ઈશુને હસતા હતા; પણ એનું ધૈર્ય ને ગૌરવ જોઇને એક ચોરને પશ્ચાત્તાપ થયો; એટલે એણે પોતાના સાથીને વાર્યો ને ઇશુને કહ્યું: 'ભગવન્! તારૂં રાજ્ય સ્થપાય તે દિ મને સંભારજે.' ઇશુએ કહ્યું: 'આજ તું મારા ભેળો દેવલોક પામીશ.'

ઇશુની મા મરિયમ કાલ્વારી આવી હતી ને ફાટતે હૈયે ઊભી હતી. માનીતો શિષ્ય જૉન પણ ત્યાંજ હતો. ઇશુએ જૉન સામી સાન કરીને મરિયમને કહ્યું: 'જો આ તારો દીકરો.' અને મરિયમ સામે ચીંધીને જૉનને કહ્યું: 'જો આ તારી મા.'

ઈશુને નવ વાગ્યે સ્તંભે જડયો હતો. બપોર પછી ત્રણ વાગ્યે એણે દેહ છોડયો; એટલે પંદર ઘડી એણે પીડા વેઠી. મધ્યાહ્નથી તે ત્રણ વાગ્યા સુધી યહૂદિયામાં બધે અંધારૂં ફેલાઈ ગયું. અતિ સ્નેહથી ઇશુને શંકા થઇ કે રખેને પિતાએ પોતાથી એનું મુખ ઢાંકી લીધું હોય, એટલે એણે કહ્યું: "મારા ભગવાન, મારા ભગવાન! તેં કેમ મારો ત્યાગ કર્યો છે?" પછી એણે કહ્યું: "મને તરસ લાગી છે." એક સૈનિકે એને મોઢે સરકો માંડયો એટલે ઈશુએ કહ્યું: 'પૂર્ણાહુતિ થઇ' પછી એણે કહ્યું: "પિતા! મારો જીવ હું તારે હાથ સોંપું છું." એમ કહીને એણે માથું ઢાળ્યું ને દેહ છોડયો.

સાંજે અરિમતિયાના ઉગ્રભાગી યુસુફે ઈશુના મૃતદેહ ઉપર સ્વચ્છ અને આછું વસ્ત્ર નાખ્યું અને નીકદીમે આણેલ અઢી મણ બોળ અને અગર સહિત પોતાના સારૂ ચણાવેલ નવી સમાધિમાં એને દાટયો.



# २–संत फ्रान्सिस

( લેખકઃ–શ્રી. રંગીલદાસ કાપડીઆ )

ઇશુની બારમી સદીના અંતિમ દિવસોમાં એ સંતના નામ સાથે જોડાયેલા ‘ અસીસી ’ નગરમાં આ વિરલ સંતનો જન્મ થયો હતો. જે નગરમાં દીનબંધુ સાધુ ફ્રાન્સિસે પ્રથમ જગતનો પ્રકાશ ભાળ્યો એ ઇટાલીના ઊંબ્રિયા પ્રાંતમાં આવેલું છે. એ મહાભાગી નગર આજે પણ ઇતિહાસના પાને એ સંતના નામની સાથે સાથે મશહૂર થયું છે. સંત ફ્રાન્સિસ કહેવાય જ છે ‘ અસીસીના સંત ફ્રાન્સિસ. ’

એક વખતની પરાધીન એવી અસીસીની પ્રજાએ ભગીરથ પ્રયાસના પરિણામે પોતાના નગરની સ્વાધીનતા સંપાદન કરી. એટલામાં એની સમીપના પેરૂગીઆ રાજ્યની શત્રુતા વળી પાછી એને શિરે ઝઝૂમવા માંડી. અસીસીના નાગરિકોમાં નવું ચેતન સ્ફૂર્યું અને એમણે અત્યંત ઉત્સાહભેર પોતાની શક્તિ સંગઠિત કરવા માંડી. શહેરની ચારે બાજુ ફરતો મજબૂત કિલ્લો ચણાયો. આસપાસનાં ગામડાંઓના સ્વેચ્છાચારી જમીનદારોને કાબૂમાં લાવવાના પ્રયાસ થવા માંડ્યા. કેટલાયે જમીનદારોએ નાસીને પેરૂગીઆમાં આશ્રય શોધ્યો. શત્રુને તો આવો પ્રસંગ પ્રતિપક્ષીને હીણુપત લગાડવાનું ઉત્તમ સાધન હોય છે. પેરૂગીઆએ એ પ્રસંગનો બરાબર લાભ ઉઠાવ્યો. દુંદુભિ વાગવા માંડ્યાં. તુમુલ યુદ્ધ મચ્યું. અસી-

સીના નાગરિકોએ મરણીઆ થઈ બાથ ભીડી અને શત્રુઓને પોતાના શૌર્યનો પરચો કરાવ્યો; પરંતુ અંતે તો એમનો પરાજય જ થયો. એના કંઇ કેટલાયે સેનાના નાયકો અને અસંખ્ય સૈનિકો કેદ પકડાયા. એમાં અસીસીના વૈભવશાળી પાઇટ્રો બર્નાર્ડોનનો પુત્ર ફ્રાન્સિસ પણ હતો. પેરૂગીઆનો આ કેદી તે વિશ્વની તવારીખને પાને પોતાની અમર પગલીઓ પાડનાર—વિશ્વને પોતાના મનુષ્યજન્મ વડે બડભાગી બનાવનાર એ અસીસીનો સંત ફ્રાન્સિસ. અનેક મહાન આત્માઓના બલિ વિના કદી જગત ઉન્નત બન્યું છે ખરૂં ? એવાઓની ભસ્મમાંથી જ જગદુદ્ધારના તો અંકુરો ફૂટયા છે એમાં શક નહિ; પરંતુ એમને લલાટે ફાંસીનો માંચડો, ક્રોસ કે ઝેરનો પ્યાલોજ લખાયો હોય છે!

ફ્રાન્સિસનો જન્મ ઇ૦ સ૦ ૧૧૮૨ માં થયો હતો. આ વેળા એની ઉંમર આશરે વીસેક વર્ષની હશે. એ અસીસીના નવજવાનોનો પ્રિય નાયક હતો. એ ભારે હિંમતવાળો અને સ્વતંત્ર ખવાસનો હતો, છતાં એટલોજ મિલનસાર પણ હતો. એ રહેતો એક રાજકુમારના દબદબાથી ! સારાં વસ્ત્રાભૂષણો પહેરવાં, ખૂબ ખર્ચ કરવો અને ગાનતાનમાં દિલ બહલાવવું એ એનો શોખ ! વિદ્યા તરફ એને ખાસ રુચિ નહોતી. ધનિક પિતા તો એટલુંજ ઇચ્છતો કે નગરમાં એ ઉચ્ચ સ્થાન પ્રાપ્ત કરે અને લોકપ્રિય નીવડે. એ કારણે એ ફ્રાન્સિસના ઉડાઉપણાને તથા એની ખર્ચાળ રહેણીકરણીને કદી રોકતો નહિ.

## પ્રેમપંથી કવિઓનો આદર્શવાદ

આ પરિસ્થિતિમાં જો કદી ફ્રાન્સિસ પણ અનેક નવયુવકોની પેઠે વિષયભોગનો દાસ બનીને પથભ્રષ્ટ થાય તો એમાં આશ્ચર્ય નહોતું; પરંતુ બચપણથી જ એના સ્વભાવમાં કોઇ અસ્પષ્ટ આદર્શ પ્રતિ આદરભાવ હતો. ભોગવિલાસના ઉત્સવોમાં એ ઉત્સાહભેર સહર્ષ ભાગ લેતો; પરંતુ એના સાથીઓ જ્યાં આગળ વધતા ત્યાં

એ રોકાઈ જતો, અને આચારભ્રષ્ટ થતાં બચતો. એ સમયે દક્ષિણફ્રાંસમાં રહસ્યવાદી કવિઓનો એક સંપ્રદાય× હતો. એમાંના કેટલાક લોકો છેક ઇટાલીમાં પણ પોતાનાં કાવ્યો ગાતા ગાતા ઘૂમતા. એ હતા તો પ્રેમપંથી કવિ, પણ એમનો પ્રેમ હતો કોઈ અલૌકિક, કાલ્પનિક અથવા પરોક્ષ પ્રેમિકામાં આરૂઢ! એ મધુર ગીતો દ્વારા તેઓ યૌવનનાં સુખદુ:ખના યશ ગાતા, ત્યાગ અને ઉપાસનાના ભાવમિશ્રિત પાવન પ્રેમનો મહિમા ગાતા, અને કોઈ ઉચ્ચ આદર્શ માટે સાહસ વડે યુદ્ધ કરતાં કે હસતાં હસતાં કઠિન કષ્ટ સહન કરી શકે કે મોંઘું આત્મબલિદાન કરી શકે એવી ઔદાર્યપૂર્ણ વીરતાનાં યશોગાન કરતા. એમના મહાન સંગીતનો પ્રભાવ ફ્રાન્સિસ પર પણ પડયો. પરિણામે એ એના વિચારોની અધોગતિમાંથી ઉગર્યો. 'હું પણ એમની માફક કવિ બનું, હું પણ કોઇ મહાન ધ્યેયને માટે યુદ્ધ કરૂં અને સાચો વીર બનું' એવા ભાવો એના દિલમાં ઉગવા લાગ્યા. ડહાપણની સાથે એનામાં સમતા, દયા અને સહનશીલતા પણ હતાંજ. એ અપવ્યયી હતો છતાં દાતા હતો; પરંતુ આ સર્વ હોવા છતાં એને એ વેળા એના જીવનકાર્ય કે ધ્યેયનું ખાસ ભાન નહોતું. સમાજમાં પ્રતિષ્ઠા અને યુદ્ધમાં વિજયપ્રાપ્તિ એ એનું લક્ષ્ય, એ એની મહત્ત્વાકાંક્ષા! એની માતાએ તો પુત્રને એથી પણ વધુ સારી રીતે ઓળખી લીધો હતો. પડોશીઓએ એક દિવસ એને કહ્યું કે, તારો પુત્ર તો રાજકુમારની માફક રહેવા ઈચ્છે છે; કિંતુ માતાને તો પુત્રની એ વિલાસપ્રિયતાના ભીતરમાં દયા, ભક્તિ અને વિનયશીલતાનાં દર્શન થયાં હતાં, એટલે એણે તો બેધડક ઉત્તર દીધો કે 'નહિ, મારો પુત્ર તો ઈશ્વરપુત્ર થશે.'

---

× ખ્રિસ્તી સંસારમાં ચાર મહાપુરુષો સંત ફ્રાંસિસના નામે મશહૂર છે. આ ચરિત્ર નાયક સેન્ટ ફ્રાન્સીસ ઓફ અસીસી છે, જે એ ચારે સંતોમાં અધિક મહાન અને વિખ્યાત છે.

## નવજીવનનો આરંભ

લગભગ એક વર્ષ ફ્રાન્સિસ કેદમાં રહ્યો. એ પોતે ખૂબ આનંદમાં રહેતો, પણ સાથે સાથે અન્યોને પણ એટલા જ પ્રસન્ન રાખવાનો પ્રયાસ કરતો. એનો એક જોડીદાર હતો, જેના તરફ સર્વ કોઈને અભાવ હતો. એ એક પ્રકારે બહિષ્કૃત હતો એમ કહી શકાય. ફ્રાન્સિસ કોઈની પણ પરવા ન કરતાં એની સાથે મિત્રવત્ વર્તન રાખતો અને એને પ્રસન્નચિત્ત તથા ખુશ રાખવાની ખાસ ચેષ્ટા કરતો. અંતમાં બધાઓએ એની સાથે મેળ જમાવી લીધો.

જેલમાંથી છૂટીને એ અસીસી પહોંચ્યો. ત્યાં જતાંવેંત એ જ્વરનો ભોગ થઈ પડ્યો અને મહિનાઓ સુધી એ બિછાનામાંથી ઉઠી શકવા જેટલો પણ તાકાદવાન ન રહ્યો. આ બધો સમય એને વિચાર–ચિંતનનો મોકો મળ્યો. એનામાં ગંભીરતાએ પ્રવેશ કર્યો. ક્રમશઃ એ સારો તો થવા લાગ્યો, પણ રોગે જિંદગીભર એનો કેડો ન છોડ્યો. યૌવનની સ્ફૂર્તિ અને આકાંક્ષા એક વખત પુનઃ કાર્યક્ષેત્ર શોધવા લાગ્યાં. ખ્રિસ્તી સંપ્રદાયનો મુખ્યાધિપતિ પોપ એ વેળા જર્મન સમ્રાટ સાથે યુદ્ધ ખેલી રહ્યો હતો. પોપના ધર્મધ્વજ હેઠળ દૂર દૂરથી વીરગણ આવી રહ્યા હતા. ફ્રાન્સિસની પણ યશપિપાસા જાગી ઉઠી. હથિયાર સજીને તથા તેજી ઘોડા પર સ્વાર થઈને એ યુદ્ધ માટે ચાલી નીકળ્યો. એનું મહત્ત્વાકાંક્ષી હૃદય નવીન આશાઓથી ભરેલું હતું. જતી વખતે એણે ભવિષ્ય ભાખ્યું કે 'હું એક પ્રસિદ્ધ પુરુષ થઈને પાછો ફરીશ.' પરંતુ અદૃશ્યે તો એને કોઈ અનેરા જ યુદ્ધ માટે નિયત કર્યો હતો!

બીજે દિવસે સાંજે એણે સ્પોલેટો શહેરમાં પડાવ નાખ્યો. એ રાત્રિએ અર્ધજાગ્રત અવસ્થામાં એણે આ અદૃષ્ટ વાણી સાંભળી કે 'સેવકની સેવા કરતાં પ્રભુની સેવા શ્રેષ્ઠકર છે. જા, જન્મભૂમિમાં પાછો ફર; ત્યાં તને

ભાન થશે કે તારે શું કરવાનુ છે.' એણે તો બીજે દિવસે પ્રાતઃકાળે પોતાના વતન તરફ પગલાં માંડ્યાં. લોકોને આશ્ચર્ય થયુ. કેટલાકોએ કહ્યું પણ હશે કે 'ડરી ગયો.' પણ ફ્રાન્સિસના તો નવજીવનનો પ્રારંભ થઇ ચૂકયો હતો. એ પાછો મિત્રમંડળને મળ્યો; પણ હવે તો આધ્યાત્મિક ક્રાંતિની અચૂક છાપ એના મુખ ઉપર દેખાતી. લોકોએ તો કહ્યું કે 'એ કોઇ સુંદરીના પ્રેમમાં ફસ્યો છે!'

જ્યારે એ પોતાની આસપાસ ફેલાયેલાં રોગ, દીનતા અને દરિદ્રતાની સાથે પોતાના જીવનની તુલના કરતો ત્યારે એનો આત્મા વ્યાકુળ થતો—કકળી ઉઠતો. મિત્રમંડળથી નિરાળો પડી એ ઘણું ખરૂ એક પ્રાચીન નીરવ સમાધિ પર વિચાર, ચિંતન અને પ્રાર્થના કર્યા કરતો. આધ્યાત્મિક આશ્વાસનને માટે એણે ખ્રિસ્તીઓના મુખ્ય યાત્રાધામ–કેન્દ્રસ્થાન–રોમની યાત્રા કરી. ત્યાં ઈશુના શિષ્યોની સમાધિ પર શ્રદ્ધાંજલિ અર્પણ કરી. યાત્રાનાં ધામો સર્વ સ્થળે અને સર્વદા ભિક્ષુકોથી ઉભરાતાં હોય છે. રોમ પણ એ સામાન્ય નિયમને અપવાદ નહોતું. અહીં પણ ભિક્ષુકોનાં જૂથ ફ્રાન્સિસે ભાળ્યાં અને એને પણ ભિક્ષુજીવનનો આસ્વાદ લેવાનુ મન થયું. એક ભિક્ષુકને થોડા પૈસા આપી એણે એનાં વસ્ત્રો માગી લીધાં અને એ પહેરીને આખો દિવસ એણે સામાન્ય ભિક્ષુકની માફક ભીખ માગવામાં ગુમાવ્યો. ફ્રાન્સિસના જીવનમાં સ્વેચ્છિત દારિદ્યની આ પહેલી ઝલક હતી!

બાલ્યાવસ્થાથીજ એને કોઢપીડિતો તરફ ભારે અણગમો હતો. એક દિવસ એ બહારથી ઘૂમીને ઘેર પાછો ફરતો હતો, એવામાં રસ્તે એને એક કોઢિયા ભિખારીનો ભેટો થયો. એનું આખું શરીર ઘૃણાજનક રોગથી ગલિત અને કુરૂપ બની ગયુ હતુ. એણે ફ્રાન્સિસ પાસે ભિક્ષા માગી. એને જોઇને જ ફ્રાન્સિસના હૃદયમાં કમકમાં આવ્યા, છતાં તત્ક્ષણ એનુ આધ્યાત્મિક સાહસ જાગ્રત થઇ ગયુ.

એના મગજમાં તરત જ વિચાર આવ્યો કે એ હતી એના આત્માની પરીક્ષા. આ આત્મયુદ્ધ સાધારણ યુદ્ધો કરતાં અધિક કઠણ હતું, એ તરતજ ઘોડા પરથી ઉતરી પડયો તથા દોડીને એ કોઢિયાને છાતી સરસો ચાંપ્યો અને પછી પાસે જે કંઈ હતું તે એને આપી દઇ પાછો ફર્યો. થોડે દૂર જઇ એણે પાછા વળી જોયું, પણ એ કોઢિયાનો ક્યાંયે પત્તોજ નહોતો!

સામાજિક મહત્ત્વાકાંક્ષા ફ્રાન્સિસના હૃદયમાંથી નિર્મૂળ થઇ હતી, કિન્તુ એને હજી સુધી કોઇ નવીન પથ દૃષ્ટિગત નહોતો થયો; એને હરહમેશ એવો ભાસ થયા કરતો કે કોઇ અદૃષ્ટ શક્તિ એને માર્ગ દેખાડશે. નગર બહાર 'સંત ડામિયન'નું એક જીર્ણ મંદિર હતું. એક દિવસ ફ્રાન્સિસ ત્યાં ઘુંટણીએ પડીને પ્રાર્થના કરવામાં લીન હતો. એ વેળા એને 'ક્રાસ'માંથી સહસા નીકળતી વાણી સંભળાઇ કે " ફ્રાન્સિસ! તું દેખતો નથી? આ મારૂં મંદિર તૂટી ગયું છે, એનો જીર્ણોદ્ધાર કરાવ.' ફ્રાન્સિસે તો આ આજ્ઞાનો શબ્દાર્થ ગ્રહણ કર્યો. નવીન ઉત્સાહથી ઓતપ્રોત થઇ એ આજ્ઞાના પાલનકાર્યમાં મંડી પડયો.

### ગૃહત્યાગ

એ જીર્ણ મંદિરની મરામત માટે ધનની જરૂર હતી. ફ્રાન્સિસે પોતાનો ઘોડો અને પોતાના પિતાની દુકાનમાંનાં કિંમતી કપડાં ચોરીછૂપીથી વેચી નાખ્યાં. એ સમાચાર મળતાંજ એના પિતા ક્રોધાયમાન થયા. પિતાના ક્રોધથી અને લોકલાજથી બચવા લગભગ એક માસ સુધી કોઇક ગુફામાં એ ભરાઈ રહ્યો. એ અજ્ઞાત એકાંતવાસમાં એને પ્રાર્થના અને આત્મચિંતનનો સુયોગ પ્રાપ્ત થયો. ઈશ્વરે એના આત્માને બળ સમર્પ્યું. 'જ્યારે મેં પરમાત્માની સેવામાંજ સર્વ કંઇ સમર્પિત કરવા નિરાધાર કર્યો છે તો પછી મારે કોઇથી ડરવાની જરૂરજ શી છે?'

એવો એને વિચાર આવ્યો અને એ ગુફા છોડી એ અ-સીસી પાછો આવ્યો. કષ્ટસહન, ઉપવાસ અને અંતર્દ્વંદ્વથી એનું શરીર કૃશ થઈ ગયું હતું. એ પાગલની માફક રસ્તા પર ઘૂમવા લાગ્યો. લોકો હાંસી કરતા, કોઇ કોઈ એને મહેણાં દેતા, પણ એ તો સર્વ કંઈ ચુપચાપ ગળી જતો. એનાથી પીટર બર્નાર્ડોનની ઈજ્જતને ધક્કો પહોંચ્યો. એણે પુત્ર ઉપર આશાની જે ઇમારત ચણેલી તે મિટ્ટીમાં મળતી દેખાઇ. એ ફ્રાન્સિસને પકડીને ઘેર લઈ આવ્યો. એને થોડો ઘણો પીટયો પણ ખરો અને ઓરડામાં પૂર્યો. એના હાથે હાથકડી અને પગોમાં બેડીઓ પડી. એ નાખી પિતા વ્યવસાયાર્થે બહાર ચાલ્યો ગયો !

પણ માતા તો પુત્રના વિચારોને–સદ્‌ભાવોને ઝીલતી હતી; જો કે એ પણ એવું તો નહોતી જ ઇચ્છતી કે ફ્રાન્સિસ ઘરબાર તથા સર્વ કોઇનો ત્યાગ કરે. એણે પુત્રને સમજાવવાનો પ્રયત્ન કર્યો પરંતુ ફ્રાન્સિસને તો નવીન જ્યોતિનાં દર્શન થયાં હતાં. માતાનો પ્રયત્ન વિફળ ગયો. પણ એણે ફ્રાન્સિસને બંધનમુક્ત તો કર્યો જ. બર્નાર્ડોન ઘેર પાછો ફર્યો ત્યારે એણે ફ્રાન્સિસને ન ભાળ્યો; માતાએ પુત્રને આશિષ દઇ વિદાય કરી દીધો હતો !

બળપ્રયોગથી પુત્રની સાન ઠેકાણે લાવવામાં વિફળ નીવડેલા પિતાએ ક્રોધને વશ થઈ એને ભવિષ્યના સઘળા પૈતૃક અધિકારોથી પદભ્રષ્ટ કરવાનો નિશ્ચય કર્યો, એટલું જ નહિ પણ ફ્રાન્સિસ પર એણે વેચેલાં કપડાંની કિંમતનો દાવો માંડયો. ત્યાં લાટ–પાદરીની કચેરીમાં ઉપસ્થિત મેદની સામે ફ્રાન્સિસે કહ્યુંઃ

"આજસુધી હું મારી જાતને પીટર બર્નાર્ડોનનો પુત્ર કહેતો હતો. આજથી સ્વર્ગસ્થિત પરમાત્મા એકજ મારા પિતા છે. કેવળ એનુ ધન જ નહિ, પરંતુ એણે આપેલાં આ કપડાં સુદ્ધાં હું એને પાછાં આપું છું.' આ કહેતાં વેંત એણે પોતાનાં સર્વ કપડાં ઉતારીને આપી દીધાં. લોકોએ

જોયું કે એણે કપડાં નીચે કેવળ કામળાનું એક પહેરણું જ પહેર્યું હતું. પોતે દીન અને દલિતોનો કુટુંબીજન બની સ્વતંત્રતાપૂર્વક એમની સેવા કરી શકે એટલા માટે એણે માતાપિતા અને ધનસંપત્તિ સર્વ કંઇનો પરિત્યાગ કર્યો. એ દિવસ એ એના સ્વેચ્છિત દારિદ્રની દીક્ષાનો દિવસ હતો. એ હંમેશાં કહેતો કે 'એ દિવસે દરિદ્રતા-દેવી સાથે મારો વિવાહ થયો.'

ન તો એની પાસે કંઇ દ્રવ્ય હતું કે ન તો હતાં કમાણીનાં કોઈ સાધનો. નહોતું એને ઘર કે નહોતાં હવે માતાપિતા અગર બંધુ ! કકડતી ઠંડી પડી રહી હતી. બહાર બરફ વરસતો હતો. કોઇ પણ પ્રકારના રક્ષણ વિના કેવળ એક કામળી ઓઢીને એ વૈરાગ્યબદ્ધ યુવકે વિસ્તૃત સંસારમાં ઝુકાવ્યું. બહાર આવતાં વેંત એના મુખમાંથી સહસા 'પ્રેમપંથી' કવિઓના ગીતની નીચેની લીટી સરી પડી:

'ઉપાસનામંદિરોનો જીર્ણોદ્ધાર'

અસીસીની ગલીઓમાં ગીત લલકારતો લલકારતો એ ઇંટ, પથ્થર તથા ચુનાની ભીખ ટહેલતો અને જે કંઇ મળે એ પોતે ઉંચકી મંદિર સુધી લઇ જતો તથા જાતે મરા-મત કરતો. ક્યારેક ક્યારેક કોઇ ગરીબ ખેડુઓ આવીને એને સહાય કરતા. વટેમાર્ગુઓને આ પુણ્યકાર્યમાં મદદ કરવા એ આગ્રહ કરતો. એ સિવાય એ રક્તપિત્તિઆઓની ઇસ્પિતાલમાં અને એમના રહેઠાણ પર જઇ એમની સેવામાં આહ્‌લાદ લેતો. ભિક્ષામાં એમને જે ઉચ્છિષ્ટ અન્ન મળતું તેમાંથી લૂખો-સૂકો હિસ્સો એ ભારે આનંદ સાથે ગ્રહણ કરતો. લોકો એની હાંસી કરતા, એનું અપમાન કરતા; પરંતુ ફ્રાન્સિસ તો પોતાની ફકીરીમાં મસ્ત હતો, ને એ સર્વથી નિર્લેપ રહી શકતો.

સંત ડામિયનના મંદિરનો જીર્ણોદ્ધાર થયો. સમય

જતાં એજ મંદિરને ફ્રાન્સિસે સ્થાપેલા ભિક્ષુણીસંઘનું કેન્દ્ર બનાવવામાં આવ્યું. એ પછી એણે પૌરજિયનકુલેના મંદિરનો જીર્ણોદ્ધાર કર્યો. એ પવિત્ર સ્થળ પર ફ્રાન્સિસી ભિક્ષુ–સંઘના શ્રીગણેશ મંડાયા.

## ફ્રાન્સિસનું વ્યક્તિત્વ

આ વેળા ફ્રાન્સિસનું વય કેવળ પચીસ વર્ષનું હતું. એનું શરીર દૂબળું અને કદ સામાન્ય હતું. જીવનભર રોગનું આક્રમણ એના પર ચાલુ જ રહ્યું, તોપણ એની સ્ફૂર્તિ અને સહનશીલતા અદ્દભુત હતાં. સહૃદયતા અને આંતરિક એકનિષ્ઠા તથા સ્વાભાવિક વિનયશીલતા વડે એનું વ્યક્તિત્વ શાંતિ અને માધુર્યથી ઉભરાતું. એનાં નેત્રોમાં એક વિચિત્ર જ્યોતિ સદા–સર્વદા નાચતી રહેતી. એને પ્રકૃતિ તરફ પ્રીતિ હતી. એ પ્રત્યેક વસ્તુને સજીવ ઇશ્વરી અંશથી અનુપ્રાણીત માનતો. વૃક્ષ, પુષ્પ, પશુ–પક્ષી, સૂર્ય, ચંદ્ર, અગ્નિ, જળ વગેરેને એ ભાઇબહેન કહીને સંબોધતો, બાલ્યાવસ્થાથી જ એનું વલણ કવિતા તરફ ઢળતું; પરંતુ એ અન્ય કવિઓથી નિરાળો હતો. એનું આખું જીવન જ એક કાવ્ય હતું! એના લેખો કરતાં કંઈક વધારે એના ઉપદેશથી, એનાં વચનો કરતાં કંઇક અધિક એનાં કાર્યોથી એની કવિકલ્પના સ્ફૂરતી. એ કેવળ નાટયકારજ નહોતો, પરંતુ સ્વયં નટ પણ હતો! એણે પોતાના જીવનને ગીત તો બનાવ્યું, પણ સાથે સાથે એ ગીત ગાયું પણ ખરું!

પયગમ્બર ઇશુએ મનુષ્યમાત્રનાં પાપોનું પ્રાયશ્ચિત્ત પોતાના પ્રાણનો બલિ દઇને કર્યું. 'ક્રૉસ' એના એ મહાબલિદાનની પ્રતિમા છે, એ મહાત્માની ઉપાસના અને પૂજા ઈસાઇ સંસાર અગિયાર સૈકાઓથી કરી રહેલો હતો, પરંતુ ફ્રાન્સિસના ઉદય સાથે તેમાં એક નવીન ભક્તિભાવના ઉદયની ઝાંખી થઈ. એ છે ઇશુના ત્યાગમય—બલિદાનમય જીવનનું અનુસરણ. સંસારને પાપમુક્ત

કરવાના મહાયજ્ઞમાં એને સાથ દેવો—ક્રાસની પૂજા માત્ર નહિ કરતાં એનો ભાર પોતે વહેવો.

## ભિક્ષુસંઘની સ્થાપના

દેવસ્થાનોની મરામત તથા રોગી અને કોઢિયાઓની શુશ્રૂષા એ ફ્રાન્સિસના જીવનનો મહત્ત્વનો કાર્યક્રમ બની ગયો. એ તો દેવવાણીનો શબ્દાર્થ પણ સમજ્યો અને ભાવાર્થ પણ. કેવળ ઇંટ તથા પથ્થરોથી ઉપાસના-મંદિરોનું પુનર્નિર્માણ નથી થતું. એને માટે આવશ્યકતા છે ધર્મ–ભાવનાના પુનર્જીવનની! ભિક્ષા માગવા એ અસીસીના રસ્તાઓ પર રખડતો અને નમ્રભાવે લોકોને વિનવતો કે પરમાત્મા ખાતર શાંતિપૂર્વક રહો અને પુણ્યાચરણ કરો. એ કોઇ દિવસ નહોતો દેતો વ્યાખ્યાન કે નહોતો આપતો ઉપદેશ. એ તો જે કોઈ મળે એને વ્યક્તિગત પ્રાર્થના કરતો. લોકોના તિરસ્કારની પરવા કર્યા વિના એ લગની સાથે પોતાનું કાર્ય કર્યે જતો. કામળાનો એક લાંબો બેડોળ ઝબ્બો એ પહેરતો. લૂખું સૂકું ઉચ્છિષ્ટ અન્ન ખાવાવાળા એ પ્રસન્નચિત્ત વૈરાગીનાં પવિત્ર વચનો હવે લોકોના આત્માને આંદોલિત કરવા લાગ્યાં. ઘણાને પોતાના અપવિત્ર પાપી જીવન તરફ ઘૃણા પેદા થવા લાગી, કેંક હૃદયમાં એ વૈરાગીના અનુકરણની ઇચ્છા જાગી. પણ એ કામ સરળ નહોતું. પરિણામે ફ્રાન્સિસના અનુયાયીઓની સંખ્યા બહુજ ધીમી વધી. એનો પ્રથમ શિષ્ય બર્નાર્ડ એક ધનિક વ્યાપારી હતો, બીજો શિષ્ય પીટર એક વકીલ હતો. ફ્રાન્સિસના કહેવાથી એણે પોતાની સારી મિલકત વેચીને ગરીબોમાં વહેંચી દીધી. હવે તો એ પ્રથમની માફક એકલો અટૂલો નહોતો, પરંતુ પોતાના સાથીઓ સાથે પોરજિયુનકુલેના ઉપાસનામંદિરોમાં રહેવા લાગ્યો. જ્યારે એમની સંખ્યા બારની થઇ ત્યારે ફ્રાન્સિસે એના સંગઠનનો નિશ્ચય કર્યો.

નવીન ભિક્ષુ–સંઘની સ્થાપના કરવાના હેતુથી ઇ-

સાઇ જગતના ધર્માચાર્ય પોપની અનુમતિ 'મેળવવા એ અને એના સાથીઓ રોમ ગયા. પ્રથમ તો આ ગામડીઆ વેશધારી વિચિત્ર ફકીરને પોપ ઇન્નોસેંટ ત્રીજાએ ધૂતકારી કાઢયો; પણ કહેવાય છે કે રાત્રે એને સ્વપ્નમાં દર્શન થયું કે 'એ ઘેલો ફકીર તો ધર્મમંદિરને પતનથી રક્ષી રહ્યો છે.' બીજે દિવસે પોપે એની દરખાસ્ત સાંભળી. પોપની સભામાં સંઘની નિયમાવલિ પર વિચાર ચાલ્યો. કેટલાક સભ્યોએ શંકા ઉઠાવી કે, આવા કઠોર નિયમોનું પાલન અશક્ય છે. પોપે ફ્રાન્સિસને કહ્યું કે 'તું તારૂં કાર્ય આગળ ધપાવ. જો સંઘ ઉન્નતિ કરશે તો એને વિધિપૂર્વક સ્વીકૃત કરવામાં આવશે. એ પ્રકારે ઇ. સ. ૧૨૧૯ મા ફ્રાન્સિસના ભિક્ષુ-સંઘની સ્થાપના થઇ, જે સંઘ આજે પણ વિદ્યમાન છે.

## સંઘના નિયમો

'ઇશુના ઉપદેશોનું પાલન અને એના જીવનનું અનુકરણ' એ ધ્યેય ફ્રાન્સિસે પોતાના સઘ સન્મુખ ધર્યું. સ્વેચ્છાએ સ્વીકારેલું દારિદ્ય, બ્રહ્મચર્ય અને પરોપકાર એના નિયમો હતા. પ્રત્યેક ભિક્ષુએ ઘરબારનો, ધનસંપત્તિનો તથા બંધુ-બાંધવનો ત્યાગ કરવો પડતો. એ કિંમતી વસ્ત્ર પહેરી શકતો નહિ, ટાટનો કામળોજ માત્ર એનું વસ્ત્ર હોઈ શકે. સંઘનું ચણતર સ્વાભાવિક રીતે બંધુભાવ પર રચાયું. ફ્રાન્સિસ કહેતો કે જે બીજાથી મોટો થવા ઇચ્છે એને છાજે છે કે એની સેવા એનાથી અધિક હોય. મોટાઈ માપવાનું ફ્રાન્સિસનું કાટલું હતું 'સેવા.' પ્રત્યેક ભિક્ષુને માટે એ આવશ્યક હતું કે એ સ્વપરિશ્રમ વડે પોતાનો નિર્વાહ કરે. જે કામ ન કરે એ ભોજન પણ ન કરે. જે કામને માટે જે લાયક હોય તે કામ એ કરે અને પોતાનું પેટ ભરે નગદ રૂપિયા લેવાની સર્વને મનાઇ હતી, જેને કામ ન મળે એ ભિક્ષા માગી શકતો.

કોઇ પણ પોતાની સાથે રોટી, રૂપિયા, પૈસા, પુસ્તક

કે ડાંગ રાખી શકતો નહિ. જે મળે તે ખાઈ લો. કોઈ એક ગાલ પર તમાચો મારે તો એની સામે બીજો ધરી દ્યો. તમારી પાસે જે કાંઈ હોય તે કોઈ માગે તો તેને હવાલે કરી દો. બુરાઈનો બદલો ભલાઈથી વાળો. કોઈનું બૂરૂં ન કરો. માંહોમાંહે કે અન્ય સાથે મોટાઈનો ઘમંડ ન રાખતાં સદા એમજ સમજો કે તમે નમ્રમાં નમ્ર સેવક છો. એ ભાવના વડે દીન, દલિત, રંક, તિરસ્કૃત, રોગી, કોઢિયા—સર્વની સહર્ષ સેવા કરો. પોતાનાં પાપોનો સ્વીકાર કરો, બીજાનાં પાપોની ક્ષમા આપો, તપસ્યા કરો, પાપથી સદૈવ બચો અને સત્ય પંથ પર ચાલો. આ એના નિયમો હતા.

સંઘમાં કેવળ ખ્રિસ્તીઓજ દાખલ થઈ શકતા. સંઘનો એક નિયમ હતો કે જે કોઈ ઇશુના ધર્મ અને સિદ્ધાંતો વિરુદ્ધ ચાલશે એને સંઘમાંથી પદચ્યુત કરવામાં આવશે.

સાંસારિકતાનો પૂર્ણ ત્યાગ કરીને સંસારમાં જઈ સંસારની સેવા કરો, સાધનજ સિદ્ધિનું અંગ છે. એકલા માટે બીજા કોઇ પુરસ્કારની—ફળની આશા ન રાખો! કેવો ભવ્ય આદર્શ! ગીતાના कर्मण्ये वाधिकारस्ते मा फलेषु कदाचन। એ સૂત્રનું કેટલું સુંદર અનુકરણ! આ ભાવનાઓથી પ્રેરિત કરીને ફ્રાન્સિસે સૌ ભિક્ષુકોને વિવિધ સ્થળોએ ઉપદેશ કરવા મોકલી દીધા. ઇટાલીમાં ધાર્મિક નવજીવનનો પ્રારંભ થયો. ફ્રાન્સિસ પોતે અન્ય ભિક્ષુઓની માફક સાર્વજનિક સ્થળોએ અને પ્રાર્થનામંદિરોમાં જઈને ઉપદેશ આપવા લાગ્યો. એનામાં બાહ્ય આકર્ષણ બિલકુલજ નહોતું. નાનું કદ, દુર્બળ દેહ, પહોળાં બેડોળ વસ્ત્ર! પરંતુ બોલતી વખતે એનું આખું શરીર કોઈ આધ્યાત્મિક શક્તિથી ઓતપ્રોત થઇ જતું. એની ભાષા સરળ હતી; એ લોકોની ભાષામાંજ બોલતો. એનો અવાજ સૂરીલો હતો અને ભાવ પ્રમાણે એ સ્વરમાં જોમ આવતું. એના શબ્દો શ્રોતાઓના હૃદય સુધી પહોંચી

જતા અને સીધા એમના આત્માને સ્પર્શતા. ભાષણ આપતી વેળા એ એટલો તો તલ્લીન રહેતો કે એને એનું જરા પણ ભાન ન રહેતું કે શ્રોતાઓની સંખ્યા મોટી છે કે માત્ર બે–ચારની!

પ્રથમ ફ્રાન્સિસનો ઇરાદો ભિક્ષુઓને રહેવાનું કોઇ સ્થાન બનાવવાનો નહોતો; એના જીવનનો આદર્શ આખા સંસારમાં ઘૂમી ઘૂમીને ધર્મનો પ્રચાર કરતા રહેવાનો હતો. પછી એમને નિવાસસ્થાનની આવશ્યકતાજ ક્યાં? પણ જ્યારે ભિક્ષુઓની સંખ્યા વધવા માંડી અને ફ્રાન્સિસને લાગવા માંડ્યું કે એમને બહાર મોકલતાં પહેલાં સ્વેચ્છિત દારિદ્ર અને આત્મસંયમ આદિના જીવનથી પરિચિત કરાવવા આવશ્યક છે, ત્યારે એને આશ્રમનો પ્રબંધ કરવો પડ્યો. જંગલની વચ્ચમાં પોતાના પરિચિત પોરજિયુનકુલેની નજદીકમાં નાની નાની ઝુંપડીઓ બનાવીને ભિક્ષુઓ રહેવા લાગ્યા. પ્રચારકાર્ય ઉપરાંત ફ્રાન્સિસ નવદીક્ષિત ભિક્ષુઓ પર દેખરેખ પણ રાખતો. એનો એ આશ્રમ કેવળ ઇશ્વિરભજન, આત્મચિંતન અને કઠોર આત્મસંયમનુંજ કેન્દ્ર નહિ; પણ ઉદ્યોગમંદિર પણ હતો. ત્યાં આળસને ક્યાંયે સ્થાન નહોતું. અવકાશના સમયે ભિક્ષુઓ કંઇ ઉદ્યોગ–ધંધો કરતા. ભોજનને માટે એ મજૂરી કરતા; એ ન મળે તો ભીખ માગતા. એ રીતે જે કંઇ મળે તે એ બધા સાથે મળીને ખાઈ લેતા.

ધર્મપ્રચાર કરતો એ ભિક્ષુગણ અલગ અલગ ગ્રામો અને પ્રાંતોમાં ઘૂમતો, પરંતુ સાલભરમાં એક વાર સંઘના સમસ્ત ભિક્ષુઓ કોઇ એક નિર્દિષ્ટ સ્થાન પર સમ્મિલિત થતા. એથી એમને આપસ આપસમાં મળવાનો અને સંપ્રદાય–સંઘની પ્રવૃત્તિ સંબંધી પ્રશ્નોની ચર્ચા કરવાનો અવસર મળતો.

ફ્રાન્સિસનું જીવન તો ભગવાન ઇસુના રંગમાં રંગાયું હતું. સારા જગતને એ એજ ભાવનાથી જોતો. કોઢિયા કે

દુઃખિતોને માટે—સંસારના દુઃખમોચનને માટે પ્રભુ ઈસુએ કેવાં કેવાં કષ્ટો સહન કર્યાં હતાં એનું એને સ્મરણ થતું. એ કદી પણ વૃક્ષોને ઉખેડતો નહિ. એ કોઇનો તિરસ્કાર કરતો નહિ. કોઇ ભિક્ષુએ એક વેળા કહ્યું કે 'ચોર તથા ડાકુ તો તદ્દન નકામા માણસો છે; એમના પર ધર્મનો પ્રભાવ જ નથી પડી શકતો.' ત્યારે ફ્રાન્સિસે તરત જ પ્રત્યુત્તર વાળ્યો હતો કે 'પહેલાં એને સાદર આશ્રમમાં બોલાવો, પ્રેમપૂર્વક અને પેટભર ભોજન કરાવો, એની સાથે ભાઇના સરખો વર્તાવ કરો, પછી એને પવિત્ર ઉપદેશ સંભળાવો અને વિનવો કે એ પોતાનું પ્રાયશ્ચિત્ત કરે.' ભિક્ષુઓએ આ અખતરો અજમાવ્યો, અને કેટલાયે ચોરડાકુઓનુ ધર્મશીલ પુરુષોમાં પરિવર્તન નિહાળ્યું.

## ભિક્ષુણી સંઘ

'ફ્રાન્સિસી ભિક્ષુણી સંઘ'ની સ્થાપના એક મહાન રસમય દિવ્ય પ્રેમથી સંબદ્ધ છે. દેવી કલેયર અસીસીના એક ઉચ્ચ કુળની અઢાર વર્ષની કુમારિકા હતી. એ કાળે જે શિક્ષણ સ્ત્રીઓને પ્રાપ્ત થતું એ એને મળ્યું હતું. એને સાહિત્ય, સંગીત તથા પ્રકૃતિ સાથે પ્રીતિ હતી. ધર્મ પ્રતિ એને ભક્તિ હતી. એના પિતા વિવાહ માટે આગ્રહ રાખતા, પરંતુ કલેયરનો આત્મા સ્વતંત્ર કાર્યક્ષેત્ર શોધી રહ્યો હતો. ફ્રાન્સિસની કીર્તિ એના કાન સુધી પહોંચી. એણે એનો ઉપદેશ સાંભળ્યો અને સમજી કે, એજ પથપ્રદર્શકને માટે એનો આત્મા આજપર્યંત વ્યગ્ર હતો. એ તો સ્પષ્ટ હતું કે, કલેયર સંન્યાસિની બનવાની વાત કાઢે તો એના સંબંધીઓ એનો સખ્ત વિરોધ કર્યા વિના ન જ રહે. ફ્રાન્સિસે કલેયરની સ્થિતિ સંબંધી ખબર સાંભળી અને એને મળ્યો. પછી એ પોતાની એક કાકીની સાથે ગુપ્ત વેશે ફ્રાન્સિસ પાસે આવતી રહી. ફ્રાન્સિસના આત્માએ કલેયરને જીતી લીધી. ઇ. સ. ૧૨૧૨ ના માર્ચ માસની અઢારમી તારીખે રાત્રે

એ કુમારીએ ચોર દરવાજાથી પોતાના ગૃહનો ત્યાગ કર્યો. પોરજિયુનકુલેમાં ફ્રાન્સિસ અને એના સાથીઓએ એનું સ્વાગત કર્યું. એ રાત્રિએ કલેયરે ભિક્ષુણીનું વ્રત લીધું અને ફ્રાન્સિસે ખુદ પોતાના હાથે એના સુંદર કેશ કાપ્યા. પ્રાતઃકાળે એને ભિક્ષુણીઓના એક મઠમાં મોકલી દેવામાં આવી. ધનિક અને કુટુંબગૌરવમાં મસ્ત એનાં કુટુંબીઓએ એને ઘેર પાછી લાવવા ભારે પ્રયત્ન કર્યા, પરંતુ એ દેવી દૃઢ રહી. ધીમે ધીમે અસીસીની અનેક મહિલાઓએ ભિક્ષુણી–વ્રત ગ્રહણ કર્યું. સંત ડામિયનના મંદિરને મળતા એક મકાનમાં એમને માટે આશ્રમ સ્થાપવામાં આવ્યો. પૂર્ણ સ્વેચ્છિત દારિદ્ર સિવાય ભિક્ષુણી સંઘ માટે ફ્રાન્સિસે અન્ય કોઇ નિયમ ન બનાવ્યા; પરંતુ ફ્રાન્સિસ અને ભિક્ષુઓના ઉદાહરણથી કલેયરે ભિક્ષુણીઓનું શું કર્તવ્ય છે એ સમજી લીધું હતું. આશ્રમના સાન્નિધ્યમાં શાકભાજીનો એક બગીચો હતો. એની ઉપજમાંથી તથા ભિક્ષુઓ દ્વારા આવતા અન્નમાંથી ભિક્ષુણીઓનો નિર્વાહ ચાલતો. ફ્રાન્સિસના સિદ્ધાંતાનુસાર કલેયરે ભિક્ષુણી સંઘના નિયમો ઘડયા અને વિરોધીઓની સાથે પરામર્શ કરી પોપની અનુમતિ મેળવી. ભિક્ષુ–સંઘ અને ભિક્ષુણી–સંઘ એ ફ્રાન્સિસી કુટુંબની બે શાખાઓ છે. કઠોર ત્યાગ અને તપના એ જીવનમાં એમને એકબીજા તરફથી શાંતિ અને આશ્વાસન મળતાં. કલેયરે સમાજમાં ક્રાન્તિ મચાવી દીધી. કેટલીયે કુમારીઓએ પોતાના જીવનને ભગવાન ઇસુની સેવામાં સમર્પિત કર્યાં અને વિવાહિત સ્ત્રીઓએ સંયમનું શિક્ષણ લીધું.

આ સમયે ઇસાઈ ધર્મના પ્રવર્તક ઇશુ ખ્રિસ્તની જન્મભૂમિ પેલેસ્ટાઇન પર મુસલમાનોનો અધિકાર હતો. ઇસાઇઓને એ હમેશાં સાલ્યા કરતું. પોપની ઉશ્કેરણીથી એમણે મુસલમાનો સાથે ધર્મયુદ્ધ (ક્રુઝેડ) આરંભ્યું. જે મહાત્માએ સંસારનાં પાપના વિમોચનાર્થે પોતાના પ્રાણનો બલિ દીધો હતો, એ મહાત્માની અનુયાયી કહેવડાવનાર ખ્રિસ્તી પ્રજાઓ વિધર્મી શત્રુઓ સામે તલવાર ઉપાડી

પોતાના ધર્મની રક્ષા કરવા ઇચ્છતી હતી. રોમમાં ઈસાઈ ધર્માધ્યક્ષો અને અધિકારીઓની મહાસભા મળી. ફ્રાન્સિસ એ સભામાં હાજર હતો. પોપે સર્વને વિજ્ઞપ્તિ કરી કે તીર્થસ્થાનોની રક્ષાર્થે મુસલમાનો પર ચડાઈ કરવામાં આવે અને સાથે સાથે ધર્મસુધારના કાર્યનો પણ આરંભ કરવામાં આવે. ધાર્મિક નવજીવનનો મુખ્ય પ્રેરક ફ્રાન્સિસ એ મતનો હતો કે, પ્રભુ ઈસુનો સંદેશ સર્વ મનુષ્યમાત્રને–ખસુસ કરીને ખ્રિસ્તી નહિ એવા જીવાત્માઓને–પહોંચાડવો, એ ઇસાઈઓનું પરમ કર્તવ્ય છે. સાથે તે એ પણ જાણતો હતો કે, શત્રુ અગર વિરોધીની સાન ઠેકાણે લાવવાને એનું શિર ધડથી જુદું કરવાની આવશ્યકતા નહોતી. આધ્યાત્મિક અસ્ત્રોની ઉપયોગિતા એ બરાબર સમજ્યો હતો. મુસલમાનોનાં હૃદય પર વિજય મેળવી એમને ઇસાઈ ધર્મનું રહસ્ય તેમજ મહત્તા સમજાવવામાં જ સાચો અને સ્થાયી વિજય સમાયો હતો. જો ફ્રાન્સિસનું આ મંતવ્ય જગતે સ્વીકાર્યું હોત તો એ કેટલાં યે ભયંકર યુદ્ધોની ઝાળથી બચી શક્યું હોત અને એની તવારીખ આજે જુદી જ રીતે લખાઈ હોત.

ઇ૦ સ૦ ૧૨૧૯ ની સાલમાં પોતાના તેર સાથીઓ સાથે ફ્રાન્સિસે પૂર્વ તરફ પર્યટન આદર્યું. ફ્રાન્સિસના જીવનમાં આ પ્રસ્થાન એક અતિ મહત્ત્વનો બનાવ છે. એ મિસર પહોંચ્યો. ત્યાં ઇસાઈઓને મુસલમાનો સાથે યુદ્ધ જામ્યું હતું. ઈસાઈ ફોજ 'ડમિયાટા' નામના નગરને ઘેરો ઘાલી પડી હતી. એ છાવણીમાં ફ્રાન્સિસે જઈને શું જોયું ? ધર્મયુદ્ધ લડવા આવેલા આ સૈનિકોમાં ધાર્મિક ભાવના કે પ્રેરણાનો કેવળ અભાવ હતો ! એ સૈનિકો કાં તો લૂંટવા, અત્યાચાર કરવા કે વ્યભિચાર કરવા આવ્યા હોય એમ ફ્રાન્સિસે જ્યારે જોયું ત્યારે તો એને સખત આઘાત થયો; ધર્મને નામે ચાલતા એ પાખંડની પોકળતાનો પ્રતીકાર થતાં એનો આત્મા કકળી ઉઠ્યો ! ફ્રાન્સિસે તો સાફ કહી દીધું કે આવા લોકો કોઈ દિવસ

વિજયી નીવડતાજ નથી. લોકોએ તો એની વાત હાંસીમાં ઉડાવી. ફ્રાન્સિસ જ્યારે કોઇ નિશ્ચયપર આવતો ત્યારે એને કોઈ વારી શકતું નહિ. ફ્રાન્સિસે સુલતાનની છાવણીમાં જઇ એને ધર્મોપદેશ સંભળાવવાનો નિરાધાર કર્યો. સુલતાને તો ફરમાન સુણાવ્યું હતું કે જે કોઇ ઇસાઇઓનાં કપાએલાં શિર લાવશે એને માથા દીઠ એક એક સોનામહોર બક્ષિસ આપવામાં આવશે. આ સંજોગોમાં સુલતાનની છાવણીમાં જવાની કોઇ પણ ખ્રિસ્તીની ઉમેદ, મોતના મોંમાં જવાની ચેષ્ટા સમાન હતી. બે પ્રકારના આદમીઓના નિશ્ચય કાયમ રહે છેઃ કા તો અડગ વીરનો કે કાં તો પાગલનો! કાયરનો નિશ્ચય કદી કાયમ રહેલો જાણ્યો નથી. ફ્રાન્સિસ કાયર તો નહોતો પરંતુ એ પોતાના પાગલપણામાંથી જરા યે ન ડગ્યો. ધર્મને માટે સહર્ષ આત્મબલિ દેવો એ તો ઇશુનો જ પથ; એનું અનુકરણ એ એના અનુયાયીઓનું પરમ કર્તવ્ય! માત્ર એકજ સાથીને લઇને એ મુસલમાનોની છાવણીમાં જઈ પહોંચ્યો. સૈનિકોએ એને પકડીને સુલતાનના દરબારમાં ખડો કર્યો. ફ્રાન્સિસે સુલતાનને કહ્યું કે 'હું તો તમને ઇશુનો સંદેશ સંભળાવવા આવ્યો છું.' આ વિચિત્ર નિર્ભય વૈરાગીને જોઇને સુલતાનને ખૂબ આશ્ચર્ય તો થયું, પરંતુ એ દુશ્મનનો ગુપ્તચર હોય એવી શંકા તો તત્કાળ વિલીન થઇ ગઇ. ફ્રાન્સિસના વ્યક્તિત્વ અને નીડર પ્રસ્તાવની કંઈ એવી અસર સુલતાન પર પડી કે એણે ધર્મોપદેશ માટે અનુમતિ આપી. સુલતાનના ભર્યાદરબારમાં એણે લવલેશ સંકોચ વિના ઇશુનો સંદેશ સંભળાવ્યો. અલબત્ત, સુલતાને ફ્રાન્સિસનું સ્વાગત કર્યું, પરંતુ એ એના સંદેશનું સ્વાગત કરવા તૈયાર નહોતો. એણે પોતાનો મજહબ છોડવા ના પાડી. ફ્રાન્સિસે ઈસ્લામ અને ખ્રિસ્તી ધર્મ વચ્ચે સાચો ધર્મ કયો એનો નિર્ણય કરવા અગ્નિપરીક્ષાનું સૂચન કર્યું. એણે કહ્યું કે 'મારી સાથે મુસલમાન પ્રતિનિધિ અગ્નિપ્રવેશ કરે અને જે અક્ષત

બચી જાય એના ધર્મને સાચો માનીને પ્રતિપક્ષીએ તેનો સ્વીકાર કરવો.' પરંતુ એ શરતનો કોઇએ સ્વીકાર ન કર્યો. ફ્રાન્સિસ આગ્રહી હતો. એણે આગળ વધીને એ પણ સૂચવ્યું કે એ પોતે એકલો અગ્નિપ્રવેશ કરે અને જો બચી જાય તો સુલતાને ઇસાઇ ધર્મનો અંગીકાર કરવો. એનો એ પ્રસ્તાવ પણ ન સ્વીકારાયો; પણ પરિણામ એ આવ્યું ખરૂં કે, સુલતાનને મન ફ્રાન્સિસની પ્રતિષ્ઠા ખૂબ વધી અને એના તરફ માનની લાગણી પેદા થઇ. સુલતાને એને ખુશ કરવા બહુમૂલ્ય ઉપહાર દેવા ઇચ્છા કરી; પણ આ વૈરાગીને ઉપહારની શી કિંમત ? એણે એ સ્વીકારવા ના પાડી. માત્ર બદલામાં એણે એક યાચના કરી કે, સુલ્તાન ઈસાઇ કેદીઓને સારી રીતે રાખે. સુલતાને એ યાચનાનો સહર્ષ સ્વીકાર કર્યો અને ફ્રાન્સિસને વિદાય દીધી. એને જીવતો પાછો ફરેલો જોતાં ઇસાઇ સૈન્યના આશ્ચર્યનો પાર ન રહ્યો. કેટલોક વખત એ છાવણીમાં રહ્યો અને એ દરમ્યાન એણે સૈનિકોનાં દુર્વ્યસનો મટાડવાને સખત મહેનત કરી. ત્યાંથી એ તીર્થયાત્રા કરવા 'પૅલેસ્ટાઇન' ગયો. કેટલાયે દિવસ સુધી એણે સીરિયામાં પરિભ્રમણ કર્યું અને ધર્મનો પ્રચાર કરતો રહ્યો. અહીં એને ઈટાલીથી સમાચાર મળ્યા કે, ભિક્ષુસંપ્રદાયની અવસ્થા અતિ શોચનીય બની રહી હતી. ભક્તોએ પોકાર કર્યો કે 'જીવતા હો તો આવીને સંઘને બચાવો.' એ સંદેશ મળતાંજ ફ્રાન્સિસ પહેલી નાવમાં નીકળીને ઇટાલી પહોંચ્યો.

## પુનઃ ઈટાલીમાં

પોપ અને જનતાના સહયોગ વડે ફ્રાંન્સિસી ભિક્ષુસંઘની વૃદ્ધિ કાયમ હતી; પરંતુ પોતાની ગેરહાજરીમાં સંઘના સંચાલન માટે ફ્રાન્સિસે જે અધ્યક્ષોને નિયુક્ત કર્યા હતા, એના નેતૃત્વ હેઠળ ભિક્ષુગણ, સંઘના પ્રાથમિક કઠોર આદર્શોથી ચલિત થવા લાગ્યા. ઇટાલીમાં તો

એવી ગપ પણ ઊડી રહી હતી કે, મુસલમાનોએ ફ્રાન્સિસનો ઘાત કર્યો હતો. જ્યાં ભિક્ષુગણને પ્રચારકાર્યમાં મુશ્કેલી નડતી ત્યાં અધ્યક્ષલોક એમને હિંમત રાખવાને પ્રોત્સાહન તો ક્યાંથીજ આપે ? ઊલટું પોતે 'સ્વ'નું રક્ષણ શોધતા. સંઘના સંગઠનમાંથી સમતા ને ભ્રાતૃભાવ દૂર થઈ રહ્યાં હતાં. પરિવ્રાજક જીવનનું મહત્ત્વ ઘટી રહ્યું હતું. ભિક્ષુઓને માટે મોટા મોટા મહાલયો બની રહ્યા હતા. ફ્રાન્સિસના જે ભક્તો આ નવીન પરિવર્તનોનો વિરોધ કરતા એમનું અધ્યક્ષો તરફથી દમન થતું અને સંઘમાંથી એમને બરતરફ કરવામાં આવતા.

બોલોનામાં ભિક્ષુઓને રહેવા માટે સંઘ તરફથી એક વિશાળ મઠ બાંધવામાં આવ્યો હતો. ભિક્ષુગણ તથા ઉપાસકગણ ત્યાં ઉત્સવ ઉડાવી રહ્યા હતા. એવામાં ફ્રાન્સિસ ત્યાં જઈ ચડ્યો. દુઃખ અને ક્રોધથી છલકાતે હૃદયે એણે કહ્યું કે 'આ વિશાળ ભુવન કોઈ રીતે દરિદ્રતાદેવીના ઉપાસકોને શોભા આપતું નથી; આવા મહાલયોમાં ભિક્ષુઓએ રહેવું એ અધિષ્ઠાત્રી દેવીને કલંકિત કરવા સમાન છે. એણે તત્ક્ષણ એ ભુવન ખાલી કરવાની આજ્ઞા દીધી. બિમાર લોકોને પણ એણે ત્યાં ટકવા ન દીધા. ભિક્ષુઓ દ્વારા. સ્વેચ્છા-દારિદ્ર્યની અવહેલનાનો આ બનાવ પ્રથમજ હતો; સાથે સાથે ભિક્ષુઓ સામે ક્રોધિત થઈને વાતો કરવાનો સંત ફ્રાન્સિસના જીવનમાં એ પ્રથમ અને અંતિમ અવસર હતો.

એના 'નામપત્ર'માં એ દેખાડયું હતું કે, પ્રત્યેક સાચા ઇસાઇએ કોઈ નહિ ને કોઇ પ્રકારે ધાર્મિક જીવન જીવવું જોઇએ; પરંતુ પોતાના સર્વસ્વનો ત્યાગ કરીને દરિદ્રતા અને સેવાનું કઠણ વ્રત લેવું સર્વને માટે સુલભ નહોતું; છતાં પણ ઘણાં સ્ત્રી-પુરુષો એવાં હતાં કે જેમના હૃદયને આ નવીન સંદેશે સ્પર્શ કર્યો હતો અને જે ગૃહસ્થાશ્રમમાં રહેવા છતાં એના આદેશો અનુસાર આચરણ કરવા ઈચ્છતા હતા. કાર્ડિનલ ઉગોલિનોની સલાહથી ફ્રાન્સિસે એવા સંસારીઓનું પણ સંગઠન કર્યું. એમને માટે નિયમો ઘડવામાં આવ્યા. સાદાં વસ્ત્રો ધારણ કરવાં, અવારનવાર વ્રત ઉપવાસ કરવાં, સંયમથી રહેવું, વાસનાઓને ઉત્તેજિત કરે એવા ખેલ, તમાશા અને ઉત્સવોનો પરિત્યાગ કરવો, પુરોહિતો સન્મુખ પોતાનાં તમામ પાપોનો એકરાર કરવો, પાડોશીઓની યથાસંભવ સેવા કરવી, નમ્રતા અને પવિત્રતાથી રહેવું, સાદી રીતે અને કરકસરથી રહીને ગરીબોને દાન કરવું, ઈત્યાદિ આ 'સંસારી-વૈરાગી'નાં કર્તવ્યો હતાં. આ ઉપાસક મંડળને ' પશ્ચાત્તાપ કરવાવાળા'નો સંઘ કહેવામાં આવ્યો. તેઓ ફ્રાન્સિસી આદર્શના ઉપાસક હતા છતાં એમણે ભિક્ષુજીવનનો અંગીકાર નહોતો કર્યો. વીતરાગ ભિક્ષુગણ ઈશ્વરનું વીર સૈન્ય હતું તો ઉપાસગણ એની શાંત પ્રજા ! સાધારણ મનુષ્યોનાં સામાજિક કર્તવ્યો અને બંધનોને લક્ષમાં લઈને ફ્રાન્સિસે ગૃહસ્થાશ્રમને સદાચારનું કેન્દ્ર બનાવ્યું. ઉપાસકોની સંખ્યા પણ ઝડપથી વધવા લાગી. એ ઉપરથી એ અનુમાન કરી શકાય કે, એક ત્યાગી યોગીના ઉપદેશોનો સમાજજીવન પર કેટલો પ્રભાવ પડે છે. પ્રસિદ્ધ ફ્રાન્સિસી રાજા સંત લૂઈ તથા ઈટાલીનો વિશ્વવિખ્યાત કવિ ડાંટે ફ્રાન્સિસી ઉપાસકમંડળના સભ્યો હતા.

## દુઃખના દિવસો

મુસલમાનોની વચ્ચે જઈને ફ્રાન્સિસે આશા રાખે-

લી કે, કાં તો એને સફળતા મળશે કે કાં તો એ શહીદ બનશે. એની એ ઇચ્છા તો પૂર્ણ ન થઈ; ઉલટું એ સીરિયાથી આવ્યો ત્યારે રોગગ્રસ્ત થઇને આવ્યો. ઇટાલી આવીને જોયુ કે એના સંપ્રદાયના જ લોકો એના આદર્શોનો વિરોધ કરી રહ્યા હતા. આ વિશ્વાસઘાત અને શારીરિક વ્યાધિઓએ એને ક્ષીણ કરી દીધો. જે આત્મિક આનંદ અને સ્વાતંત્ર્યથી એણે પોતાનું 'મિશન' (જીવનકાર્ય) શરૂ કર્યું હતું એ સર્વ અલોપ થયુ. દુઃખ અને નિરાશા સાથે એ દૂર એકાન્ત આશ્રમોમાં–અજ્ઞાતવાસમાં–રહેવા લાગ્યો. દેવી કલેયર તથા ભિક્ષુણી સંઘને પણ મળવું એણે ત્યજી દીધું.

એ વિરોધ ઉપર પોતાની સહૃદયતા વડે વિજય મેળવવા ઇચ્છતો હતો. શાંતિ અને જ્યોતની શોધમાં એ ગાઢ વનોથી ઘેરાયલા, આત્માને આનંદ અને બળ આપનારી પ્રાકૃતિક શોભાથી પરિપૂર્ણ રેનેટિઓ પર્વતના શિખર પર એક નિર્જન ગુફામાં રહેવા લાગ્યો. અહીં એ કઠોર ઉપવાસવ્રત, નિરંતર ઇશ્વિરારાધના અને ચિંતન વડે કર્તવ્યપથ શોધતો. અંતે એણે નવા નિયમો ઘડયા. ઇ. સ. ૧૨૨૩ માં પોપ હોનોરિયસે એને પોતાની સંમતિની મહોર દીધી; અને ભિક્ષુ-સંપ્રદાયે પણ એનો અંગીકાર કર્યો.

## વ્રણનું ચિહ્ન

સંત ફ્રાન્સિસનું જીવન અલૌકિક અનુભવો અને ચમત્કારિક ઘટનાઓથી ભરેલું છે. એના ચરિત્રકારો કહે છે કે, કેટલાયે લોકોને એણે સ્પર્શમાત્રથી કે આશીર્વાદ દ્વારા રોગમુક્ત કરી દીધા; કેટલીયે વાર એણે લોકોના અંતરના વિચારો પિછાની લીધા. પશુપક્ષીઓ પણ એના પ્રભાવને અધીન હતાં. એને આકાશવાણી સંભળાતી અને દિવ્ય શક્તિઓનો સાક્ષાત્કાર થતો. આ વાતોનો ઉલ્લેખ કરનાર ચરિત્રકારો એના સમકાલીન હતા એટલે

આપણે આધુનિક બુદ્ધિવાદના જમાનામાં પણ એનો સાવ અવિશ્વાસ કરવાની હિંમત ન કરીએ; છતાં પણ બુદ્ધિવાદી અને જડવાદી જગત એ તરફ સંશયની નજરે જરૂર જોશે અને એનાં પ્રમાણ માગશે. એમાંની કેટલીક વાતોનું સમાધાન અને સ્પષ્ટીકરણ મનોવિજ્ઞાનના પંડિતો કરી શકે. મહાત્માઓ અને સિદ્ધોના જીવનમાં અનેક ચમત્કારિક ઘટનાઓ જોવામાં આવે છે. સંત ફ્રાન્સિસ ઐતિહાસિક મહાત્મા હતો. આપણે વિશ્વાસ કરીએ કે ન કરીએ પણ ચમત્કારિક ઘટનાઓ—એની લખાયલી જીવનકથાઓને આધારે—એના જીવનનું એક અંગ બની રહી છે. એટલે આપણું કર્તવ્ય તો એટલુંજ કે બને તો આપણે એ સમજવાનો પ્રયત્ન કરીએ; નહિતર એના ઉપર વિવેચન કરવું છોડી દઇએ. સંભવ છે કે, ભવિષ્યમાં માનવજ્ઞાનના વિકાસ સાથે—એ ઉન્નતિ પામતાં પામતાં—કોઇ કાળે એના ઉપર એ પૂર્ણ પ્રકાશ નાખી શકે.

ફ્રાન્સિસના જીવનની સર્વથી અદ્ભુત અને મહત્ત્વપૂર્ણ ઘટના વ્રણના ચિહ્નવાળી ઘટના છે, જેને સ્ટીગમાટા કહેવામાં આવે છે. ગગનચુંબી શિખરોથી ઘેરાયલાં અલવર્નોની ટોચ પર એકાંત કુટિરમાં કેવળ એક સાથીની સાથે ફ્રાન્સિસ કઠોર તપ, આત્મચિંતન અને ઇશ્વરભજનમાં સમય ગાળી રહ્યો હતો.

એક દિવસ એ ઘુંટણીએ પડીને ઇશ્વરપ્રાર્થના કરવામાં લીન હતો ત્યાં એણે શું જોયું ? કોઇ એક વિચિત્ર જીવ આકાશ તરફથી એના તરફ ઉડીને આવતો હતો. પાસે આવતાં એણે જોયું કે એ મનુષ્યની આકૃતિવાળો ફિરસ્તો હતો. એનું શરીર 'ક્રૉસ' પર બાંધેલુ હતું. હાથ આગળ નીકળ્યા હતા, જ્યારે પગ એક પર બીજો રાખેલો હતો. એના મુખ પર અલૌકિક સૌંદર્ય હતું, કિન્તુ દુઃખની છાપ અંકિત હતી. એને દેખતાંજ ફ્રાન્સિસનુ હૃદય દુઃખથી વિદીર્ણ થઇ ગયું. ફિરસ્તાએ એને અનેક

ગૂઢ તત્ત્વો સમજાવ્યાં અને પછી અંતર્ધાન થઇ ગયો. પ્રથમ તો ફ્રાન્સિસને ભય લાગ્યો, પણ શીઘ્ર એ આનંદ અને આશ્ચર્યમાં ફેરવાઇ ગયો. એ મંત્રમુગ્ધ અવાક્ થઇ રહ્યો. પોતાના શરીર પર દૃષ્ટિપાત કરતાં એણે જોયુ કે પોતાના બન્ને હાથ અને પગ પર ઘાનાં ચિહ્ન હતાં, જ્યારે છાતી પર ભાલાની ચોટનું નિશાન હતું. એવાં ચિહ્નો ક્રૉસ પર ચડેલા શહીદ ઇસુના શરીર પર હતાં.

ફ્રાન્સિસના જીવનનું આરાધ્ય ધ્યેય એ હતું કે, સંસારની પાપ-મુક્તિના પ્રયાસમાં પ્રભુ ઇસુના પંથનું અનુસરણ કરતાં કરતાં પ્રાણની આહુતિ દઇ દેવી. એનાં અવિશ્રાંત જીવનમાંથી સદૈવ એજ ધ્વનિ નીકળતો રહ્યો કે 'મેં એટલો ત્યાગ નથી કર્યો, મેં એટલી સેવા નથી કરી, મેં એટલાં કષ્ટો નથી સહન કર્યાં, કે જેથી હું ઇસુનો સાચો ભક્ત થઇ શકું.' એ આશા એને મુસલમાનોની વચ્ચે લઈ ગઇ હતી, પણ એ કાંટાળા તાજનો ઉપભોક્તા ન બની શક્યો. એનો આત્મા અંતિમ અને પરિપૂર્ણ ઉત્સર્ગને માટે વ્યગ્ર રહેતો. એજ 'સ્ટીગમાટા'ની રહસ્યમય ઘટનાનું મહત્ત્વ છે. ફિરસ્તો એ ક્રૉસ પર લટકેલા ઇસુનો આભાસ હતો. એના દ્વારા ફ્રાન્સિસના શરીરમાં અંકિત થયેલા ઘાનાં ચિહ્નો એ દેખાડે છે કે 'પરમાત્માએ તારા સંપૂર્ણ આત્મસમર્પણનો સ્વીકાર કર્યો છે, તને ક્રૉસના ભારવહનનો અધિકારી માન્યો છે; એટલે કે તને પોતાના શરણમાં લીધો છે. સંત બોનેવેંચુરાએ આ ઘાનો ઉલ્લેખ કર્યો છે. એ ફ્રાન્સિસના પૂર્ણ આત્મિક વિજયનું બાહ્ય ચિહ્ન હતું.

## અંત

ઘાના ચિહ્નવાળી ઘટના બાદ—કંઇક અંશે એના પરિણામે ફ્રાન્સિસનું શરીર વ્યાધિગ્રસ્ત રહેવા લાગ્યું. હાથ, પગ અને બગલના ઘાને લીધે એને ચાલવા અગર ફરવાના કામમાં બહુ પીડા થવા લાગી. એ પછી તો

એને નેત્રરોગ પણ થયો, જેથી એની દૃષ્ટિ ક્ષીણ થવા લાગી; છતાં એનો આત્મા તો વિજયોલ્લાસ વડે પ્રફુલ્લિત-જ રહેતો. શારીરિક વ્યાધિઓને કારણે એ ગધેડા પર સવારી કરીને પ્રચારને માટે ઘૂમતો. જ્યારે એનો નેત્ર-રોગ વધી ગયો અને શરીર લાચાર બની ગયું ત્યારે કાર્ડિનલ ઉગોલિનીએ ઉપચાર માટે એને સિયના બોલાવ્યો; પણ રસ્તામાં એની હાલત એટલી બગડી ગઈ કે કેટલોક સમય એને કલેયરના આશ્રમમાં રોકાઈ જવું પડયું. અહીં અસહ્ય શારીરિક પીડામાં ફ્રાન્સિસે પોતાનું મહાન કાવ્ય રચ્યું કે જે 'સૂર્યગાન' (કૅન્ટીકલ ઑફ ધી સન)ના નામે ઓળખાય છે. એ મનુષ્યમાત્રના માતૃત્વ તથા ઈશ્વરના પિતૃત્વનું ગીત છે. એ ગીત વડે ઇટાલીની રાષ્ટ્રીય ભાષાના કાવ્યશાસ્ત્રનો પ્રારંભ થાય છે. એ પછી પણ ફ્રાન્સિસે અનેક કાવ્યો રચ્યાં છે. ભિક્ષુગણ એ ગાતાં ગાતાં ધર્મપ્રચાર કરતા.

આંખોના દર્દને દૂર કરવાને માટે ચિકિત્સકોએ ગાલના ઉપરના ભાગને લોખંડના ગરમ સળીઆ વડે ડામવાની સલાહ આપી. એ કષ્ટપ્રદ ઉપચારનો સ્વીકાર કરતાં ફ્રાન્સિસે કહ્યું હતું કે 'હે ભાઈ અગ્નિ! તું મારી સાથે ઠીક વર્તાવ કરજે.' એનાથી કંઈ ફાયદો ન થયો. એ પછી એના બંને કાન ડામવામાં આવ્યા; પણ રોગ તો વધતોજ ગયો અને દૃષ્ટિ ક્ષીણ થતાં થતાં નષ્ટ થઈ ગઈ. શારીરિક શક્તિ પણ ગઈ. માત્ર આત્માનો ઉલ્લાસ એ ને એ રહ્યો અને ગીતરચના ન રોકાઈ! જ્યારે રોગે ઉગ્ર રૂપ ધારણ કર્યું અને મોંએ રક્તસ્રાવ શરૂ થયો, ત્યારે ભિક્ષુગણ સમજી ગયા કે ફ્રાન્સિસનું મહાપ્રસ્થાન સમીપ આવી રહ્યું હતું. એ એને અસીસી લઈ ગયા. અસીસીએ પોતાના 'મહાન વિજયી પુત્ર—મહાત્મા'નું સ્વાગત કર્યું. ત્યાર બાદ ભિક્ષુગણ એને પોરજિંયુનકુલેના આશ્રમમાં લઈ ગયા. મૃત્યુશય્યા પર પડયાં પડયાં ફ્રાન્સિસે ભિક્ષુ અને ભિક્ષુણીઓને અંતિમ સંદેશ સંભળાવ્યો: 'મારા

મૃત્યુને માટે કદી શોક ન કરશો, સદૈવ પુણ્યાચરણ કરજો અને પૂર્ણ દારિદ્રયના વ્રતનું પાલન કરતા રહેજો.' પછી પોતાને ખુલ્લા મેદાનમાં જમીન પર સુવાડવાની ભિક્ષુઓને આજ્ઞા આપી. કેવળ એક કામળાના પહેરણભર ફ્રાન્સિસને ભિક્ષુઓએ બહાર કંતાન પર સુવાડયો. મૃત્યુ નિકટમાંજ હતું. ફ્રાન્સિસે મૃત્યુને કહ્યું: 'બહેન મૃત્યુ ! હું તારૂં સ્વાગત કરૂ છું.' પાસે ઊભેલા વૈદને સંબોધી એ કહેવા લાગ્યો કે 'હું તો મૃત્યુને જીવનનુ દ્વાર માનું છું.' એ પ્રમાણે ઈ. સ. ૧૨૨૬ ના ઑકટોબરની ચોથી તારીખે કેવળ ચૂમાલીસ વર્ષની વયે ફ્રાન્સિસે સ્વર્ગારોહણ કર્યું.

ઇસાઈ સંતોમાં ફ્રાન્સિસનું સ્થાન. સર્વથી અધિક સૌમ્ય સંત તરીકેનું છે. એને 'ઈસુના દર્પણ' તરીકે ઓળખવામાં આવે છે. એના જીવનના અનેક અંશોમાં પ્રભુ ઈસુનું જીવન પ્રતિબિંબિત થયેલું દેખાય છે. એ યુરોપનો સર્વથી પહેલો અને સાચો સામ્યવાદી ! એ સર્વથી મહાન તત્ત્વ સમજ્યો હતો કે સાચી સેવાને માટે સાચો અને પૂર્ણ ત્યાગ આવશ્યક છે. એ અહિંસાવાદી હતો; કારણ કે એ માનતો હતો કે, વિરોધથી નહિ પરંતુ આત્મિક પ્રભાવ, પરોપકાર અને ઉદાહરણથી ઉત્પન્ન કરાયેલી ક્રાન્તિથીજ વાસ્તવિક વિજય પ્રાપ્ત થાય છે. એ સાચો વિશ્વપ્રેમી હતો; કારણ કે સચરાચર જગતને એણે ઈશ્વરમય માન્યું ! એ સાચો કવિ હતો; કારણ કે એનાં કાવ્યોમાં આત્માનુ સંગીત હતું. એ એક સિદ્ધ હતો. ત્યાગ, કષ્ટસહન, સ્વેચ્છા–દારિદ્ર, પરોપકાર વગેરે મહાન આદર્શોની જેવી કર્મમય ઉપાસના એણે કરી તેવી મહાત્મા ઇશુ પછી ઇસાઇ સંસારમાં કોઇએ કરી જાણી નથી.

એનું કાર્ય અમર છે. જે ધાર્મિક ક્રાન્તિને એણે જન્મ આપ્યો એણે એના મૃત્યુ પછી પોતાનુ કામ જારી રાખ્યું. જે સંઘનો એ જનક હતો એ સંઘ આજે જગત-

ના અનેક દેશોમાં વિદ્યમાન છે.

સંત ફ્રાન્સિસે જનતાના સાચા સેવકો માટે યોગ્ય માર્ગદર્શન કરાવ્યું છે. ૮૦૦ વર્ષ પછી હિંદમાં બીજો એક સંત પણ એજ પોકારી રહ્યો છે કે સાચી સેવા કરવી હોય તેણે સર્વનો ત્યાગ કરીને–ભેખ ધરીને–સેવા કરવા બહાર પડવું! ઈશુ, સંત ફ્રાન્સિસ કે મહાત્મા જેનો કહો તેનો પ્રજાસેવાનો રાહ તો એકજ છે અને રહે-વાનો. પ્રશ્ન માત્ર એકજ રહે છે કે, પ્રજા એમને પૂજેજ છે કે એમનું અનુકરણ કરવા તૈયાર છે? જેટલી અનુક-રણની–પૂજાની નહિ–એની તૈયારી, એટલી એમના ઉપદે-શની સાર્થકતા! જગતના એ ભેખધારીઓ ક્યારે યે આપણા વંદનના અધિકારી તો છેજ! સંત ફ્રાન્સિસને પણ એ વંદન હો!*

('માધુરી' ના બે અંકોમાં પ્રૉફેસર વેણીમાધવ અગ્રવાલજી એમ. એ. ના લેખોના આધારે લખાયેલો અને "કુમાર"ના એક અંકમાં છપાયેલો લેખ.)



* સંત ફ્રાન્સિસના જીવન પર બહુ પ્રચલિત ગ્રંથ તો મહાન આંગ્લ લેખક જી. કે. ચેસ્ટરટનનું 'સંત ફ્રાન્સિસનું જીવન' છે; પણ વિશેષ તુલનાત્મક ને આધારભૂત એક ગ્રંથ હમણાં પ્રગટ થયો છે, એ 'સાલ્વા લોરેલી' નામના ગ્રંથકારનું ફ્રાન્સિસનું જીવન છે. આ સંતના જીવનનો ઊંડો અભ્યાસ કરવા ઇચ્છતા જિજ્ઞાસુઓને એ વાંચવા ભલામણ છે.



# ३–महात्मा लूथर

( લેખકઃ—શ્રી. જનાર્દન ભટ )

કિસીને ઠીક કહા હૈ કિ મનુષ્યજાતિ કા ઇતિહાસ, વાસ્તવ મેં, સંસાર કે મહાત્મા ઔર વીર પુરુષોં તથા ઉનકે બડે બડે કામોં કા ઇતિહાસ હૈ. મહાન્ ઔર વીર પુરુષ હી મનુષ્યજાતિ કે ઉદ્ધાર ઔર સચ્ચે નેતા હૈં; ઐસે હી લોગ અંધકારમય સંસાર કો સૂર્ય સમાન પ્રકાશ દેનેવાલે હૈં. વહી મનુષ્યજાતિ કી આત્મા હૈં. ઉનકે બિના મનુષ્યજાતિ નિર્જીવ હૈ. વહી સંસાર કે સ્રષ્ટા હૈં. વહી સંસાર કે બડે બડે કામોં કા સૂત્રપાત કરનેવાલે ઔર ઉદાહરણરૂપ હોતે હૈં. સંસાર મેં જો કુછ મનુષ્યકૃત યા મનુષ્ય કી કલ્પનાશક્તિ કે અન્તર્ગત હૈ વહ સબ, વાસ્તવ મેં, મહાન્ પુરુષોં કે વિચાર કા નિદર્શન યા આદર્શ માત્ર હૈ. મહાન્ ઔર વીર પુરુષ સંસાર મેં બીજલી કી તરહ ચમક કર જડોં મેં ભી જાન ડાલ દેતે હૈં. વે અપની વિદ્યુચ્છક્તિ સે મનુષ્ય કી મુર્દાદિલી કો ઉસી બિજલી કી આગ મેં જલા કર ઐસી ગરમી પૈદા કર દેતે હૈં જિસસે જન-સમુદાય તેજસ્વિતા સે ચમક ઉઠતા હૈ. પ્રત્યેક મહાન્ પુરુષ સંસાર મેં કોઇ ન કોઇ ઉદ્દેશ પૂરા કરને કે લિયે હી અવતાર લેતા હૈ. ગીતા મેં ભગવદ્વાક્ય ભી હૈઃ–

यदा यदा हि धर्मस्य ग्लानिर्भवति भारत ।
अभ्युत्थानमधर्मस्य तदात्मानं सृजाम्यहम् ॥

परित्राणाय साधूनां विनाशाय च दुष्कृताम् ।
धर्मसंस्थापनार्थाय संभवामि युगे युगे ॥

યદિ કૃષ્ણ ભગવાન્ કા યહ કથન સત્ય હૈ તો, યોરપ મેં પન્દ્રહવીં સદી, ભગવાન્ કો અપને ઇસ વાક્ય કી પૂર્તિ કર દિખલાને કા બહુત ઉપયુક્ત સમય થા: ઉસ સમય યોરપ મેં દુષ્ટોં કે દલન ઔર સત્પુરુષોં કી રક્ષા કે લિયે તથા સમસ્ત યોરપ પર ધર્મ કી આડ મેં, અત્યાચાર કરનેવાલે ધૂર્તોં કે પંજે સે લોગોં કો છુડાને કે લિયે, ભગવાન કે એક અંશ ને એક મહાન આત્મા કે રૂપ મેં અવતાર લિયા. યે મહાત્મા લૂથર થે, જિનકી જીવની આજ હમ પાઠકોં કો ભેંટ કરતે હૈં.

મહાત્મા લૂથર કી જન્મભૂમિ જર્મની મેં એસલેબન નગર થી, જહાં ઉસ મહાન આત્માને ૧૦ નવમ્બર ૧૪૮૩ ઇસ્વી મેં માનવશરીર ધારણ કર કે અવતાર લિયા. યહ એક દૈવી ગતિ થી કિ એસલેબન કો ઉસકી જન્મભૂમિ હોને કા સૌભાગ્ય પ્રાપ્ત હુઆ. લૂથર કે માતા પિતા એક ખાન મેં મજદૂરી કરતે થે. વે મોહરા નામ કે એક છોટે સે ગાંવ કે રહનેવાલે થે. એક દફે વે એસલેબન નગર કે એક મેલે મેં ગયે. વહાં લૂથર કી આસન્નપ્રસવા સ્ત્રી ને એક પુત્રરત્ન કો જન્મ દિયા. ઉસકા નામ માર્ટિન લૂથર રકખા ગયા. કાલ કી ગતિ બડી વિચિત્ર હૈ. કહાં તો મારટિન કી બેચારી માઁ પતિ કે સાથ અપના કાતા હુઆ સૂત મેલે મેં બેચને ઔર ઉસકે મૂલ્ય સે જાડે કે કપડે મોલ લેને આઇ થી, કહાં ઉસ પર યહ આપત્તિ આઇ ! ઉસ દિન સમસ્ત સંસાર મેં કદાચિત્ ઇસ મજદૂર ઔર ઉસકી સ્ત્રી સે અધિક અભાગે ઔર ગરીબ મનુષ્ય બહુત કમ હોંગે; કિન્તુ યહ ઇસી અભાગે ઔર નિષ્કિંચન મજદૂર કા સૌભાગ્ય થા જો ઐસે પુત્રરત્ન કા જન્મદાતા હુઆ, જિસને સૂર્ય કે સમાન અપને પવિત્ર જીવન ઔર ઉપદેશોં કે પ્રકાશ સે

સંસાર કે અંધકાર કો દૂર કર દિયા. સમસ્ત યોરપ મૂર્ખતા ઔર અધર્મ કી બેડિયોં સે છૂટકારા પાને કે લિએ ઈસ મહાન આત્મા કી પ્રતીક્ષા કર રહા થા.

મહાત્મા લૂથર જિસ ઉદ્દેશ કો પૂરા કરને કે લિયે ઈસ સંસાર મેં પૈદા હુએ થે ઉસકી પૂર્તિ કે લિયે યહ બહુત આવશ્યક થા કિ એક બહુત દીન, હીન ઔર નિષ્કિંચન મનુષ્ય કે યહાં જન્મ લે કર લડકપન હી સે તરહ તરહ કે દુઃખ ઔર કષ્ટ ઝેલને કી શક્તિ અપને-મેં ઉત્પન્ન કરતે. છાત્રાવસ્થા મેં વે દરવાજે દરવાજે ગીત ગા કર ઔર ભીખ માંગ કર અપના ગુજારા કરતે થે. દુઃખ, કષ્ટ ઔર ધન કા અભાવ ઉનકે ચિરસહવાસી હો ગયે. સંસાર મેં કોઇ મનુષ્ય યા કોઇ ચીજ ઉપરી તડક ભડક દિખા કર લૂથર કો મોહિત નહીં કર સકતી થી. અસલ ઔર ખરી ચીજોં મેં ઉન્હેં જીવન બિતાના થા, બે–બુનિયાદ ઔર ઝૂઠી ચીજોં મેં નહીં. વે કુરૂપ ઔર રોગી થે, કિન્તુ ઉનકી આત્મા બહુત હી ઉન્નત ઔર બલવતી થી. લડકપન હી સે ઉનકો બહુત તરહ કે કષ્ટ સહને પડે; પરંતુ ચાહે કિતને હી કષ્ટ ક્યોં ન સહના પડતા, કિતની હી વિપત્તિયોં ઔર વિઘ્નોં કા સામના ક્યોં ન કરના પડતા, યહ વીર સત્ય હી પર ડટા રહા ઔર સમસ્ત સંસાર કો ભી સત્ય કી ઓર લાને કા ઇસને યત્ન કિયા.

એક દૈવી ઘટના ને લૂથર કે જીવન કો બિલકુલ હી બદલ દિયા. યહ ઘટના ઉસકે એક પરમ મિત્ર એલેક્સિસ કી મૃત્યુ થી, જો બીજલી ગિરને સે હુઇ થી. લૂથર લડકપન હી સે કુશાગ્રબુદ્ધિ થા. અનેક વિઘ્ન–બાધાઓં કે હોતે હુએ ભી વિદ્યા પઢને મેં ઉસને આશ્ચર્યદાયક ઉન્નતિ કી. ઉસકા પિતા ઉસકી અસાધારણ બુદ્ધિ ઔર વિદ્યાભિરુચિ દેખ કર ઉસે કાનૂન પઢને કે લિયે ભેજના ચાહતા થા. લૂથર કી ઇચ્છા ઐસી ન થી; પર

પિતા કી આજ્ઞા સે વહ કાનૂન પઢને પર રાજી હો ગયા થા. વહ ઇસ સમય ૧૯ વર્ષ કા થા. એક બાર, ઇસી સમય, વહ અપને મિત્ર કે સાથ અર્ટફ્ર્ટ નામક નગર કો જા રહા થા. જબ વે ઉસ નગર કે પાસ પહુંચે તબ અકસ્માત ઉસકે મિત્ર પર બિજલી ગિરી ઔર વહ લૂથર કે પૈરોં કે પાસ ગતપ્રાણ હો કર ગિરિ પડા. અપને મિત્ર કી ઇસ અકસ્માત્ મૃત્યુ કો દેખ કર લૂથર કે મન મેં તરહ તરહ કે ભાવ ઉઠને લગે.

ઉસને સોચાઃ-પ્રાણિમાત્ર કા જીવન પાની કે બબૂલે કે સદૃશ ક્ષણિક હૈ. વહ દેખતે હી દેખતે નષ્ટ હો જાતા હૈ. હમારા જીવન હી જબ અનિત્ય ઔર ક્ષણિક હૈ તબ સાંસારિક અભ્યુદય, મહત્ત્વ, ગૌરવ, સમૃદ્ધિશાલી રાજ્ય ઔર સામ્રાજ્ય પર મમતા ઔર ઘમંડ કરના મનુષ્ય કી બહુત બડી નાદાની હૈ. હમ સબ લોગોં કા, જો કાલચક્ર કી ચક્કી મેં પિસે જા રહે હૈં—મર્ત્યધર્મા મનુષ્યોં મેં ઉંચી સે ઉંચી પદવી કે લિયે લાલાયિત હોના બડી મૂર્ખતા હૈ. જબ યહ નિશ્ચય હૈ કિ સંસાર કે સબ પદાર્થ ઔર ભોગ-વિલાસ ચાર દિન કી ચાંદની કે સમાન અનિત્ય ઔર ક્ષણભંગુર હૈં તબ ઇસ ભૂલભુલૈયા મેં પડ કર નિત્ય ઔર સ્થાયી પારમાર્થિક વિશુદ્ધ રત્ન કો ખો દેના કિતની મૂર્ખતા હૈ. જિસ રત્ન સે ભૂષિત હો કર હમ પરમેશ્વર કે પ્રિય પુત્ર બનને કી પ્રતિષ્ઠા કે અધિકારી હો સકતે હૈં ઉસ પરમાર્થ કો ઇસકે મુકાબિલે ઉપેક્ષા કરના તો મૂર્ખતા કી ચરમ સીમા હૈ.

લૂથર કે હૃદય-સાગર મેં ઐસે હી વિચારતરંગ ઉઠને લગે. ઇસ ઘટના ને ઉસકે ભક્ત પર જાદૂ કા અસર કિયા. ઉસને ઈશ્વર કે ભજન ઔર સાંસારિક મનુષ્યોં કે સુધાર મેં અપને જીવન કો અર્પણ કર દેને કા પક્કા ઇરાદા કર લિયા. માતા-પિતા ઔર ઇષ્ટ મિત્રોં કે હજાર સમઝાને ઔર વિરોધ કરને પર ભી ઉસને સંસાર કે

ભોગ-વિલાસ કી કુછ ભી પરવા ન કર એક મઠ મેં જા કર સંન્યાસ લે લિયા.

## સંન્યાસ-ગ્રહણ

યહ ઉસકે અંધકારમય જીવન મેં પહલા પ્રકાશ થા. ઉસને અપને મન મેં સત્ય કે પ્રકાશ કા અનુભવ કિયા. ધીરે ધીરે ઉસકા યહ સ્થિર અધ્યવસાય ઔર દૃઢ સંકલ્પ સર્વસાધારણ કો વિદિત હુઆ. વહ સચ્ચે ઔર ધર્મિષ્ઠ સંન્યાસી કી તરહ સત્ય કી ખોજ મેં લગ ગયા. પરંતુ ઉસકી આત્મા કો શાંતિ ન મિલી. ઉસકે ચિત્ત કી ઉદ્વિગ્નતા ઔર આત્મા કી અશાંતિ કા ઘટના તો દૂર રહા; વહ દિન પર દિન ઔર ભી બઢતી ગઈ. વહ અભી બિલકુલ નૌસિખિયા થા. ઇસસે મઠ મેં અધિક પરિશ્રમ કર કે દાસવત્ રહના પડતા થા. ઇસ બાત સે ઉસે તનિક ભી દુઃખ ન થા; કિંતુ દુઃખ ઇસ બાત સે થા કિ ઉસ સચ્ચે ઔર નિષ્કપટ મનુષ્ય કી આત્મા ઇસ સમય વિશ્વાસહીન હો ગઇ થી. પ્રચલિત ઇસાઇ ધર્મ સે ઉસકા વિશ્વાસ ઉઠ ગયા થા; ઉસકે ચિત્ત મેં યહ સમા ગયા થા કિ ઉસકી મૃત્યુ કે પશ્ચાત્ વહ અપને પાપોં કે લિયે નરક મેં ઢકેલા જાયગા. ઉસે ઇસ બાત પર વિશ્વાસ ન થા કિ પાપી મનુષ્ય કી આત્મા કિસ તરહ વ્રત, ઉપવાસ ઔર યમ-નિયમાદિ સે પાપોં સે છૂટ સકતી હૈ. ઇન વિચારોં ને ઉસકે હૃદય મેં બડી તીવ્ર વેદના ઉત્પન્ન કર કે ઉસે પાગલ કે સમાન બના દિયા.

ઇસ સમય ઉસે એક બહુત હી દુર્લભ વસ્તુ હાથ લગ ગઈ. યહ એક લાટિન ભાષા કી બાઇબિલ થી. બાઇબિલ કો ઇસસે પહલે ઉસને કભી ન દેખા થા. ઉસકો ઉસને બડે ધ્યાન સે પઢા. પઢને સે ઉસે માલૂમ હુઆ કિ બાઇબિલ મેં ઉપવાસ આદિ તથા યમ-નિયમાદિ કા કહીં જિક્ર ભી નહીં હૈ; કિંતુ ઉસમેં જો શિક્ષા ઔર ઉપદેશ હૈં વે સબ ઔર હી તરહ કે હૈં. બાઇબિલ

પઢ કર ઉસને ઉસસે યહ સાર નિકાલા કિ મનુષ્ય કી આત્મા ઉપરી ઢકોસલે ઔર વ્રતોપવાસાદિ સે દુઃખ ઔર પાપ સે મુક્ત નહીં હો સકતી; કેવલ પવિત્ર આચરણ, શુદ્ધ ઔર નિષ્કપટ હૃદય તથા ભગવદારાધના સે મુક્ત હો સકતી હૈ. ધીરે ધીરે ઉસકા યહ વિશ્વાસ દૃઢ હોતા ગયા. બાઇબિલ પર ઉસકી પ્રગાઢ ભક્તિ હો ગઈ ઔર યહ કોઈ આશ્ચર્ય કી બાત નહીં; ક્યોંકિ બાઇબિલ હી ને ઉસકે અંધકારમય હૃદય મેં પ્રકાશ પહુંચાયા ઔર ઉસકી આંખેં ખોલ દીં.

બાઇબિલ પઢને પર લૂથર કે હૃદય કા અંધકાર બિલકુલ દૂર હો ગયા. લૂથર અંધકાર સે પ્રકાશ મેં આ ગયા. ઉસકા ઇસ તરહ અંધકાર સે પ્રકાશ મેં આના—સત્ત્વગુણ કા તમોગુણ પર, આત્મિક બલ કા શારીરિક બલ પર, સત્ય તથા ન્યાય કા અસત્ય તથા અન્યાય ઔર દંભ પર, જ્ઞાન તથા પાંડિત્ય કા મૂર્ખતા પર વિજય પાના થા. યહ ઉસકે ગૌરવાન્વિત જીવન મેં બડી ભારી ઘટના થી. અબ ઉસકી આત્મા નિત્ય નિત્ય શાંતિમય ઔર જ્ઞાનમય હોતી હુઇ ઉન્નતિ કરતી ગઈ; અપને બુદ્ધિવૈભવ તથા પ્રશંસનીય ગુણોં સે વહ અપને મઠ તથા દેશ મેં દિન પર દિન આદર ઔર સન્માન પાતા ગયા; ઔર સંસાર કા ઉપકાર કરને કે લિયે ધીરે ધીરે વહ અધિકાધિક ઉપયોગી હોતા ગયા. જિસ મઠ મેં લૂથર રહતા થા ઉસકે મુખિયા કી ઉસ પર બહુત શ્રદ્ધા ઔર વિશ્વાસ થા. ઉસને લૂથર કો મઠ કે કામ સે નિકાલ કર રોમ કે પોપ જૂલિયસ દૂસરે કે પાસ ભેજા. પોપ ઔર રોમ કે ઔર પાદરી લોગ લૂથર કે અસાધારણ બુદ્ધિવૈભવ ઔર દૃઢ ચારિત્રબલ કો દેખ કર ચકિત હો ગયે.

લૂથર કો બડી આશા થી કિ ઇસાઇ ધર્મ કે અધીશ્વર પોપ ઔર પવિત્ર પુરી રોમ કે દર્શન સે ઉસે બહુત

કુછ જ્ઞાન-લાભ હોગા; ઔર ઉસકે ચિત્ત કો શાંતિ ઔર સુખ ભી મિલેગા. કિંતુ યહ ઉસકી આશા દુરાશા-માત્ર થી. જો કુછ ઉસને રોમ મેં દેખા ઉમસે પ્રચલિત ઇસાઈ ધર્મ તથા પોપ પર ઉસકે હૃદય મેં ઉલટી ઘૃણા ઉત્પન્ન હુઇ. ઉસે બહુત ખેદ ભી હુઆ. ઉસને દેખા કિ રોમ જૂઠે ઔર દામ્ભિક પાદડિયોં સે ભરા હુઆ હૈ. પાદડી લોગ હર તરહ કા પાપ ઔર અત્યાચાર કર રહે હૈં. મૂર્ખતા મેં ફંસે હુએ લોગોં કો વે ધર્મ કે નામ પર ઠગ રહે હૈં. પોપ મહાત્મા રૂપયે લે કર પાપક્ષાલન-પત્ર બેંચ રહે હૈં. ક્ષમાપત્ર દે કર વે ઉન લોગોં કો, જો ઉનસે ક્ષમાપત્ર લેતે થે, પાપ સે મુક્ત કર દેને કા વિશ્વાસ દિલાતે થે. લૂથર ને ખુલે શબ્દોં મેં, બડી નિર્ભયતા કે સાથ, પોપ કે ઇસ ક્ષમાપત્ર બેચને કે નીચ રોજગાર કા વિરોધ કિયા. લૂથર ને કહા કિ યે ક્ષમાપત્ર પોપ કી ધૂર્તતા કે સૂચક હૈં. પોપ લોગોં કો બેવકૂફ બના કર ઠગ રહે હૈં. ઉસને કહા કિ કિસી મનુષ્ય કે પાપ કો પોપ નહીં ક્ષમા કર સકતા; કેવલ સર્વશક્તિ-માન પરમેશ્વર પાપોં કો ક્ષમા કરને મેં સમર્થ હૈ. લૂથર કા યહ વિરોધ ઇસાઈ ધર્મ કે ભાવી સંશોધન કા સૂત્રપાત થા. લૂથર કે યે વિચાર ધીરે ધીરે સમસ્ત સંસાર મેં ફૈલે ગયે. પોપ ને શુરૂ મેં લૂથર ઔર ઉસ-કે વિરોધ કી કુછ પરવાહ ન કી. તીન વર્ષ તક વહ સરલ ઔર નરમ ઉપાયોં સે લૂથર કે ઇસ આંદોલન કો નષ્ટ કરને કા યત્ન કરતા રહા. અંત મેં જબ પોપ ને દેખા કિ ઉસકે સબ ઉપાય નિષ્ફલ ગયે તબ ઉસને ઉગ્ર ઉપાયોં કી શરણ લી. ઉસને લૂથર કે લેખોં ઔર પુસ્તકોં કો સબકે સામને જલા દેને કા હુકમ દિયા ઔર યહ ભી હુકમ દિયા કિ લૂથર ભી પકડ કર રોમ મેં લાયા જાય ઔર જલા દિયા જાય. ઇન્હીં ઉગ્ર ઉપાયોં સે પોપ ને લૂથર કે આદિમ સુધારકોં કો, જો પોપ કે અત્યાચાર કા વિરોધ કરને કે લિયે ખડે હુયે

થે, દબા દિયા થા. ઇસ બાત કો સુન કર કિ પોપ ને ઉસકે લેખોં ઔર પુસ્તકોં કો જલાને કા આજ્ઞાપન નિકાલા હૈ, લૂથર કી ક્રોધાગ્નિ ઔર ભી ભભકી. ઉસને પોપ સે ખુલ્લમખુલ્લા કહા કિ યે હમારે લેખ સત્ય કી ભિત્તિ પર સ્થિત હૈં. યે ઈશ્વર કે બતલાયે હુએ સત્ય કો સંસાર મેં ફૈલાને કે લિયે ઔર અસત્ય તથા પાખંડ કે નાશ કે લિયે લિખે ગયે હૈં. તુમ મેરે શરીર ઔર મેરી પુસ્તકોં કો જલા સકતે હો; કિંતુ સત્ય કો, જો મૈંને ઉન પુસ્તકોં મેં લિખા હૈ, તથા મેરી આત્મા કો નહીં જલા સકતે. આત્મા ઔર સત્ય અવિનાશી હૈં. ઉનકા સંસાર મેં કોઇ નાશ નહીં કર સકતાઃ—

नैनं छिन्दन्ति शस्त्राणि नैनं दहति पावकः ।
न चैनं क्लेदयन्त्यापो न शोषयति मारुतः ॥

સત્ય ઈશ્વર કા રૂપ હૈ. સત્ય સદા નિત્ય હૈ. તુમ મુઝે ઔર મેરે લેખોં કો જલા દો, કિંતુ ઇસિસે સત્ય ઔર ભી શીઘ્રતા સે ફૈલેગા—" મૈં તુમ્હારે ઇસ આજ્ઞાપત્ર કી કુછ પરવાહ ન કર સબકે સામને ઇસે જલાતા હૂં. જો તુમ્હારે મન મેં આવે કરો.

૧૦ દિસમ્બર ૧૫૨૦ ઈસ્વી કો લૂથર ને બહુત સે મનુષ્યોં કો એકત્ર કર કે ઉનકે સામને વિટનબર્ગ નગર મેં પોપ કે ઇસ આજ્ઞાપત્ર કો જલા દિયા. ઉસ નગર કે લોગોં ને હર્ષસૂચક તાલિયાં બજા બજા કર લૂથર કે ઇસ કામ કા સમર્થન ઔર અભિનંદન કિયા. સમસ્ત યોરપ ઇસ સમય લૂથર કી ઓર આંખેં લગાયે હુએ થા. અચ્છા હોતા યદિ પોપ અપને ઇસ કાર્ય સે ઇન હર્ષસૂચક તાલિયોં કે પિટને કા કારણ ન હોતા. યે હર્ષસૂચક તાલિયાં ઇસ બાત કો સૂચિત કરતી થીં કિ યોરપ અબ જાગ ઉઠા હૈ; જર્મન જાતિ અબ ઔર અધિક પોપ કે અત્યાચાર કો સહનેવાલી નહીં હૈ; અસત્ય કા રાજ્ય અબ બહુત દિન તક નહીં ચલ

લોકોને મુગ્ધ કરી નાખતાં પોતાનાં સંગીતવિધાનો તે રચતો. ચોહાનનો પિતામહ વણુકર અને સંગીતકાર બંને હતો. શાળ ઉપર વણાતા વાણા અને તાણાઓ સુધારતાં સુધારતાં એ પોતાનાં સંગીતવિધાનોમાં અજબ સૂરો વણી શકતો. ચોહાનનાં માતાપિતા તેની શૈશવ અવસ્થામાંજ ગુજરી ગયેલાં; આથી એના મોટા ભાઈ ચોહાન ક્રિસ્ટોફ્રે ચોહાનને પાળી પોષી મોટો કર્યો. શૈશવકાળથી માંડી કિશોર અવસ્થા સુધી ચોહાન એના મોટા ભાઈ સાથેજ રહ્યો; અને મોટા ભાઈ આંહ્રુડ્સક્માં ઑરગન વગાડનાર તરીકે પ્રખ્યાત હોવાથી ચોહાનને સંગીતના સંસ્કારો બાલ્યાવસ્થામાંથીજ સાંપડ્યા હતા. આમ ચોહાન સંગીતમય વાતાવરણમાં મોટો થયેલો હોવાથી તેના ઉપર સંગીતની અતિ ઊંડી અસરો થઈ હતી.

બાળક ચોહાન તેના ગામના મંદિરમાં સમૂહગીતની મંડળીમાં રસપૂર્વક ભાગ લેતો અને ત્યારથીજ તેનામાં ભક્તિભાવભર્યાં ઇસુવિષયક ગીતોના સંસ્કાર પડેલા. સમૂહગીતમંડળીનાં બીજાં બાળકો ગાતી વખતે માત્ર સંગીતના સ્વરોજ ગાતાં; પરંતુ ચોહાન તો એ સંગીતના ભાવની સાથે તાદાત્મ્ય સાધતો. ગીતમાં રહેલાં આર્જવ, એની ભક્તિ અને ભગવાનને ચરણે અંતરનું અર્પણ—આ સૌ નાનો ચોહાન અનુભવતો. ઘણી વખત તેની મીંચાયેલી કુમળી આંખોમાંથી અશ્રુધારાઓ પણ સરી પડતી. નાનપણથીજ ચોહાનમાં સંગીત સમજવાની અને વ્યક્ત કરવાની અદ્દભુત શક્તિ હતી. એના સમયમાં આદર પામેલા સંગીતવિધાયકોની કૃતિઓ ઑરગન ઉપર બજાવવાનો એ દશ વર્ષની વયના બાળકને ખૂબ શોખ હતો; અને પ્રખ્યાત સંગીતાચાર્ય ફ્રોબજર અને પાશલબેલનાં વિધાનો બજાવવાના તેને કોડ હતા. પણ મોટ ભાઇને લાગતું કે બાળક ચોહાન એ કૃતિઓ બજાવવાને લાયક નહિ હોય. આથી એ વિધાનોનાં સ્વરલેખનની પ્રતો અત્યંત કાળજીપૂર્વક ચોહાનથી છુપાવીને રાખવામાં આ-

વતી. અત્યંત પ્રયાસને અંતે ચોહાને આ પ્રતો શોધી કાઢી; અને જ્યારે રાત્રે આખાય ઘરનાં માણસો નિદ્રાધીન હોય ત્યારે ચંદ્રના ઝાંખા પ્રકાશમાં એણે એ પ્રતોની નકલો કરવામાં કેટલીય રાત્રિઓ ગાળી. છ માસને અંતે આવી રીતે કરેલા પ્રયત્નોના પરિણામરૂપે ચોહાનની પાસે એના માનીતા સંગીતાચાર્યોનાં સંગીતવિધાનોની પ્રતો તૈયાર થઈ. ગામના દેવળમાં જઈ ઑરગન ઉપર ચોહાને એમાંના એક વિધાનના પહેલા સૂરો બજાવ્યા ત્યારે દેવળના અર્ધ-અંધારા ગર્ભભાગમાં અવનત મસ્તકે પ્રાર્થના કરતી એક વ્યક્તિ ચમકી. ચોહાન પોતે પણ ચમક્યો. ત્યાર પછી તો લગભગ અર્ધા કલાક સુધી ત્યાં સંગીતની રેલમછેલ થઇ રહી. પ્રાર્થના કરનાર વ્યક્તિ અને સંગીતકાર બંનેની આંખમાંથી આંસુ વહેતાં હતાં. સંગીતના છેલ્લા સૂરો શમી ગયા. પ્રાર્થના કરનાર તેની જગ્યાએથી ખસી બાળક ચોહાન પાસે આવી. ચોહાનને કપાળે તેણે ભાવપૂર્વક ચુંબન કર્યું અને બોલી: "બાપુ! મારા આખાય દુઃખી અને ખારા જીવનમાં આવી શાંતિ અર્પનાર મધુર પળો મેં અનુભવી નથી. ઇસુના જીવનસંદેશમાંથી આ હત્યારા અને ક્રૂર જગતને કેટલી બધી પ્રેરણા મળે છે? આ તારા સંગીતથી મને કેટલું સુખ થયું છે?' બિચારો ચોહાન તો સાંભળીજ રહ્યો. ચંદ્રના ઝાંખા અજવાળામાં ઝડપભેર કામ કરતાં થાકી ગયેલા તેના નાના હાથ અને અતિશય વેદનાથી દુઃખતી તેની રાતી આંખો-આ બંનેને ફરી વાર ચૂમી પેલી સ્ત્રી ત્યાંથી ચાલી ગઈ.

મોટા ભાઇને ચોહાનની લુચ્ચાઇની ખબર પડતાંજ પેલાં સંગીતવિધાનોની પ્રતો તેમણે ઝૂંટવી લીધી અને ચોધાર આંસુએ રડતા ચોહાનની સમક્ષજ તેના ટુકડે ટુકડા કરી નાખ્યા! રાત્રિભર ચોહાન રડ્યો. નકલ કરવાના ત્રાસથી દુઃખતી આંખો વધારે દુઃખવા માંડી, અને ત્યાર પછી એની આંખો હંમેશને માટે બગડી--વૃદ્ધાવસ્થામાં ચોહાને બહારની દૃષ્ટિ તદ્દન ગુમાવી.

આ પ્રસંગ પછી યોહાનના જીવનમાં વિગ્રહોની પરંપરા ચાલી; પરંતુ અંતે આર્મસ્ટાટમાં જ્યારે એ ઓરગનિસ્ટ તરીકે નિમાયો ત્યારે એને થોડીઘણી શાંતિ મળી. અહીં પણ એનો સંગીતનો વધારે પડતો શોખ એના સુખની વચ્ચે આવ્યો. પ્રખ્યાત બુક્ષટહુડનાં સંગીતવિધાનો સાંભળવા માટે સાત દિવસની રજા લઈ તે લ્યુબેક ગયો; પરંતુ ત્યાં એને એટલી મઝા પડી કે લગભગ ત્રણ માસ પછી પાછો પોતાનું કામ સંભાળવા આવ્યો; પરિણામે એને રજા આપવામાં આવી.

ઘણી વખત યોહાને પોતાની સંગીતની ધૂનમાં સ્વાર્થનો વિચાર નથી કર્યો. જીવન નિભાવવા માટે આવશ્યક વસ્તુઓ પણ સંગીત આગળ તે ગણકારતો નહિ.

આ બધી ધમાલને અંતે ૧૭૧૭માં આન્હાલ્ટ–કોથીનના પ્રિન્સ લીઓપોલ્ડે યોહાનને પોતાની પાસે રહેવા માટે વિનંતિ કરી; અને અહીંજ યોહાનને જોઇએ તેવા સંજોગો અને સગવડો મળ્યાં. આજે સંગીતજગતને ખુશ ખુશ કરી મૂકતાં સંગીતવિધાનો પ્રથમ ત્યાં રચાયાં. આમ આશરે બત્રીસ વર્ષે યોહાને યુગપ્રવર્તક સંગીતવિધાનો યુરોપની સમક્ષ મૂકવાનો આરંભ કર્યો. વળી આજ અરસામાં તેને આના મેગડેલેન વુલ્કેન સાથે સંબંધ થયો. તેની એ પ્રેરણાદાયી જીવનસંગિની તે સમયમાં આદર પામેલી ગાયિકા હતી. યોહાને જેટલાં સંગીતવિધાનો રચ્યાં તે સર્વેને કાળજીપૂર્વક આના સંભાળતી. બાળક જેટલું એ વિધાનોનું તે જતન કરતી.

આ સઘળા જતનના બદલામાં યોહાને આનાને પોતાનાં સારામાં સારાં અને ભાવવાહી ભક્તિગીતો અર્પણ કર્યાં છે. એક કલાધર પોતાની પ્રેરણાદેવીને બીજું શું અર્પી શકે ?

૧૭૨૩માં યોહાને કોથીન છોડયું અને લાઇપઝીક આવ્યો. અહીં સેંટ થોમસના વિદ્યાલયમાં યોહાનઅધ્યા-

પક તરીકે નિમાયો. વિદ્યાર્થીઓમાં સંગીતની નૂતન ભાવના જન્માવવાનો અહીં તેને અવકાશ મળ્યો. ઊગતી જુવાનીની તાલીમમાં તેણે એવું સંગીત વણ્યું કે તેની ખ્યાતિ અને તેનો સંદેશ ખૂબ પ્રસર્યાં. અહીં યોહાને જે સંગીતવિધાનો રચ્યાં તે આજે પણ પાશ્ચાત્ય સંગીતમાં મોજૂદ છે અને એમાં વણેલી ભાવનાઓથી મુગ્ધ બનાવે છે. યોહાનની પ્રતિભા, તેનું કોમળ અંતર અને તેની ધાર્મિકતા : આ સૌ એ વિધાનોમાં વ્યક્ત થાય છે.

૧૭૪૭ માં પ્રુશિયાનો રાજા ફ્રેડરિક યોહાનના સંગીતથી એટલો મુગ્ધ થયો કે તેણે યોહાનને પોતાની સાથે રહેવાનું આમંત્રણ મોકલ્યું. ૧૭૪૭ ના મે માસમાં યોહાને તે સ્વીકાર્યું. યોહાનને સાંભળવા ફ્રેડરિક એટલો આતુર થઈ ગયો હતો કે મુસાફરીનાં કપડાં પણ બદલવા દીધા વિના યોહાનને પોતાને ત્યાં લઈ ગયો. આખી સાંજ અને રાત્રિ ફ્રેડરિકના રાજમહાલયમાં સંગીતની રેલમછેલ થઇ રહી.

અહીં યોહાનની આંખો વધારે બગડતી ચાલી, પરંતુ એ વેદનામાં પણ એણે સંગીતવિધાનો રચવાં ચાલુ રાખ્યાં. તેના જીવનનાં પાછલાં બે વર્ષોમાં એ ઘણું ઓછું જોઈ શકતો. બહારની દૃષ્ટિ લુપ્ત થતાં એને માનસિક દુઃખ થયું નથી. એક વખત સહાનુભૂતિ દર્શાવનાર કોઇક સરદારને તેણે કહેલું કે "હવે મારી સાચી દૃષ્ટિ ખુલશે અને ત્યારે જ પ્રભુના દરબારનાં મને દર્શન થશે."

અંતે આ વેદનાઓના પરિણામે યોહાન ૧૭૫૦ માં ગુજરી ગયો. એના સમયમાં એનાં સંગીતવિધાનો કદાચ યુગપ્રવર્તક કૃતિઓ તરીકે નહિ સ્વીકારાયાં હોય, પરંતુ આજે આખું ય સંગીતજગત યોહાનને સંગીતના યુગસ્રષ્ટા **—યોહાન બાક્ તરીકે જાણે છે.**

[ ઑક્ટોબર–૧૯૭૫ ના " કૌમુદી "માંથી ]



# ૮–ફ્રેડ્રીક ડગલાસ



"અમારી ગુલામી જો અમારા હાથે નહિ નિવારાય, તો આ જગતમાં એવી કોઈ શક્તિ નથી કે જે અમને ગુલામોને મુક્ત કરે. ગેરીસન, પેઇન, લવજોય અને લીંકનના નામો આફ્રિકાના હબ્સીઓનો રંગ કાળો રહેશે, ત્યાંસુધી તો હબ્સી માત્ર નહિ ભૂલી શકે. પરંતુ એ ન હોત તો અમારી ગુલામી રદ ન થાત એમ માનવાની હું સાફ ના પાડું છું. જે દિવસે હબ્સીઓના આત્માની અંદર સ્વાધીન બનવાની તમન્ના જાગી તેજ દિવસથી હબ્સી એની ગુલામીમાંથી છૂટો થઈ ચૂક્યો હતો. તમે એક વાત નિશ્ચય માનજો કે જે કોમ ગુલામ બનવાનો સાફ ઇન્કાર કરે છે એને ગુલામ બનાવનાર આ જગતમાં કોઇયે શક્તિ નથી."

**( ફ્રેડ્રીક ડગલાસના ન્યુયોર્કના મશહૂર ભાષણમાંથી )**

ઇ. સ. ૧૮૪૩ ના મે માસના એક દિવસમાં બોસ્ટન શહેરમાં એક અજબ કૌતુક બન્યુ.

એક ગોરા જુવાનને હાથેપગે બાંધીને કેટલાક ગોરાઓ જાહેર રસ્તા ઉપર ઘસડી જતા હતા. એની પાછળ શહેરના સંભાવિત ગણાય, આબરૂદાર ગણાય, આગેવાન ગણાય એવા માણસો બૂમો પાડતા ચાલતા હતા. એ ટોળામાંથી અનેક માણસો હાથેપગે બંધાયેલા એ ગોરા જુવાન ઉપર સડેલાં ઈંડાંઓ, પાકેલા ટમાટાઓ, કાદવ વગેરે છાંટતા જતા હતા. કેટલાક ઘરને ઓટલે ગોરી સ્ત્રીઓ મેલા પાણીની ડોલો લઇને ઉભી હતી. એ ડોલો એ સ્ત્રીઓ તિરસ્કારભર્યા હાસ્યથી આ જુવાન ઉપર ઠાલવતી હતી.

આવી રીતે આખાયે શહેરમાં એ ગોરા જુવાનને

ફેરવીને, મેલાં પાણી, સડેલાં ઇંડાંઓ વગેરેથી એને એક ચાડિયા જેવો બનાવીને ગામલોક શહેરના પાદરમાં આવેલા તળાવ તરફ ચાલ્યું. તળાવના પાણીમાં એમણે એક વાર આ જુવાનને ઝબોળ્યો. પછી આ લોકોના ટોળાના આગેવાન જેવા એક મવાલીએ પાણીથી નીતરતા અને દુર્ગંધથી ગંધાઇ ઉઠેલા જુવાનને સૂચના આપી કે 'કેમ, હજી તું તારી ભૂલ કબૂલ કરે છે કે નહિ?'

પેલા ગોરા જુવાનની આંખો ચમકી. નિર્ભયતાથી એ જુવાન બોલ્યો: "તમારે મારૂં ચાહે તે કરવું હોય તે કરો—તમે મને કાદવમાં રગદોળો, પાણીમાં ઝબોળો, ઈચ્છા હોય તો ખંજર ભોંકીને મારો જાન લ્યો; પણ કોઇ જાતનાયે અપમાન કે અનાચારનો ભય મને નમાવી નહિ શકે. ગુલામી એ ગેરઇન્સાફ છે, ગુલામી એ અનર્થ છે એવો મારો મત તમે કોઇ જાતનાયે અત્યાચારથી નહિ ફેરવી શકો."

વીસ–એકવીસ વર્ષનો એ જુવાન હતો, એનું નામ હતું એલીજાહ લવજોય. અમેરિકાના દક્ષિણ વિભાગમાંથી ગુલામીનું કલંક નાબુદ કરવાનું એક જાહેર નિવેદન તેણે પ્રકટ કર્યું હતું. એ નિવેદનથી ગુલામોના માલિકો, ગુલામોના દલાલો અને ગુલામીને અમેરિકન સમાજના એક અંગભૂત તત્ત્વ માનનારા રૂઢિચુસ્તો ખૂબ નારાજ થયા, ગુસ્સે પણ થયા. એક ઉછરતા જુવાનને આવી અર્થહીન અને અનર્થપૂર્ણ વાતો કરવાની આદતને સદાને માટે ભૂલાવી દેવાની એ સહુને જરૂરત લાગી. એમણે કેટલાક હલકી બુદ્ધિના અને હલકા આચારવિચારના ગોરા મવાલીઓને ઉત્તેજ્યા. એ મવાલીઓએ એલીજાહ લવજોયને પકડ્યો. હાથે પગે દોરડાં બાંધી એને ભરબજારમાં ઘસડ્યો, એના ઉપર મેલાં પાણી નાખ્યાં અને સડેલાં ઇંડાં નાખ્યાં. સહુએ માન્યુ કે વિરોધના આવા ઉગ્ર સ્વરૂપને જોઇને એ જુવાન ડગી જશે; પરંતુ એમની એ

ગણુતરી ઉંધી પડી. જે વસ્તુને એ સ્પષ્ટ ગેરઈન્સાફ માનતો હતો એનો વિરોધ કરતાં એ જુવાન આ અત્યાચારથી જરાયે ન રોકાયો. 'તમારો કોઇનોયે રોષ મને ઈન્સાફના રાહમાંથી ચલાયમાન નહિ કરી શકે' એલીજાહ લવજોયે તળાવને કાંઠે લોકોના ટોળાને આહ્‌વાન આપ્યું.

એલીજાહ લવજોય ઉપર થતા સંસ્કારો જોવામાં અનેક ગુલામો પણ સામેલ હતા. એ ગુલામોને ગુલામી કોઠે પડી ગઈ હતી. ગુલામી ગેરઇન્સાફી છે, અનર્થકારી છે, માનવતાનો દ્રોહ કરનારી છે એ વાતો એમના અજ્ઞાન મગજમાં હજી સુધી કોઇએ ઉતારી નહોતી, એમાંના અનેકોને મન તો આ ગોરો જુવાન પોતાનો રોજગાર અને પોતાની રોટીનો ઝૂંટવનાર દેખાયો.

પરંતુ અમેરિકામાંથી ગુલામીની પ્રથાને નાબુદ કરવા માટે સૌથી પહેલો પોતાનો અવાજ ઉઠાવનાર એલીજાહ લવજોય ઉપર બોસ્ટનના નાગરિકોએ ગુજારેલા આ અત્યાચાર, અને એ અત્યાચાર તથા એ અપમાન સામે સ્વસ્થ ગૌરવથી પોતાનો અભિપ્રાય કાયમ રાખનાર આ ગોરા જુવાનની નિર્ભયતાએ એક પંદરેક વર્ષના હબસી ગુલામ છોકરાને સાચેસાચ પુનર્જન્મ આપ્યો. એ ગુલામનું નામ હતું ફ્રેડ્રીક ડગલાસ. અમેરિકામાંથી ગુલામીની જડ ઉચ્છેદી નાખવાને તૈયાર બનેલા લવજોય, ગેરીસન અને લિંકનના પાછળથી જમણા હાથ સમો બનેલો, પાછળથી અમેરિકાના સર્વશ્રેષ્ઠ મહાપુરુષ સમો લેખાયેલો ફ્રેડ્રીક ડગલાસ લખે છેઃ "મેં અનેક અપમાનો, અત્યાચારો, સહન કર્યા છે. પરંતુ જ્યારે જ્યારે મારા ઉપર ગુજારવામાં આવેલા અત્યાચારનો હું વિચાર કરૂં છું, ત્યારે ત્યારે મારા મનમાં બોસ્ટનના તળાવને કાંઠે કાદવથી ખરડાયેલા અને સડેલાં ઇંડાંઓની બદબોથી દુર્ગંધ મારતા લવજોયનું ચિત્ર ફુબ્દ ખડું થાય છે અને મારો રોષ શમી જાય છે. આજ મારામાં જે કાંઇ છે એનો હું જ્યારે જ્યારે

વિચાર કરું છું, ત્યારે ત્યારે લવજોય ઉપર ગુજારવામાં આવેલા એ અત્યાચારનાં પ્રત્યક્ષ દર્શનેજ મારી ઉન્નતિનો પાયો નાખ્યો છે એમ હું મારા અંતરમાં કબૂલ કરું છું.'"

હબસીઓની માનવતા તરફની પ્રગતિકૂચના એક વિકટ સંક્રાંતિકાળમાં અમેરિકાના તમામે તમામ ગુલામોની આગેવાનીનો મહાબોજ ઉંચકનાર હબસી કોમના અજોડ લડાયક આગેવાન ફ્રેડ્રીક ડગ્લાસનો જન્મ કયાં કઇ તારીખે થયો હતો એની એને પોતાનેય ખબર નથી. એના પિતાના નામથી પણ એ વાકેફ નથી. ફ્રેડ્રીક ડગલાસ પોતાની જન્મતારીખ વિષે એટલુ જ કહે છે કે, લવજોય ઉપર જે દિવસે અત્યાચાર ગુજર્યો તે દિવસે મારી વય પંદરેક વર્ષની હશે. એ હિસાબે ફ્રેડ્રીક ડગલાસનો જન્મ ઇ. સ. ૧૮૨૮–૨૯ ની આસપાસ થયો હોવો જોઇએ.

પોતાની માતાના માલીકનાં ખેતરોમાં કૂદતો રમતો બાળક જેમ જેમ મોટો થતો ગયો, તેમ તેમ ગુલામીનો બોજ એને માથે લદાતો ગયો. પાંચ છ વર્ષની ઉંમરના બાળકને ખેતરમાં કામ કરવું પડતું. ગુલામીમાંથી કોઇ રીતે કોઈ દિવસે મુક્ત થઇ શકાય એવી કોઇ આશા વગર બાળક ફ્રેડ્રીક પંદર વર્ષની ઉમરનો થયો. પંદર વર્ષ સુધી એક કહ્યાગરા ગુલામ–છોકરા તરીકે એની ખ્યાતિ હતી.

પરંતુ પછી તો આ કુમારી ભૂમિમાં એક વિપ્લવી બીજ રોપાયું. સુક્કા ઉજ્જડ મેદાનમાં જાણે કે એક ચિનગારી ઉડી. ફ્રેડ્રીકે લવજોય ઉપરનો અત્યાચાર જોયો અને એ દિવસથી જ એના માનસમાં ઉગ્ર પરિવર્તન થયું.

ગુલામી અનિષ્ટ છે, ગુલામી નાબુદ થવી જોઇએ એ લવજોયનુ વાકય એના અંતરમાં બરાબર વસી ગયું. પરંતુ એ બને કેમ ? કેવળ શબ્દોથી ગુલામી રદ તો થોડી જ થવાની છે ? એકાએક બાળકના મનમાં વિચાર આવ્યો :

" હું જ શા માટે એમ ન કરી શકું ? "

પંદર વર્ષના કુમારના મગજમાં ભવિષ્યની મહત્ત્વાકાંક્ષાનો ઉજાસ ફેલાઈ રેલાઇ ગયો અને એ પુણ્ય દિવસ નજીક લાવવા માટે પોતે ભણવું જોઇએ, પોતાને લખતાં વાંચતાં ને બોલતાં આવડવું જોઇએ એમ પણ એને સૂઝી ગયું.

પછી બરાબર પાંચ વર્ષ સુધી ફ્રેડ્રીકે સ્વાધ્યાય કરવા માંડ્યો. આખો દિવસ તો એને કામ કરવાનું હોય. રાતે કાંઈ દિવો ન હોય. એ બાળક રાતે શહેરના જાહેર દિવાઓ નીચે વાંચવા લખવા જતો. ઘણી વાર ખેતરોમાં ને ઝાડોમાં ભમતા આગિયાઓને પકડી, એમને ઝીણે દોરે બાંધી ચોપડી ઉપર મૂકીને એ વાંચતો.

પાંચ વર્ષ આ અભ્યાસ ચાલ્યો. હવે શું ? ગુલામોને ગુલામીમાંથી મુક્ત કરવા માટે સૌથી પહેલાં પોતે ગુલામીમાંથી છૂટવું જોઇએ. અને એક દિવસે ફ્રેડ્રીક નાઠો.

ને પછી તો એના માલીકના ઓવરસિયરે એનો પાકો પીછો લીધો. શિકારી કૂતરાઓ એની પાછળ છોડી મૂકયા; આસપાસથી અનેક ગોરાઓ એ કૂતરાઓની પાછળ હાથમાં બંદૂકો લઇ લઇને શિકારે ચડયા. ત્રણ દિવસ આ માનવશિકાર ચાલ્યો; ત્રણ દિવસ સુધી ફ્રેડ્રીક જંગલોમાં, તળાવોમાં અન્નજળ વગર રખડયો. શિકારી કૂતરાઓએ પકડેલો પાકો પીછો ચુકાવવા એ ડુંગરોમાં ભમ્યો ને ઝાડો ઉપર રાત્રિઓ પસાર કરી. પરંતુ ચોપાસી મુલક એક ગુલામના નાસી જવાની વાતથી જાગી ઉઠયો હતો. ગુલામ નાસી જાય તો એની શું વલે થાય છે, એ અવારનવાર પ્રત્યક્ષ બોધપાઠથી ગુલામોને સમજાવવાની માલેકોને જરૂરત લાગી. ચારે દિશામાંથી ગુલામ-માલેકો ને એના નોકરો શિકારી કૂતરાઓ ને ઘોડાઓ તથા રાઇફલો લઇ લઇને નીકળી પડયા હતા.

ચોથે દિવસે ફ્રેડ્રીક થાકેલો, ભૂખ્યોતરસ્યો અને થાકથી અર્ધબેભાન બનેલો પકડાયો. એના પગમાં સાંકળો નાખવામાં આવી અને ગળામાં ટોકરી બાંધવામાં આવી. પોતાને ખેતરે લઇ જઇને આ નાસી જનાર ગુલામને આકરી સજા કરવાનો ઓવરસિયરે નિરધાર જાહેર કર્યો.

એ ઓવરસિયરની આબરૂ ગમે તેવા નાફરમાન અને ઉદ્ધત ગુલામને પણ વશ કરવાની હતી. ચોપાસથી અનેક ગુલામ–માલેકો પોતાના ઉદ્ધત દેખાતા ગુલામોની સાન ઠેકાણે લાવવા એમને આ ઓવરસિયરને સોંપતા. બેડી, ફટકા, ભૂખમરો, ગાળો વગેરેથી આ જાલીમ નરરાક્ષસ ગમે તેવા ગુલામને પણ મહાત કરતો, આસપાસના પચાસ પચાસ જોજનના પથકમાં જ્હોન સ્ટ્રેન્ગવે જેવો જાલીમ ઓવસિયર બીજો કોઇ ન મળે. એટલે આ નાસી જવાની ધૃષ્ટતા દાખવનાર ગુલામની શી દશા થશે એનો વિચાર સરખો કરતાં પણ બીજા ગુલામો થરથરી ઉઠયાં.

પરંતુ જેમ સ્ટ્રેન્ગવે જેવો ઓવરસિયર નહોતો તેમ સ્ટ્રેન્ગવે પાસે ફ્રેડ્રીક ડગલાસ જેવો ગુલામ પણ નહોતો આવ્યો. સ્ટ્રેન્ગવેએ ડગલાસને મારવાને પોતાનો જેરબંધ જેવો ઉગામ્યો, તેવો જ ડગલાસે એ જેરબંધ આંચકી લઇને ઓવરસિયરને ખુદને ફટકારી કાઢયો. ઓવસિયર તો ગુલામની આ હિંમત જોઇને શેહ ખાઈ ગયો, ડગલાસે એને માર્યો છે એવી જો એ ફરિયાદ કરે તો બોસ્ટનની અદાલત ડગલાસને ફાંસીની સજા ફરમાવી શકે. પરંતુ એવી ફરિયાદ પછી ગુલામોને વશ કરવાની પોતાની આબરૂ અને એ આબરૂમાંથી થતી કમાણીનું શું ? ઓવરસિયરે ફરિયાદ કરી નહિ, તેમ ફરીથી ડગલાસનું નામ પણ દીધું નહિ.

બે વર્ષ પછી ફ્રેડ્રીક ફરીને નાઠો. ફરીને પાછો એ પકડાયોજ નહિ. ત્યારે એ 'અંડરગ્રાઉન્ડ રેલવે' થી નાઠો હતો.

એલીજાહ લવજોયે દક્ષિણમાંથી ગુલામોને નસાડવાનું કામ હાથ પર લીધું હતું. એ એકલાએ પોતાની જીંદગીમાં ઓછામાં ઓછા બે લાખ ગુલામોને દક્ષિણમાંથી નસાડીને ઉત્તરસંસ્થાનોમાં, કેનેડામાં કે મેક્સીકોમાં કામ-ધંધે લગાડયા હતા. એલીજાહ લવજોયે ગુલામોને નાસવાના કામમાં મદદગાર થનારા એજન્ટો રાખ્યા હતા. નાસતા ગુલામોને આશરો આપવા, ભોજન આપવા, એમનાં કપડાં બદલાવવા, એમને નકાબપોશો પહેરવા માટે જુદે જુદે ઠેકાણે બનાવટી ધંધાદારી નામો નીચે આશ્રયસ્થાનો સ્થાપ્યાં હતાં. એને ગુલામો અને ગોરાઓ 'એલીજાહની અંડરગ્રાઉન્ડ' કહેતા. બાવીસ વર્ષ આ 'અંડરગ્રાઉન્ડ રેલ્વે' ચાલી. એમાં એકસાથે એક હજાર સ્વયંસેવકો કામ કરતા. એ રસ્તે બે લાખથીયે વધારે ગુલામો નાસી ગયા હતા, છતાં પણ એ 'અંડરગ્રાઉન્ડ'ની હયાતી સરખીનીયે બાતમી ઠેઠ સુધી દક્ષિણના ગોરા માલેકોને કે પોલીસને નહોતી પડી. એક છૂપી યોજના આટલો લાંબો કાળ સંપૂર્ણતઃ છૂપી રહ્યાનો ઇતિહાસમાં 'એલીજાહની અંડરગ્રાઉન્ડ' જેવો બીજો દાખલો શોધ્યો નહિ મળે.

ફ્રેડ્રીક ડગલાસ નાઠો ત્યારથી તે ઈ. સ. ૧૮૬૦ સુધી એણે એલીજાહ લવજોયના સાથી તરીકે કામ કર્યું. 'અંડરગ્રાઉન્ડ'નો વહીવટ બધો એ કરતો. બાર બાર વર્ષની આ કામગીરી કરતાં એ અનેક વાર છૂપા વેશમાં દક્ષિણમાં ભટકતો અનેક જણને ઓળખતો થયો; સાથે એ પોતાનો સ્વાધ્યાય પણ કરતો.

પોતાની જાતને સુખી માનતા-પોતાના જીવનકાર્યને પોતે આગળ ધપાવી રહ્યો છે એવી માન્યતા સેવતા ફ્રેડ્રીકને ઇ. સ. ૧૮૬૦માં ખબર પડી કે, ગુલામોને નસાડવા માત્રથી અને એમને પરભોમમાં રોજી રળતા કર્યાથી ગુલામીનો સવાલ ઉકેલાવાનો નથી. એજ સાલમાં એલીજાહની અંડરગ્રાઉન્ડના પ્રતાપે ગુલામોની ખૂબ ખેંચ

અનુભવતા દક્ષિણ સંસ્થાનોના આગ્રહથી અમેરિકન સરકારે અમેરિકામાં આફ્રિકાથી નવા ગુલામોની આયાતની ખાસ કાયદાથી મંજૂરી આપી અને એક અમેરીકન કપ્તાન બોસ્ટનમાં આફ્રિકાથી સદંતર નવા આઠસો ગુલામો પણ લઇ આવ્યો.

પહેલાં અમેરિકામાં નવા ગુલામો આયાત ન થઇ શકતા. અમેરિકામાં જેટલાં ગુલામ કુટુંબો હોય એમનાજ. વંશ-વારસો માથે ગુલામીનો બોજો પડે. પરંતુ કોઇ માણસ આફ્રિકામાંથી કે અમેરિકાની બહારથી ગુલામો અમેરિકામાં આયાત ન કરી શકે. ઇ. સ. ૧૮૬૦ પહેલાં આ સ્થિતિ હતી. પરંતુ ઇ. સ. ૧૮૬૦ના ખાસ કાયદાથી તો બહારથી ગમે ત્યાંથી નવા ગુલામો આયાત કરવાની દક્ષિણના ગુલામ-વેપારીઓને મંજૂરી મળી.

ફ્રેડ્રીક ડગ્લાસને આ કાયદા પછી લાગ્યું કે કેવળ 'અંડરગ્રાઉન્ડ'થી ગુલામીનો પ્રશ્ન ઉકેલાઇ નહિ શકે. જૂના ગુલામોને નસાડવામાં આવે ને નવાની ભરતી કરવામાં આવે તો એથી ગુલામીની પ્રથા કાંઈ નાબુદ થયેલી ન ગણાય. બાર વર્ષથી પોતે જે કાર્યને સાચું માનતો હતો એ કાર્યને ફ્રેડ્રીકે ત્યાગી દીધું. હવે એણે ગુલામીની પદ્ધતિ સામે પ્રચાર કરવાનું કામ માથે લીધું. ગુલામીની સામે પ્રબળમાં પ્રબળ લોકમત કેળવવો એ એને ખાસ જરૂરનું લાગ્યુ.

સાથે સાથે ફ્રેડ્રીકને એક વાત વસી ગઇ. ગુલામીની પ્રથા નાબુદ કરવા માટે દેશમાં જ્યારે ત્યારે આંતરવિગ્રહ થવાનોજ એમ તો જેમ અનેક બીજા વિચારકો સમજતા હતા, તેમ ફ્રેડ્રીક પણ સમજતો હતો. પરંતુ બીજા વિચારકો આંતરવિગ્રહની કલ્પનાથી થરથરતા હતા—તડજોડ કરવા માગતા હતા—સમાધાનીનો રાહ શોધતા હતા. પરંતુ ડગલાસે તો જુદોજ રસ્તો લીધો.

ડગલાસ આંતરવિગ્રહની કલ્પનાથી ન કંપ્યો. આંતરવિગ્રહ વહેલો મોડો અનિવાર્યજ હોય તો પછી એને વહેલામાં વહેલોજ જગવી દેવો જરૂરનો છે એમ એને સમજાયુ.

ને પછી ઇ. સ. ૧૮૬૦ થી ડગલાસ ઉત્તર અમેરિકામાં જાહેર ભાષણો આપવા લાગ્યો, લેખો લખવા માંડ્યા. એની જીભમાં સરસ્વતી હતી, એના વિચારોમાં સ્વાનુભવની આગ હતી, એની વાણીમાં ઉન્માદક ઉગ્રતા હતી. હબસીઓની લડાયક વૃત્તિની સજીવ મૂર્તિશા ડગલાસે પોતાનાં લડાયક અને તેજસ્વી ભાષણોથી અમેરિકાનાં ઉત્તરસંસ્થાનોના લોકોનાં દિલ ઉપર જાણે કે જાદુ કરી લીધું. અમેરિકામાં આજ દિન સુધી ફ્રેડ્રીક ડગલાસ જેવો કોઇ બીજો સમર્થ વક્તા થયો નથી.

ને આખરે એ ઘડી આવી પહોંચી કે જ્યારે ગુલામીને નાબુદ કરવા માટે ઉત્તર સંસ્થાનોએ હથિયાર લીધાં. દક્ષિણ સંસ્થાનોએ પણ સેના ચલાવી. ફ્રેડ્રીક ડગ્લાસે ઉત્તરસંસ્થાનોના સૈન્યમાં ભરતી કરવાનું કામ માથે લીધું.

એ ઘોર આંતરવિગ્રહમાં એક કાળ એવો આવ્યો કે દક્ષિણનાં સૈન્યો વિજયી બન્યાં. ઉત્તરનાં સૈન્યો પીછેહઠ કરવા લાગ્યાં. ઉત્તરના સૈન્યનો કોઇ સમર્થ સરદાર રહ્યો નહિ. સર્વત્ર પરાજયના પુરોગામી પડછાયા પથરાવા લાગ્યા. અમેરિકાના પ્રમુખ લિંકને આ આંતરવિગ્રહને તહકુબ કરવાના રાહ વિચારવા માંડ્યા.

ડગલાસ જ્યારે આ વાતથી વાકેફ બન્યો, ત્યારે એ સીધો પ્રમુખ લિંકન પાસે ગયો. લિંકન સમક્ષ એણે દરખાસ્ત મૂકી કે ગુલામોમાંથી એક સૈન્ય ઉભું કરીને એની સરદારી હું લેવા તૈયાર છું. મારા જીવનકાર્ય માટે આજ દિન સુધી ભાષણો લખ્યાં છે ને લેખો લખ્યા છે. આજ હું રણના મેદાનમાં મારો જાન હોમવા જવાને

પણ તૈયાર છું. પરંતુ એક શરતે. મારી શરત એ છે, કે અમેરિકાના તમામ મુલકમાંથી ગુલામીને સદંતર નાબુદ કરવાનું તમે સત્તાવાર ફરમાન જાહેર કરો.

ઉત્તર અમેરિકામાં એવા કેટલાક હતા કે જેઓ ગુલામીને રફતે રફતે નાબુદ કરવાની હિમાયત કરતા હતા. એવા સુધારકોને આવા ફરમાનથી નાખુશ કરવાનું લિંકનને પહેલાં તો સહેજ મુશ્કેલ લાગ્યું; પરંતુ ફ્રેડ્રીક ડગલાસ પોતાની માગણીમાં મક્કમ રહ્યો. લડાઇ ચલાવવામાં અને એને ટકાવવામાં ડગલાસની સરકારને જરૂર હતી. લિંકને અમેરિકામાંથી ગુલામી નાબુદ કરવાનું ફરમાન પ્રગટ કર્યું.

ને એને ત્રીજેજ દિવસે ફ્રેડ્રીકે દોઢ લાખ ગુલામોની સ્વયંસેવક સેના ઉભી કરી દીધી અને ડગલાસ એ સેનાને મોખરે થયો.

જે માનવી આ આલમમાં એકજ જીવનકાર્ય હાથ પર લે છે, એના મગજમાં એ એક કાર્યને સિદ્ધ કરવા ખાતર કેવી કેવી મહાશક્તિઓ પ્રકટ થાય છે, એનું માનસશાસ્ત્રીઓ હજી પૃથક્કરણ નથી કરી શકયા. ગઇ કાલના કેવળ વક્તા, ગઇ કાલના કેવળ લેખકમાં ચુનંદા સેનાપતિની કાબેલિયત ક્યાંથી ને કેમ કરીને પ્રગટી એ કોણ કહી શકે ? એણે અમેરિકાના સરકારી પાટનગર વૉશિંગ્ટન ઉપર દડમજલ સ્વારી કરતાં દુશ્મનના સૈન્યની આગેકદમ થોભાવી દીધી. એણે દક્ષિણના દિગ્વિજયી અને સર્વશ્રેષ્ઠ રણપંડિત સરદાર સ્ટોનવોલ જેકસનને ફ્રેડ્રીકસબર્ગની લડાઇમાં સખ્ત શિકસ્ત આપીને માર્યો. એણે દક્ષિણના અજેય સિપેહસાલાર રૉબર્ટ લીને પીછેહઠ કરવાની ફરજ પાડી. ઉત્તર અમેરિકાને છ મહિના પછી આંતરવિગ્રહનો મહાવિજેતા યુલાઇસીસ ગ્રાંટ સાંપડયો. ત્યાં સુધી ફ્રેડ્રીક ડગલાસે પાટનગર અને પૂર્વનું મેદાન સાચવેલું.

નિરાશાનાં વાદળ ઓસરી ગયાં અને ઉત્તર–અમેરિકાની સેનાને વિજયપરંપરાની ભરતી ઉપર આખરે વિજયી બનાવનાર જનરલ ગ્રાંટ સરકારી સેનાનો મુખ્ય સરદાર નિમાયો. ડગલાસે લશ્કરી નોકરી છોડી દીધી. લિંકને એને 'દક્ષિણમાંથી નાસી આવેલા કાળા લોકો'ના સવાલો ઉકેલવા માટે સ્પેશિયલ કમીશ્નર નીમ્યો.

મહાયુદ્ધ પૂરૂ થયુ. લિંકનનું ખૂન થયું. ગુલામી નાબુદ થઇ. ફ્રેડ્રીક ડગલાસે હવે મુક્ત થયેલા ગુલામોને પ્રમાણિક ધંધાઓમાં ચડાવી દેવાનું કામ હાથ પર લીધું. અમેરિકાના એ નવા—ગુલામવિહીન—સમાજમાં એને લાખો હબસીઓનું સ્થાન કરવું હતું. ગઇ કાલના ગુલામો આજના બેકાર હતા. એમને ધંધે વળગાડવાના હતા. એમને પ્રમાણિકતાથી રોટી રળતાં શીખવવાનું એ કામ હતું.

અમેરીકન સરકારને કહીને ડગલાસે પહેલાં તો આફ્રિકાના ગીનીના અખાતના કાંઠા ઉપર છૂટેલા ગુલામોના વસવાટ માટે એક સંસ્થાન સ્થાપ્યું. પહેલાં તો અમેરિકાની સરકાર આ સંસ્થાનને પોતાના તાબાની વસાહત તરીકે રાખવા માગતું હતું. પરંતુ ડગલાસનો મત એવો હતો કે, સંસ્થાનનો વહિવટ પ્રજાસત્તાકના ધોરણ ઉપર ત્યાં કાયમી વસાહતી થવા માટે જનારા હબસીઓજ કરી લે. આખરે ડગલાસની વાત મંજૂર રહી. અમેરિકાએ એ રીતે લાઇબેરિયા સંસ્થાન સ્થાપ્યુ. ફ્રેડ્રીક ડગલાસે એ સંસ્થાનમાં લાખો અમેરિકન હબસીઓને વસાવ્યા.

પોતાની કોમને થયેલા ગંભીર ગેરઇન્સાફને નિવારવાને માટે પોતાની આખી જીંદગી સમર્પી દેનાર આ હબસી વીરને માથે એના ઉત્તરકાળમાં સરકારી માનચાંદો અને ઇલ્કાબો ખડકાવા લાગ્યા. એ ન્યુયોર્ક સંસ્થાનનો સેનેટર બન્યો, હારવર્ડ યુનિવર્સીટીનો માનદ ડૉક્ટર બન્યો, અમેરિકાની મહાસભાનો સભાસદ બન્યો. કેવળ આપબળે આગળ વધેલા અમેરિકાના આ મહાપુરૂષની

મુલાકાત લેવામાં અમેરિકાના પ્રમુખો પણ માન સમજતા. પોતાના જીવનકાર્યને વરેલો આ હબ્સી વીર અનેક ગોરા લોકની શ્રીમંત અને મધ્યમ વર્ગની કન્યાઓની ન્યોછાવર છતાં મૃત્યુ લગી પરણ્યોજ નહોતો.

એક અનર્થ ટાળવાને માટે એકલે હાથે આટલું કામ કરનાર ફ્રેડ્રીક ડગલાસની જીવનકથા કોઇ પણ દલિત વર્ગને આશા અને પ્રેરણાદાઇ બનવી જોઇએ છીએ. એના મૃત્યુ પછી એની સ્મશાનયાત્રામાં સાથ આપવા આખા અમેરિકામાંથી આવેલા એકેક લાખ હબ્સીઓએ એ કાળે ગાયેલું કરુણા–ગીત આજ પણ હબ્સીઓ નહિ તો અનેક દલિતવર્ગને આશાસંદેશ આપનારૂ થવું જોઇએ.

આશાસંદેશના એ ભાવવાહી કાવ્યની પહેલી લીટી આ પ્રમાણે છે:–

"વૃદ્ધ ડગલાસનું અવસાન થયુ, પરંતુ એનો આત્મા તો આપણી ચોકી કરતો આગળ ને આગળ કૂચકદમ કર્યા કરશે. કોઇ એ પ્રગતિની કૂચને રોકી નહિ શકે."

[ તા. ૧–૭–૧૯૩૩ના "ફૂલછાબ" માંથી ]





# ૬–अब्राहाम लिन्कन

( લેખક –શ્રી નમકસાર )

ઇશ્વરની પ્રાર્થના કરીએ છીએ ત્યારે આપણે તેને દીનાનાથ, દીનદયાળ, અનાથોના પાલણહાર, ગરીબપરવર ઇત્યાદિ સંબોધનો વડે સંબોધીએ છીએ. તેને કોઇ એમ કહેતું નથી કે, તવંગરનાથ, સનાથના નાથ ઇત્યાદિ. ઈશ્વરનું ઐશ્વર્ય ગરીબોના રક્ષણમાં, ભક્તોની ભાળ રાખવામાં અને શ્રદ્ધાળુઓની શ્રદ્ધાને સાચવવામાં છે.

યુનાઇટેડ સ્ટેટસના લોકોને મન માર્ચ માસ ઘણો પવિત્ર છે. કારણ, કવિશ્રી ન્હાનાલાલ કહે છે તેમ, યુનાઇટેડ સ્ટેટ્સના લોકોને જગતના લોકોના ઇતિહાસમાં ચિરંજીવ સ્થાન અપાવનાર અબ્રાહામ લિન્કનનો એ માસ છે. કવિ કહે છે કે ઇતિહાસકારો તલવારોના સામનાનાં–રણાંગણોનાં ગીત ગાય છે; રણાંગણોના ગડગડાટને સાભળે છે; એકશનને આલેખે છે; 'થૉટ' એકલો ચીતરતા નથી. ચિરંજીવી ભાવનાઓ, જે વિચારો માનવજાતિનાં ચરિતને ઘડે છે તેનાં ગીત ગાનારા તો જુદાજ.

યુનાઇટેડ સ્ટેટસના ગોરાઓનાં હ્રદયો નિત્ય કાળા હબ્સીઓ, સીદીઓ પાસે સૈકાઓથી ગુલામી કરાવ્યાથી રીઢા બની ગયા હતા. કોઇને એવો વિચાર થતો ન હતો કે આ જાતીય જીવનમાં એક પ્રજા બીજી પ્રજાને અન્યાય કરે છે. કોઇને એવો વિચાર નહોતો સ્ફૂર્યો કે ઈશ્વરના કાનૂનથી આ માનવવ્યવસ્થા વિરુદ્ધ છે.

ઇશ્વરે અબ્રાહામ લિન્કનના હાથમાં સત્તા મૂકીને પ્રેરણા કરી કે, યુનાઇટેડ સ્ટેટ્સમાં વસતા કાળા હબસી-

ઓ—નીગ્રોનો મોક્ષ કર, અને યુનાઇટેડ સ્ટેટ્સના લોકોના અંતરમાંથી કાળા—ગોરાનો ભેદ કાઢી નાખી ચિરંજીવી કાર્ય કર. લિન્કને કરોડો હબસીઓનાં ઘરોમાં જ્યોતિ ફેલાવી, ગોરા ખ્રિસ્તીઓને અધોગતિમાંથી બચાવ્યા. ગુલામોને ગુલામીમાં જકડી રાખવાથી સ્વતંત્રતાની કદર થતી નથી; સ્વતંત્રતાની કદર તો ગુલામીમાં જકડાયેલાઓને બંધનમુક્ત કરી પોતાના જેવા સ્વતંત્ર કરવામાં થાય છે. ગુલામીમાં જકડી રાખનારનો અંત છેવટે જાતે ગુલામ બનવામાં આવે છે. લિન્કને આ ચિરંજીવી કાર્ય કર્યું અને પોતાના પ્રાણોની તેમાં આહુતિ આપી !

આપણે ત્યાં જગતના ચિરંજીવ મહાભાવોનાં ચરિતોનાં દશ્યો ભાગ્યેજ દેખાડાય છે. કારણ, સ્વતંત્ર થવાની પ્રેક્ષકોના અંતરમાં સ્ફૂરે તેવી અણછાજતી બીક. ડ્રિન્કવાટર નામના લેખકે અબ્રાહામ લિન્કનનું ચરિત દશ્ય બનાવી શકાય તેમ ગોઠવ્યું છે. નાટકકાર લિન્કનને એક અસાધારણ હિંમતવાળા પુરુષ તરીકે રજૂ કરે છે. સ્ટોન નામનો એક ખેડુત કહે છે કે લિન્કન, સેમ્પસન નામક પહેલવાન જેવો અડગ છે ! વાત ખરી છે. મનુ કહે છે કે સર્વ ગુણોનો પાયો નિર્ભયતા, હિંમત, સત્ય, સાહસ છે. લિન્કન નિર્ભય હતો, તેમ હિંમતવાળો હતો. પોતાના મંતવ્યના સત્યમાં શ્રદ્ધા હતી, અને લિન્કનની હિંમત કંઈ સાધારણ ન હતી. ઈશ્વરે તેના અંતરને અજેય બનાવ્યું હતું. લિન્કનને બીક ઈશ્વરની હતી. મારા સ્રષ્ટાના કાનૂનથી ઉલટું કામ મારાથી ના થાય. મારા સ્રષ્ટાએ આપેલી શક્તિનો મારે સદુપયોગ કરવો ઘટે, મારે તેને જવાબ દેવાનો છે. જેમનામાં આધ્યાત્મિક હિંમત હોય છે તે આ મોટા મેરુને ચલાયમાન કરે છે. કરોડો લોકોનાં અંતરનાં મંથન એકજ સ્થળે બેઠા બેઠા, દિશા અને કાળના ભેદ વિના કરી શકે છે. જેનામાં ઈશ્વરપ્રેરિત—ઈશ્વરાશ્રિત હિંમત છે એને કશાનો ભય હોતોજ નથી.

લિન્કન જ્યારે પચાસ વર્ષની વયે, પોતાના મનમાં

એક અનેરી ભાવનાનું સેવન કરતો પહોંચ્યો ત્યારે સ્ટેટ્સના રીપબ્લીકન પક્ષના આગેવાન નગરજનોનું પ્રતિનિધિ મંડળ સ્ટેટ્સના પ્રજાસત્તાક તંત્રના પ્રમુખપદ માટે ઉમેદવારી કરવાની વિનંતિ કરવાને લિન્કન પાસે આવ્યું. લિન્કન પાસે કંઇ શબ્દછળ, વાક્છળ ન હતો, અહમ-હમિકા ન હતી. સિદ્ધાંતપૂર્વક કાર્ય કરવું અને મરી જવું, એ કંઇ સમાધાન કે માંડવાળ કે તોડજોડ કરનારો ન હતો. એ કંઇ કોઇની સરસુખત્યારી માંગતો ન હતો. તેને નહોતી જોઇતી યશલક્ષ્મી, નહોતી જોઇતી ધનલક્ષ્મી. તેને જોઇતો હતો ભાવના સિદ્ધ કરવાનો મોકો માત્ર. મોકો મળે તો સિદ્ધાંતને માટે કાર્ય કરવું; બીજું સર્વ ગૌણ.

લિન્કને પોતાને મળવા આવનારાઓને પૂછ્યું: "જાણો છો તમે કે આ કાર્ય માટે મારામાં કેટલી બધી ઉણપો છે?" વળી તેણે કહ્યું કે "મારામાં નથી સફાઈ કે નથી આતુરી. હું ઘણોજ દુરાગ્રહી આદમી છું, મને તમે પ્રજાસત્તાક તંત્રના પ્રમુખપદ માટે પસંદ કરશો, પણ અન્ય લોકો તમારી હાંસી કરશે; અને વિશેષમાં મારી ઇચ્છાનુસાર કાર્ય કરીશ તે ધ્યાનમાં રાખજો." ઇત્યાદિ.

લિન્કનનાં વચનોમાં વાગ્જાળ ન હતી, ગુહ્યાર્થ ન હતો, શબ્દોની ઘટનામાંથી નવા અર્થો ઉપજાવવાના ન હતા, એની કંઇ સમાધિભાષા ન હતી; એણે તો જે અંતરમાં હતું તેજ શબ્દો દ્વારા રજુ કર્યું હતું. ઈશ્વરભક્ત લિન્કનને દંભ ન હતો. જેને ઈશ્વરમાં શ્રદ્ધા નથી હોતી અને નેતાપદ આ લોકમાં જાળવવું હોય છે તેઓને શબ્દો સાથે રમત કરવી પડે છે. લિન્કને તેઓને પ્રથમથીજ ચેતાવ્યા હતા કે, મને જો પ્રમુખ તરીકે પસંદ કરશો તો ગુલામીના પ્રશ્નમાં હું સમાધાની નહિ કરી શકું; એનો કાયદાપુરઃસર અંત લાવવાનો મારો નિશ્ચય અડગ છે. સત્ય વાતમાં સમાધાન, તોડજોડ ના હોય. લિન્કન કહે છે કે, આ નિશ્ચય મારા રક્તના અણુ અણુમાં વ્યાપક છે, અને તેણે પોતેજ આ ભાવના બાલપણમાં કેમ ઉપજી તે કહ્યું "

એની વાતનો સાર આ પ્રમાણે છે:–બાલપણમાં હું ન્યુઓર્લિયાં નામના શહેરમાં રહેતો હતો. ત્યારે ગરીબ લાચાર હબસીઓના હાથપગમાં બેડીઓ નાખેલી મેં જોઇ હતી. તેઓની પાસે બળાત્કારે કામ કરાવાતું હતું અને ખોટા કે ખરા બહાને તેઓને ચાબખાના માર સહન કરવા પડતા હતા. એક પુરુષ એક ચોટ્ટા કૂતરાને લાત મારે તેમ તેઓના પર લત્તાપ્રહારો થતા હતા. અને એક દિવસ એક હબસી છોકરીને વેચવા માટે બજારમાં આણેલી; તેને માટે કોઈ ખરીદદાર મળે તે કારણે ગુલામોના બજારમાં એ છોકરીને આ નાકેથી પેલે નાકે આંટા મરાવતા હતા. આ દૃશ્ય નિહાળી મારા હૃદયમાં થયું કે મને જો કદી પ્રસંગ મળે તો હું એને જડમૂળથી ઉખેડી કાઢીશ–બેપગાં પ્રાણીઓને ગુલામીમાંથી છોડાવીશ.

લિન્કને પ્રતિનિધિ નગરજનોને પોતાની માગણી માટે પુનઃ વિચાર કરવાનુ સૂચવ્યું. વિચાર કરવાનો સમય આપી તે બીજા ખંડમાં ગયો. જ્યારે તે પાછો આવ્યો ત્યારે પ્રતિનિધિમંડળ એક પ્રમાણિક, સત્યવાદી, સ્પષ્ટ-વક્તા, હિંમતવાળા લિન્કનનેજ પ્રમુખસ્થાન આપવાને આતુર જણાયું. લિન્કને કહ્યું: "તમારો આભાર; મને કબૂલ છે." એટલુ કહી લિન્કન ટેબલ પાસે જમીન પર ઈશ્વરપ્રાર્થના કરવા ઘુંટણીએ પડ્યો.

જ્યારે એ પ્રતિનિધિમંડળ તેને છોડી ગયું ત્યારે તે યુનાઇટેડ સ્ટેટ્સનો નકશો જોતો હતો. એ શાંત પળ, એ શાંત વિચારણા ધર્મયુક્ત કર્તવ્ય ભાવનાની મૂર્તિ ઈશ્વર પાસે કાર્ય કરવાની માત્ર શક્તિ માંગી રહી હતી.

પ્રમુખ તરીકે તેની પસંદગી થયા પછી તેની સામે ભયંકર વિરોધો જાગ્યા, કાવાદાવા થયા, આક્ષેપો થયા. લિન્કન અડગ અને અચલ હતો. સ્ટેટ્સના દક્ષિણભાગના ખેડુતોનો લાભ ગુલામીની પ્રથા ચાલુ રાખવામાં હતો; કારણ કે દક્ષિણભાગમાં ખેતીને લાયક ઉત્તમ જમીન હતી અને ખેતીકામમાં ગુલામો ખપ લાગતા હતા. લિન્કનની

સામા દક્ષિણ ભાગના ગોરા ખેડુતોએ ઘણો તીવ્ર સામનો કર્યો. એટલે સુધી તેઓએ કહ્યું કે જો લિન્કન ગુલામી–ને કાઢી નાખશે તો દક્ષિણભાગનાં રાજ્યો—પ્રાંતો ઉત્તર ભાગથી છૂટા પડી જશે, સંગઠિત રાજ્ય—યુનાઇટેડ સ્ટેટ્સ-ના કટકા થઇ જશે. લિન્કન દક્ષિણ અને ઉત્તર એમ બે ભાગલા પડે તેથી સદંતર વિરુદ્ધ હતો. દક્ષિણભાગના લોકો સાથે સિદ્ધાંતને ખાતર હથિયાર ઉંચકી લડવું પડે તો લડવાની હદે જવાને તે તૈયાર હતો; પણ ગુ-લામી તો સ્ટેટ્સમાંથી જવીજ જોઇએ. ઘણાકોએ તેને સમજાવ્યું કે તોડજોડ કરો, સમાધાન કરો; પણ લિન્ક-ન કાંઈ ના ખસ્યો. તેણે કહ્યું કે, ગુલામીના સિદ્ધાંતપર રાજ્યની, જનતાની મોહોરછાપ કદી ના મળી શકે. પરિ-ણામે યુનાઇટેડ સ્ટેટ્સમાં પોણોસો વર્ષપર ગુલામીની પક્ષ-પાતી અને ગુલામીના વિરોધી એવા દક્ષિણ અને ઉત્તર-ભાગો વચ્ચે મહાવિગ્રહ થયો. ઉત્તરભાગ તરફથી એન્ડર્સન ને દક્ષિણભાગના કિલ્લા સુંટરપર ઘેરો ઘાલવામાં આવ્યો.

થોડા વખત વીતતાં એન્ડર્સને લિન્કનને કહાવ્યું કે બીજા માણસો, યુદ્ધસામગ્રી અને અનાજ જો પહોંચા-ડશો નહિ તો ટકી શકશે નહિ. લિન્કને પોતાની સલાહ-કારક પ્રધાનમંડળીને ભેગી કરી. કોઇકે કહ્યું કે, લશ્કર પાછું ખેંચી લો; પણ એ વાત કંઇ લિન્કનને ગળે ના ઉતરી. તેણે કહ્યું કે "હિમ્મતની, શ્રદ્ધાની આપણને ઘણી જરૂર છે." એણે એન્ડર્સનની કુમકે સૈન્યો મોકલ્યાં. યુદ્ધ બે વર્ષ ચાલ્યું. બન્ને પક્ષોમાં તેના દેશબાંધવો હતા. નિત્ય રક્તપાત થતા હતા. લિન્કનનું મગજ મજબૂત હતું, મનોબળ ભારે હતું, પણ હૈયુ પોચું હતું. જે માણસો મરે તેમને પ્રાણ પાછા આપવાની શક્તિ તેનામાં ન હતી. તે કહે છે કે, રોજ સવારે જ્યારે જાગું ત્યારે મારા મનમાં થતું કે આજે સો બસો કે હજાર દેશબાંધવો ખપી જશે, એ અસહ્ય છે. હર પળે થતું કે લડાઈ બહુ ખુંચે છે; પણ એ ચલાવ્યા વિના છૂટકો નથી. આપણે જીવ દઇને કામ

કરવું જોઇએ. કોઇક સ્ત્રી તેને મળવા આવી હતી તેને તેણે કહ્યું કે "મેં લડાઇમાં ઉતરવાનું ભારે દિલે સ્વીકાર્યું છે અને દરરોજ મારું અંતર તૂટી જશે એમ થાય છે. પણ મેં માનવજાતિના હિત માટે અને જગતમાં ન્યાય અને દયાયુક્ત વ્યવહાર રાખવાને અને સ્નેહ અને ઉદારતાની વૃદ્ધિ માટે લડવાનું કબૂલ્યું છે."

લડાઇ ચાલુ રહી અને હબસીઓની મુક્તિનો નિશ્ચય વધારે પાકો થતો ગયો. લિન્કન જીત્યો અને દક્ષિણ ભાગના લોકો હાર્યા. રાજ્યની છાયામાંથી, રાજબંધારણમાંથી ગુલામી નાઠી. લિન્કને પોતાની કારોબારી મંડળીને બોલાવીઃ–"ઇતિહાસ પુનરાવૃત્તિ કરે છે એ નિયમ છે; ગુલામો બનાવનાર પોતે ગુલામ બને છે. આપણે ગુલામીનાં બંધનો તોડી નાખી જેઓ સ્વતંત્ર છે તેમની સ્વતંત્રતાનો વીમો ઉતારીએ છીએ; તેમની સ્વતંત્રતાની જામીનગીરી લખી આપીએ છીએ." પોતાની નોંધમાં તેણે લખ્યું છે કે "જગતમાં સર્વોત્તમ વસ્તુ આપણે ઘણી ઉદારતાથી બચાવી શકીશું અથવા ઘણી નીચતાથી ગુમાવીશું."

૧૮૬૦ માં યુનાઇટેડ સ્ટેટ્સમાં વસતા હબ્સીઓને ગુલામીનાં બંધનોમાંથી છૂટા કરવાનો ઢંઢેરો બહાર પાડવામાં આવ્યો હતો. ૧૮૫૮ માં હિન્દી સિપાઇઓના સ્વતંત્રતાના યુદ્ધમાં સિપાઇઓ હાર્યા ત્યારે શ્રીમતી વિકટોરિયા *રાણીએ રાજ્યહીવટમાં ધર્મનો કે વર્ણનો કે કાળાગોરાનો* કે દેશનો ભેદ ન પાળવાનાં વચનવાળો ઢંઢેરો બહાર પાડયો હતો. યુનાઇટેડ સ્ટેટ્સની હકુમતમાં હબસીઓની વસ્તી છતાં આજે તે મહાન બન્યું છે; નિર્બળ નથી બન્યું; હિન્દમાં હજી હિંદીઓ રાજતંત્રમાં કાળાગોરા વચ્ચે સમાનતાના હક્કો મેળવવા, જવાબદાર તંત્ર કે સ્વરાજ મેળવવા મંથન કરી રહ્યા છે. બ્રિટિશ મહારાજ્યની નિર્બળતા જગપ્રસિદ્ધ છે. ઇંગ્લાંડ હિંદુસ્થાન પાસે ખોળાધરીઓ માગી રહ્યું છે. લિંકને ગુલામો પાસે ખોળાધરીઓ માગી ન હતી. યુનાઇટેડ સ્ટેટ્સમાં હજી હબસીઓ કેટ-

લીક રાજદરબારી નાલાયકીઓના માર સહન કરે છે. યુનાઇટેડ સ્ટેટ્સ, બ્રિટન અને યુરોપની ડેમોક્રસીઓની આંખો પરથી રંગભેદનાં જે આવરણો છે તે ઉતર્યાં નથી; જીસસ ક્રાઈસ્ટે યાહૂદીઓનાં મંદિરોમાં અને વ્યવહારમાં ભ્રાતૃભાવનો ફેલાવો કરવાને માટે વધસ્તંભ પર પોતાનો ભોગ આપ્યો. એણે સ્વાર્થ ના જોયો, પણ જે ખ્રિસ્તી પ્રજાઓના હાથમાં આજે જગતનું તંત્ર છે તેઓ હજી સ્વાર્થનો ભોગ આપી સર્વ પ્રજાઓમાં પરસ્પર ભાઈચારો ફેલાવી કાર્ય કરવાનું શોધી શકી નથી. વળી યુરોપની ખ્રિસ્તી પ્રજાઓમાં યાહૂદીઓની કત્લ કરવાની ભયભેરીઓ હજી પણ સંભળાય છે.

અબ્રાહામ લિન્કને પોતાને મળેલા પ્રસંગનો ઉપયોગ એક ભાવના–સામયિક નહિ, પણ ચિરંજીવી ભાવના— માટે યથાશક્તિ કાર્ય કર્યું અને હબસીઓને તેનો લાભ આપ્યો. હબસીઓ લિન્કનને પોતાના એક 'મહામિત્ર' 'અબ્રાહામ બાપા' માની પૂજે તેમાં કાંઇ નવાઈ નથી. પેલો નાટ્યલેખક એક હબસીની મુલાકાતમાં લિન્કનને ઉભો રાખી કહેવડાવે છે કે "બે વર્ષોથી હું નિત્ય તમારો જ ખ્યાલ કરતો આવ્યો છું. એ વિચાર કે જાપથી હું થાકયો હોઇશ, પણ આપેલું વચન તો હું ભૂલી ના શકું." નીગ્રો કહે છે કે "તું માયાળુ મિત્ર છે, મને તારા પર સ્નેહ છૂટે છે."

દલિતોના દોસ્તનું ખૂન અને આજ સાચા ગોરા આદમી પર–દલિતોના દોસ્ત પર–એક નાટ્યગૃહમાં ખૂની હુમલો થાય છે. હબસીની સહાય કરવી–નીગ્રો હબ્સીનો મોક્ષ કરવો, એને ગોરા આદમીઓ ભારે ગુન્હો માને છે. યુનાઇટેડ સ્ટેટ્સના પ્રમુખ લિંકનનું આખરે ગોરા ખ્રિસ્તીને હાથે ખૂન થયું. જગત તો આજે તેની ચિરંજીવી ભાવનાનુંજ સ્મરણ કરે છે.

લિંકનનુ હૃદય, તેની રાજનીતિ કેવી હતી, એમ કોઇ પૂછશે. એ કોઈ પક્ષના ધ્યેયનું પ્રતિપાદન કરનાર ન હતો. જ્યારે વિગ્રહનો અંત આવ્યો અને, સલાહકાર

મંડળી ભેગી થઇ ત્યારે દખ્ખણના બળવાખોરોને શિક્ષા કરવાની વાત રજુ થઇ હતી. 'રાજદ્રોહ કરનારાઓને સખ્ત શિક્ષા કરો ' એ પોકાર હતો. લૉર્ડ કેનીંગને ચેઠે લિંકને કહ્યું કેઃ "આપણે રાજદ્રોહ વિરુદ્ધ લડીશું અને સાંત્વનથી તેને દબાવશું." કોઇએ કહ્યું: "એ તો નિર્બળતાનો રાહ છે." લિંકને કહ્યુંઃ "એ શ્રદ્ધાનો માર્ગ છે, એ સમાધાનનો માર્ગ છે, એક સાચા રાજનીતિજ્ઞ, માનવ અભ્યાસીની એ નીતિ છે."

એની ઉદારતાની વાત, એના દયાળુ હૃદયની વાત કેટલાંક પાઠ્ય પુસ્તકોમાં જાણીતી છે. કોણ મોટું તે પણ એ વાતમાંથી સમજવાનું છે.

વિલિયમ સ્કૉટ નામનો એક નવજુવાન ઉત્તર પક્ષના સૈન્યમાં હતો. જ્યારે યુદ્ધ ચાલતું હોય ત્યારે સૈનિકો કોઇ પણ જાતની કર્તવ્યશીલતામાં શિથિલતા દર્શાવે તેને મૃત્યુનીજ શિક્ષા આપવાનો સર્વત્ર નિયમ છે. સ્કૉટ લાંબી મજલ કાપીને આવ્યો હતો. એનો એક મિત્ર સખ્ત માંદો પડયો હતો અને છાવણીના સંત્રી તરીકે રાત્રિના પહેરો ભરવાની તેની વારી હતી; તે રાત્રે તેને બદલે પહેરો ભરવાનું કાર્ય સ્કૉટે સ્વીકાર્યું, જોકે પોતે લાંબી મુસાફરીની પગપાળા મજલ કર્યાથી તદ્દન થાકી ગયો હતો. વાતો કરનાર કંઇ દોસ્ત હોતા નથી, પણ દોસ્તોના દુઃખમાં ભાગ લેનારા સાચા દોસ્ત હોય છે. રાત્રિની શાંતિ અને ઠંડકમાં સ્કૉટને ઝોકું આવી ગયું. પહેરા પર તે ઉંઘતો પકડાયો. તેની ગફલતીના પરિણામમાં તો કચ્ચરઘાણ નીકળી જાય. તેના સેનાધિપતિએ હુકમ કર્યો કે, એને ગોળીથી ઠાર કરો. સ્કૉટે ગુન્હો કબૂલ કર્યો હતો. લિન્કન પાસે મંજુરી માટે વાત આવી. મિત્રને સહાય કરવા જતાં સંકટ વહોરનારને લિન્કને બોલાવ્યો. સૈનિકે સર્વ વાત કહી. તેના ખીસામાં તેની વૃદ્ધ વિધવા માતાનો ફોટો હતો. લિન્કને તે જોઇને પૂછ્યું કે, તારી માતા તને ગોળીથી મારી નાખવાના હુકમ

થયાની વાત જાણે છે કે? સૈનિકે કહ્યું: 'ના.' લિન્કને કહ્યું કે "જા, તારી માતાને કહે કે તને ગોળીથી વિંધી નાખવાનો નથી." આ ખુશ ખબર સ્કૉટને સાચા ન લાગ્યા. તે રડી પડ્યો. સ્કૉટના હૃદયમાં વૃદ્ધ માતામાટે શી વેદના હશે તે કોણ જાણે? પણ લિન્કનને વૃદ્ધ માતાની હૃદય-વેદનાની કલ્પના હતી. લિન્કન ઉઠીને તેની પાસે ગયો અને તેને ખાત્રી આપી કે તેને ક્ષમા અપાઇ છે.

વસ્તુતઃ ૧૮૫૭–૬૦ની યુનાઇટેડ સ્ટેટસમાં જાગેલી લડાઈ ઝેરવેરની ન હતી, પણ ભાવના માટે હતી. લિન્કનને પોતાના ઉદાર માર્ગ માટે શ્રદ્ધા હતી. તેને ખાતરી હતી કે, હું મારા દેશબાંધવોનાં અંતર જીતી શકીશ. હું તેમના લાભ માટે મથન કરૂં છું. તેણે કોઇને પણ ફાંસી દેવાની કે ગોળીથી વિંધવાની ઘસીને ના પાડી હતી.

લિન્કન છૂટાપણા પાછળ ગાંડો હતો; પણ તે એમ પણ માનતો કે, લોકોમાં સામો વિશ્વાસ રાખ્યા વિના કદી છૂટાપણું કે સ્વતંત્રતા ભોગવી શકાતાં નથી. ઇંગ્લંડ હિંદુસ્થાનને છૂટાપણું આપવાની વાત કરે છે; પણ હિંદી-ઓમાં સામો તે વિશ્વાસ રાખતું નથી. અને તેથીજ અ-શાંતિ–સંઘર્ષણ ચાલુ રહે છે, અને બ્રિટિશ સંઘ મજબૂત થઇ શકતો નથી. લિન્કને દક્ષિણ પ્રદેશના લોકોએ ગુલામી ચાલુ રાખવાને હથિયાર ઉંચક્યાં ત્યારે લડાઇ શરૂ કરી ખરી, પણ લિન્કને તેથી વિશ્વાસ છોડ્યો ન હતો અને દ્વેષ કે વેરભાવનો સ્વીકાર કર્યો ન હતો. તેના યાદગાર શબ્દો આ પ્રમાણે છેઃ–" કોઇના પ્રતિ પણ દુષ્ટ બુદ્ધિ વિના, સર્વ પ્રતિ ઉદાર દૃષ્ટિ રાખીનેજ અમારો આ નિશ્ચય થયો છે કે, ઇશ્વરની છાયા નીચે આ પ્રજા છૂટાપણાના નવા જન્મનો લહાવો ભોગવે અને લોકોનાં શાસનતંત્રનો આ પૃથ્વી પર અંત આવે નહિ."

( તા. ૧૯–૩–૧૯૩૩ ના "વીસમી સદી" ના અંકમાંથી )

---



# १–महात्मा कनफ्यूशस

( લેખકઃ–શ્રી. સત્યાચરણ 'સત્ય' )

ઇતિહાસવેત્તાઓં કે લિયે યહ કોઇ નવીન બાત નહીં હૈ કિ ચીન દેશ કી ગણના ઉસ સમય સભ્ય જાતિયાં મેં કી જાતી થી, જિસ સમય સમસ્ત યુરોપ અવિદ્યા કે અંધકાર મેં ભટક રહા થા. ભારતવર્ષ કી ભાંતિ ચીન ભી અપની પ્રાચીન સભ્યતા કે લિયે સંસાર કે ઇતિહાસ મેં ઉચ્ચ સ્થાન રખતા હૈ. સામાજિક એવં સાહિત્યિક ઉન્નતિયાં, જો સભ્ય સમાજ કે અનિવાર્ય અંગ હૈં, ચીન મેં ચરમસીમા તક પહુંચ ચુકી થી. ૩૦૦૦ વર્ષ પૂર્વ ભી વહાં વિદ્વાનોં કા ઉસી પ્રકાર આદર–સત્કાર હોતા થા, જો હમેં આધુનિક સભ્યતા કે સાહિત્યિક વાતાવરણ મેં દેખને મેં આતા હૈ. દુર્ભાગ્યવશ યદ્યપિ ચીન આંતરિક વૈમનસ્ય કે કારણ કઇ ભાગોં મેં વિભક્ત હો ગયા થા, તથાપિ પ્રધાન રાજ્ય સે લે કર છોટે–છોટે રાજ્યોં મેં ભી ઇતિહાસજ્ઞ, તત્ત્વવેત્તા, સંગીત-શાસ્ત્રી એવં સાહિત્ય–વિશારદોં કી ધૂમ રહતી થી. કાવ્ય–કલા કી ઉત્કૃષ્ટતા તથા કાનૂન કી મહત્તા કે લિયે ચીન પર્યાપ્ત ખ્યાતિ પ્રાપ્ત કર ચુકા થા. ઇન સમૃદ્ધિયાં કે હોતે હુએ ભી ચીન મેં ત્રાસ કે ચિહ્ન ઉદ્ભાસિત હોને લગે. પ્રધાન રાજ્ય કી શક્તિ ક્ષીણ હો ગઇ તથા છોટે રાજ્ય અસંગઠિત હો ગયે. ઉદ્દણ્ડતા તથા ઉચ્છૃંખ-લતા કા પ્રાબલ્ય એવં નિર્ધારિત નિયમોં કી અવજ્ઞા હી દેશવાસિયોં કે જીવન કા અંગ બન ગયા. રાજા–પ્રજા તક સર્વત્ર અશાંતિ થી. કોઇ ઐસા પુરુષ નહીં થા, જો

સ્થિતિ કો હાથ મેં લે કઠિન સમસ્યાઓં કો સુલઝા સકે.

ઠીક ઇસી અશાંતિમય વાયુમંડલ મેં મહાત્મા કનફ્યૂશસ કા જન્મ હુઆ. પ્રસિદ્ધ ચીની ઇતિહાસજ્ઞ જેમાશિયન કે અનુસાર ઇસા સે ૫૫૦ વર્ષ પૂર્વ ચીન દેશ કે અંતર્ગત લૂ પ્રાન્ત મેં મહાત્મા કનફ્યૂશસ કા જન્મ હુઆ થા. મીનીશિયસ ને ઉસ સમય કા અત્યંત સજીવ વર્ણન કિયા હૈ. ઉસકે અનુસાર મહાત્મા કન-ફ્યૂશસ કા જન્મકાલ ઇસા સે ૩૭૧ વર્ષ પૂર્વ થા. વહ લિખતા હૈ કિ "ઉસ સમય સંસાર અવનત દશા કો પ્રાપ્ત હો ચુકા થા ઔર સચ્ચે સિદ્ધાંત લુપ્ત હો ગયે થે. મંત્રી રાજાઓં કી તથા પુત્ર પિતા કી હત્યા કરને મેં સંકોચ ન કરતે થે. ઇન બીભત્સ કાણ્ડોં કો દેખ કર કનફ્યૂશસ કા હૃદય ઉદ્વિગ્ન હો ઉઠા ઔર ઉન્હોંને અપને હાથ મેં સુધાર કા કાર્ય લિયા."

કોમલ હૃદય સાધારણ સે સાધારણ આઘાત કો નહીં સહન કર સકતા. મકખન કી ભાંતિ વહ થોડી આંચ સે ભી પિગલ ઉઠતા હૈ. ઐસા હી હૃદય મહાત્મા બુદ્ધ કા થા, જો હિંસા કી બર્બરતા સે દ્રવિત હો ઉઠા, ઔર ઉસને અસંખ્ય શાંતિમય ધારાઓં મેં પ્રવાહિત હો કર આર્ત્તજનોં કો શાંત કિયા. સંસાર કે સભી ધાર્મિક અથવા રાજનૈતિક નેતાઓં કે જીવન મેં કોઈ ન કોઈ ઐસી ઘટના અવશ્ય હુઇ હૈ, જિસને કિ ઉનકે જીવન કો પરિવર્તિત કર દિયા હૈ. યહી પરિવર્તન ઉનકે કોમલ હૃદય કા દ્યોતક હૈ. મહાત્મા કનફ્યૂશસ ભી ઐસે હી હૃદય કે મનુષ્ય થે, જિનકા સર્વસ્વ દેશ, જાતિ એવં ધર્મ કે લિયે ન્યૌછાવર હો ચુકા થા. પ્રભુ કે રાજ્ય મેં અશાંતિ કા ઉદ્ઘોષ ઉનકે લિયે અસહ્ય થા ઔર ઇસીકો સુલઝાના ઉનકે જીવન કા લક્ષ્ય થા.

મહાત્મા કનફ્યૂશસ કા જન્મ એક ઐસે ઉચ્ચ કુલ મેં હુઆ થા, જિસકા સંબંધ ચીન કે પ્રાચીન રાજવંશ સે થા. વંશ કી દૃષ્ટિ સે કનફ્યૂશસ સે બઢ કર

કિસી દૂસરે કો અભિમાન નહીં હો સકતા થા. ઇનકે પિતા કા નામ શૂલિયાંગહી થા, જો મંડલ કે પ્રધાન શાસક થે. અપની યુદ્ધકુશલતા તથા દઢ અધ્યવસાય કે લિયે વહ બડે પ્રસિદ્ધ થે. ઇનકે વિવાહ કે સંબંધ મેં એક બડી વિચિત્ર ઘટના ઉપલબ્ધ હોતી હૈ. શૂલિયાંગહી કી અવસ્થા લગભગ ૭૦ વર્ષ કી હો ચુકી થી ઔર ૯ લડકિયોં એવં ૧ લંગડે લડકે કો મિલા કર દસ સંતાનોં કે વહ પિતા થે. દસ સંતાનોં કે હોતે હુએ ભી ઉન્હોંને પુનર્વિવાહ કરના ચાહા; ફલતઃ યેનવંશ કે એક મહાશય સે, જિનકી ૩ કન્યાયેં થીં, વિવાહ કા પ્રસ્તાવ કિયા. લડકિયોં કો ઇસિ અનમેલ વિવાહ કે પ્રસ્તાવ પર બડી હંસી આઇ, કિન્તુ ઉનકે પિતા ને શૂલિયાંગ કે કુલ કી ઉચ્ચતા બતલાતે હુએ કિસી પ્રકાર કી બાધા ન સોચને કા આદેશ દિયા. પિતા કે આદેશ સે દો લડકિયોં કે મન પર તો કુછ પ્રભાવ નહીં પડા, કિન્તુ એક લડકી ને, જો ઉનમેં સબસે છોટી થી, વિવાહ કા પ્રસ્તાવ સ્વીકાર કર લિયા. ઇનકા નામ ચિંગજાઇ થા, ઔર યહી મહાત્મા કનફ્યૂશસ કી પૂજ્યા જનની થીં.

કનફ્યૂશસ કી અવસ્થા અપને પિતા કી મૃત્યુ કે સમય કેવલ તીન વર્ષ કી થી. યહ સમય ઉનકે કુટુમ્બ કે લિયે અત્યંત નિરાશામય થા. આર્થિક કઠિનાઇયોં કે કારણ અત્યંત શોચનીય દશા ઉપસ્થિત હો ગઇ થી. નિર્ધનતા કે કારણ કનફ્યૂશસ કો જીવિકા કે નિમિત્ત પ્રારંભ સે હી છોટે સે છોટે કાર્ય કો અપનાના પડા. જિસ કાર્ય કો સીખને કે લિયે ઉનકે વંશ મેં કલ્પના ભી નહીં કી જા સકતી થી, વહી કાર્ય સ્વયં કનફ્યૂશસ કો અપને જીવન કે પ્રારંભકાલ મેં સીખના પડા; કિન્તુ સબસે બડી વિચિત્ર બાત તો યહ હૈ કિ વહ બાલ્યાવસ્થા મેં હી ઉસ ભાવ એવં શક્તિ કા પરિચય દેતે થે, જિસને કાલાન્તર મેં વિકસિત હો કર સમસ્ત ચીન મેં ક્રાન્તિ ઉત્પન્ન કર દી. વહ થી ઉનકી નૈતિક અભિરુચિ.

૫ યા ૬ વર્ષ કી અવસ્થા મેં હી, ખેલતે સમય ભી, વહ પૂજારી કે રૂપ મેં યાજ્ઞિક ક્રિયાઓં કા અભિનય કરતે. જહાં ખેલ મેં પૂજારી કી આવશ્યકતા પડતી વહાં ઇન્હીંકો ચુના જાતા થા ઔર ઉસકા સંપાદન વહ ઇતની કુશલતા સે કરતે કિ દેખનેવાલે દંગ રહ જાતે. યહ ઉક્તિ ઠીક હી હૈઃ 'હોનહાર બિરવાન કે હોત ચીકને પાત.'

૧૫ વર્ષ કી અવસ્થા મેં પ્રારંભિક શિક્ષા કે લિયે કનફ્યૂશસ એક છોટી-સી પાઠશાલા મેં બિઠાયે ગયે, જહાં પર ઉન્હોંને લગભગ ૪ વર્ષ તક અધ્યયન કિયા. ૧૯ વર્ષ કી અવસ્થા મેં સંગ રાજ્ય કી એક કન્યા કે સાથ ઉનકા વિવાહ હો ગયા. વિવાહ કે પશ્ચાત્ ઉનકે એક પુત્ર તથા દો પુત્રિયોં ઉત્પન્ન હુઇ. ઇસ સમય નિયમિત રૂપ સે અધ્યયન કરના ઉનકે લિયે અસંભવ હો ગયા. અતઃ ઉન્હોંને રાજ્ય કે સરદાર કે અધીન નૌકરી કર લી. પ્રથમ વહ ભંડાર કે અધ્યક્ષ નિયુક્ત કિયે ગયે, કુછ કાલ કે અનંતર રાજકીય ઉદ્યાન તથા પશુઓં કી દેખભાલ કા ભાર સૌંપા ગયા. મીનીશિયસ ને કનફ્યૂશસ કે ઐસી છોટી-છોટી નૌકરિયોં કે સ્વીકાર કરને કા કારણ યહ બતલાયા હૈ કિ વહ ઐસા કરને કે લિયે નિર્ધનતા-કે કારણ બાધ્ય થે; કિન્તુ ધાર્મિક પુરુષ કા જીવન પ્રત્યેક કાર્ય મેં ધાર્મિકતા એવં નૈતિકતા કા પરિચય દેતા હૈ. ચહી કાર્ય દૂસરોં કે પથપ્રદર્શક હોતે હૈં. ઇન છોટે-છોટે કાર્યોં કો વહ કરતે અવશ્ય થે, કિન્તુ ઉનમેં વિશેષતા યહ થી કિ વહ ધન કી આકાંક્ષા સે રહિત હો કર કરતે થે. કાર્ય કરતે સમય ઉનકી દૃષ્ટિ કાર્ય પર રહતી થી, ધન પર નહીં. કાર્યપૂર્તિ હી ઉનકા સામયિક લક્ષ્ય હોતા થા.

૨૨ વર્ષ કી અવસ્થા મેં કનફ્યૂશસ ને અધ્યયન-કાર્ય પ્રારંભ કિયા. સંભવતઃ ઇસ કાર્ય કો ઉન્હોંને આદ્યવસ્થા મેં સાધારણ હી રૂપ મેં રકખા. કિન્તુ ઇસે પાઠશાલા કહને કી અપેક્ષા 'જિજ્ઞાસુઓં કા કેંદ્ર' કહા

જાય તો અધિક ઉપયુક્ત હોગા; ક્યોંકિ વહ પાઠશાલા છોટે બચ્ચાં કી પ્રારંભિક શિક્ષા કે લિયે નહીં થી. પ્રાયઃ વહાં ઐસે અધ્યયનશીલ એવં અન્વેષક પ્રકૃતિ કે વિદ્યાર્થી એકત્ર હોતે થે, જો સદાચારશાસ્ત્રાંતર્ગત આદર્શ ચરિત્ર કી શિક્ષા તથા રાજનૈતિક વિષયોં કે ગૂઢતમ તત્ત્વોં કો જાનના ચાહતે થે. શનૈઃ શનૈઃ ઉનકી પાઠશાલા એવં અધ્યાપનશૈલી કી ખ્યાતિ ચીન મેં ઇતની શીઘ્રતા સે ફૈલ ગઇ કિ સૈકડોં કી સંખ્યા મેં ભિન્ન-ભિન્ન સ્થાનોં સે વિદ્યાર્થી આને લગે. મહાત્મા કનફ્યૂશસ અત્યંત ઉદાર પ્રકૃતિ કે સંત થે. ઉનમેં સચ્ચે ગુરુ કે લક્ષણ થે. વહ વિદ્યાદાન કા શુલ્ક વિદ્યાર્થિયોં સે કાર્યરૂપ મેં લે લેતે થે, કિન્તુ સાથ હી સાથ જો યથાશક્તિ થોડે સે થોડા ભી માસિક શુલ્ક દેતા ઉસે વહ વિદ્યાદાન સે કભી વંચિત નહીં રખતે. ઉસકા ભી અધિકાર પાઠશાલા કે અન્ય વિદ્યાર્થિયોં કે સમાન હી હોતા; કિન્તુ ઉસ વિદ્યાર્થી કો કભી નહીં પઢાતે, જિસકા હૃદય વિદ્યા કે પ્રતિ સચ્ચી લગન, પ્રેમ તથા ધારણા-શક્તિવાલા નહીં હોતા. યહ ઉનકા પ્રસિદ્ધ કથન થા કિ " જબ મૈંને કિસી વિષય કો પઢાતે સમય ઉસકા એક ભાગ બતલા દિયા ઔર મેરા શિષ્ય ઉસકા શેષ ૩ ભાગ સ્વયં નહીં સમઝ લેતા, તો ઉસ વિષય કો મૈં પુનઃ નહીં પઢાતા." ઇસીસે સમઝના ચાહિયે કિ ઉનકી અધ્યાપનશૈલી કિતની સ્પષ્ટ એવં દૂરદર્શિતા સે પૂર્ણ રહતી હોગી !

૨ વર્ષ કે અનંતર, જબ કનફ્યૂશસ કી અવસ્થા ૨૪ વર્ષ કી થી, ઉનકી માતા કા દેહાંત હો ગયા ઔર જિસ સમાધિસ્થાન પર ઉનકે પિતા કા શવ ગાડા ગયા થા વહીં ઉન્હોંને અપની માતા કા ભી શવ ગાડ દિયા. ચીન દેશ મેં શવ ગાડ દેને કે પશ્ચાત્ ઉસ સ્થલ પર બુર્ઝ બનાને કી પ્રથા નહીં થી, કિન્તુ કનફ્યૂશસ કા કાન્તિમય હૃદય નવીનતા કા ઉપાસક થા. ઉન્હોંને માતા કે સમાધિસ્થલ પર બુર્ઝ બનાના ચાહા. ઉનકા અભિપ્રાય યહ થા

કિ "મૈં તો ઇધર-ઉધર પ્રચારાર્થ ભ્રમણ કરતા રહૂંગા. અતઃ યદિ 'જનક એવં જનની' કા સ્મારક સ્પષ્ટ રૂપ સે બન જાયગા તો ઉસે દેખ કર મુઝે સંતોષ હોગા. અન્યથા સમભૂમિ મેં નિશ્ચિત સમાધિસ્થલ કા પતા લગાના સર્વથા કઠિન હોગા." કનફ્યૂશસ અપને શિષ્યોં કો છોડ કર ઉક્ત કાર્ય કો પૂર્ણ કરને કે લિયે ચલ પડે. શિષ્યો ને ભી ઉક્ત સ્થાન પર ચલને કા આગ્રહ કિયા. વહ શિષ્યોં કે ઇસ અનુરોધ કો નહીં રોક સકે, ફલતઃ સભી લોગોં ને પ્રસ્થાન કિયા. ઘટનાસ્થલ પર પહુંચ કર સબ લોગોં ને બુર્ઝ બનાના પ્રારંભ કર દિયા, કિન્તુ મૂસલધાર વૃષ્ટિ કે કારણ ઉનકા સારા પરિશ્રમ નિષ્ફલ હુઆ. અંત મેં કનફ્યૂશસ ને બડે દીનભાવ સે ચિલ્લા કર કહા—"આહ! પ્રાચીન કાલ મેં ઉનકે શવ કે ઉપર બુર્જ નહીં ઉઠાઈ જાતી થી." ઉનકી માતૃભક્તિ તથા નવીન પ્રણાલી કે સૂત્રપાત કી વિફલતા કી અવસ્થા મેં હૃદયાશ્રુ સે હમારી સ્વાભાવિક સહાનુભૂતિ હો ઉઠતી હૈ. માતા કે દેહાવસાન કે પશ્ચાત્ ઉન્હોંને ૨૭ માસ તક શોક મનાયા; ઉસસે ભી ૫ દિન પશ્ચાત્ ઉન્હોંને અપની પ્રિય વીણા કો, જિસે વહ અતિ પ્યાર કરતે થે, હાથ મેં લિયા.

ઇસ ઘટના કે અનંતર કનફ્યૂશસ કે ૫૦ વર્ષ કી અવસ્થા તક હમેં ઔર કુછ સ્પષ્ટ વૃત્તાંત નહીં મિલતા. હાં, કહીં-કહીં ઉનકે પ્રાચીન ઇતિહાસ તથા સંગીત કે અધ્યયન કી ઓર સંકેત કિયા ગયા હૈ. લૂ કે પ્રાયઃ સભી સંમાનિત વ્યક્તિ ઉન્હેં શ્રદ્ધા તથા આદર કી દૃષ્ટિ સે દેખતે થે. ઇસા સે ૫૧૭ વર્ષ પૂર્વ લૂ કે દો પ્રતિષ્ઠિત કુલ કે યુવક અપને સરદાર કી મૃત્યુ કી આજ્ઞા કા ભી ભય ન કરતે હુએ કનફ્યૂશસ કી શિષ્ય-મંડલી મેં મિલ ગયે. ઇન્હીંકી સહાયતા સે કનફ્યૂશસ ને ચીન કી રાજધાની મેં જાને કા સમુચિત પ્રબંધ કર લિયા. વહાં પહુંચ કર ઉન્હોંને મહાન રાજકીય પુસ્તકાલય કો દેખા ઔર સંગીતકલા કા, જો કિ ઉસ સમય ચીન મેં ઉચ્ચ કોટિ પર

પહુંચ ચુકી થી, અધ્યયન કરના પ્રારંભ કર દિયા. એક બાર મંત્રિયોં, શાસકોં એવં અન્ય અધિકારિયોં કે પારસ્પરિક કલહ તથા વૈમનસ્ય કે કારણ વહ રાજકીય પુરુષ કે સાથ સમીપવર્તી દૂસરે સ્થાન પર ચલે ગયે. માર્ગ મેં ટાઇ પર્વત પડતા થા. યહાં એક બડી વિચિત્ર ઘટના ઘટી, જિસસે મહાત્મા કનફ્યૂશસ કી શિક્ષાશૈલી કા જ્ઞાન હો જાતા હૈ. સબ લોગ પહાડી માર્ગ સે ચલે જા રહે થે, અકસ્માત્ સબકા હૃદય એક સ્ત્રી કે કરુણ ક્રંદન કી ઓર આકર્ષિત હો ગયા. વહ સ્ત્રી બેસુધ હો કર એક સમાધિ કે પાસ ફૂટ-ફૂટ કર રો રહી થી. ઇસ કરુણ દૃશ્ય કા રહસ્ય જાનને કે લિયે કનફ્યૂશસ ને અપને શિષ્ય કો ઉસકે પાસ ભેજા. શિષ્ય ઉક્ત સ્ત્રી કે પાસ ગયા ઓર રોને કા કારણ પૂછા. આંખોં મેં આંસૂ ભર કર ઉસ સ્ત્રી ને ઉત્તર દિયા કિ "એક સિંહ ને મેરે પતિ કે પિતા કો ઇસી સ્થલ પર ખા ડાલા થા, પશ્ચાત્ મેરે પતિ કો ભી ઉસને યહી ભક્ષણ કિયા ઓર અબ ઇસ સમય મેરે પ્રિય પુત્ર કો ખા ડાલા. ઇસી કારણ સે મૈં રો રહી હૂં." લોગોં ને ઉસસે ઉસ સ્થાન કો ન છોડને કે વિષય મેં પૂછા, તો ઉસને ઉત્તર દિયા કિ "મૈં ઇસ સ્થાન પર ઇસ લિયે હૂં કિ યહાં પર દમનશીલ સરકાર કા ભય નહીં હૈ." કનફ્યૂશસ ને ઉસી સમય સબ શિષ્યોં કો લક્ષ્ય કર કહા—"સ્મરણ રકખો કિ એક દમનશીલ એવં દુઃખદાઇ સરકાર એક ભયાનક ચીતે કી અપેક્ષા અધિક ભયંકર હૈ."

ઉસ સમીપવર્તી સ્થાન સે લૌટ કર ઉન્હોંને પુનઃ એકાંત મેં ૧૫ વર્ષ તક અધ્યયન કિયા. અંત મેં વહ ૫૨ વર્ષ કી અવસ્થા મેં સાંગતૂ નગર કે પ્રધાન મેજિસ્ટ્રેટ બનાયે ગયે. સુના જાતા હૈ કિ ઇસ પદ પર નિયુક્ત હો કર કનફ્યૂશસ ને જનતા મેં મહાન્ ચરિત્રસુધાર કિયા. ઉનકે શબ્દોં મેં ઇતની શક્તિ થી કિ સભી મુગ્ધ હો જાતે ઓર સત્ય માર્ગ કા આશ્રય લેને કે લિયે સન્નદ્ધ હો જાતે. પશ્ચાત્ વહ પાપ આદિ નિરીક્ષણ કરને

કે લિયે પ્રધાન અફસર નિયુક્ત હુએ ઔર વસ્તુતઃ ઉસ સમય પ્રાયઃ પાપ કા અંત-સા હો ગયા. ન્યાય કે સમક્ષ વહ બડે તથા છોટે કા ધ્યાન નહીં રખતે થે. સબકે સાથ સમાન વ્યવહાર થા ઔર બડે સે બડે વ્યક્તિ કો ભી વહ પાપ કે લિયે દંડ દેતે. રાજ્ય એવં પ્રજાહિત કે લિયે મહાત્મા કનફ્યૂશસ ને ભિન્નભિન્ન ઉપાયોં કા અવલંબન કિયા. રાજ્ય મેં અસત્ય છિપા-સા ગયા. રાજ્યભક્તિ તથા દૃઢ વિશ્વાસ હી મનુષ્યોં કે જીવન કે પ્રમુખ અંગ બન ગયે. સતીત્વ, પવિત્રતા તથા આજ્ઞાકારિતા, જો સ્ત્રિયોં કે સચ્ચે ભૂષણ થે દ્વિગુણિત બલ સે ચમકને લગે. વહ સબ મનુષ્યોં કે આદર્શ થે ઔર સબકે મુખ મેં સંગીત કે રૂપ મેં વ્યાપ્ત હો રહે થે. ૫૬ વર્ષ કી અવસ્થા તક ઇસ પદ પર સ્થિત હો કર બડી કુશલતા સે ઉન્હોંને કાર્ય સંચાલન કિયા, કિન્તુ રાજ્ય કી ઉપેક્ષા કે કારણ ઉન્હોંને ઉસ પદ કો ત્યાગ કર ઇધર-ઉધર પર્યટન કરના શ્રેયસ્કર સમઝા.

એક બાર એક શિષ્ય ને કનફ્યૂશસ સે પૂછા કિ યદિ આપકે ઉપર કિસી રાજ્ય કા પ્રબંધ દે દિયા જાય તો સર્વપ્રથમ આપ કૌનસી બાત કરેંગે? ઉન્હોંને ઉત્તર દિયા કિ 'સબસે પહલે મૈં સબ નામોં કા સુધાર કરુંગા.' ઇસકો સુન કર શિષ્યોં કો બડા વિસ્મય હુઆ. ઉન્હોંને કહા કિ યહ અધિક સંખ્યા તક અસંભવ હૈ, ક્યોંકિ વિસ્તૃત રાજ્ય મેં સબ નામોં કા સુધાર સર્વથા કઠિન હૈ. કિન્તુ વહ અપને સિદ્ધાંત પર અચલ રહે. વસ્તુતઃ ઇસી કથન મેં ઉનકી સારી સામાજિક એવં રાજનૈતિક શિક્ષા ભરી હુઇ હૈ. એક બાર પ્રસંગવશાત્ મહાત્મા કન્ફ્યૂશસને એક વિશેષ પદાધિકારી સે રાજ્યપ્રણાલી કે સંબંધ મેં બાતચીત કરતે હુએ કહા કિ ઉત્તમ રાજ્ય વહી કહા જા સકતા હૈ, જહાં પર શાસક શાસક, મંત્રી મંત્રી, પિતા પિતા તથા પુત્ર પુત્ર હોં. પ્રત્યેક અપને ધર્મ કો સમઝેં ઔર ઉસી પ્રકાર આચરણ કરેં, ઉનકે વિચારાનુસાર સમાજ એક સ્વર્ગીય સંગઠન હૈ,

જો ૫ સંબંધોં દ્વારા સ્થિત હૈ: (૧) શાસક તથા પ્રજા, (૨) પતિ–પત્ની, (૩) પિતા–પુત્ર, (૪) બડે તથા છોટે ભાઇ, (૫) મિત્ર. પ્રથમ ૪ સંખ્યાઓં મેં પહલે કા શાસન તથા દૂસરે કી આજ્ઞાકારિતા હી અભીષ્ટ સમઝી જાતી હૈ. શાસન ધર્મપૂર્વક તથા ભલાઈ કી દૃષ્ટિ સે હોના ચાહિએ, આજ્ઞાકારિતા ભી ધર્મયુક્ત તથા હાર્દિક હોની ચાહિયે. મિત્રોં મેં એકદૂસરે કે ગુણોં કા ઉત્કર્ષ હી વાસ્તવિક એવં મુખ્ય ભાવના હોની ચાહિયે.

મહાત્મા કનફ્યૂશસ નિરાશાવાદી નહીં થે. ઉનકા મનુષ્યોં કે અચ્છે ગુણોં મેં પૂર્ણ વિશ્વાસ થા. વહ સ્વયં આદર્શ શાસક હો સકતે થે ઔર અચ્છી શાસન–પ્રણાલી દ્વારા કિતની હી કુરીતિયોં કા સમૂળ નાશ કર સકતે થે. વહ સોચતે થે કિ રાજાઓં દ્વારા સુધાર કા કાર્ય અધિક શીઘ્રતા સે હો સકતા હૈ. રાજકીય સહાયતા સે બહુતસી કઠિનાઇયાં વૈસે ભી દૂર હો જાતી હૈ. ઇસી વિચાર સે વહ બહુત સે રાજાઓં કો ઉપદેશ દેતે ઔર કહતે કિ ઉન્હેં કિસ પ્રકાર રાજકાર્ય કા સંપાદન કરના ચાહિયે. પૂર્વરાજાઓં કી જિન્હોંને ભિન્ન–ભિન્ન રાજ્યોં કી નીંવ ડાલી થી, ધર્મશીલતા, કાર્યકુશલતા તથા ગુણોં કી પ્રખરતા કા સ્મરણ દિલા કર ઉન્હેં રાજ્યકાર્ય મેં પ્રોત્સાહિત કરતે. જો રાજા કનફ્યૂશસ કા ઉપદેશ સુનતા ઔર ઉસસે લાભ ઉઠાને કા પ્રયત્ન કરતા વહ નિશ્ચિત હી અપને રાજ્ય કો સુધાર સકતા થા. વહ રાજ્ય પ્રસન્નતા, સદ્‌વ્યવહાર તથા સૌહાર્દ્ર સે અલંકૃત હો જાતા થા. ગુણોં કે ઉત્કર્ષ કે સાથ શાન્તિ કા સામ્રાજ્ય ઉપસ્થિત હો જાતા થા. મહાત્મા કનફ્યૂશસ સ્વયં હી કહા કરતે થે કિ 'યદિ કોઇ શાસક મુઝે ૧૨ માસ તક રાજ્યકાર્ય મેં અપના પથ–પ્રદર્શક બના લે તો મૈં રાજ્ય મેં બહુત કુછ ઉન્નતિ કરા સકતા હૂં; ઔર યદિ ૩ વર્ષ તક વહ મેરા પરામર્શ લે કર કાર્ય કરતા રહે તો વહ આશાતીત સફલતા પ્રાપ્ત કર સકતા હૈ.' કિન્તુ દુર્ભાગ્યવશ ઉનકે દેશ કે

શાસકોં ને ઉનકે સિદ્ધાન્તોં કો મૌખિક માત્ર સમઝ કર મૂલ્ય નહીં કિયા. ઉનકી સ્વર્ણમયી શિક્ષા રાજ્ય–સૌન્દર્ય એવં બાહ્ય આડંબર કે સમક્ષ સ્વપ્નવત્ વિલીન હો ગઈ.

મહાત્મા કનફ્યૂશસ કે લગભગ ૩૦૦૦ શિષ્ય થે, જિનમેં સે ૭૦ યા ૮૦ કો વહ અસાધારણ યોગ્યતા કે વિદ્વાન્ કહા કરતે થે. શિષ્યગણ શ્રદ્ધાપૂર્વક ઉનકે પાસ બૈઠતે ઔર ઉનકે આચારવ્યવહાર કી સાધારણ સે સાધારણ ક્રિયા કો બડે ધ્યાન સે દેખતે થે. ઉનકી પથ-પ્રદર્શકતા કા આદર્શ પ્રત્યેક શિષ્ય કે હૃદય મેં સજીવ હો કર વર્તમાન રહતા. પ્રાચીન ઇતિહાસ, કાવ્ય તથા સ્વદેશ, વ્યવહાર આદિ કી શિક્ષા બડે ધ્યાન સે લેતે ઔર સર્વદા કે લિયે હૃદયંગમ કર લેતે થે. શિષ્યોં કી હી કૃપા ને આજ હમેં મહાત્મા કનફ્યૂશસ કે જીવન કી છોટી સે છોટી ઘટના ઉપલબ્ધ હોતી હૈ. વે લોગ સભી બાતોં કો નોટ કર લેતે થે. ઉનકે અનુસાર મહાત્મા કનફ્યૂશસ પક્ષિયોં કી સ્વતંત્રતા અપહરણ કરને તથા મછલિયાં મારને કે અત્યંત વિરુદ્ધ થે. ઉનકે પાસ પ્રત્યેક વ્યક્તિ કા અનિયંત્રિત પ્રવેશ થા. સભી સ્વચ્છંદતાપૂર્વક અપને વિચારોં કો પ્રકટ કર સકતે થે. એક બાર ઉનકો વહ સુન કર બડા દુ:ખ હુઆ કિ લોગ સોચતે હૈં કિ વહ અપને પૂર્ણ સિદ્ધાન્તોં કો નહીં બતલાતે, કુછ અંશ છિપાતે હૈં. એક ઐસે વ્યક્તિ કે લિયે, જિસને અપના સમસ્ત જીવન દેશ ઔર જાતિ કી બલિવેદી પર અર્પણ કર દિયા હો યહ બાત દુ:ખદ અવશ્ય થી. વહ અપને સિદ્ધાન્તોં કે પૂર્ણ પ્રકાશ કરને મેં કભી હિચકતે નહીં થે. જો સત્ય માર્ગ થા ઉસકા પ્રકાશન કરના વહ અપના પરમ ધર્મ સમઝતે થે. ચીન કે પ્રાયઃ સભી પ્રમુખ રાજનીતિજ્ઞોં કે દય મેં કનફ્યૂશસ કે પ્રતિ અગાધ શ્રદ્ધા ઉત્પન્ન હો ગઈ થી. સભી લોગ ઉન્હેં મનુષ્યોં મેં ઉત્કૃષ્ટતમ માનતે થે ઔર યહી ધારણા ચીન મેં આજતક ચલી આતી હૈ.

મહાત્મા કનફ્યૂશસ ને લૂ કો ૫૬ વર્ષ કી અવસ્થા

મેં છોડ દિયા થા. ઉસકે પશ્ચાત્ વહ ૧૩ વર્ષ તક ભિન્ન ભિન્ન રાજ્યોં મેં પર્યટન કરતે રહે. ઉનકા જીવન બહુત-સી ઐસી ઘટનાઓં સે પૂર્ણ હૈ, જો ઉનકે દૃઢ અધ્યવસાય કા પરિચય દેતી હૈં. મહાન્ સે મહાન વિપત્તિ કે સન્મુખ આને પર ભી વે દૃઢ ચટ્ટાન કી ભાંતિ પ્રભુ મેં વિશ્વાસ કર અચલ રહતે. ધર્મ ઔર નીતિ કે પ્રતિ ઉનકા અદમ્ય ઉત્સાહ ઈશ્વર કી દિવ્ય પ્રેરણા સે અંકુરિત હુઆ થા. વહી અંકુર વિકસિતાવસ્થા કો પ્રાપ્ત હો કર કનફ્યૂશસ કે જીવન કો હરા-ભરા બના રહા થા.

ભ્રમણ કરતે-કરતે એક બાર ત્યક્ત સાંસારિકોં કી એક ઐસી મંડલી કે પાસ પહુંચે, જો સંસાર કો કલહપૂર્ણ તથા દુઃખદ સમઝ કર, વૃદ્ધાવસ્થા મેં સાંસારિક સુખોં કો છોડ કર, એકાન્તસ્થાન પર બસ ગયે થે! ઇસ મંડલી કો જાન કર હમેં ઉસ સમય કી અવસ્થા કા વિશેષ પરિચય હો જાતા હૈ. યે શાન્તિ-ઉપાસક લોગ સાંસારિક કુરીતિયાં તથા વ્યવસ્થાઓં સે યુદ્ધ કરને કી અપેક્ષા કો મોડ કર એકાન્ત સ્થાન પર નિવાસ કરના સમીચીન સમઝતે થે. વે કનફ્યૂશસ કે વ્યક્તિત્વ તથા ઉચ્ચ આદર્શ સે અપરિચિત થે, ઇસી કારણ વે ઉનસે ઘૃણા કરતે થે. વે કહતે થે કિ યહ વ્યક્તિ તો સર્વદા સમય કી પ્રગતિ કે વિરુદ્ધ યુદ્ધ કરતા હૈ ઔર આશાહીન આશા કે પીછે જીવન વ્યતીત કર રહા હૈ. એક બાર કનફ્યૂશસ ને અપને એક શિષ્ય જેલૂ કો એક મનુષ્ય કે પાસ, જો કિ સમીપ હી ક્ષેત્ર મેં કાર્ય કર રહા થા, નદી મેં સબસે કમ જલવાલે સ્થાન કે વિષય મેં પૂછને કો ભેજા. ક્ષેત્ર મેં કામ કરનેવાલા મનુષ્ય ઉન્હીં ત્યક્ત સાંસારિકોંમેંસે થા. ઉસને જેલૂ કો કનફ્યૂશસ કા શિષ્ય સમઝ કર ઉસસે કહા કિ "સારે સામ્રાજ્ય મેં અશાન્તિ ફૈલી હુઇ હૈ ઔર કોઈ ઐસા વ્યક્તિ નહીં હૈ, જો સ્થિતિ કો સમ્હાલ સકે. તુમ ઐસે પુરુષ કે શિષ્ય હો, જો એક રાજા કે પશ્ચાત્ દૂસરે રાજા કે પાસ જાતા હૈ ઔર જો રાજા ઉસકે

